શ્રી

# વ્યાખ્યાન-
# -સાહિત્ય સંગ્રહ.

## ભાગ ૧ લો.

(દેવ, ગુરૂ અને ધર્મના સ્વરૂપને સમજાવી આત્મસત્તા દર્શાવનાર ગ્રંથ )


સંશોધક અને વિવેચક,

**મુનિરાજ શ્રી વિનયવિજયજી.**

પ્રસિદ્ધ કર્ત્તા,

**દેવચંદ દામજી શેઠ.**

અધિપતિ અને માલેક, "જૈન"

ભાવનગર.



પ્રથમાવૃત્તિ    પ્રત ૧૦૦૦

ભાવનગર—આનંદ પ્રીંટીંગ પ્રેસમાં શા ગુલાબચંદ લલ્લુભાઈએ છાપ્યો

વિક્રમ સંવત ૧૯૭૧    વીર સંવત ૨૪૪૧    સને ૧૯૧૫.

મૂલ્ય રૂા. ૨-૮-૦

अनन्तपार किल सर्वशास्त्र स्वल्प तथायुर्बहवश्च वि्ना.
सार ततो ग्राह्यमपास्य फल्गुहंसैर्यथा क्षीरमिवाम्बुम यात् ।

શાસ્ત્રો અનંત છે, ભણવાનું ઘણું છે, આયુષ્ય અલ્પ છે, વિઘ્ન ઘણાં છે, માટે આવશ્યક હોય તેનોજ અભ્યાસ કરવામાં હંસનો નિરક્ષીર વિવેક પ્રાપ્ત કરવો

શાસન હિતચિંતક શ્રી માંગરોળ જૈન

શ્વેતાંબર તપગચ્છ સંઘ સમસ્ત

શ્રી માંગરોળ,

ધર્મ બન્ધુઓ !

શાસનનો અભ્યુદય, સાહિત્યની ખીલવણી અને કેળવણીની અભિવૃદ્ધિમાં રહેલો છે, તે ઉચ્ચ વિચારને અવલંબી તમોએ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના નિર્વાહના ઉપયોગી કાર્યમાં લગભગ સારી જેવી રકમ આપવા ઉદારતા બતાવી છે, તેમ જ જૈન સાહિત્ય સંગ્રહ ગ્રંથની ઉપયોગીતા જોઇ તેની પણ કું જેટલી કોપી અગાઉથી ખરીદવાની જે ઉદાર લાગણી દર્શાવી છે તે, અને તેવા કેળવણીના શુભ પ્રસંગોમાં શાસનની ઉન્નતિ ખાતર તમે માંગરોળ તેમજ મુંબઇમાં વેપારાર્થે વસતા ભાઇઓ જે ઉત્સાહ દેખાડો છો, એ સર્વે હકીકતથી તમારો સાહિત્ય પ્રેમ જોઇ, આ ગ્રંથ તમો બન્ધુઓને અર્પણ કરતા મને આનંદ થાય છે

ભાવનગર
આશ્વિન શુક્લ ચતુર્દશી
( ચોમાસી ચૌદશ )
સંવત ૧૯૭૧

પ્રકાશક.





यस्यास्याद्वचनोर्मिरङ्गललिता संनिर्गता शान्तिदा ।
स्याद्वादामलतीरतत्त्वविटपिप्रोल्लाससंदायिनी ।
भव्यात्मानवपान्थतर्पणकरी ग्रन्थावलीजाह्नवी ।
नित्यं भारतमापुनाति विजयानन्दाख्यसूरिं नुमः ॥ १ ॥

જેમના મુખમાંથી પ્રગટ થયેલી ગ્રંથ શ્રેણિરૂપ ગંગા કે જે વચનરૂપ તરંગોના રંગથી સુંદર છે જે સ્યાદ્વાદરૂપ નિર્મળ તીર ઉપર રહેલા તત્ત્વરૂપી વૃક્ષોને ઉલ્લાસ આપનારી છે, અને ભવ્ય આત્મારૂપી નિર્દોષ મુસાફરોને તૃપ્તિ અને શાંતિ આપનારી છે તે ગ્રંથ શ્રેણિરૂપ ગંગા અદ્યાપિ આ ભારતવર્ષને પવિત્ર કરે છે તે શ્રી વિજયાનંદસૂરિને અમે સ્તવીએ છીએ ૧





મરહુમ આચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરિ મહારાજ

(આત્મારામજી મહારાજ)

# ગ્રંથરચના વિવેચન.

---

## આશીર્વાદાત્મક.

### शार्दूलविक्रीडितम्. *

नानापट्टपुराणकाव्यततितो नानेतिहासादितो
नानाशास्त्रकथाप्रबन्धसुमहत्साहित्यकोशादितः
सगृह्यातिसुयत्नतः प्रकटितो व्याख्यानसौकर्यकृद्
भाषामिश्रित एषकोऽस्तु भवतां ग्रन्थो मुदे सर्वदा ॥ १ ॥

ભિન્ન ભિન્ન પ્રકારના પટ્ટ ( સઘપટ્ટાદિક ) પુરાણો તથા કાવ્યાદિની પંક્તિઓ
।, ભિન્ન ભિન્ન ભારતાદિ ઇતિહાસ વિગેરેમાથી, ભિન્ન ભિન્ન શાસ્ત્રો, કથાઓ, પ્રબંધો

---

* આ પદ્યનુ વૃત્ત શાર્દૂલવિક્રીડિત છે તેનુ લક્ષણ " सूर्याश्वैर्यदि मः सजौ सततगाः शार्दूलविक्री
" અર્થાત્ ૧૨ અને ૭ અક્ષરે વિરામ અને મ ગણ સ ગણ જ ગણ સ ગણ ત ગણ ત ગણ
ગુરૂ એક અક્ષર એમ ૧૯ અક્ષરનુ એક પદ બને છે તેવાં ચાર પદનુ એક વૃત્ત થાય છે

ગણ म, न, भ य, ज, र, स, અને त એમ આઠ છે અને તે એક એક ગણ ૩—૩ અક્ષરો
થાય છે છંદ શાસ્ત્રમા જણાવ્યુ છે કે છન્દો મુખ્ય બે પ્રકારના છે, તેમા કેટલાક આર્યા વગેરે
મેળ છે અને બ કીના ઘણા ગણ મેળ છે ગણનુ રૂપ આપના જણાવે છે કે मस्त्रि गुरु
गुश्चनकारो भादि गुरु पुनरादिलघुर्य । जो गुरु मध्यगतोरल मध्य सोऽन्त्यगुरु कथितोऽन्त्यलघु
દીપક એટલે જેમાં ત્રણેય અક્ષર ગુરૂ હોય તે મ ગણ ( ઉદાહરણ—માતાજી ) અને જેમાં
SSS
લઘુ હોય તે ન ગણ ( ઉદાહરણ—નગર ) આદિ અક્ષર ગુરૂ હોય તે ભ ગણ ( ભારત ) અને
III SII
લઘુ તે ય ગણ ( પધારી ) જેમા ગુરૂ અક્ષર મધ્યમા હોય તે જ ગણ ( સુતાર ) અને લઘુ
ISS ISI
મા હોય તે ર ગણ ( કામરા ) અને અન્ત્ય ગુરુ હોય તે સ ગણ ( પથરા ) અને છેલ્લો લઘુ
SIS IIS
તે ત ગણ (સુથાર) ગુરૂ લઘુની પીછાણ માટે જણાવે છે કે સ્વરોમાથી अ इ उ ऋ ऌ સિવાયના
SSI
સ્વરો દીર્ઘ સ્વર કહેવાય आ ई ऊ ॠ ए ऐ ओ औ अं अः તે દીર્ઘ તેમ क कि कु कृ कॢ
ાય અક્ષર લઘુ અને का की कू कॄ के कै को कौ कं कः આ અક્ષરો દીર્ઘ ( ગુરૂ ) છે, તેમ સ

અને મહાન્ સાહિત્યના ભંડારો વિગેરેમાથી સારી રીતે યત્નથી સંગ્રહ કરી આ "વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ" ગ્રન્થ પ્રસિદ્ધ કરેલ છે વળી તેમા ભિન્નભિન્ન શ્લોકો ભિન્નભિન્ન ગ્રંથોમાથી ભાષાન્તર તથા વિવેચન સહિત લેવામા આવ્યા છે જેથી આ ગ્રંથ વ્યાખ્યાનના કાર્યમા સરલતાને કરવાવાળો તેમજ આપ સર્વના આનન્દ માટે થાઓ. ૧

વિનયવિજયજી.



---

વગેરે તમામ અક્ષરનુ જાણી લેવુ અને વિશેષમા એટલુ પણ જાણવુ કે અક્ષર પોતે હ્રસ્વ હોય પરતુ તેના પછી જોડાક્ષર આવે તો તે લઘુ અક્ષર દીર્ઘ (ગુરૂ) કહેવાય છે જેમકે "કક્ષ" આમા ક અક્ષર હ્રસ્વ છે પરતુ ક્ષ જોડાક્ષર આવતા તે ક દીર્ઘ (ગુરૂ) જાણવો અને આર્યા વગેરેની માત્રા ગણવી પડે ત્યા ગુરૂ અક્ષરની બે માત્રા અને લઘુ અક્ષરની એક માત્રા ગણવી. પરતુ તેના બીજા તથા ચોથા ચરણમાનો છેલ્લો અક્ષર વિકલ્પે ગુરૂ હોય તો લઘુ ગણાય અને લઘુ હોય તો ગુરૂ ગણાય, પરતુ માત્રા એક વધતી ઘટતી હોય તો તેમ થઇ શકે છે અને લ તે લઘુ અક્ષરનુ અને ગ તે ગુરૂ અક્ષરનુ ચિહ્ન જાણવુ આ છંદના સામાન્ય ભેદ દર્શાવ્યા પરતુ છંદશાસ્ત્ર વિશાળ છે તેથી વિશેષ જ્ઞાતાના મુખથી જાણી લેવુ



## याचना.

गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः
विहसन्ति खला स्तत्र समादधति सज्जनाः ॥ १ ॥

જે મનુષ્ય ગતિ કરતો હોય તેને ક્યાંકપણ પ્રમાદથી ઠેસ લાગે છે જ પરંતુ તેવે પ્રસંગે ખલ પુરૂષો (તેને દેખીને) હસે છે અને સજ્જન પુરૂષો (તેનું) સમાધાન કરે છે ૧

આ વાક્યને અનુસરી આ ગ્રન્થમાં કોઈ પણ ઠેકાણે મારો પ્રમાદ થયો હોય તો તેને માટે સૂચના કરવાની સજ્જન મહાશયોને હું વિનંતિ કરૂં છું કે જેથી અન્ય પ્રસંગે તે તરફ ઉપકાર સહ લક્ષ આપી શકાય

આ ગ્રંથમાં અનેક વિષયની વિશાળતા અને પુષ્ટિ તરફ લક્ષ આપતાં તેમાં જૈન તેમજ જૈનેતર બહોળાં સાસ્ત્રોના પ્રમાણોનો સંગ્રહ થવા પામેલ છે તેથી કોઇ સ્થળે વિપરીત ભાવ જણાય, તો સમજુવર્ગ તે જણાવશે તો ઉપકાર થશે

વિનય



અને મહાન્ સાહિત્યના ભંડારો વિગેરેમાંથી સારી રીતે યત્નથી સંગ્રહ કરી આ "વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ" ગ્રંથ પ્રસિદ્ધ કરેલ છે વળી તેમાં ભિન્નભિન્ન શ્લોકો ભિન્નભિન્ન ગ્રંથોમાંથી ભાષાન્તર તથા વિવેચન સહિત લેવામાં આવ્યા છે જેથી આ ગ્રંથ વ્યાખ્યાનના કાર્યમાં સફલતાને કરવાવાળો તેમજ આપ સર્વના આનન્દ માટે થાઓ. ૧

વિનયવિજયજી



વગેરે તમામ અક્ષરનું જાણી લેવું અને વિશેષમાં એટલું પણ જાણવું કે અક્ષર પોતે હ્રસ્વ હોય પરન્તુ તેના પછી જોડાક્ષર આવે તો તે લઘુ અક્ષર દીર્ઘ (ગુરૂ) ગણાય છે જેમકે 'કત્ત' આમાં ક અક્ષર હ્રસ્વ છે પરન્તુ ત્ત જોડાક્ષર આવતા તે ક દીર્ઘ (ગુરૂ) જાણવો અને માત્રા વગેરેની માત્રા ગણવી પડે તો ગુરૂ અક્ષરની બે માત્રા અને લઘુ અક્ષરની એક માત્રા ગણવી. પરન્તુ તેના બીજા તથા ચોથા ચરણમાંનો છેલ્લો અક્ષર વિકલ્પે ગુરૂ હોય તો લઘુ ગણાય અને લઘુ હોય તો ગુરૂ ગણાય, પરન્તુ માત્રા એક ઓછી વત્તી હોય તો તેમ થઇ શકે છે અને લ તે લઘુ અક્ષરનું અને ગ તે ગુરૂ અક્ષરનું ચિહ્ન જાણવું આ છંદના સામાન્ય ભેદ દર્શાવ્યા પરન્તુ છંદશાસ્ત્ર વિશાળ છે તેથી વિશેષ જ્ઞાતાના મુખથી જાણી લેવું

## પૂર્વ કર્મનું વર્તમાન સંબોધન

### उपजाति

विधिर्विधाता नियति स्वभाव कालो ग्रहाश्चेश्वरकर्मदेवा. ।
भाग्यानि पुण्य नियम कृतान्त पर्यायनामानि पुराकृतस्य ॥ १ ॥

વિધિ ( ભાગ્ય ) ૧, વિધાતા ( બ્રહ્મા ) ૨, નિયતિ ( ભાવિભાવ ) ૩, સ્વભાવ ( પ્રકૃતિ ) ૪, કાલ ( સમયધર્મ ) ૫, ગ્રહો ( સૂર્યાદિ નવ ગ્રહો ) ૬, ઈશ્વર ( પરમેશ્વર ) ૭ કર્મ ( પ્રારબ્ધ ) ૮, દૈવ ( કર્મ પ્રેરક શક્તિ ) ૯, ભાગ્ય ( નસીબ ) ૧૦, પુણ્ય ( શુભ અદૃષ્ટ ધર્મ ) ૧૧, નિયમ ( કુદરતી પાર્તિસર ચાલતો ઉપક્રમ ) ૧૨ કૃતાન્ત ( પૂર્વ જન્મમાં કરેલા કર્મનું ફળ સુખ દેવું ) ૧૩ એમ તેર પૂર્વ જન્મમાં કરેલા કર્મના પર્યાય નામો છે




# મુનિમહારાજશ્રી વિનયવિજયજીનું

# જીવન ચરિત્ર.



વનની શરૂઆત



coming events cast their shadows before

પુત્રના લક્ષણ પારણામાથી જણાય

यथा मृत्पिडतः कर्ताकुरुते यद्यदिच्छति
एवमात्मकृत कर्म मानवः प्रपिपद्यते

જેમ માટીના ગોળાને કુભાર ઇચ્છીત આકાર કરી શકે છે તેમ દરેક માણસ પોતાનુ સારૂ નરસુ નસિબનુ બધારણ પોતાની જાતે જ મેળવી શકે છે

આ અપૂર્વ ગ્રથનુ સશોધન કરી વર્ષોના પરીશ્રમ પછી સ્પષ્ટાર્થ અને વિ યન યુક્ત દેવ, ગુરૂ, અને ધર્મને ઓળખાવવા કિમતી સાહિત્યનો ખજાનો આ ણા માટે અર્પણ કરનાર મુનિ શ્રી વિનયવિજયજીના વર્તમાન જીવનની શરૂઆત ઠિયાવાડના એક નાના ગામડામાથી થાય છે

છોડવડી ગામ જુનાગઢ નજીકનુ એક ગામડુ છે, કે જ્યા દેવકરણ જાદવ નામના વિશાશ્રીમાળી વણિક ગ્રહસ્થને ઘરે તેમનો જન્મ સ ૧૯૨૭ ના ષાઢ વદી ૧૧ ના રોજ થયો હતો આ વખતે તેમનુ નામ વીરજી રાખવામા વ્યુ હતુ

માતા–પિતાનો મુખ્ય ગુણ પુત્રવાત્સલ્યનો હોય છે, અને તેમા પણ દેવકરણ ને ત્યા એકજ સંતાનની પ્રાપ્તિ હોવાથી તેમને બહુ લાડથી ઉછેરવામા આવતા

વીરજીભાઇનુ કુટુબ જૈન હતુ, તેઓ જૈનના પુત્ર હતા અને જૈન નામે ઓળખાતા હતા છતા આજ કાલની ધર્મ—ધર્મ શબ્દ પોકારનારની ધર્મ ભાવના હૃદયમાથી ખમીને જીભમા આવી વસી હોય તેમ તેઓ જૈન તત્ત્વ જાણવાને બે નસીબ હતા

દરેક ધર્મમા જોઇશુ તો ઘણો ભાગ પોતાના કહેવાતા ધર્મનુ મો માથુ પણ ભાગ્યેજ જાણવા છતા ફકત ધર્મનુ ધડ પકડી ઝુઝે છે પણ તેઓ ધર્મના રહસ્યને સમજવા શીખે તો પછી આત્મહિત સહેજે સુલભ થઇ શકે તો પણ સુભાગ્યે ધર્મના અગે મુકરર થયેલા નિયમિત ક્રિયાકાડ અને વ્રત નિયમ તથા પર્વ દિવસોની સરલતા એવી તો અનુકુળ અને સુદૃઢ પદ્ધિતિથી યોજાએલ છે કે ભવિજીવોને તે પોતાની ફરજનુ સહજ ભાન કરાવે છે

પર્યુષણ પર્વ એ જૈન પ્રજા માટે એવો દિવસ છે કે જેનાથી " જૈન " બિરૂદ ધરાવતા બાળ વૃદ્ધ સર્વ જાણીતા છે મોટા શહેરમા કે નાના ગામડામા, સેકડો માણસોથી કે જગલમા વસતો એક જ જૈન પણ આ પર્વના દિવસ તપ, જપ, ધ્યાન, ભાવના–સેવા–ભક્તિ અને ધર્મારાધનમાં પસાર કરે છે ગામડાના લોકો પોતે જૈન છે તે પર્યુષણના આઠ દિવસ જાણી શકે છે સામાયિક પ્રતિક્રમણ પૂજા શાસ્ત્રવાચન વગેરે નિત્ય આવશ્યક આત્મહિત ક્રિયાનુ આરાધન આ આઠ દિવસ અને નહિ તો છેલ્લા એક દિવસ તો સર્વ કોઇ કરે છે આ પ્રમાણે છોડવડીમા પણ પર્યુષણના દિવસ આવતા વીરજીભાઇને પોતે " જૈન " હોવાનુ ભાન થયુ

ગામનો મોટો ભાગ વૈષ્ણવ સપ્રદાયી હોવાથી અને વીરજી ભક્તને પ્રથમ સસ્કાર બેચર ભક્તના થવાથી તેમનુ હૃદય વૈદિક ધર્મમા રગાયુ હતુ તે પર્યુષણ પર્વમા શાસ્ત્ર શ્રવણ થતા નવુ જાણવા આકર્ષાયુ અને એકડનો પાઠ પાકો થવા પછી એકુ શીખવાને જેમ વિદ્યાર્થીનુ ચિત્ત આકર્ષાય છે, તેમ પોતાના કુળ ધર્મ માટે અભ્યાસ કરવાની જીજ્ઞાશા થઇ આવી

વીરજીભાઇ જૈન ધર્મ માટે જેમ જેમ નવુ નવુ વાચતા ગયા તેમ તેમ વધારે ઉડા ઉતરવા ઇચ્છા થતી ગઈ અને તેના પરિણામે વૈરાગ્ય ભાવ થઈ આવ્યો અત્યાર સુધીમા તેઓ દુકાનના કામમા બહુ ઓછો ભાગ લેતા હતા અને બાકી પુસ્તકો વાચવા અને સ્તવન, ભજન કરવામા દિવસ કાઢતા હતા તેથી તેમના પિતાને વીરજીભાઇના લગ્ન જલદી કરવા ઇચ્છા થઇ તેઓ માનતા હતા કે સસારમા પુત્રનુ જોડાણ કરવા અને તેનુ ધધામા ચિત્ત લગાડવાને સ્રી રૂપી બેડી પહેરાવવા જરૂર છે અને મોહિનીનુ રૂપ એટલા માટે આપેલ છે કે તેના સસર્ગ પાસની મોહ દિશામા પુરૂષ અધ બની જવાથી પોતાનુ આત્મકલ્યાણ ધર્મધ્યાન અને વૈરાગ્યના વિચારને વિસરી જાય છે આ ઉપરથી પોતાના પુત્રના વરાગ્યભાવને સમાર પક્ષમા ખેચી રાખવાને તથા પોતાની ઘરભગ સ્થિતિ હોવાથી પુત્રવધુ આવતા

ગુરૂને પુછયુ, પણ કશુ સતોષકારક સમાધાન ન થવા તે શ્રધ્ધા વાચવા મના થઇ અને તેથી ઉત્પન થયેલા પ્રશ્નો શકા રૂપે દૃઢ થવા પામ્યા

શકાનુ હૃદય થવા સાથે દૃષ્ટિ ભ્રમમા આવવા પછી તેનુ નિરાકરણ ન થાય ત્યા સુધી તેને લગતા સામા ય પ્રમગ પણ બારીક તર્ક કરવાનો કારણ આપે છે તેમ તે પછીના વિહારમા તપસ્વીના પગલા કોઇ સ્થળે લેવાયા તે જોઇ પગલા પ્રત્યેની પુજ્ય ભાવનાના દેખાવે પ્રભુ પ્રતિમા માટે તેમના મનને વધારે દૃઢ બનાવવા કારણ આપ્યુ અને વળી વધારે ઉડાણમા આવતા તેઓશ્રીના ફોટા લેવાયાનુ જાણી વીરજી સ્વામીને સ્થાપનાની જરૂરીયાત માટે જે વિચાર થયા હતા તે છેક મજબુત થયા અને તેથી પોતાની શકાના વિશેષ સમાધાન માટે કોઇ વિદ્વાનનો પ્રસગ શોધવા લાગ્યા

શિહોરમા પોપટનામનો એક જન્મમુગો માણસ મહારાજ શ્રી ( હાલ ઉપાધ્યાયશ્રી છે તે ) વીરવિજયજી મહારાજના પૂણ્યબળે તેમના દર્શ નથી બોલતો થયો તેવા ખબર તેમણે સાભળ્યા હતા, તેથી જ્યારે તેઓ પોતાના ગુરૂ માણેકચદજીસ્વામી સાથે અમરેલીમા સ. ૧૯૫૬નુ ચોમાસુ રહ્યા ત્યારે તેમની ઇચ્છા ઉપરોક્ત વિચારો માટે તેઓશ્રી પાસેથી શકાનુ સમાધાન કરાવવાની થઇ આવી અને તેજ અરસામા મહારાજશ્રી વીરવિજયજી કે જેઓ પાલીતાણે ચોમાસુ હતા ત્યાં પત્ર લખી પોતાની શકા માટે પ્રશ્ન પુછવા ઇચ્છા જણાવી અને તેનો ઉત્તર મળી જવાથી પૂછયુ કે —

આપ શ્રી જે વસ્તુને હાથમા અગર કેડમા રાખો છો અને તેને ( મુહપતિ ) કહો છો તે ફેરવી તેને હાથપત્તિ અથવા કેડપત્તિ કહો તો શુ ખોટુ ?

આના જવાબમા ઉપાધ્યાયજી મહારાજે લખ્યુ કે " મહાનુભાવ વ્યાખ્યાન કિ બોલતી વખતે મુખ આચ્છાદન કરવાની વસ્તુ છે માટે શાસ્ત્રકારે મુહપત્તિ કહી છે, અને જો તમારા કહ્યા મુજબ મોઢે બાધવાથીજ મુહપત્તિ કહેવાતી હોય તો તુરી આહાર કરવા બેસો ત્યારે તેનુ નામ શુ કહેશો ? કારણ કે તે વખતે મુહપત્તિ મોઢે બાધેલી હોતી નથી

જે વસ્તુ રજ હરે છે તેને તમો રજોહરણ કહો છો તો પછી વિહાર કરો ત્યારે પગે બાધીને ફરો તો રજોહરણ કહેવાશે નહીંતર કાખહરણ કહેવાશે, કારણ કે તે વખતે કાખમા રાખો છો આવીજ રીતે પગરખાનુ તથા અગરખા વિગેરે ઘણા દૃષ્ટાતો આપી તે પ્રશ્નોત્તરનુ ઘણુ સારી રીતે સમાધાન કર્યુ

એવી રીતે જુદા જુદા એકવીશ પ્રશ્નનો જવાબ મળવાથી વીરજીસ્વામીનો ઉપાધ્યાયજી મહારાજ પરનો ગુરૂભાવ દિનપ્રતિદિન વધતો ગયો

વિચારવમળ વચ્ચે વીરજીસ્વામીએ પોતાના ગુરૂ માણેકચદજી સ્વામી સાથે અમરેલીથી વાકાનેર તરફ વિહાર કર્યો તેટલામા પ્રેમચદ નામના એક શખ્સે [illegible] લેવા અરજ કરી અને તેઓ વીરજી સ્વામીજીના શિષ્ય થયા આ રીતે [illegible] થ્યા શરૂ થવાથી વીરજીસ્વામીને ઉલટુ સકટ આવી પડયુ કેમકે [illegible] મા શકાયુક્ત હતા, તેમા જાણી બુઝીને એક નવા [illegible] ને [illegible] ઠીક લાગ્યુ નહિ, અને તેથી પોતાની શકાઓ તે [illegible]

પણ તેમા સામેલ થવા ઇચ્છા બતાવી અને ને રીતે પોતાને તે એક સમક્તિદર્શક સ્થાન થઇ પડયુ જાણી સર્વ વાતથી તેમને વાકેફ કર્યા

અનુક્રમે ૧૯૫૭ ના ચોમાસામા કુડલા રહેવાનુ થયુ, જ્યારે ઉપાધ્યાયશ્રી વીરવિજયજી વગેરે મુનિ મ ડળનુ ચોમાસુ પાટણ ગુજરાતમા હતુ અને તેથી પત્ર વહેવાર શરૂ રાખો અનેક શ કાનુ સમાધાન થતા સ વેગ દિક્ષા લેવા દૃઢ નિશ્ચય કર્યો પર તુ આ સવ ઠાય દરમિયાનમા કુડલાના ઢુઢીયા ભાઇઓને શ કા પડવાથી કેટલોક ખુલાસો પૂછયો આ સમય ધમ સ કટનો હતો શ્રદ્ધાનો ર ગ જે સ વેગમા પલ્ગયો હતો, તે વાત દૃઢ હતી, ત્યારે બીજી વરફ ચોમાસામા ગમન તે ચારિત્રાવસ્થામા વિઘ્નરૂપ હતુ આવા સ જોગોમા કાર્તિકી પુનમ આવી અને સવારના વીરજીસ્વામી દેરાસરમા જઇ ચૈત્યવ દન કરવા બેઠા આ બનાવે મોટો કોલાહલ કરી મૂક્યો કાર્તકી પૂનમે ઢુઢીયા અને જૈનો સર્વ સાથે મોગ આડ બરથી વાજને ગા જતે શત્રુ જયના દર્શન અર્થે ગામ બહાર જતા હતા તેની તૈયારીમા હોવાથી આ દેખાવ જોઇ ઢુઢીયા ભાઇઓને લાગી આવ્યુ અને મુત્સદ્દી વર્ગમા ફરીયાદ રજુ કરી

મહારાજ વીરજી સ્વામી દર્શન કરી ત્યાના શ્વેતાબર ઉપાશ્રયમા જઇ બેઠા હતા તેથી જૈન સ ઘના આગેવાન શેઠ મૂળજી લવજી પાસે જઇ મહારાજશ્રીને ઉપાશ્રયમાંથી રજા આપવા જણાવ્યુ તેના ઉત્તરમા મુળજી શેઠે જણાવ્યુ કે ' ઉપાશ્રય મારી માલેકીનો નહિ પણ શ્રી સ ઘની માલેકીનો છે, અને સ ઘમા સાધુ વર્ગનો પણ સમાવેશ થાય છે, તેથી તેમનો જ્યા હક્ક છે ત્યાથી હુ ઉઠાડી શકુ, કે રજા આપી શકુ તે મારી સત્તાની બહારની વાત છે" હવે બીજા પ્રશ્નનો અવકાશ રહ્યો નહીં શેઠ મજકુરની પ્રભાવ અને પુન્ય પ્રકૃતિના તેજ સામે વિશેષ કહેવુ તે વ્યર્થ હતુ હવે વીરજી સ્વામીને આ પ્રમાણે ન કરવા જણાવવાથી કહ્યુ કે-" ભાઇઓ ! હુ દીર્ઘ વિચાર પછી જીનપ્રતિમા શાસ્ત્રાનુસાર વ દનિય પૂજનિય હોવાની જરૂર સ્વીકારૂ છુ તેમા તમને ઓછુ આવે તે આશ્ચર્ય છે કેનકે તેમા હુ તમને દુ ખ દેતો નથી, તમારો ભાગ્યોદય આ દિશાનુ જ્ઞાન થવામા અ તરાય કરે તે તમારા ભાગ્યની વાત છે" વગેરે રીતે શાત પણ દૃઢ જવાબ આપવાથી બીજો માર્ગ ન હોઇને સર્વે પોત પોતાના સ્થાને ગયા અને સ ઘ શત્રુ જયના દર્શન કરવા વાજને ગાજતે જઇ આવ્યો તે પછી વીરજી સ્વામીએ ત્યાથી શે૦ મુળજીભ ઇની દેખરેખ ભરી મદદ સાથે પાલીતાણા વરફ વિહાર કરી શ્રી શત્રુ જય ગીરીવરે જઇ યાત્રાનો લાભ લીધો, ને ત્યાથી પાટણ-ગુજરાત જઇને ગુરૂ વીરવિજયજી મહારાજને મળ્યા



## સંવેગ દીક્ષા અને વિહાર.

गुणेषु क्रियतां यत्नः किमाटोपैः प्रयोजनम्
विक्रियन्ते न घण्टाभिर्गावः क्षीरविवर्जिता

ગુણમાં યત્ન કરવો, ટાપટીપનું પ્રયોજન શું છે? કેમકે જેમ દૂધ વિનાની ગાયને ઘંટા વડે શણગારવાથી કોઈ ખરીદતું નથી તેમ ગુણ વિનાનો આડંબર નકામો છે.

આ પ્રમાણે તત્ત્વરૂચી થવાથી પાટણમાં તેમને કાર્તિક વદી ૧૦ ના રોજ સંવેગ દીક્ષા આપવામાં આવી ને ત્યારથી તેઓ શ્રી વિનયવિજયજી મહારાજના નામથી ઓળખાવા લાગ્યા. આ પ્રસંગે પાટણમાં આચાર્ય શ્રી વિજયકમળસૂરિજી તથા પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજ શિષ્ય સમુદાયના મોટા પરિવાર સાથે હતા.

આ પ્રસંગ વિહારનો હતો. એટલે તુરત જ ત્યાંથી વિચરવાનું હતું, તેથી સૂરિશ્વરની આજ્ઞાનુસાર ગુરૂ ઉપાધ્યાય શ્રી વિરવિજયજી, પન્યાસ શ્રી દાનવિજયજી, પ્રેમવિજયજી તથા વિનયવિજયજી વગેરે સર્વેએ વડોદરા તરફ વિહાર કર્યો, અને અનુક્રમે ચોમાસું છાણીમાં કર્યું.

અભ્યાસ પ્રત્યે પૂર્ણ પ્રેમ હોયને વિનયવિજયજી મહારાજે પ્રથમથી જ દશવૈકાલીક, ઉત્તરાધ્યયન, વગેરે કેટલાક શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું અને તેથી તપગચ્છના પંચપ્રતિક્રમણ મોઢે કરી સારસ્વત વ્યાકરણ શિખવાનો લાભ લીધો. અને ચોમાસા પછી ૧૯૫૯ માં ગુરૂ આજ્ઞાનુસારે ઉંઝે ગયા. કે જ્યાં આચાર્ય શ્રી વિજયકમલસૂરિ, ઉપાધ્યાય શ્રી વિરવિજયજી, પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી, શ્રીમન મુનિ હંસવિજયજી વગેરે મુનિશ્વરો પોતાના શિષ્ય સમુદાય સાથે નવદિક્ષિત મુનિવર્ગને જોગ વહેવરાવવા એકત્ર થયા હતા. અને તેથી ત્યાં વિધિસહ યોગવહનની ક્રિયા પૂર્ણ થવાથી સર્વ સાથે વિનયવિજયજી મહારાજને મહા શુદી ૫ ના રોજ વડી દીક્ષા આપવામાં આવી.

મહારાજ શ્રી વિનયવિજયજીનો વિહાર ગુરૂ શ્રી ઉપાધ્યાય વિરવિજયજીની સાથેજ આગળ શરૂ થયો, અને અનુક્રમે પાલણપુરતે ચોમાસું થયું. તેમનો અભ્યાસ પં. દાનવિજયજી, મુનિ ચતુરવિજયજી તથા મુનિ પ્રેમવિજયજી પાસે આગળ ચા[lu]તો, અને વળી તેઓએ સુગ દિક્ષા લીધેની ત્યારથી હંમેશા એકજ વખત આહાર લેતા તેથી મગજનો દુખાવો શરૂ થયો. આ વ્યાધિથી તેમના ગુરૂએ શરીર સંભાળવા ભલામણ કરી. પરંતુ પુન્યના ઉત્કૃષ્ટ પ્રભાવ માટે દૃઢ ભાવનાથી તેમણે એક[સ]ણા કરવાની પદ્ધતિ શરૂજ રાખી અને તે નિશ્ચય છેક અત્યારસુધી જાળવતા રહ્યા છે, એટલુંજ નહિ પણ પ્રાયશઃ વિગય (ઘી) પણ વાપરતા નથી, તેમજ કેરીનો હં

શને માટે ત્યાગ છે આવા અનેક વ્રત અને પરીસહો સહન કરવા તે તેમના પુરૂષનેજની નીશાની છે અને તેઓ તેથી અત્યારે તપસ્વી મહારાજના ઉપનામથી પણ ઓળખાય છે

ચોમાસા પછી ત્યાથી કુભારીયાજીની યાત્રાએ નીકળેલા સઘમા ઉપાધ્યાય શ્રી સાથે તેમનો વિહાર શરૂ થયો હતો અને તે પ્રસગે આચાર્ય શ્રી પણ ઈડરના સઘ સાથે ત્યા આવ્યા હતા જે હકીકત આ પ્રસગની ભાવના માટે વિનયવિજયજી મહારાજે એક સ્તવન રચેલુ છે તે ઉપરથી જાણી શકાય છે કુભારીયાથી ડભોઇ રસ્તે વડોદરા થઈ ગુરૂ અત્રાથી ૧૯૬૦નુ ચોમાસુ છાણી થયુ—ચાતુર્માસ પછી સ ૧૯૬૧મા વડોદરામા જૈન કોન્ફરન્સ ભરવામા આવી હતી, આ પ્રસગે તેઓ છાણીથી ત્યા ગુરૂ પાસે ગયા હતા, અને કોન્ફરન્સમા ખાસ ભાષણ કરેલ (રીપોર્ટમા જુઓ) જે ઘણુ અસરકારક થઇ પડયુ, અને નારગામના પટેલ ઉમેદભાઇએ પોતાના બે પુત્ર તથા ભત્રીજા અને ભાણેજ સાથે તેમની પાસે દીક્ષા લેવા નિશ્ચય કર્યો કે જે પછી તેઓ પૈકી ચારે પદ્માવિજયજી મહારાજ પાસે અને એકે મુનિ નયવિજયજી પાસે દીક્ષા લીધી

યોગીને યાત્રા–યોગ–ધ્યાન અને ધર્મકથા એજ કલ્યાણ તથા કર્તવ્ય છે તે પ્રમાણે ઉપાધ્યાયશ્રીની ઈચ્છા શીખરજીની યાત્રા કરવાની થતા તેઓએ ગુરૂની સાથે માળવા તરફ વીહાર શરૂ કર્યો અને રતલામ, ઈંદોર, ઉજ્જયની થઈ માંડવગઢની યાત્રા કરી ચોમાસા ઉપર લશ્કર ગ્વાલીયર પહોચ્યા અહીં ચોમાસામા ગુરૂને શ્વ મ જણાતા પ્રસગોપાત તેમને વ્યાખ્યાન આપવાને તક મળવા લાગી અને તેમા તેઓ મૂળ અભ્યાસને લીધે જલદી ઝળકી નીકળ્યા વળી ચોમાસા દરમિયાન "પ્રબોધ ચદ્રિકા" નો ગ્રથ કઠાગ્રે કર્યો આ પ્રસગે ઉપાધ્યાજીના ઉપદેશથી ત્યાના સઘમા ચાલતો કલેશ દૂર થવાથી દેવદ્રવ્યની ઘણી રકમ એકઠી થઇ હતી

ચોમાસા પછી ઉપાધ્યાયશ્રી સાથે તેઓનો વિહાર બગાળા તરફ આગળ ચ લ્યો અને બનારસ (કાશી), અયોધ્યા, સિહપુરી, ચદ્રપુરી, કાકદિ, રત્નપુરી રૂનાવા, લખનોર કાનપુર, વગેરે સ્થળે યાત્રા કરી શિખરજી પધાર્યા અને ત્યા કલકત્તાના આવેલા સઘની વિનતિથી તે તરફ જવુ થતા સ ૧૯૬૨ નુ ચોમાસુ કલકત્તામા થયુ

કલકત્તાથી ચોમાસા પછી સઘ સાથે ઉપાધ્યાયજી સહીત મુર્શિદાબાદ (મકસુદાબાદ), થઇ અજીમગજ આવતા ત્યા આચાર્યશ્રી વિજયકમળસૂરિ મળ્યા અહીં બાબુ ધનપતસિહે છપાવેલ શાસ્ત્રો વહોરી તેના વાચનનો લાભ લીધો, અહીંથી ચપાપુરીનો મોટો સઘ હાથી, મોટરો, ગાડી, ઘોડા અને રેલનેના રીઝર્વ ડબા સાથે બાબુ તરફથી નીકળતા તેમા પાદ વીહાર કરતા ચપાપુરીની યાત્રા કરી ઉપાધ્યાયજી સાથે ૧૯૬૩ નુ ચોમાસુ આગ્રામા કર્યું, કે જે દરમિયાન ત્યા ઉપાધ્યાયજીના

નામથી પાઠશાળા શેઠ ગુલાબચંદજી મીઠનલાલજી તરફથી ખોલવામા આવી ત્યાથી ચોમાસુ પૂર્ણ થતા વિચરી દિલ્હી, અંબાલા, લુધીઆના, અમૃતસર, લાહોર થઇ ગુજરાનવાલા આવ્યા અહીં મર્હુમ આચાર્યશ્રી વિજયાનંદસુરિશ્વર (આત્મારામજી) મહારાજની પાદુકાનો પ્રતિષ્ઠા મહોત્સવ થયો આ પ્રસંગે આચાર્યશ્રી વિજયકમળસૂરિનુ પણ ત્યા પધારવુ થયુ હતુ,

ધર્મના ઝઘડાનુ આ વખતે ત્યા પ્રબળ હતુ અને તેમા પણ તેજ વખતે અજ્ઞાન તિમિર ભાસ્કર પર સનાતન ભાઇઓ વચ્ચે મોટો ઝઘડો ઉભો થયો હતો આ ણ મતમા વદ વિવાદ માટે મુનિશ્રી વલ્લભવિજયજી મહારાજનુ ગુજરાત, તરફના વિહારમાથી પાછુ ગુજરાનવાલા આવવુ થતા સને ને ત્યાજ ચોમાસુ સાથે રહેવા તક મળી ને તેથી તેમની સેવામા તેઓ પોતાનો અભ્યાસ ઘણો આગળ વધારી શક્યા

આ દરેક ચોમાસામા ઉપાધ્યાયશ્રીની તબીયત નાદુરસ્ત જણાતા વ્યાખ્યાન તેમને વાચવુ પડતુ હતુ, તથા વલ્લભવિજયજી મહારાજને પણ પરિચયમા તેમની શક્તિને માટે વધારે ઉચો મત બધાયો હતો આ લાબી મુદતમા ગુજરાત કાઠિયાવાડમાથી વિનયવિજય મહારાજને હવે આ તરફ વિચરવા રજા આપવા માટે ઉપાધ્યાયજી તરફ પત્રો આવતા હોવાથી ગુજરાનવાલેથી વીહાર કરવા પછી અબાલામા પં દાનવિજયજી મહારજ મળ્યાથી તે પછી ગુરૂ આજ્ઞાથી તેમા કેશરવિજયજી મહારાજ સાથે હસ્તિનાપૂર થઇ દિલ્હી ગયા અહીં વૃદ્ધ મુનિ ચદનવિજયજી બિમાર હોવાથી તેમની ચાકરીમા રોકાવુ થયુ ને તે દરમિયાન શ્રાવકના આગ્રહથા ગુરૂ આજ્ઞા મળતા ત્યા ચાતુર્માસ રહ્યા



## વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહની શરૂઆત.

while we live let us live

" જીવતાનું સાર્થક કરી લ્યો "

મહારાજને વાચનનો શોખ એટલો બધો છે કે વ્યાખ્યાન-ઉપદેશ ઉપરાંતનો બની શકતો વખત વાચનમાંજ પસાર થાય છે આમ વાચનમાં જે કંઇ તત્ત્વ મળે તેનો સંગ્રહ કરી ભવિષ્યની પ્રજા માટે સારો સંગ્રહ શોધી રાખવા તેમના હૃદયમાં દિલ્હીથી પ્રેરણા થઇ અને તે વખતથી તેમણે આ ગ્રંથ વખતનું શરૂ કર્યું કે જેના પરિણામે સાત વર્ષના સતત્ પરિશ્રમના ફળ રૂપે સંગ્રહાએલ સાગર મંડે હથીમાંથી એક લહરી તરીકે મા ગ્રંથ અત્યાર આપણે પ્રકાશમાં આવેલ જોઈ શકયા છીએ

દીલ્હીથી ચોમાસા પછી સિકંદરાબાદ ( બુંદેલખંડ ) જતા ત્યાં શેઠ જવાહર લાલ જૈનીના જ્ઞાન ભંડાર જોવા તક મળવાથી તેને વ્યવસ્થામાં મુકી સૂચિપત્રાદિ કરવા આથે ત્યાંથી કેટલાક નવા ગ્રંથો મંગી રાકયા તે પછી વિચરી સં ૧૯૬૬ નું ચોમાસુ ગુરૂ આજ્ઞાર્થે આગ્રામાં કર્યું

આગ્રામાં યાત્રાળુઓને ઉતરવા સાધન ન હોવાથી મહારાજશ્રીના ઉપદેશથી ત્યાંના જૈનોએ મોટા ખર્ચે ધર્મશાળા બંધાવીને તે પછી તેમાં ગુરૂ ઉપદેશથી પાઠશાળા તથા લાયબ્રેરી ખોલવામાં આવેલ છે

ચોમાસા પછીના વિહારમાં જયપુર પહોંચતા અઠ્ઠાઈમહોત્સવાદી શુભ કાર્ય થવા પામેલ તે પછી કીસનગઢ જતા અજમેરનો સંઘ આમંત્રણ કરવા આવવાથી ત્યાં પૂજાદિ ધર્મારાધન થવા પછી અજમેર જતાં ગુરૂઆજ્ઞા તથા સંઘના આગ્રહથી ૧૯૬૭નું ચોમાસુ ત્યાંજ કર્યું અને તે દરમિયાનમાં ફલોધી પાર્શ્વનાથ તથા મેડતાની યાત્રા કરી ત્યાંના ભંડાર ઉઘડાવી સુચીપત્રાદીની વ્યવસ્થા કરી

અજમેરથી ચોમાસા પછીના વિહારમાં નયાશહેર ( બાયાવર ) થઇ મોજત આવતા ત્યાંના દેરાસર તથા ઉપાશ્રયની હજારો રૂપિયાની જમીન વગેરેની ગેરવ્યવસ્થા હતી તે માટે ઉપદેશ દઈ સુધારો કરાવી, ત્યાંથી પાલી, રાણકપુરની પંચતીર્થિ ના વિ વધા મોટી કરી, આબુજી થઇ પાલણપુર આવતા ગુરૂઆજ્ઞાએ ૧૯૬૮નું ચોમાસુ ત્યાં કર્યું

આ વિહાર દરમિયાન મહારાજશ્રીને બે ભંડારો જોવાનો તથા સુત્રો અને અનેક ભાષા ગ્રંથોનો પરિચય થયો હતો આટલા ઉપરથી આવા ગ્રંથોમાં શું છે? તેના સ્મરણાર્થે જૈન ગ્રંથોની ગાઇડની જરૂરીયાત જણાવાથી પાલણપુરના ચોમાસા દરમિયાન તે કામ હાથ ધર્યું અને ત્યાંજ પુરૂ કર્યું " આ ગ્રંથ ( જૈન ગ્રંથ ગાઇડ ) ત્યાંનાજ વતની બાધી ચંદુલાલ ભાઇચંદના સ્મરણાર્થે

તેમના વિધવા શ્રી બાઇ મોતીની મદદથી અત્રેની આત્માનંદ સભા માર્ફત બહાર પડી ચુકેલ છે અને જેના માટે જુદા જુદા પ્રશસાપત્રો બહાર આવ્યા છે

ચોમાસા પછી ત્યાંથી વિહાર કરી તારંગાજી થઇ ઉંઝાના સંઘ સાથે કેશરીયાજીની યાત્રા કરી પછી ભોયણીજી ( મલ્લીનાથ ) પાનસર, શંખેશ્વર થઇ વઢવાણકાંપ પધારતા ત્યાં જાહેર ભાષણ કર્યું ત્યાંથી લીંબડી આવતા ત્યાં પણ ભક્તિથી પુર પ્રવેશ થવા સાથે જાહેર ભાષણ કર્યું કે જેમાં ત્યાંના ઠાકોર સાહેબ તથા ઢુંઢીયાના સાધુ શ્રી નાગજી મુનિ, નાનચંદ મુનિ વગેરેએ તેમજ બંને ફિરકાના જૈન ભાઇઓએ ઉત્સાહથી ભાગ લીધો હતો પછી ત્યાંથી ગણપુર, ચુડા, બોટાદ, વળા, પછેગામ થઇ પાલીતાણા પધાર્યા કે જે દરમિયાન ઉપરના સર્વ સ્થળે વંદન મહોત્સવ અને જાહેર ભાષણથી અનેક ઉપકાર થયા હતા

મહારાજશ્રી પાલીતાણા પધારવાના ખબર કુંડલે થવાથી ત્યાંના સંઘે પ્રેમથી આમંત્રણ કર્યું ને ગુરૂ આજ્ઞા મેળવતા ૧૯૬૯ નુ ચોમાસુ ત્યાં કર્યું આ પ્રસંગે પાલીતાણેથી કુંડલે પધારતા કુંડલાની ટોળી સામે આવી ગારીયાધાર, લેંસવડી, જુનાસાવર વગેરે સ્થળે પૂજા પ્રભાવનાદિક ધર્મારાધન થયું હતુ

આ વર્ષમા કાઠીયાવાડ અને ખાસ કરી પાલીતાણા તથા કુંડલામા અતિ વૃષ્ટિ થવાથી ત્યાં અને આસપાસના ગામોમા અનેક કુટુંબો પાયમાલ થયા હતા તેથી મહારાજશ્રીએ મુંબઇ વલ્લભવિજયજી મહારાજ ઉપર પત્ર લખતા મુંબઇના સંઘ મારફત તથા પાટણ, પાલણપુર વગેરે તરફથી મળેલા લગભગ બે હજાર રૂપિયા નાના ગામોમા નુકશાનમા આવેલ કુટુંબોમા ગુપ્તદાન રૂપે વહેંચાયા હતા.

કુંડલાના ચોમાસા પછી ગીરનારજીની યાત્રા કરવા જતા કુંડલાની ટોળી સાથે જઇ ધારગણી, ચલાળા, ધારી, ભાડેર વગેરે સ્થળે સ્વામીવાત્સલ્ય તથા પૂજા મહોત્સવ કર્યો હતો અને ને પછી બગસરે જતા ત્યાં પ્રવેશ મહોત્સવ, અઠ્ઠાઇ મહોત્સવ, સ્વામીવાત્સલ્યાદિ ધર્મ કાર્ય થયા હતા અને તેજ પ્રસંગે ઢુંઢીયા સંપ્રદાયના તપસ્વીજી માણેકચંદજી સ્વામી તથા જેચંદ મુનિ ત્યાં હોવાથી તે સંઘમા પણ બે સ્વામીવાત્સલ્ય થયા હતા વળી તે પ્રસંગે બગસરામ ધર્મારાધન માટે ઉપાશ્રય ન હોવાથી ઉપદેશ દેતા દોશી કુરજી ભાણાની વિધવા બાઇ ગગલ તથા સંતોક તરફથી ઉપાશ્રય માટે ગોઠવણ કરવામા આવી હતી તથા સંઘે દેરાસરજી કરવા જમીન લઇ તે માટે તૈયારી કરી હતી

ત્યાંથી વિહાર કરી અમરેલી જતા ત્યાંના નાગનાથના વિશાળ ચોકમા " શુદ્ધ ભાવના " એ વિષય ઉપર જાહેર ભાષણ આપ્યુ હતુ, ત્યાંથી બાવળજાળા, ભેંસાણ થઇને પોતાના જન્મસ્થાન છોડવડી ગયા હતા મહારાજશ્રીના આ તરફના

વિહારમા જૈનધર્મ માટે ઘણી જાગૃતિ થઇ હતી અને દરેક સ્થળે વ્રણ વખત વ્યાખ્યાન, પૂજા, પ્રભાવના, સ્વામીવાત્સલ્યાદિ મહોત્સવ થઇ રહ્યા હતા છોડવડીના ત્રણ સ્વામીવાત્સલ્ય થયા હતા અને જેતપુરથી ગાછા નેડવા જન ર જીવાભાઇએ પણ આ પ્રસ ગે ગુરૂભક્તિ અને શાસન ઉન્નતિમા સ્વામીવાત્સલ્યાદિ કરી સારો ભાગ લીધો હતો તમજ માગ મા રેવન્યુ કમીશનર, વહીવટદારો વગેરે મ ડળે પ્રતિબોધ મ ટે પ્રસ ગ મેળવી આત્મહિત પ્રાપ્ત કર્યું હતુ એમા એકદર માવજી જવેથી જુનાગઢ સુધીના દરેક ગામથી શ્રાવક વર્ગ સાથે ચાલી ગીરન રજીની યાત્રા સ ઘ સમુદાય યુકત કરી હતી આ પ્રસ ગે માર્ગમા રાણપુર ત ના ખારચીયામા દેરાસર તથા ઉપાશ્રય કરાવવા ગોઠવણ થઇ હતો અને ત્યા જાહેર ભાષણ કરવામા આવ્યા હતા જ્યારે વડાળમા અને સખપરમા પૂજા, જાહેર ભાષણ વગેરે શાસન ઉન્નતિના કાર્ય થયા હતા

જુનાગઢ યાત્રા માટે રોકાયા દરમિયાન મહાવીર જયતીનો પ્રસ ગ આવવા ચૈત્ર શુદ ૧૩ ના રોજ જયતી ઉજવવામા આવી હતી જે પ્રસ ગે મોટા મેળાવડામા પ્રસિદ્ધવક્તાશ્રી ચ રિત્રવિજયજી મહારાજે તથા તેઓશ્રીએ જયતી માટે ભાષણ કરી જયતી તરફ લોકરૂચી ઉત્પન્ન કરી હતી

જુનાગઢથી માગરોળ પધારતા ત્યા દીક્ષામહોત્સવ તેમજ અઠ્ઠાઇમહોત્સવના પ્રસ ગ પસાર થવા પામ્યા હતા દરમિયાન ચાતુર્માસ આવતા ગુરૂ આજ્ઞાથી સ ૧૯૭૦ નુ ચાતુર્માસ માગરોળ કયુ અને ચોમાસા દરમિયાન પણ ધર્મચર્ચા તેમજ જ્ઞાનગોષ્ઠિ વિશેષ થવા સાથે એકત્ર થએલ ગ્ર થને પ્રકાશમા લાવવા ત્યાના સ ઘનો આગ્રહ થતા તેનો આ પ્રથમ ભાગ બહાર આવવા પામ્યો ચાતુર્માસ પછી વીહાર કરતી વખતે તીર્થયાત્રાનો લાભ લેતા સુધી સ ઘ સાથે ગયો અને ત્યા સ્વામીવાત્સલ્યાદિ થવા સાથે તીર્થની વ્યવસ્થા માટે કેટલીક યોજના દર્શાવી આ પ્રસ ગે વેરાવળથી પણ ત્યા સ ઘ આવેલ હતો તેથી મહારાજશ્રીને ત્યા પધારવા વિનતી કરી અને વેરાવળ તરફ પધાર્યા આ પ્રસ ગે માર્ગમા ચોરવાડ–સાહરી વગેરે સ્થળે સ્વામીવાત્સલ્ય થયા હતાં અને વેરાવળ જવાથી ત્યા સમવસરણ તથા અઠાઇ મહોત્સવ થવા સાથે નીરાશ્રીતાશ્રયની યોજના આવા પ્રસ ગે અમલમા મુકવામા આવી તેમજ જમણ શુદ્ધિ માટે વ્યવસ્થા થઈ

વેરાવળ મહોત્સવ ક્રિયા શરૂ હતો તેટલામા માગરોળ દીક્ષામહોત્સવનો બીજા પ્રસ ગ ઉપસ્થીત થતા આમ ત્રણથી ત્યા જવુ પડયુ અને પછી ત્યાથી વીહાર રાજકોટ તરફ આગળ શરૂ કર્યો, જ્યારે માર્ગમા દરેક સ્થળે જાહેર ઉપદેશ શરૂ રાખવા ઉપરાત ભાણવડમા અઠ્ઠાઇ મહોત્સવ થયો અને હમેશના જાહેર લેકચરમા હિંદુ મુસલમાન સૌ એક સરખા ઉત્સાહથી જોડાવા લાગ્યુ.

અનુક્રમે વિહાર આગળ વધતા જામનગર પધાર્યા અને ગુરૂ આજ્ઞાથી સં ૧૯૭૧ નું ચોમાસુ ત્યાં થયું

જામનગર નજીકનો વાગડ પ્રદેશ કેળવણીમાં બહુ પછાત છે એમ મહારાજશ્રીના અનુભવમાં આવતા તેઓશ્રીએ તે ભાગના કેળવણી ક્ષેત્રની ખીલવણી માટે સાનુકુળતા થવા માટે યોગ્ય ઉપદેશ આપવાથી યોગ્ય હીલચાલ અને વ્યવસ્થા થઇ અને સ્થાનીક લાભ માટે હમેશના વ્યાખ્યાન ઉપરાંત દરેક અઠવાડીએ જાહેર લેકચર આપવાને શરૂ કર્યું કે જેથી જુદા જુદા પ્રસંગોએ જુદા જુદા વિષયો પર લોકમત કેળવવાને કારણ મળી શક્યું અને ચોમાસા દરમિયાન મહાવીર જયંતી તેમ ગુરૂ આત્મારામજી જયંતી ઉજવી ને પ્રેરણુ કાયમ જળવાય તેવી યોજના કરી

ૐ ૐ

ઉપરોક્ત વર્ણન શ્રેણીથી જોઈ શકાય છે કે મહારાજશ્રીના નિત્ય અભ્યાસની કથા અને સંશોધન પ્રવૃતિ ઉપયોગી છે વળી નિયમ, મનોનિગ્રહ અને તેઓ પોતાના ત્યાગી તપસ્વી ભાવના પણ વંદનીય છે તેમજ સત્યશોધક ગૃહસ્થ વૃતિ સાથે નમ્રતાને સદ્ગુરુથી લેવાની ગુરૂભક્તિ રસ આચરણીય છે આ। જેના પરીણામે ગુરૂ શ્રી ઉપાધ્યાય વીરવીજયજી મહારાજનું નામ સ્મરણ ... ધારક વૃતિ સદા જળવાયેલ જોવાય છે



# શેઠ મકનજી કાનજીનું જીવન ચરિત્ર.



## જીવન ચરિત્રનો ઉદ્દેશ.

यस्मिन्जीवन्ति बहवः सतु जीवति
काकोपि किं न कुरुते चञ्चा स्वोदरपूरणम्

જેના આશ્રયથી ઘણા જીવે છે, તેજ જીવતો છે તેમ જાણવુ, કારણકે પોતાનું પેટ તો શુ કાગડો પણ ચાંચથી નથી ભરતો ?

જગત્મા જન્મ ધરતી શુદ્ધ અન્ત કરણવાળી મનુષ્ય વ્યક્તિઓના જીવન વૃત્તાન્ત ઉપરથી જનસમાજને ધડો લેવાનુ પ્રાપ્ત થાય છે કેમકે તેથી મનુષ્ય પોતાની જીદગીમા આવી પડતા સુખદુ ખોથી પ્રસન્નાપ્રસન્ન ન થતા પોતાની જીદગીને ઉત્તમ રીતે નિભાવી લે છે મતલબકે સજ્જનોના વૃત્તાન્તની રૂપરેખા તે ખરેખર મનુષ્યના જીવનને ઉપયોગી થઇ પડે છે

## જન્મ પ્રસંગ.

આ ગ્રથને પ્રકાશમા લાવવાના વિચારને મૂળ પુષ્ટિ આપીને જ્ઞાનમા કર્તાની ઇચ્છા પ્રમાણે બુક ૧૨૫ વાપરતા અને ૭૫ સ્વીકારી છપાએલ જોવાની હોશ દર્શાવનાર શેઠ મકનજીભાઇનો જન્મ સૌરાષ્ટ્ર દેશમા આવેલા શ્રી માગરોલ શહેરમા નિવાસ કરતા શેઠ કાનજીના ધર્મપત્ની બાઇ આણુદની કુક્ષિથી વિક્રમ સવત્ ૧૯૨૧ ના ભાદ્રપદ શુદિ ૧ ના રોજ થયો હતો તેઓ હજી તો સ્કુલમા જોડાવાને યોગ્ય માત્ર વર્ષની ઉંમરે પહોચ્યા, એટલામા તેમના પિતા કે જે દેશકાળને અનુસરતી નિશાળમા વ્યાપારોપયોગી આવશ્યક ખાતાવહીના પાકા નામાને લગતો અભ્યાસ કરી મુબઇમા શેઠ મથુરાદાસ સ્વજીની ઓફીસમા મેતાગીરીની નોકરી કરી પોતાની આબરૂ સારી જમાવી રહ્યા હતા તેઓ ત્રીશ વર્ષની ભરયુવાન વયે સ, ૧૯૨૮ ના આષાઢ સુદી ૧ ના રોજ ગુજરી ગયા.

રૂા ૮૦૦) દુકાન માડયા બાદ ૬ માસે આપ્યા જ્યારે પોતાની ચાલાકીથી જથાબન્ધ માલ ભરી વ્યાપાર કરના માડયો એક વર્ષના વ્યાપારમા મારો લાભ થવાથી સ ૧૯૪૬ મા બીજી દુકાન અને સ ૧૯૪૮ ની સાલમા ત્રીજી દુકાન ચલાવવી શરૂ કરીને ત્રણે દુકાનો ૧૨ નોકરોની મદદથી પોતે ચલાવવા માડી જેથી વ્યાપારી લોકોમા અને જ્ઞાતિમા પોતે પ્રસિદ્ધિમા આવ્યા

"સતોષ એજ પરમ સુખ છે" એ ન્યાયે શેઠ શ્રી ત્રણ દુકાન ખોલવા પછી લક્ષ્મી દેવીની કૃપા પ્રાપ્ત કરી શકયા પરતુ તે સાથે જે વ્યવસાય વધી પડયો તે આત્મકલ્યાણના હેતુના વિ નરૂપ થતો જણાયો, તેથી મળેલ અનુકુળતાથી સતોષ માનવાનુ ધારી વ્યાપારને કમ્મા રાખાને દેશમા રહેવા સાથે આત્મસાધન કરવ ને વિચાર કર્યો અને તે માટે સ ૧૯૫૬ની સાલમા ત્રીજી દુકાન બન્ધ કરી બે દુકાનોથી વ્યાપાર કરવો શરૂ રાખ્યો અને-પોતે-પોતાના ધર્મપત્ની તથા માતુશ્રી સાથે દેશમા (માગરોળમા) આવ્યા કે પુનના ઉદયથી શાત થતા તેમના માતો ફાગણ વદિ ૧૧ ને દિવસે સ્વર્ગવાસ થયો ત્યારબાદ શેઠના શરીરની તદુરસ્તી પણ જોઇએ તેવી ન રહેવાથી સ ૧૯૬૦ની સાલમા મુમ્બાઇમા એક દુકાન ચલાવવી શરૂ રાખી (જે આજ પર્યન્ત ચાલુ રહી છે) અને પોતે સ ૧૯૬૦ની સાલથી પોતાના ધર્મપત્ની સાથે પોતાના જન્મસ્થાન માગરોળમા જ હમેશા રહેવાનુ યોગ્ય ધારી આનન્દમા પોતાના દિવસો નિર્ગમન કરે છે

## ધાર્મિક કાર્યો.

ધર્મના શુભ કાર્યોમા શેઠ મકનજીભાઇ પોતાની ઉન્નતિ સાથે વધારે પ્રમાણમા ભાગ લેતા આવ્યા છે પરતુ ગુપ્ત ભાગે તેઓ ખાનગી મદદ કરવાને વધારે પસદ કરે છે તો પણ ખાસ કરીને પર્યુષણ પર્વ અને મહોત્સવાદિ પ્રસગો મા આગળ પડતો ખર્ચ દરવર્ષે કરતા જોવાય છે આ ઉપરાત સ ૧૯૬૮ની સાલમા તેમના ધર્મપત્ની બાઇ હેમકોરે વર્ષીતપ કર્યું હતુ તેના ઉજમણામા રૂા ૩૦૦૦) થી વધારે દ્રવ્યનો સદુપયોગ કર્યો હતો આ સિવાય મુનિઓને પ્રવર્ત્તી વગેરે ધાર્મિક કાર્યોમા પોતે અગ્ર ભાગ લેતા આવ્યા છે એટલુજ નહિ પરતુ પોતે મેળવેલી લક્ષ્મી સપત્તિમાથી માત્ર રૂા ૨૫૦૦૦) પોતાપાસે રાખી બાકીના ધનનો સદુપયોગ કરી દીધો છે અને પોતાની પાસેના દ્રવ્યમાથી પણ ધાર્મિક કાર્યોમા જ ખર્ચ કરવાની ફિકર કરાવતા રહ્યા છે આ ઉપરાત માગરોળ પાજરાપોળ ખાતાના મુખ્યમા રહેલા વહીવટના નરીકે તથા માગરોળના દેરાસરજીના આભૂષણો વગેરે દ્રવ્યના સરદાર (રક્ષક) તરીકે ઉત્સાહથી કાર્ય બજાવતા રહ્યા છે આ શુભ કાર્યોમા તેઓનુ ચિત્ત એટલુ તો પ્રમથી જોડાયેલ રહે છે કે તેવા પ્રસગોમા વ્યવહાર મોકુફને પણ બે ઘડી ભગે વીસરી જાય છે

કે જે પ્રમાણે ૧૯૭૦મા તેમના તરફથી ઉજવાયેલ દીક્ષા મહોત્સવ પ્રસંગે માગરોળની પોતાની દુકાને ચોરી થયાના સમાચાર મળવા છતા તે વાતથી ઉદ્વેગ ન લાવતા કંઇ જ ન બન્યુ હોય તેમ વાતને દાબી દેવામા આવી અને મહોત્સવ પ્રસંગને વધારે હોંસથી દીપાવ્યો. શેઠ મકનજીભાઈના જીવનના કાર્યોની આટલી ટુંક રૂપરેખા દર્શાવવાથી અનેક ઉછરતા ઉત્સાહી વ્યકિતગણમા તે માનનિય થશે તેમ ધારતા ઇચ્છીએ કે આવા અનેક પ્રસંગો સાથે તેમનુ જીવન વિશેષ ઉજ્જ્વળ બનતુ રહો!

પ્રકાશક





# ઉપોદ્ઘાત.

——०,——

સાહિત્યના માટે આપણો દેશ-આપણી આર્ય પ્રજા અને ખાસ કરીને જૈન પ્રજા એટલા તો મગરૂર છે, કે નૈતિક ભાવનાની પરીપાટીએ અત્યાર સુધીમા કોઇ પણ દેશ કે ધર્મનુ સાહિત્ય તેની હરીફાઇ કરી શકેલ નથી મતલબ કે વર્તમાન સમયમા પ્રવર્તતા શાસન નાયક શ્રી ચર્મ તિર્થંકર વીર પરમાત્માથી લઇને અત્યાર સુધીમા મેકડો આચાર્ય-પંડિતો-સાક્ષરો અને સમર્થ સંશોધકોએ મળીને જૈન પ્રજા માટે સાહિત્યનો જે વારસો મુકયો છે તે અગમ્ય અને અલૌકિક સંકલનાથી ગુથાએલ હોવા સાથે એટલો તો વિશાળ છે કે આ અમૂલ્ય સમૃદ્ધિના વિસ્તારનુ નામ માત્રથી પણ સંપૂર્ણ દિગ્દર્શન કરાવી શકાયુ નથી

આર્ય સમાજ માટે, કહો કે સામાન્ય દેશની પ્રવૃત્તિમા નૈતિક ભાવનાને પોષવાને પણ વિક્રમ—ભોજ આદિ રાજવંશીઓએ સાહિત્યનુ બહુ વિશાળ ભાવ સંથી પોષણ કર્યુ હતુ અને આવા રાજ્યાશ્રિત શાંત જમાનામા સામાન્યોપયોગી ઉચ્ચ કોટીનુ સાહિત્ય બહુ સારી રીતે ખેડાઇ શકયુ હતુ

આ પ્રમાણે ઉપલક દ્રષ્ટિથી જોઇશુ તો પણ સહજ ભાસ થશે કે આપણી દૃષ્ટિ સન્મુખ જોવાતો સાહિત્યનો ભંડોળ એટલો તો વિશાળ છે કે આ સર્વ દેશીય અમૃત ઝરણાનુ પાન કરી લેવાની લાલસા આયુષ્યના ક્ષેત્ર પ્રમાણમા દુસાધ્ય છે

બીજી તરફથી વિચાર કરતા વર્તમાન સમયમા આજીવિકાના ફાંફામા અગર તો લક્ષ્મીના વિશેષ મોહમા ગરીબ અને શ્રીમંત સૌ એક સરખા ભાવથી એકાકાર થઇ જવા વ્યવહારિક પ્રવૃત્તિનુ સામ્રાજ્ય એટલુ તો જામી ગયુ છે કે આવા અમુલ્ય ખજાનાનો લાભ લેવા અગર તેમ નહિ તો તપાસવા અને જાળવવા જેટલો પણ અવકાશનો અભાવ મોટો ભાગ બતાવતો જોવાય છે

આ પ્રમાણે છતે સાધને સંકડામણ ભોગવાવા પ્રસંગમા કિમતી સાહિત્યનુ દોહન કરી આવા સંશોધનના સંગ્રહવડે જનસમાજને સંતોષવા અને અલ્પાવકાશે પણ વિશેષ લાભ મેળવી શકય તેવા હેતુથી જૈન કે જૈનેતર કોઇ પણ સમાજના નૈતિક તત્વોનો વિશાળ સંગ્રહ મહારાજશ્રી વિનયવિજયજી એકત્ર કરે છે તેવુ જાણવામા આવતા તે બહોળા સંગ્રહ પૈકી એક સુન્ ટીકા સહ બે વર્ષ પૂર્વે મારા તરફથી પ્રગટ થએલ " જૈન દર્શન " નામના ગ્રંથમા બહાર મૂકવામા આવ્યુ હતુ

અને તે પછીના ટુંક વખતમા આ સશોધન તરફ લોકલાગણીએ ધારવા કરતા પણ વધારે પ્રેમ દર્શાવેલ જોઈ તેના સગ્રહમાથી એક ભાગ જનસમાજના ઉપયોગ ર્થે પ્રકાશમા લાવવાને આ તક હાથ ધરી છે

જનસમાજની લાગણીમા નૈતિક ભાવ રેડી તેને ઉચ્ચકોટીએ કેળવવાનુ કાર્ય જેમ લેખકોનુ છે તેમ વક્તાઓનો પણ તેના મારા હિસ્સો છે નહિ લખી વાચી શકનાર વર્ગને પણ માનુષિ ફરજોનુ ભાન કરાવવા માટે આવો વક્તા વર્ગ પ્રથમ દરજ્જે ઉપકારક છે તેમ કહેવુ ખોટુ નથી આવા વક્તાઓને માટે કોઈ વિષય ઉપર બોલતા તે વિષયના પ્રમાણભૂત સિદ્ધાતો અને દૃષ્ટાતોનો જેમ વિશેષ અનુભવ હોય તેમ પોતાના ચર્ચવાના વિષયને વધારે સુરદીત રીતે પધી સરી અસર કરી શકે છે તેથી તેમના ઉપયોગાર્થે આ સાહિત્યસગ્રહમા દરેક વિષય સાથે તેને ઘટતા લૌકિક દૃષ્ટાતો તથા સામાન્ય પદ્યો પણ જોડવામા આવ્યા છે

આ ગ્રથમા ધર્મના નૈતિક અને આત્મશક્તિ દર્શક તત્ત્વોનો સગ્રહ કરેલ હોવાથી જેમ હિદુધર્મના ષટ્ દર્શન ( છ દર્શન ) કહેવાય છે તેમ આ પ્રથમ ભાગમા છ પરિચ્છેદ રાખવામા આવ્યા છે અને તેના દરેક પરિચ્છેદને પેટા અધિકારથી અલકૃત કરવામા આવેલ છે

આત્મશુદ્ધિ પ્રાપ્ત કરવા માટે પ્રથમ દેવ ગુરુ અને ધર્મના સ્વરૂપને ઓળખવા જરૂર છે તેથી આ ગ્રથમા ખાસ કરી આ ત્રિપુટી વિષયક ઊડાણમા અભ્યાસ થઈ શકે તે માટે ખાસ કાળજી રાખી પછીજ આત્મસ્વરૂપનો અભ્યાસ કરાવવામા આવેલ છે અને તેવા હેતુથી જ ધર્મની સકલનાનો ક્રમ તેજ ધોરણે રાખવામા આવેલ છે તેમ નીચેની ટુકી હકીકતથી જણાઈ આવશે

અગાઉ જણાવેલ છે તેમ ગ્રથમા યોજેલા છ પરિચ્છેદ પકી પ્રથમ પરિચ્છેદમા બાર અધિકાર રાખવામા આવ્યા છે જેના શરૂઆતમા મગળાચરણ-સ્તુતિ કરતા શાસનનાયક અર્હત પ્રભુ અને તે પછી સિદ્ધના સ્વરૂપને ઓળખાવી તેમની સ્તુતિ કરવા સાથે અષ્ટ પ્રકારે પૂજા કરવાની ભાવના અને એ ગાળી દતા તના વિધિવિધાનતરીકે હેતુ સમજવાની ગેરહાજરીથી ફળની પ્રાપ્તિ દુર્લભ થઈ પડે છે, તેના પ્રસગમા પ્રદક્ષિણાદિ ક્રિયા અને પુષ્પાદિ દ્રવ્યપૂજા તેમ જ ભાવનાદિ ભાવપૂજા-અર્ચા ક્રિયા સહવર્તમાન દર્શાવી પૂજાના વિષયને બહુ સ્પષ્ટ કરવામા આવેલ છે એટલુજ નહિ પણ ક્રિયા સેવનથી આત્મા નિર્મળ થતા અને શુભ લાગણીએ ચડવા પછી દ્રવ્ય પૂજનના અવલબન પર (સાધુ અવસ્થામા) ભાવપૂજાથી જે ભક્તિ કરવાની છે, તે સર્વ કોઈને વિશેષ આવશ્યક હોયને તે ખાસ વિસ્તારથી આપવાને પ્રયત્ન કરવામા આવ્યો છે તથા તે સાથે પ્રભુભક્તિ માટે પુષ્પ ઉદાન વસ્ત્રાભરણ, ધૂપ, દિપ, ઘટનાદ આરતી આદિ સાધન વડે થતી ભાવના તેમજ ચૈત્યવદન ક્રિયાના નિયમ, હેતુ તથા ક્રિયા સાથે સમજાવવા યત્ન થયો છે

વિવેકાનન્દના શિષ્યોપદેશના ઉપયોગી ભાગો પણ ખાસ ઉમેરવામાં આવ્યો છે, એટલુંજ નહિ પણ છેવટ બ્રાહ્મણગુરૂ, બ્રહ્મચારી-યતિ વગેરે સર્વ દેશિય ગુરૂ લક્ષણનો પરીચય કરાવી વિષયને સર્વ પક્ષે વિશાળ અને ગુરૂ પીછાણવું માટે ઉપયોગી થઇ પડે તે માટે ખાસ નિ પક્ષ કાળજી રાખવામાં આવી છે

ત્રીજા પરિચ્છેદમાં દિક્ષિત નહિ તેવા સુજન (સંસાર વ્યવહારમાં રહેલા સાધુ) ના લક્ષણ દર્શાવી સંસારી તરીકે પણ સાધુ જીવન કેવી રીતે પસાર કરી શકાય તે બતાવવામાં આવેલ છે જેમાં સજ્જન પુરૂષોના ગુણને અનેક ઉચ્ચ પગથીપર દર્શાવવા સાથે તેમના કાર્યના માર્ગમાં કંટકરૂપ દુર્જનના લક્ષણ અને અધમાચરણો સમજાવી તેથી ચેતવા તેમજ તેમના તેવા સ્વાભાવિક વર્તન માટે દયા ખાવાને સૂચવી વ્યવહારમાં વપરાતા વર્ગને સુજન દુર્જનના રીત રીવાજ અને વર્તનનો ઉંડો અભ્યાસ કરાવવા સાથે સજ્જનતામાં પ્રવેશ કરાવવા પ્રેરણા કરી છે, એટલુંજ નહિ પણ છેવટે સત્સંગતિના લાભ દર્શાવી દ્રષ્ટાંતો સાથે સત સમાગમની મહત્તા સુદૃઢ કરવામાં આવી છે

ચોથા પરિચ્છેદમાં કુસાધુ યાને દુર્જનના દુર્લક્ષણોને વિસ્તારથી દર્શાવી તેનાથી બચવા અને બચાવવાને શિક્ષોપદેશ આપી વૈરાગ્ય વૃત્તિ પ્રાપ્ત કરવાને શાસ્ત્રોકત પદ્ધતિથી મુનિકર્તવ્ય સમજાવતા સાધુનું પાંચ પ્રકારનું સ્વ ધ્યાય સ્વરૂપ, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના ભેદ, બાહ્ય અને અભ્યંતર તપના ભેદ, વિકારનું સ્વરૂપ, તેને જીતવાના માર્ગ, બાવીશ પરીસહોના ભેદ તથા તે સહવાની આવશ્યકતા તેમજ અઢાર હજાર શીલાંગ ધારણ કરવાના માર્ગને વિસ્તારથી બતાવેલ છે અને તેનું સેવન કરવા ભલામણ કરવા પછી આઠ સિદ્ધિની પ્રાપ્તિના માર્ગ અને સિદ્ધિના ક્ષેત્રોથી વાકેફ કરવામાં આવેલ છે

ઉપરોકત હકીકતના અનુભવ પછી પણ કદાચ કોઇ વ્યકિત દુર્જન કે કુસાધુ યાને દુર્જનના નિત્ય પરિચયથી કુસંસ્કાર પામી ઉત્કર્ષના શિક્ષા સુત્રને ન અનુસરી શકવાથી અધદગ્ધ સ્થીતિમાં આવી અટકેલ તેમના હિતાર્થે તેવી વ્યકિતના સ્વરૂપને સમજાવી આત્મનિંદા કરાવી લઘુતામાં ખેંચવા યત્ન કર્યો છે, કે જેના અવલોકનથી તેઓ સહજ ઉદ્ધરી શકે

સદરહુ અધિકારોમાં સાધુ વર્ગને ઉદ્દેશી લખવા પછી ગુરૂ અને ગૃહસ્થના ભેદને સમજાવી ગૃહસ્થાશ્રમ ભોગવતા સમુદાયમાં જોવાતા કુવકતાને ઓળખાવવા સાથે તેના ઉત્સુત્ર વર્તન, આજ્ઞાભંગ પ્રકૃતિ તેમજ ક્રિયાથી હિન વૃતિને ખુલ્લા પાડી તેવા કુબ્રાહ્મણના લક્ષણને પણ દર્શાવવામાં આવ્યા છે, અને તેમના ઉદ્ધાર માટે યોગ્ય ઉપકારી સાધનો છતા તેમની અધમ પ્રકૃતિમાં રહેલી વક્રભાવના તથા નાગપણું કેટલે અંશે હોય છે, તે બતાવ્યું છે

પાંચમા પરિચ્છેદમાં દુર્જનને અનેક પ્રકારે બોધ આપવા છતા જેમની પ્રકૃતિ જ જડ વક્ર છે, તેવા અભવિ આત્માના સ્વરૂપને ઓળખાવી તેમનામાં રહેલ દંભ,

ધૂર્તતા, કૃતઘ્નતા, શત્રુભાવ, વિશ્વાસઘાત વૃત્તિ વગેરેનું ભાન કરાવવા પછી તેવા એોથી બચવા માટે કુસંગતિના દુષ્ફળ દર્શાવવામાં આવેલ છે અને તે રીતે ભવિ આત્માને આત્મજ્ઞાનનો અભ્યાસ કરાવવા પૂર્વે તેમને અશુચિથી નિરાળા કરવામાં આવ્યા છે

છઠા પરિચ્છેદમા ધર્મના સ્વરૂપને દર્શાવવામા આવેલ છે, જેમા સામાન્ય દૃષ્ટિથી ધર્મની પરીક્ષા કરવી ધર્માચરણનુ ફળ દૃષ્ટાંત સાથે બતાવવા પછી ધર્મની સ્યાદ્વાદ શૈલીને સમજાવી ધર્માધર્મના ભેદ દર્શાવતા ધર્મ ભાવનાને સુદૃઢ કરી છે

ત્યારબાદ ધર્મારાધન માટે તીર્થ ગૌરવ અને તેના સેવનનો વિધિ દૃષ્ટાંત સાથે દૃષ્ટાંત પુર સર સમજાવતા સંઘનુ ગૌરવ અને તેની ભક્તિના માર્ગ તેમજ મહાત્મ્ય બતાવેલ છે, અને એ વસ્તુ પ્રાપ્ત કરાવવા પછી શ્રાવક તરીકેની યોગ્યતા પ્રાપ્ત થએલી જાણી શ્રાવકના ૨૧ ગુણ અને નિત્યકર્મ વિસ્તારથી આપેલ છે

છેવટે શાસ્ત્રાધ્યયનની આવશ્યકતા તેમજ તેના લાભ દર્શાવવા સાથે પર્વાધ્ય નના હેતુ જણાવી દ્રવ્યશુદ્ધિ અને ભાવશુદ્ધિ વડે આત્માના મૂળ સ્વરૂપને ઓળખા- વેલ છે તથા તેની પુષ્ટિમા આત્મસત્તાનુ દિગ્દર્શન કરાવવા સાથે આત્મપ્રકાશનો અનુભવ કરાવતા આત્મલભ્યતા દર્શાવી અંતે આત્મસિદ્ધિના પરમપદને સાધ્ય કરવા ના શીરોબીંદુએ લઇ આવી આ પ્રથમ ભાગ પૂર્ણ કરવા ઉપસંહારથી મનુષ્ય પ્રકૃતિ અને વૃત્તિનુ બળ બતાવી દરેક મનુષ્ય કેવી રીતે મોક્ષનો અધિકારી [illegible] છે તે ખુલ્લુ બતાવી આપેલ છે

દરેક પરિચ્છેદ અને તેના અધિકારો તેમજ પેટા અધિકારોમા [illegible] યને બની શકતા યત્ને તટસ્થ વૃત્તિથી સ્ફુટ કરવામા આવ્યા છે અને [illegible] હકીકત માટે કોઇ પણ યોગ્ય પ્રમાણ લેવામા ધર્મ કે વ્યક્તિને [illegible] આવ્યો નથી આવા સંયોગોમા કોઇ સ્થળે જૈનેત્તર દૃષ્ટિએ અપ્ર[illegible] તો તે જૈન મતને સંમત છે તેમ આ ગ્રંથ સાક્ષી પુરતો નથી પરંતુ [illegible] સ્વરૂપે હોય ને નીતિ અને ન્યાયના પ્રવાહોનો તેમા અંશ જેટલો [illegible] પુષ્ટી અર્થે આદર અપાયો છે એમ જણાવવાની આ તકે જરૂર [illegible]

ગ્રંથમા ચર્ચાએલા વિષયનો ઉપરની ટુંક હકીકતમા [illegible] કેમકે દરેક અધિકારની પુષ્ટી માટે ભિન્ન ભિન્ન વિચારકોના [illegible] અને દૃષ્ટાંતોથી એટલાતો વિસ્તારપૂર્વક સંયોજેલા છે કે [illegible] વાચી જવો તેજ સલાહકારક છે, તોપણ આવા કોઇ વિ[illegible] જોવા જાણવાને સરલતાથી બની શકે તેટલા માટે પ[illegible] અનુક્રમણિકા આપવા ઉપરાંત કોઇપણ શ્લોક [illegible] આવતા શ્લોકોની અક્ષરાનુક્રમણિકાને પણ ગ્રંથને [illegible]

ગ્રંથમાં વપરાએલા દરેક છંદના માપ તથા ગણના સ્વરૂપને જાણી શકવા માટે તેવા જુદા જુદા છંદ નીચે તેના માપ તથા લક્ષણ આપવામાં આવેલ છે અને તેમાં આવતા ગણ તેમજ લઘુ ગુરૂની ઓળખ માટે ગ્રંથ કર્તાના વિવેચનમાં ખાસ નોંધ લેવામાં આવી છે, એટલુંજ નહિ પણ એ સર્વ કોઇપણ પ્રસંગે જોઇ જાણી શકવા માટે છંદાનુક્રમણિકા પણ દાખલ કરી છે, તેથી આશા છે કે કાવ્યપ્રેમી વર્ગને તેમજ અભ્યાસી માટે આવી ભિન્ન ભિન્ન સુચી (અનુક્રમણિકા) નો શ્રમ ઉપયોગી થઇ પડશે અને વ્યાખ્યાન કરવાવાળાને તો તે ખાસ સાહાય્યક થશે.

આ ગ્રંથના સંગ્રહના સંશોધન માટે મહારાજશ્રી વિનયવિજયજીનો સાત વર્ષથી સતત શ્રમ ચાલુજ છે અને તેથી તે દરમિયાન તેમજ અત્યારે અને હજુ પછી તે માટે હરહમેશ થતા વાચનમાંથી મહારાજશ્રી ઉપયોગી નોંધ જાળવી રહે છે આવો સંગ્રહ અત્યાર સુધીમાં તેઓશ્રી પાસે જે એકત્રીત થએલ છે તેના પ્રમાણમાં આ પ્રગટ થતો ભાગ માત્ર તેના એક વિભાગરૂપે લગભગ સવાસો ગ્રંથોનુ દોહન છે જ્યારે તેવો બહોળો ખજાનો બીજા ભાગોરૂપે જનસમાજના હિતાર્થે પ્રકાશમાં આવવા પામે તેવી તકને આવકાર આપી, પ્રકાશકોને સંગ્રહ આપવાની તેઓશ્રી કૃપા કરતા રહેશે તેમ હું મહારાજશ્રીને વિનતી કરવા આ તકે રજા લઉં છું

ઉપરોક્ત સંગ્રહની પ્રેસ કોપી કરવા અને મેટરને યથાક્રમે લખવા વગેરે કાર્યની વ્યવસ્થાથી ગ્રંથ જલદી પ્રકાશમાં આવી શકશે તેવા હેતુથી જીજ્ઞાસુવર્ગ તરફથી તેવા કાર્યના ખર્ચ માટે રૂા ૧૨૫ બગસરાના સંઘે તથા રૂા ૧૦૦ એકવેરાવાળા શેઠ નાનચંદ ન્યાલચંદે આપી શાસ્ત્રી રોકવાનો પ્રબંધ કરવાથી વ્યવસ્થાસર મેટર તૈયાર થયુ હોય તેમ જાણવામાં આવ્યુ છે, તેમજ આવા તૈયાર થએલ મેટરને પ્રકાશમાં મુકવા અર્થે લગભગ ત્રણસો જેટલી પ્રતો ખરીદવાને માંગરોળના સંઘે અગાઉથી વચન આપવા સાથે તેની પ્રથમથી લેવાના હિસાબે થાય તે કિંમત ભરી આપેલ છે તે સર્વ અનુકુળતા વચ્ચે આ ગ્રંથને પ્રકાશમાં લાવવા તક મળી છે સબબ તેવા ઉત્સાહી વર્ગને ધન્યવાદ ઘટે છે

મુનિમહારાજશ્રી વિનયવિજયજી મહારાજ આ ગ્રંથનો આટલો બહોળો સંગ્રહ કરવાને જે અવકાશ મેળવી શકયા છે તેમાં નિત્ય સહચારી મુનિમહારાજશ્રી કેસરવિજયજીની સ્હાય ઉપકારક થઇ પડી છે તેમ જણાવતા હર્ષ થાય છે, તેમજ દીલ્હીવાળા અગ્રવાલ મુનાલાલે પણ માનસિક મદદ સારી કરી છે તે પ્રસંશાને પાત્ર છે

ગ્રંથના સંશોધક અને સંગ્રહ કરનાર તરીકે શ્રમ ઉઠાવનાર મહારાજશ્રી વિનયવિજયજીના જીવન ચરિત્રમાંથી વાચકને ઘટતુ જાણવા અને શીખવાને મળી શકે તેમ છે, તેથી ગ્રંથની શરૂઆતમા તેઓશ્રીના જીવન પૈકી મળી શકેલ જાહેર હકીકત એકઠી કરી જીવન ચરિત્ર આલેખવામાં આવ્યુ છે અને તે ફોટા સાથે પ્રસિદ્ધ કર્યું છે,

કે જેથી ઉપકારી પુરૂષના દર્શનનો લાભ પણ મળી શકે વળી તે સાથે તેમના ગુરૂશ્રી ઉપાધ્યાયશ્રી વિનયવિજયજીના નામને જોડવા ઉપરાંત ઉપાધ્યાયશ્રીના ગુરૂ ( ગુરૂવર્ય ) શ્રીમદ્ વિજયાનંદસૂરિ ( આત્મારામજી ) મહારાજનો ફોટો પણ મુકવામાં આવેલ છે કે જે જૈનમનજને દર્શનિય-વંદનીય થઈ પડશે તેમજ પ્રસિદ્ધ આચાર્યશ્રીના અનેક ઉપકારો પછી પણ તેમની શિષ્ય પરંપરામાં રહેલી જ્ઞાનોપાસનાનો ખ્યાલ આવી શકશે

ગ્રંથના સંશોધન માટે શ્રમ—અને બુદ્ધિનો જે ઉપયોગ ધન્યવાદને પાત્ર છે તે સઘળું માન મહારાજશ્રી વિનયવિજયજીને છે જ્યારે ગ્રંથને યથાક્રમે ગોઠવવા તથા છાપવાના જે જે સ્ખલના-અસંબંધ કે અશુદ્ધિ જોવાય તે માટે અમારી બુદ્ધિ દોષિત છે, તો તેવી અશુદ્ધિ કે અસંબંધ માટે ક્ષમા માગતા જાણી શકાય તેટલી ભુલોનું શુદ્ધિપત્ર ગ્રંથને છેડે મુકવામાં આવેલ છે તેના સાથે તપાસી-સુધારી વાચવાને વિનતી છે અને તેથી જણાવેલ ભુલો ઉપરાંત કઈ અગત્યની સૂચના રહી જતી હોય તે વાચક વર્ગ જણાવવા તસ્દિ લેશે તો આ ગ્રંથની દેવનાગરી ટાઇપમાં બીજી આવૃત્તિ કરે છે, તેને ઉપયોગી થઇ શકે, તેમજ આ સંગ્રહનો બીજો ભાગ પ્રકાશમાં મુકવા તૈયારી મંડળાય છે, તો તે વખતે પણ તેવી સૂચનાનો અમલ થઇ શકે ઇત્યલમ્

| | | |
|---|---|---|
| આનંદ પ્રેસ ભાવનગર<br>સં. ૧૯૭૧ ચોમાસી ચૌદસ | } | દેવચંદ |



## આ ગ્રંથમાં આવેલ શ્લોકોના વૃત્તના લક્ષણોની અક્ષરાનુક્રમણિકા.



* ઇંદ્રવજ્રા અને વંશસ્થનો સંકર થવાથી જે ઉપજાત વૃત થાય છે તે

# પરિચ્છેદના અધિકાર ( વિષય )ની અનુક્રમણિકા.

ન  અધિકાર  પૃષ્ઠ

## પ્રથમ પરિચ્છેદ



## દ્વિતીય પરિચ્છેદ.



## તૃતીય પરિચ્છેદ

## ચતુર્થ પરિચ્છેદ



## પંચમ પરિચ્છેદ



* દુર્જન પુરૂષ થોડામાં અહંકારી થાય છે ત્યાંથી આરંભીને દુર્જનનું હૃદય દુષ્ટ હોય છે ત્યાં સુધીના દુર્જનના પેટા વિભાગના અધિકારો ૨૯ ગણ્યા છે તેમાંથી કેટલાકના પાના માના નામ સમાણા છે ને કેટલાકના લખાયા નથી તેથી બીજી આવૃત્તિમા તે સુધરી જશે તે કયા કયા પત્રમા સુધરવા તથા દાન વાંચવામા અનુકૂળતા આવે માટે અહીં સુચના ને તેઓના પત્ર ટાંકી આપ્યા છે તથા તેની સારી સમજણ પડે તેને માટે એ અધિકારના પ્રથમ શ્લોકનો આદિ શબ્દ આ સાંકળીમા પત્રની પાસે મેલ્યો છે

# शिष्टाचार

ગ્રન્થારભમા મ ગળાચરણ કરવાનો આ શિષ્ટાચાર લેખક તથા પાઠકોને તે તે ગ્ર થની નિર્વિઘ્નતા પૂર્વક સમાપ્તિ થવા માટે પૂર્વકાલથી પ્રચલિત છે અને તે ધોરણે મ ગળાચરણમા આશી નમસ્ક્રિયા, વસ્તુનિર્દેશ, આ ત્રણ પ્રકાર હોય છે તેમા આ ગ્રન્થના આરભમા "શ્રી ઋષભદેવ ભગવાન્" એજ પરમ વસ્તુ છે, તે શ્રી ભગવાનના અ ગોમા ઉત્તમાગ-શિરોભાગ તે વિશેષ મ ગળકારી છે કે જેના દર્શન, વન્દન, શ્રવણ, સ્મરણ અને ગુણ ગાનથી સમગ્ર વિઘ્નો મૂળથી નષ્ટ થઇ જાય છે પુન તે જૈન શાસનાનુયાયીઓ તથા જૈનેતરનુ પરમ વન્દનીય દૈવત છે અતએવ મ ગળાચરણ તેઓશ્રીના સ્વરૂપ રૂપી વસ્તુ નિર્દેશથી કરવામા આવે છે



# વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ.

## श्रीमंगळाचरणस्तुतिकुसुमांजलिः

*વસંતતિલકા. (૧ થી ૮)

देवः स वः शिवमसौ तनुता युगाद्यो, यस्यांसपीठलुलितासितकुन्तलाली ।
दोःस्तंभयोरुपरि मन्मथमोहदर्पजैत्रप्रशस्तिफलकश्रियमाश्रयेताम् ॥ १ ॥

જે પ્રભુના બંને ખભાની પીઠ ઉપર આવેલી શ્યામ કેશની બે શ્રેણી (લટો), કામ અને મોહ—એ બંનેનો ગર્વ ઉતારવાથી પ્રાપ્ત કરી પોતાના બંને ભુજ સ્તંભ ઉપર લટકાવેલા વિજય પ્રશસ્તિના બે પટ્ટાની શોભાને ધારણ કરે છે, તે શ્રી યુગાદિ ઋષભદેવ પ્રભુ તમારૂં કલ્યાણ કરો. ૧

સારાંશ—આ શ્લોકમાં કવિ પ્રભુના ખભા ઉપર રહેલ કેશની બે લટો ઉપર ઉત્પ્રેક્ષા કરે છે. જ્યારે કોઇ વીર પુરૂષ કોઇ મહાન્ યોદ્ધા ઉપર વિજય મેળવે છે, ત્યારે તેની ભુજા ઉપર વિજય પ્રશસ્તિનો પટ્ટ બાંધવામાં આવે છે, તેવી રીતે પ્રભુએ કામઅને મોહરૂપી બે મહાન્ યોદ્ધાઓનો વિજય કર્યો છે, તેથી તેમની બે ભુજા ઉપર કેશની બે લટોના મિષથી વિજયપ્રશસ્તિના બે પટ્ટાઓ બાંધવામાં આવ્યા હોય તેમ દેખાય છે.

---

* उक्ता वसन्ततिलका तभजा जगौ गः त ગણ ભ ગણ જ ગણ જ ગણ અને બે ગુરૂ અક્ષરો મળી ૧૪ અક્ષરોનું એક પાદ બને છે તેવા ચાર પાદનું ૧ વસંતતિલકા વૃત્ત થાય છે

## પ્રભુના કેશને નીલીદળ અને ભ્રમર શ્રેણીનુ રૂપક.

आदिमभोरनिशमसतटी निवण्णकेशच्छलेन परितो वदनारविन्दम् ।
किं नीलिकादलमिदं तदुपेयुषी वा सद्गधलुब्धमधुपावलिराविभाति ॥ २ ॥

જેની ચારે બાજુ ખભાના પીઠ ઉપર હમેશા કેશ રહેલા છે, એવુ શ્રી આદિ પ્રભુનુ મુખ કમળ જાણે તે કેશના મિષથી ત્યા નીલીદળ બાઝી ગયુ હોય! અથવા તો તે મુખ કમળના સુગંધમા લુબ્ધ થઇને ભ્રમરાઓની શ્રેણી ત્યા આવી હોય, તેવુ શોભે છે ૨

સારાશ—આ શ્લોકથી કવિ પ્રભુના ખભા ઉપર પથરાએલા કેશને ઉદ્દેશીને બીજી રીતે ઉત્પ્રેક્ષા કરે છે જેવી રીતે કમળની આસપાસ જળની લીલ બાઝે છે. અને તેની સુગંધ લેવાને ભ્રમરાઓ આવે છે, તેવી રીતે પ્રભુના મુખકમળની આસપાસ રહેલા શ્યામ કેશને નીલીદળ અને ભ્રમરાની શ્રેણીની સાથે સરખાવ્યા છે અને તે ઉપરથી પ્રભુના કેશની શ્યામતા નીલીદળ અને ભ્રમરની શ્રેણીના જેવી છે, એમ દર્શાવ્યુ છે

## પ્રભુના કેશની શોભાને દીક્ષા લક્ષ્મીની વદનમાળાનુ રૂપક

निष्कासिताविरतियोषिति बाहुदमस्तभोपरिस्थकिशलोपमकेशकांति ।
श्रीनाभिजस्य हृदयावसथे विशत्या, दीक्षाश्रियः स्फुरति वदनमालिकेव ॥ ३ ॥

જેમાથી અવિરતિ રૂપી સ્ત્રીને કાઢી મુકી છે, એવા શ્રી આદિનાથ પ્રભુના હૃદય રૂપી મંદિરમા પ્રવેશ કરતી દીક્ષા રૂપી લક્ષ્મીને માટે જાણે રણમાળા બાંધી હોય, તેવી તેમના (આદિનાથ પ્રભુના) બાહુ રૂપી બે સ્તભ ઉપર રહેલ કેશ રૂપી પલ્લવોની કાંતિ સ્ફુરણાયમાન દેખાય છે ૩

સારાશ—આ શ્લોકથી કવિ પ્રભુના કેશને ત્રીજી રીતે ઉત્પ્રેક્ષા કરી વર્ણવે છે જેમ કોઇને મંદિરમા પ્રવેશોત્સવ કર્યો હોય ત્યારે મંદિરના દ્વારમા બે સ્તભ (થાંભા) ઉપર નવ પલ્લવોનુ તોરણ બાધવામા આવે છે, તેવી રીતે અહિં દીક્ષા રૂપી લક્ષ્મીનો પ્રભુના હૃદય મંદિરની અંદર પ્રવેશોત્સવ દર્શાવ્યો છે પ્રભુની બે ભુજાઓને બે સ્તભની ઉપમા આપી છે અને તે ઉપર પથરાએલા કેશને નવ પલ્લવના તોરણની ઉપમા આપી છે. પ્રભુ છદ્મસ્થ વયમા અવિરત હતા, તે જ્યારે દીક્ષિત થયા ત્યારે વિરત થયા છે, તેથી તેમના હૃદય મંદિરમાથી અવિરતિ નાશ પામી, તેથી કહેવામા આવ્યુ છે કે, અવિરતિ રૂપી સ્ત્રીને કાઢી મુકીને દીક્ષા રૂપી લક્ષ્મીનો પ્રવેશ કરાવવામા આવ્યો છે.

## પ્રભુના કેશની શોભાને બ્રહ્મચર્ય રૂપ અગ્નિના ધૂમાડાની લહરીનું રૂપક.

एषा यदादिमजिनस्य शिरोरुहश्रीरुद्भूतधूमलहरीव विभोर्विभाति ।
सद्ब्रह्मरूपमनुपममन्तरनेद्धमतः स्फुरत्तदिह नूनमनूनमर्चिः ॥ ४ ॥

શ્રી આદિનાથ પ્રભુના મસ્તકના કેશની શોભા અંદરથી પ્રગટ થયેલી ધૂમાડાની લહરીના જેવી શોભે છે તે ઉપરથી નિશ્ચય થાય છે કે, તેમના અંતરમાં કર્મ રૂપ ઇંધણાના હોમથી વધેલો સદ્બ્રહ્મચર્ય રૂપ અનુપમ અગ્નિ પૂર્ણરીતે સ્ફુરી રહ્યો છે ૪

સારાંશ—આ શ્લોકથી કવિ પ્રભુના મસ્તકના કેશને એક અદ્ભુત ઉત્પ્રેક્ષાથી વર્ણવે છે. પ્રભુના મસ્તકના કેશને ધૂમાડાની લહરી (ગોટા) ની સાથે સરખાવ્યા છે જ્યાં અગ્નિ હોય ત્યાં ધુમાડો હોવો જોઇએ એ નિયમથી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે, પ્રભુના હૃદયમાં સદ્ બ્રહ્મચર્ય રૂપ અગ્નિ ગળગી રહ્યો છે, કે જે અગ્નિ કર્મરૂપી ઇંધણાઓનો હોમ થવાથી વધેલો છે. તે અગ્નિમાંથી ધૂમાડાની લહરીઓ નીકળે છે, જે આ મસ્તકના કેશ રૂપે દેખાય છે અગ્નિનો ધુમાડો ઉંચે જાય છે, તેથી મસ્તકના ઉર્ધ્વ ભાગ ઉપર રહેલા કેશની સાથે બરાબર ઘટે છે અને બ્રહ્મચર્ય રૂપ અગ્નિ નીચે અંતરમાં-હૃદયમાં રહેલો છે તે પણ યથાર્થ રીતે ઘટે છે

## કેશની શ્યામતાને સંયમના ભારથી પડેલા કાંધોલાનું રૂપક.

स्कंधे पुरः स्फुरति कोमलकुंतलश्रीर्दभादमुष्य वृषभस्य विभोरभीक्ष्णम् ।
स्कंधाधिरूढदृढसंयमभूरिभारव्यक्तीभवत्किणगणोल्बणकालिकेयम् ॥ ५ ॥

શ્રી ઋષભ દેવ ભગવાનના સ્કંધ ઉપર જે કોમળ એવા કેશની શોભા વારંવાર દેખાય છે, તે પ્રભુએ પોતાના સ્કંધ ઉપર ઉપાડેલા દૃઢ સંયમના ભારને લઇને પડેલા કાંધોળાની તીવ્ર કાળાશ તે કેશની શોભાના મિષથી દેખાતી હોય એમ લાગે છે ૫

સારાંશ—આ શ્લોકથી કવિ પ્રભુના સ્કંધ ઉપર રહેલા કેશની વિચિત્ર ઉત્પ્રેક્ષા કરી વર્ણવે છે જેમ બોજો વહેનાર વૃષભની કાંધ ઉપર કાળુ કાંધોલુ પડી જાય છે, તેવી રીતે પ્રભુએ પોતાના સ્કંધ ઉપર સંયમનો ભાર-બોજો ઉપાડેલો છે, તેથી ત્યાં રહેલા કેશ તે કાંધોલાના જેવા દેખાય છે એ હેતુને લઇને કવિએ કાવ્યમાં પ્રભુનું વૃષભ નામ દર્શાવ્યું છે.

## પ્રભુના કેશની શોભાને મેઘશ્રેણી સાથે સરખામણી.

सैष प्रभुः कनकभंगनिभांगयष्टिः लोकम्पृणो न कथमस्तु यदंसदेशे ।
मेरोरुपात्तविलसद्घनराजिगर्वसर्वंकषा स्फुरति पेशलकेशलक्ष्मीः ॥ ६ ॥

જેમના શરીરની કાંતિ ભાગેલા સુવર્ણના જેવી છે, એવા તે શ્રી આદિનાથ પ્રભુ લોકોને પ્રીતિ ઉપજાવનારા શા માટે ન થાય? કારણ કે, જેમના સ્કંધ ભાગ ઉપર આવેલી કોમળ કેશની શોભા મેરૂપર્વત પાસે વિલાસ કરતી મેઘશ્રેણીની શોભાના ગર્વને તોડનારી છે ૬

સારાંશ—આ શ્લોકથી કવિ પ્રભુના કેશની શોભાને અદ્ભુત રીતે વર્ણવે છે અહિં કવિએ પ્રભુના શરીરને મેરૂ પર્વત સાથે સરખાવ્યું છે અને સ્કંધ ઉપર રહેલા કેશને મેઘશ્રેણીની સાથે સરખાવ્યા છે મેરૂ પર્વત સુવર્ણનો છે અને મેઘશ્રેણી શ્યામ છે, તેથી પ્રભુના સુવર્ણ કાંતિવાળા શરીરની અને કેશની શ્યામતાની યથાર્થ ઘટના થાય છે મેઘ જ્યાર લોકોને પ્રીતિ ઉપજાવનારો થાય છે તો પછી તત્સમાન ધર્મ વાળા પ્રભુ લોકોને પ્રીતિ ઉપજાવનારા કેમ ન થાય? પ્રભુના કેશની શોભા મેઘશ્રેણીના ગર્વને તોડનારી છે, એમ કહીને કવિએ વ્યતિરેકાલંકારની છાયા દર્શાવી છે ૬

## પ્રભુના મુખચંદ્રની અધિકતા.

मन्ये विशोध्य विधिरिंदुवमेव बिंबं, श्रीनाभिपार्थिवसुतो मुखमुचकार ।
तस्य स्फुट तदियमसनिविष्टकेशाच्छायाऽऽगादपतदंककलंकरेखा ॥ ७ ॥

વિધાતાએ ચંદ્રના બિંબને શોધીને શ્રી નાભિરાજાના પુત્ર શ્રી ઋષભદેવ ભગવાનનું મુખ રચેલું છે, એમ ખાત્રી થાય છે, કારણ કે, તે ચંદ્રના કલંકની રેખા પ્રભુના ખભા ઉપર રહેલા કેશની છાયાના મિષથી પડેલી હોય એમ લાગે છે ૭

સારાંશ—આ શ્લોકથી કવિ પ્રભુના મુખને ચંદ્રની સાથે સંપૂર્ણ રીતે ઘટાવી વર્ણવે છે વિધાતાએ ચંદ્રને શોધીને એટલે ચંદ્રમાથી કલંકના ભાગને દૂર કરીને પ્રભુનું મુખ બનાવેલું છે, એમ કવિ ઉત્પ્રેક્ષાથી નિશ્ચય કરે છે ચંદ્રને શોધવાથી તેના કલંકનો ભાગ જુદો પાડ્યો એટલે તે પ્રભુના મુખચંદ્રથી દૂર થઇ કેશની છાયાના મિષથી પ્રભુના ખભા ઉપર આવીને રહેલો હોય, એમ કવિની ઉત્પ્રેક્ષા છે કલંક શ્યામ છે, તેથી કેશની સાથે તેની ઘટના કરી છે.

## પ્રભુના ખભા ઉપર સંયમની રાજ્યલક્ષ્મીની મણિમય ક્રીડાભૂમિ.

असस्थली विकरवचकिता युगादिदेवस्य विग्रहगृहे विहिताश्रयाया ।
क्रीडाकृते मरकतोपलबद्धभूमिशोभां दधाति गुरुसंयमराजलक्ष्म्याः ॥ ८ ॥

કેશ રૂપી કાચળીને ધારણ કરનારી શ્રી ઋષભદેવ ભગવાનની ખભાની સ્થળી-

ભૂમિ, તેમના શરીર રૂપી મંદિરમાં વાસ કરીને રહેલી મહાસંયમની રાજલક્ષ્મીને ક્રીડા કરવા માટે મરકત મણિઓથી બાંધેલી ભૂમિની શોભાને ધારણ કરે છે ૮

સારાંશ—આ શ્લોકથી કવિ પ્રભુના કેશને અને ખભાને એક રમણીય ઉત્પ્રેક્ષા કરી વર્ણવે છે. જેમ કોઇ મહારાજાની રાણીને ક્રીડા કરવા માટે તેના અંતઃપુરના મંદિરમાં મણિમય ભૂમિકા (ઓટલી) બાંધવામાં આવે છે, તેમ અહિં કવિ વર્ણવે છે કે, પ્રભુએ ગ્રહણ કરેલ મહાન્ સંયમની રાજલક્ષ્મી કે જે પ્રભુના શરીર રૂપી મંદિરમાં વાસ કરીને રહેલી છે, તેણીને ક્રીડા કરવા માટે પ્રભુના કેશ રૂપી મરકત મણિઓથી ખભા રૂપી ભૂમિકા બાંધવામાં આવેલી છે કેશનો વર્ણ શ્યામ હોવાથી તેને મરકતમણિ સાથે અને ખભા વજ્રસંહનન નારાચવાળા હોવાથી તેને ભૂમિકા-ઓટલાની સાથે સરખાવ્યા છે.



# अर्हद् भक्ति-अधिकार.



આ પુસ્તકનો આરંભ કરતાં શ્રી અર્હદ્ ભગવાનની ભક્તિનો અધિકાર શરૂઆતમાં મુકવો અમોને ઠીક લાગ્યો છે અને તે સર્વ સુજ્ઞ પુરૂષોને પણ યોગ્ય જ લાગશે કરણ કે મંગળમાં શ્રી અર્હંત્ ભગવાન્ કે જે, આપણુ પરમ દૈવત છે, તેમનુ પ્રાથમિક સ્મરણ કરવુ તે હિતરૂપ છે જગત્‌ના મનુષ્યો સ્ત્રી, ધન, પુત્ર વગેરે અનેક નશ્વર સ્થાવર જંગમ પદાર્થોની ભક્તિ કરે છે, પરંતુ તેની ભક્તિનુ ફળ નાશવાળુ છે અને શ્રી અર્હદ્ ભગવાનની ભક્તિનુ ફળ સર્વોત્તમ છે, તેનુ અપૂર્વ ગૌરવ સમજાવવા સારૂ તથા તેવા વીતરાગોની ભક્તિ શા વાસ્તે કરવી? તે જણાવવા સારૂ આ અધિકારનો આરંભ કરવામાં આવે છે

## પૂજાના પાંચ પ્રકારનું સ્વરૂપ.

### +अनुष्टुप्.

पुष्पाद्यर्चा तदाज्ञा च, तद्द्रव्यपरिरक्षणम् ।
उत्सवास्तीर्थयात्रा च, भक्तिः पञ्चविधा जिने ॥ १ ॥

---

+श्लोके षष्ठं गुरु ज्ञेयं सर्वत्र लघु पञ्चमम् । द्विचतुष्पादयोर्ह्रस्वं सप्तमं दीर्घमन्ययोः.

અનુષ્ટુપ—શ્લોકમાં એક પદ ૮ અક્ષરનું હોય છે અને તેવા ૪ પાદ મળી ૩૨ અક્ષરનો તે થાય છે તેમાં ચારેય ચરણમાં ૬ ઠ્ઠો અક્ષર દીર્ઘ અને પાંચમો અક્ષર=હ્રસ્વ અને ૨ જા તથા ૪ થા પાદમાં ૭ મો અક્ષર હ્રસ્વ અને પહેલા તથા ૩ જા પાદમાં ૭ મો અક્ષર દીર્ઘ આવે છે

પુષ્પાદિકથી પ્રભુની પૂજા કરવી (૧) પ્રભુની આજ્ઞાનુ પાલન કરવુ (૨), દેવ દ્રવ્યની રક્ષા કરવી, (૩) અનેક પ્રકારના ઉત્સવો કરવા (૪) અને તીર્થયાત્રા કરવી (૫) એ પાચ પ્રકારે શ્રી જિનેશ્વર ભગવતની ભક્તિ કરાય છે ૧

તે ભક્તિમા વિનય અને મર્યાદા સભાળવાની જરૂર છે તે માટે કહ્યુ છે કે

## *आर्या.

पञ्चविधाभिगमोऽसौ खड्गच्छत्रे उपानहौ स्वपदो ।
मुकुट च चमरयुग्म विमुच्य वन्देत केवलिनम् ॥ २ ॥

ખડ્ગ, છત્ર, પગની મોજડી, મુગટ અને બે ચમર ત્યજીને કેવળ ભગવતને વદના કરવી, તે પાચ પ્રકારનો અભિગમ કહેવાય છે ૨

આ પ્રમાણે વિનયથી જિનદ્વારમા પ્રવેશ કરવો એ વ્યવહારમોહનો ત્યાગ છે અને તે રીતે વ્યવહાર મોહ છોડવાથી ભક્તિની મર્યાદા સાચવી શકાય છે દર્શને જતા પ્રથમ દેવ દ્રવ્યના રક્ષણ અને વ્યવસ્થા માટે વિચાર કરવો જોઈએ

### દેવ દ્રવ્યની રક્ષા કરનાર તથા વૃદ્ધિ કરનારને થતુ ફળ.

रक्खतो जिणदव्व, परित्तससारिआ जिओ होइ ।
वड्ढन्तो जिणदव्व, तित्थयरत्त लहइ जीवो ॥ ३ ॥

જે જીવ જિન દ્રવ્યની રક્ષા કરે છે તે જીવ પરિમિત સસારી (અલ્પ સસારી) થાય છે અને જે જીવ જિન દ્રવ્યની વૃદ્ધિ કરે છે, તે જીવ તીર્થંકરપણાને પ્રાપ્ત થાય છે ૩

### દેવ દ્રવ્યાદિ વ્યવસ્થા તપાસવા પછી દર્શનનો લાભ લેવો

### શ્રી જિન ભગવાન્‌ના નમસ્કારનુ ફળ.

अरिहतनमुक्कारा, जीव मोएइ भवसमुद्दाओ ।
भावेण कीरमाणो, होइ पुणो बोहिलाभाए ॥ ४ ॥

ભાવ થકી શ્રી અરિહત ભગવાન્‌ને કરેલ નમસ્કાર આ જીવને ભવસમુદ્રથી પાર ઉતારે છે અર્થાત્ મોક્ષ પ્રાપ્ત કરાવે છે, કદાપિ કર્મ યોગે તેજ ભવમા મોક્ષ પ્રાપ્તિ ન થાય તો બીજા જન્મમા બોધિલાભ (સમ્યકત્વ) ની પ્રાપ્તિ થાય છે ૪

* "यस्याः पादे प्रथमे द्वादशमात्रास्तथा तृतीयेऽपि अष्टादश द्वितीये चतुर्थके पञ्चदश साऽऽर्या"
જેના ૧ લા તથા ૩ જા ચરણમા ૧૨-૧૨ માત્રા અને ૨ જા ચરણમા ૧૮ અને ૪ થા ચરણમા ૧૫ માત્રા આવે એ વૃત્તને આર્યા કહેવામા આવે છે

વળી શ્રી અર્હંત ભગવાનને નમસ્કાર કરનાર પ્રત્યે અનુમોદન કરનારને પણ મહાન્ ફળ મળે છે કહ્યુ છે કે—

अरिहंतनमुक्कारो, धन्नाण भवक्खयकर ताणम् ।
हिअय अणुमोअन्तो, विसुत्तिआवारओ होइ ॥ ५ ॥

સ સારનો ક્ષય કરનારા અને ધન્ય એવા પુરૂષો અરિહંતને નમસ્કાર કરે છે, તેને હૃદયથી અનુમોદના કરનાર પ્રાણી પણ સંસારના દુ ખ તથા ઔસૅકિતનો નિવારણ કરનાર થાય છે ૫

## અર્હંત્ ભક્તિ ઉપર પ્રશ્નોત્તર.

* **એક શિષ્ય પોતાના ગુરૂને પુછે છે કે**—હે મહારાજા ગુરૂની સેવા ( ભક્તિ ) કરવાથી તેઓ પ્રસન્ન થાય છે અને સેવા કરનારા તેના સદુપદેશશ્રવણ નો તેમજ અનેક શાસ્ત્રના અભ્યાસનો લાભ પામે છે એટલે ગુરૂ સેવાનુ ફળ તો સેવકને પ્રત્યક્ષ દેખાય છે, તેથી તે તો કરવી યુક્ત છે, પરંતુ દેવો તો વીતરાગ સિદ્ધ નિરંજન છે, તે સેવા ભકિત કરવાથી સેવક ઉપર પ્રસન્ન થતા નથી, તેમ ન કરવાથી અ પ્રસન્ન થતા નથી, ત્યારે તેમની સેવા–ભક્તિ કરવાથી કે ન કરવાથી સેવકજનોને કાઇ લાભ હાનિ દેખાતી નથી, માટે અરિહંત, સિદ્ધ મારા દેવ છે એમ માનવુ તો જરૂરનુ છે કારણ કે તેથી સમ્યક્દૃષ્ટિપણુ નિર્મળ થાય છે, પરંતુ તેમની સેવા ભકિત વિશેષે કરવાની તો જરૂર જણાતી નથી, તેઓ તેને ઇચ્છતા પણ નથી તો તે શામાટે કરવી જોઇએ ?

**ઉત્તર**—હે ભવ્ય ! ગુરૂ સેવાનુ દૃષ્ટાંત આપીને તમે કહ્યુ કે 'દેવ વીતરાગ હોવાથી તે સેવા ભકિત કરવાથી પ્રસન્ન થતા નથી અને ન કરવાથી અપ્રસન્ન થતા નથી તે તો બરાબર છે પણ ' 'સેવા ભકિત કરવાથી કે ન કરવાથી સેવક જનોને કાઇ લાભ હાનિ દેખાતી નથી ' એ કહેવુ અસત્ય છે ભકિત કરવાથી લાભ છે અને ન કરવાથી હાનિ છે, તેથીજ મોક્ષાર્થિઓને દેવ પૂજા કરવી અવશ્ય ઘટિત છે સર્વ ધર્મનુ મૂળ દેવ ભક્તિ છે તે વિના સર્વ ધર્મ ક્રિયા નિષ્ફળ થાય છે અને દેવ ભક્તિ સાથે કરાતી સર્વ કરણી સફળ થાય છે એટલે કરવાથી લાભ ને ન કરવાથી હાનિ છે એ પ્રત્યક્ષ સિદ્ધ છે જેમ ચિંતામણિ રત્ન અચેતન હોવાથી તેની પૂજા કરનાર ઉપર તે પ્રસન્ન થતુ નથી, પરંતુ તેની પૂજા કરનાર તેની ભક્તિથી આ લોક સબંધી ઇચ્છિત સુખને પામે છે તેમ વીતરાગ દેવની ભકિત કરવાથી સેવક આ લોકમા અને પરલોકમા સર્વ પ્રકારના કલ્યાણનુ ભાજન થાય છે વળી જેમ અગ્નિને કોઇ જતનાથી રાખે અને અનાદરથી સેવે તો તેના ઉપર તે રૂષ્ટ થતો

* તત્ત્વવાર્તા

નથી પણ તેને બાળી દે છે, તેમ વીતરાગને વિષે પણ અભક્તિ—અનાદર કરનાર પોતાના તેવા પરિણામથી જ પોતાના કરેલા સર્વ ધર્મ કૃત્યના ફળ નષ્ટ કરી નાખે છે, આટલા ઉપરથી એ સિદ્ધ થાય છે કે વીતરાગ દેવ પોતે ભક્તિ કરવાથી તુષ્ટમાન થતા નથી કે ન કરવાથી રૂષ્ટમાન થતા નથી, પરંતુ કરનારને અને નહીં કરનારને ભક્તિથી અને અભક્તિથી થનારૂં તોષ ને રોષનું ફળ તો પ્રાપ્ત થાય છે

પ્રશ્ન—હે મહારાજ! આપે કહ્યું કે 'સર્વ ધર્મનું મૂળ દેવ ભક્તિ છે' તેનો સાર હું સમજી શક્યો નહીં તેથી તે સમજાવવા કૃપા કરો.

ઉત્તર—હે ભવ્ય, દેવ સર્વથી ઉત્કૃષ્ટ, જ્ઞાન દર્શનાદિ ગુણ સ્વભાવમય હોય છે, તેથી તેવા વંદનિક અતિશાયી ચેતનને અવલંબીને સર્વ મુમુક્ષુ જનોને એવી બુદ્ધિ ઉપજે કે '"આ ભગવાન સ્તવવા લાયક, પૂજવા લાયક, માનવા લાયક, નમવા લાયક, અને ધ્યાવા લાયક છે, અને તેમનો સર્વ ઉપદેશ આત્મ હિતૈષુ જીવોએ આદરવા લાયક છે એ સર્વજ્ઞ પરમાત્માએ સર્વ જીવોને હિતકારી ઉપદેશ કરેલો છે, તેથી એ પ્રભુ સર્વના પરમ ઉપકારી છે" આવી બુદ્ધિ તેવા દેવને આશ્રયા વિના નિરાલંબીને ઉપજતી નથી પૂજ્યને વિષે પૂજ્ય બુદ્ધિ પૂજ્યના આલંબનથી જ ઉત્પન્ન થાય છે અને એવી ધર્મવિચારણાવાળી બુદ્ધિ જ ધર્મનું મૂળ છે વળી તેવી બુદ્ધિ વીતરાગ દેવના અવલંબનથી ઉપજેલી હોવાને લીધે તે બુદ્ધિના મૂળ કારણ દેવ હોવાથી દેવ ભક્તિજ સર્વધર્મનું મૂળ છે એમ અમે કહ્યુ છે વળી દેવના અવલંબનથી એવી ધર્મ બુદ્ધિ પામીને ભવ્ય જીવને તે ધર્મ બુદ્ધિની પ્રેરણાથી દેવ ઉપર પારમાર્થિક ભક્તિરાગ પ્રગટે, અને તેવા ભક્તિ રાગથી તે દેવના ગુણોની સ્તવના કરવામા, તેમની પૂજા કરવામા, તેમને નમવામા, તેમના સ્મરણમા, તેમના નામનો જાપ કરવામા, તેમનુ ધ્યાન ધરવામા, ઉદ્યમવંત થાય તેમજ દેવ મંદિર કરાવવામા, જિન બિંબ ભરાવવામા તેમના પ્રતિષ્ઠા મહોત્સવ કરવામા, તેમની પુષ્પહાર કેશર ચંદનાદિ વડે વિશેષ ભક્તિ કરવામા અને વિવિધ અલંકારાદિ વડે તેમને શૃંગારવામા પોતાના દ્રવ્યની સફળતા સમજે, વળી ગુરૂ મુખે વિધિ પૂર્વક જિનાગમ ભણવામા અને શ્રવણ કરવામા પોતાની જીંદગીની સફળતા માને, તેમજ શક્તિ પ્રમાણે દેશવિરતિ કે સર્વવિરતિ ધર્મ આદરવામા, વિધિ શુદ્ધ તપ સંયમ પાળવામા ઉદ્યમવંત થાય આ બધુ પારકી પ્રેરણા વિના દેવ ભક્તિના પ્રેમ રસથી ભરેલી ધર્મ બુદ્ધિના ઉલ્લસિતપણાથી થાય એવો જિન ભક્તિનો પ્રબળ પ્રભાવ છે તેથી 'સર્વ ધર્મનુ મૂળ દેવ ભક્તિ છે,' એમ અમે કહ્યું છે, વળી દેવભક્ત ઉલ્લસિત થઇને સર્વ ધર્મ કૃત્યોમા પ્રવર્તે છે, તેથી દેવ ભક્તિ જ સર્વ ધર્મ સફળ છે અને ભક્તિહીન પ્રાણી ધર્મમા તેવો ઉલ્લસિત થતો નથી તેથી તેના ધર્મકૃત્ય મોક્ષ પ્રાપ્તિની અપેક્ષાએ નિષ્ફળ છે, એમ અમે

કહ્યુ છે કદિ તેવા ધર્મ કૃત્યથી સાસારિક સુખની પ્રાપ્તિ થાય છે પણ પરમાર્થ વૃત્તિએ વિચારતા મોક્ષ ફળ ન આપવાથી ને નિષ્ફળ છે, માટે સમ્યક્દ્રષ્ટિથી કરાનો જે ધર્મ તેજ શુદ્ધ ધર્મ જાણવો એ ધર્મ પામવાથી અવશ્ય મોક્ષપ્રાપ્તિ થાય છે એ સમ્યક્ત્વ મિથ્યાત્વાદિક પાપકર્મનો નાશ કરવાથી પ્રાપ્ત થાય છે, મિથ્યાત્વાદિનો નાશ તથાભવ્યતા પાકવાથી થઇ શકે છે એવી તથાભવ્યતા અરિહંતાદિક ચાર શરણુ આદરવાથી, દુષ્કૃત્યોને નિંદવાથી અને સુકૃત્યોને અનુમોદવાથી પાકે છે, માટે શુદ્ધ ધર્મના અર્થી અને મોક્ષના અભિલાષી ભવ્ય જીવોએ ચાર શરણાદિકને અંગીકાર કરવાનો તેમજ ઉપર બતાવ્યા પ્રમાણે સાલંબન ધર્મ કરણી કરવાનો યથાશક્તિ પ્રયત્ન અવશ્ય કરવો ૯



# सिद्धस्तुति–आधिकार.

શ્રી અર્હત્ ભગવાન પછી બીજો અધિકાર સિદ્ધ એવા નિરંજન નિરાકારનો છે, માટે બીજા અધિકાર તરીકે " સિદ્ધસ્તુતિ " નામના સિદ્ધ પુરૂષોના સ્તવનરૂપ અધિકારને ગોઠવવામા આવ્યો છે પ્રથમ તેમા એવી જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે કે–સિદ્ધ મહાત્માઓ કોને કહેવા ? તથા તેની ભાવપૂજા કેવા પ્રકારના ઉપહાર ( ચન્દન, તન્દુલ, પુષ્પમાળા, નૈવેદ્ય, દીપ, ધૂપ, ફળ, વિગેરે ) થી થઇ શકે ? તે સમજાવવા સારૂ ભાવપૂજા, ક્રમથી આ અધિકારમા આપવામા આવી છે, તેથી શ્રદ્ધાળુ પુરૂષોએ આ સિદ્ધ સ્તુતિના શ્લોકોનુ અર્થાનુસંધાન પૂર્વક પઠન કરવુ, તેથી સિદ્ધપરમાત્માના અનંત ચતુષ્ટયાદિ ગુણો પોતાનામા પ્રગટ કરવાની ભાવના થાય

## શ્રી સિદ્ધ મહાત્માઓના નામનો પ્રભાવ.

### * उपजाति.

यथाग्नितापः सुखदो जनानां शीतं सदा हन्ति न संशयोऽत्र ।
श्रीसिद्धजापो हि तथा च हन्ति पापं प्रकृष्टं च किमत्र चित्रम् ॥ १ ॥

* उपजाति તથા इन्द्रवज्रा તથા उपेन्द्रवज्रा નુ લક્ષણુ સાથેજ સમજી શકાય છે તેથી, અત્ર આપવામા આવે છે

" इन्द्रवज्रा " स्यादिन्द्रवज्रा यदि तौ जगौ ग અર્થાત્ ત ગણુ ત ગણુ જ ગણુ અને છેલ્ના બે અક્ષરો ગુરૂ, એમ આ છન્દ ૧૧ અક્ષરનો છે " उपेन्द्रवज्रा प्रथमे लघौ सा " ઉપરના છન્દમા દરેક ચરણુનો ૧ લો અક્ષર લઘુ હોય તો તે उपेन्द्रवज्रा કહેવાય છે અને " अनन्तरोदीरितलक्ष्मभाजौ पादौ यदीयावुपजातयस्ताः । " ઇન્દ્રવજ્રા તથા ઉપેન્દ્રવજ્રાના ચરણો મિશ્રિત હોય તે उपजाति કહેવાય છે

જેમ અગ્નિનો તાપ સુખદાયક થઇ સદા મનુષ્યોની ટાઢને હણે છે, એ નિસંશય વાત છે, તેમ સિદ્ધ નામના મંત્રનો જાપ ઉત્કૃષ્ટ એવા પાપને હણે છે તેમા શું આશ્ચર્ય ? ૧

## સિદ્ધ પુરૂષો કેવા હોય છે ?

### ×इन्द्रवज्रा ( २—३ )

येऽनादिमुक्तौ किल सन्ति सिद्धा, मायाविमुक्ता गतकर्मबंधा ।
एकस्वरूपा. कथिता मुनीन्द्रै , सिद्धान्तशास्त्रेषु निरञ्जनास्ते ॥ २ ॥

જે સિદ્ધાત્માઓ અનાદિ મુક્તિને વિષે રહેલા છે, તેઓ માયાથી મુક્ત અર્થાત્ રહિત, કર્મના બંધથી રહિત, એકજ સ્વરૂપ વાળા અને નિરંજન છે, એમ મુનિઓના ઇંદ્ર એવા તીર્થંકરોએ સિદ્ધાંત શાસ્ત્રોમાં કહેલ છે ૨

## તેમના નામ સ્મરણનું ફળ.

सर्वज्ञदेवस्य च नामजापात्, प्राप्नोति किंवाग्निभयं क्षयं च ।
प्राप्नोति किं राजभयं न नाशं, प्राप्नोति किंचोरभयं न नाशम् ॥ ३ ॥

શ્રી સર્વજ્ઞ દેવના નામનો જપ કરવાથી શું અગ્નિનો ભય ક્ષય નથી પામતો? શું રાજાનો ભય નાશ નથી પામતો? અને શું ચોરનો ભય વિનાશ નથી પામતો? અર્થાત્ સર્વ ભય નાશ પામે છે પણ તે જાપ ખરા શુદ્ધ અંતઃકરણ પૂર્વક હોવો જોઇએ, ૩

## સિદ્ધ ભગવાનની ભાવ પૂજા.

### *द्रुतविलम्बित ( ૪ થી ૧૧ )

निजमनोमणिभाजनभारया शमरसैकसुधारसधारया ।
सकलबोधकलारमणीयकम् सहजसिद्धमहम्परिपूजये ॥ ४ ॥

પોતાના મન રૂપી મણિમય પાત્રમા ભરેલી એવી સમતારસરૂપ એક અમૃતની ધારા વડે સર્વ પ્રકારના બોધની કળાથી અર્થાત્ કેવળજ્ઞાનથી રમણીય એવા સહજ સિદ્ધ પરમાત્માને હું પૂજું છું ૪

---

* દ્રુતવિલંબિત નું લક્ષણ × પાનું ૯ મું જુઓ.

" द्रुतविलम्बितमाह नभौ भरौ "

ન ગણ ભ ગણ ભ ગણ અને ર ગણ આમ ૧૨ અક્ષરનું એક ચરણ છે

## સિદ્ધ ભગવાનની ચંદન પૂજા.

सहजकर्मकलङ्कविनाशनैरमलभाववसुवासितचन्दनैः ।
अनुपमानगुणावलिनायक, सहजसिद्धमहम्परिपूजये ॥ ५ ॥

સહજ–સ્વાભાવિક કર્મ કલંકને નાશ કરનારા, નિર્મળ ભાવ રૂપ સુગંધી ચંદન વડે અનુપમ એવી ગુણ શ્રેણીના નાયક સહજ સિદ્ધ પરમાત્માને હું પૂજું છું ૫

## સિદ્ધ ભગવાનની અક્ષત પૂજા.

सहजभावसुनिर्मलतन्दुलैः सकलदोषविशालविशोधनैः ।
अनुपरोधसुबोधनिधानक सहजसिद्धमहम्परिपूजये ॥ ६ ॥

જેનો અવરોધ ન થાય એવા ઉત્તમ બોધના ભંડાર રૂપ એવા સહજ સિદ્ધ પરમાત્માને, સર્વ દોષોના વિશાળ શોધન કરનારા સહજ ભાવ રૂપ નિર્મળ અક્ષત વડે હું પૂજું છું ૬

## પુષ્પ પૂજા.

समयसारसुपुष्पसुमालया सहजकर्मकरेण विशोधया ।
परमयोगबलेन वशीकृत सहजसिद्धमहम्परिपूजये ॥ ७ ॥

સહજ કર્મના સમૂહને શોધનારી એવી સિદ્ધાંતના સાર રૂપ પુષ્પોની માળા વડે પરમ યોગના બળથી વશ કરેલા સહજ સિદ્ધ પરમાત્માને હું પૂજું છું ૭

## નૈવેદ્ય પૂજા.

अकृतबोधसुदिव्यनिवेद्यकैर्विहितजातजरामरणान्तकैः ।
निरवधिप्रचुरात्मगुणालय सहजसिद्धमहम्परिपूजये ॥ ८ ॥

જેમણે જન્મ, જરા અને મૃત્યુનો નાશ કરેલો છે, એવા સ્વાભાવિક બોધરૂપ દિવ્ય નૈવેદ્ય વડે અવધિરહિત ઘણા આત્માના ગુણોના સ્થાન રૂપ એવા સહજ સિદ્ધ પરમાત્માને હું પૂજું છું ૮

## દીપક પૂજા.

सहजरत्नरुचिप्रतिदीपकैरुचिविभूतितमःप्रविनाशनैः ।
निरवधिस्वविकाशविकाशन सहजसिद्धमहम्परिपूजये ॥ ९ ॥

સાંસારિક કામનાઓ અને વૈભવરૂપ અંધકારને નાશ કરનારા એવા સહજ જ્ઞાનરૂપ રત્નની રૂચિરૂપ દીવાઓ વડે આત્માના નિરવધિ વિકાશને કરનારા સહજ સિદ્ધ પરમાત્માની હુ પૂજા કરૂ છુ ૯

### ધૂપ પૂજા.

निजगुणाक्षयरूपसुधूपनैः, स्वगुणघातमलप्रविनाशनैः ।
विशदबोधसुदीर्घसुखात्मकं, सहजसिद्धमहं परिपूजये ॥ १० ॥

આત્માના ગુણોનો ઘાત કરનારા, મળનો નાશ કરનારા એવા પોતાના ગુણના અક્ષયરૂપ સુન્દર ધૂપ વડે ઉજ્વળ બોધથી અતિ દીર્ઘ ( અક્ષય ) એવા સુખ સ્વરૂપ સહજ સિદ્ધ પરમાત્માને હુ પૂજુ છુ ૧૦

### ફળ પૂજા

परमभावफलावलिसम्पदा, सहजभावकुभावविशोधया ।
निजगुणस्फुरणात्मनिरञ्जनं, सहजसिद्धमहं परिपूजये ॥ ११ ॥

સહજ ભાવમા રહેલ કુભાવને શોધનારી ઉત્કૃષ્ટ ભાવરૂપ ફલની શ્રેણીની સમૃદ્ધિ વડે આત્મગુણની સ્ફુરણારૂપે નિરંજન એવા સહજ સિદ્ધ પરમાત્માને હુ પૂજુ છુ ૧૧



## सरस्वतीस्तुति–अधिकार



" સિદ્ધ સ્તુતિ " નામના બીજા અધિકારમા શ્રી સિદ્ધ મહાત્માઓનુ જે સ્તવન કર્યું તેમા સરસ્વતી ( વાણી ) ની અપેક્ષાની ખાત્રી સુજ્ઞ જનોને થઇ હશે કે આવી ભાવ પૂજાઓરૂપે સ્તવન કરવામા સરસ્વતી ( વિદ્યાદેવી ) ની ઉપાસના ( અભ્યાસ ) સિવાય સ્તવન થાય થઇ શકે નહિ, તેમ સરસ્વતી એ મનુષ્યોની બુદ્ધિ રૂપી વનિતાની એક મુક્તાફળ માળા છે અને તેજ સરસ્વતી વીતરાગ દેવ ની (વાણી) ન હોત તો વિદ્વાન્ તથા મૂર્ખોને મનુષ્યો જાણી કેમ શકત ? અત એવ સરસ્વતીનુ સ્તવન કરવુ યોગ્ય છે એમ ધારી આ અધિકાર આરભાય છે

સરસ્વતી તે વિદ્વાન્ તથા મૂર્ખ મનુષ્યની બુદ્ધિરૂપી સોનાની કસોટી છે

### अनुष्टुप् (१—२)

पातु वो निकषग्रावा मतिहेम्न: सरस्वती ।
प्राज्ञेतरपरिच्छेदं वचसेव करोति या ॥ १ ॥

મતિ રૂપ સુવર્ણની કસોટી એવી સરસ્વતી તમારૂ રક્ષણ કરો, કે જે સરસ્વતી વચનથી જ વિદ્વાન્ અને મૂર્ખનુ વિવેચન કરી આપે છે. ૧

## વિરોધાભાસ અલંકારથી સરસ્વતીજીના ભંડારનુ વર્ણન.

अव्यये व्ययमायाति व्यये याति सुविस्तरम् ।
अपूर्वः कोऽपि भण्डारस्तव भारति दृश्यते ॥ २ ॥

હે સરસ્વતિ ? તમારો કોઇ અપૂર્વ ભંડાર દેખાય છે, કે જે ભંડાર નહીં ખર્ચાવાથી ખુટી જાય છે અને ખર્ચવાથી સારા વિસ્તારને પામે છે ૧

સરસ્વતીથી કવિઓની શાસ્ત્ર સંપત્તિનુ દર્શન

### आर्या.

श्रुतसम्पद कवीनामुक्तिभिरेव प्रकाशतां यान्ति ।
सिन्धोरपारजलभरमुद्गारा एव कथयन्ति ॥ ३ ॥

કવિઓની શાસ્ત્રીય સંપત્તિઓ તેમની ઉક્તિઓથી જ પ્રકાશતાને પામે છે સમુદ્રના અપાર જળના સમૂહને તેના ઉદ્ગારો જ જણાવી આપે છે એટલે જેમ સમુદ્રના મોજાઓ ઉપરથી તેનામા અગાધ જળ છે એમ જણાઇ આવે છે, તેમ કવિઓની કવિતા ઉપરથી તેમનામા શાસ્ત્રોનો બોધ કેટલો છે તે જણાઇ આવે છે ૩

# जिनबिंब–अधिकार.

પ્રાસંગિક સરસ્વતીસ્તુતિનામના અધિકારને પૂર્ણ કરી પુન પ્રસ્તુત વિષયને અનુસરાય છે, એટલે પ્રથમના અર્હત્ ભક્તિનામના અધિકારમા શ્રી અર્હત્ ભગવાનની ભક્તિ કરવાનુ સિદ્ધ કર્યુ તેમા શ્રી અર્હત ભક્તિમા ભગવાનની પૂજાના પાચ પ્રકાર જણાવ્યા છે તો તે પ્રમાણે પૂજન કયા સ્થાનમા કરવુ ? એવી રીતનો પ્રશ્ન ઉદ્ભવે છે, કારણ કે અર્હત ભગવાનના પ્રત્યક્ષ સ્વરૂપે સદાકાળ દર્શન થતા નથી, અને પૂજાતો ચન્દન પુષ્પાદિથી કરવાની તેમા જણાવેલી છે તો તે પૂજા પ્રત્યક્ષ સુન્દર મૂર્ત્તિ વિના કેમ થઇ શકે ? તે પ્રશ્નોનો ઉદ્ભવ થતા તેનો ઉત્તર આપવા માટે શ્રી જિન ભગવન્તોના બિંબોની સ્થાપના કરવાનુ સિદ્ધ કરવા તથા તેના ફળ માટે અધિકાર આરંભાય છે

## પ્રતિમા કરવાનું ફળ

### આર્યા (૧—૨).

जो कारवेइ पडिमं जिणाण जियरागदोसमोहाण ।
सो पावइ अन्न भवे, सुहजम्म धम्मवररयण ॥ १ ॥

જેમણે રાગ, દ્વેષ અને મોહ જીતેલા છે, એવા શ્રી જિન ભગવંતની પ્રતિમાને જે પુરૂષ કરાવે છે, તે પુરૂષ અન્ય ભવને વિષે શુભ જન્મ અને ધર્મરૂપી ઉત્તમ રત્નને પામે છે ૧

दारिद्द दोहग्ग कुजाइ कुसरीर कुमइ कुगइओ ।
अवमाणे रोग सोगा न हुंति जिण बिम्बकारिणाम् ॥ २ ॥

શ્રીજિન બિંબ કરાવનાર પુરૂષોને દારિદ્ર્ય, દુર્ભાગ્ય, કુજાતિ, કુશરીર, કુબુદ્ધિ, દુર્ગતિ અપમાન, રોગ અને શોક થતા નથી ૨

### वसन्ततिलका.

अङ्गुष्ठमानमपि यः प्रकरोति बिम्बं वीरावसानवृषभादिजिनेश्वराणाम् ।
स्वर्गे प्रधानविपुलर्द्धिसुखानि भुक्त्वा पश्चादनुत्तरगतिं समुपैति धीरः ॥ ३ ॥

જે ધીર પુરૂષ શ્રી ઋષભદેવ ભગવાનથી માંડીને છેલ્લા શ્રી મહાવીર પ્રભુસુધીના જિનેશ્વરોનું એટલે ચોવીશ તીર્થંકર પૈકી ગમે તે તીર્થંકરનું અંગુષ્ટ પ્રમાણ પણ બિંબ કરાવે છે, તે પુરૂષ સ્વર્ગને વિષે વિસ્તારવાળી સમૃદ્ધિના સુખ ભોગવ્યા પછી અનુત્તર ગતિ-મોક્ષને પામે છે તો પછી અધિક કરાવનારને માટે તો કહેવું જ શું? ૩

## જિનાલય બંધાવનારને ફલ.

### शार्दूलविक्रीडित (४—५)

रम्यं येन जिनालयं निजभुजोपात्तेन चूर्णार्पितं
मोक्षार्थं स्वधनेन शुद्धमनसा पुंसा सदाचारिणा ।
वेद्यं तेन नरामरेन्द्रमहितं तीर्थेश्वराणां पदं
प्राप्तं जन्मफलं कृतं जिनमतं गोत्रं समुद्योतितम् ॥ ४ ॥

સદાચારવાળા અને શુદ્ધ હૃદયવાળા જે પુરૂષે મોક્ષને અર્થે પોતાની ભુજાથી મેળવેલા (ન્યાયોપાર્જિત) ધનવડે રમણીય જિનાલય કરાવી સારી રીતે અર્પણ કરેલું છે, તે પુરૂષે મનુષ્ય અને દેવતાઓના ઇંદ્રોએ પૂજેલા શ્રી તીર્થંકરોના પદને

મેળવ્યુ છે, પોતાના જન્મનુ ફળ પ્રાપ્ત કર્યું છે, જિનશાસન પાળ્યુ છે અને પોતાના ગોત્રને ઉજવળ કર્યું છે ૪

### કુમારપાળ રાજાની સેવા.

आज्ञावर्तिषु मण्डलेषु विपुलेष्वष्टादशस्वादरा
दब्दान्येव चतुर्दश प्रसभमरामारिं निवार्योजसा ।
कीर्तिस्तम्भनिभान् चतुर्दशशतीसंख्यान् विहारास्तथा
जैनान्निर्मितवान् कुमारनृपतिर्द्रव्यव्ययं भूरिशः ॥ ५ ॥

કુમારપાળ રાજાએ પોતાના પરાક્રમથી આજ્ઞામા વર્ત્તનારા અને વિસ્તાર વાળા અઢાર મડળ–દેશોમા ચૌદવર્ષ સુધી અમારી ઘોષણા કરાવી પોતાની કીર્ત્તિના સ્થભ જેવાં ચૌદસો જૈન વિહાર–જૈન મદિરો કરાવ્યા હતા અને ઘણુ દ્રવ્ય ખર્ચ્યું હતુ ૫

---

## पूजा–अधिकार.



જિન બિબઅધિકારમા શ્રી જિન બિબની સ્થાપના વગેરેનુ પ્રતિપાદન થયુ છે હવે તે જિન બિબોની પૂજા કયા પ્રકારથી કરવી ? તે પ્રશ્ન ઉદ્ભવે છે તેનો યથાયોગ્ય રીતે જવાબ જણાવવા આ પૂજાધિકાર શરૂ કર્યો અત્ર ઉચિત લાગે છે આ અધિકારમા શ્રી જિન પ્રભુની નવાગ પૂજા કરવામા આવે છે તેનુ તથા ચન્દન વગેરેથી કરાતી પૂજાનુ ફળ વિસ્તારથી આપવામા આવ્યુ છે આ વિષય શ્રાવકો તથા સાધુઓ વગેરેને ઘણોજ મનન કરવા યોગ્ય છે, એટલુ જ નહિ પણ તે અક્ષરશ આદરવા યોગ્ય છે

### જિનેશ્વરની ભકિતથી ફળપ્રાપ્તિ.

अनुष्टुप—(१ थी ४)

दर्शनाद्दुरितं हन्ति वन्दनाद्वाञ्छितप्रदः ।
पूजनात् पूरकः श्रीणां, जिनः साक्षात् सुरद्रुमः ॥ १ ॥

શ્રી જિન ભગવાન્ એ સાક્ષાત્ કલ્પવૃક્ષ જ છે જે દર્શનથી પાપનો નાશ કરે છે, વદના કરવાથી વાછિત આપે છે અને પૂજવાથી સર્વ પ્રકારની લક્ષ્મીઓને પૂરનારા થાય છે ૧

### શ્રી અક્ષત પૂજા

अक्षतान् ढौकयेद्योऽत्र देवाग्रे भक्तिपूर्वकम् ।
अखण्डसुखमाप्नोति स्त्रीपुत्रधनसंयुतम् ॥ २ ॥

જે પુરૂષ જિનેશ્વરની આગળ ભકિત પૂર્વક અક્ષત ધરે છે, અર્થાત્ જે અક્ષત પૂજા કરે છે તે પુરૂષ સ્ત્રી, પુત્ર અને દ્રવ્યથી સુખી થઇ અંતે અક્ષત-મોક્ષરૂપ અખંડ સુખ પ્રાપ્ત કરે છે ૨

### ફળ પૂજા.

फलपूजाविधौ तु स्यात् सौभाग्य जनमान्यता ।
ऐश्वर्य रूपमारोग्य स्वर्गमोक्षसुखान्यपि ॥ ३ ॥

જિનેશ્વર ભગવાનની ફળ પૂજા કરવાથી સૌભાગ્ય, લોકમાન, ઐશ્વર્ય, રૂપ, આરોગ્ય અને સ્વર્ગ યાવત્ મોક્ષના સુખ પણ મળે છે ૩

### શ્રી જિનેશ્વર ભગવાનની પૂજાનું ફળ.

उपसर्गाः क्षयं यान्ति छिद्यन्ते विघ्नवल्लय ।
मनः प्रसन्नतामेति पूज्यमाने जिनेश्वरे ॥ ४ ॥

શ્રી જિનેશ્વરને પૂજવાથી ઉપદ્રવો ક્ષય પામે છે, વિઘ્નરૂપી લતાઓ છેદાઇ જાય છે, અને હૃદય પ્રસન્નતાને પ્રાપ્ત થાય છે ૪

### જિન મંદિરમાં પ્રવેશ કરવા વગેરેનું ફળ.

आर्या —( ५ थी ७ )

सपत्तो जिण भवणे, पावइ छम्मासिअ फल पुरिसो ।
संवच्छरि अन्नुफल दारदेसट्ठिलहइ ॥ ५ ॥

જે પુરૂષ જિન ભવનને પ્રાપ્ત કરે છે તે છમાસી તપનું ફળ પામે છે, અને જિન ભગવાનના દ્વાર પ્રદેશમાં સ્થિર થતા સંવત્સરી (વર્ષી) તપનું ફળ મેળવે છે ૫

### પ્રદક્ષિણા વગેરેનું ફળ

पायखिणेण पावइ, वरिस सयफलं तउजणे महिये ।
पावइवरिस सहस्स अणंत पुण जिणे थुणिये ॥ ६ ॥

જિનેશ્વરને પ્રદક્ષિણા કરવાથી સો વર્ષીતપનું ફળ મેળવે છે પૂજવાથી હજાર વર્ષીતપનું ફળ મેળવે છે, અને સ્તુતિ કરવાથી અનન્તગણું ફળ મેળવે છે ૬

### શ્રી જૈન બિંબને પ્રમાર્જન કરનારને ફળ.

सय पमज्जणे पुण्णं सहस्स च विलेवणे ।
सयसाहस्सिआ माला अणन्त जीअवाइए ॥ ७ ॥

પ્રભુને પ્રમાર્જન કરવાથી સોગણુ, ચંદન વડે વિલેપન કરવાથી હજારગણુ, પુષ્પમાળા ચડાવવાથી લાખગણુ, અને ગીત વાદિત્ર કરવાથી અનંતગણુ ફળ થાય છે ૭

### વીતરાગની સેવાથી મોક્ષ પ્રાપ્તિ.

उपजाति. ( ८ थी १० )

गृहादिकर्माणि विहाय भव्याः, श्रीवीतराग परिपूजयन्ति ।
ये शुद्धभावात्रिदशाधिपत्वं, सम्पादयन्त्याशु शिवं क्रमेण ॥ ८ ॥

જે ભવ્ય મનુષ્યો ઘર વગેરેના કામ છોડી દઇ શુદ્ધ ભાવથી શ્રી વીતરાગ ભગવાનને પૂજે છે, તેઓ ઇંદ્ર પણાને પ્રાપ્ત કરે છે, અને પછી અનુક્રમે સત્વર-મોક્ષને પામે છે ૮

### પુષ્પ પૂજા.

पूर्वं नवाङ्गं नवभिः प्रसूनैः, पूजाकृता श्येनकमालिकेन ।
ततो नवस्वेव भवेषु लक्ष्मीं, नवा नवा प्राप शिवर्द्धिमन्ते ॥ ९ ॥

પૂર્વે શ્યેનક નામના માલીએ નવ પુષ્પોથી પ્રભુના નવ અંગે પૂજા કરી હતી, તેથી તેણે નવ ભવને વિષે નવી નવી લક્ષ્મીને પ્રાપ્ત કરી છે છેવટે તે મોક્ષ લક્ષ્મીને પ્રાપ્ત થયો ૯

न यान्ति दास्यं न दरिद्रभावं, न प्रेष्यतां नैव च हीनयोनिम् ।
न चापि वैकल्यमिहेन्द्रियाणां, ये कारयन्त्यत्र जिनेन्द्रपूजाम् ॥ १० ॥

જેઓ આ લોકને વિષે જિનેંદ્ર ભગવાનની પૂજા કરાવે છે, (ભણાવે છે,) તેઓ દાસપણાને અને દારિદ્રયપણાને પામતા નથી, કોઇની તાબેદારી ઉઠાવતા નથી, હલકી જાતિમાં જન્મતા નથી અને ઇંદ્રિયોની વિકળતા પામતા નથી તો પછી જે પોતે પૂજા કરે તેનું તો કહેવુ જ શું ? ૧૦

### પૂજાનાં ઉપકરણ.

द्रुतविलम्बित

उदकचन्दनतन्दुलपुष्पकैश्चरुसुदीपसुधूपफलार्घकैः ।
धवलमङ्गलगानरवाकुले, जिनगृहे जिनदेवमहं यजे ॥ ११ ॥

ધવળ મંગળના ગીતના શબ્દોથી ગાજી રહેલ એવા જિનાલયને વિષે જળ, ચંદન, અક્ષત, પુષ્પ, ચરૂ, (નૈવેદ્ય) દીપ, ઉત્તમ ધૂપ, ફળ અને અર્ઘ થી હું જિનેશ્વરની પૂજા કરૂં છું ११

## શ્રી જિન ભગવાન્‌ની પૂજાના લાભ.

### * शिखरणी

कदाचिन्नातङ्कः कुपित इव पश्यत्यभिमुखं,
विदूरे दारिद्र्यं चकितमिव नश्यत्यनुदिनम् ।
विरक्ता कान्तेव त्यजति कुगतिः सङ्गमुदयो,
न मुञ्चत्यभ्यर्णं सुहृदिव जिनार्चां रचयतः ॥ १२ ॥

જે ભવ્ય મનુષ્ય શ્રી જિનેશ્વરની પૂજા કરે છે, તેના મુખની સામુ જાણે કોપ પામ્યો હોય, તેમ રોગ જોતોજ નથી, જાણે ભય પામ્યું હોય, તેમ દારિદ્રય હમેશા તેનાથી દૂર નાશે છે, વિરક્ત થયેલી સ્ત્રીની જેમ દુર્ગતિ તેનો સંગ છોડી દે છે અને મિત્રની જેમ ઉદય તેની પાસેથી ખસતોજ નથી १२

## શ્રી જિન મંદિરમા જવા વિગેરેનું ફળ.

### शार्दूलविक्रीडित (१३ थी २१)

यास्याम्यायतनं जिनस्य लभते ध्यायँश्चतुर्थं फलं,
षष्ठञ्चोत्थित उद्यतोऽष्टममथो गन्तुं प्रवृत्तोऽध्वनि ।
श्रद्धालुर्दशमं बहिर्जिनगृहात्प्राप्तस्ततो द्वादश,
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ मासोपवास फलम् ॥ १३ ॥

'હું જિનાલયમા જઈશ' એવો વિચાર થતા ચતુર્થ તપ (એક ઉપવાસ)નું ફળ મળે છે ત્યા જવાને ઉઠતાજ છઠ્ઠ તપનું ફળ મળે છે, તેને માટે ઉદ્યોગ કરતા અઠ્ઠમનું ફળ મળે છે, ને શ્રદ્ધાળુ થઈ રસ્તે ચાલતા પ્રવર્ત્તતા જ દશમનું ફળ મળે છે, જિનાલયની બાહેર આવતા દ્વાદશ તપનું ફળ મળે છે, ચૈત્યમા અર્થાત્ મંદિરની

---

* "શિખરિણી" નું લક્ષણ

"रसै रुद्रैश्छिन्ना यमनसभला गः शिखरिणी"

६ અને ११ અક્ષરે વિરામ તથા યગણ મગણ નગણ સગણ ભગણ ને લઘુ અને એક અક્ષર લઘુ તથા છેવટે એક અક્ષર ગુરુ મળી १७ અક્ષરનું એક ચરણ એમ ચાર ચરણ મળીને "શિખરિણી" છંદ થાય છે

અંદર જતા સાક્ષિક તપનું ફળ મળે છે શ્રી જિનેશ્વરના દર્શન થતાજ માસોપવાસનું ફળ મળે છે ૧૩.

## ભાવ પૂજા.

नेत्रोन्मीलिविकाशभावनिवहैरत्यन्तबोधाय वै,
वा गन्धाक्षतपुष्पदामचरुकैः सद्दीपधूपैः फलैः ।
यश्चिन्तामणिशुद्धभावपरमज्ञानात्मकैरर्चयेत्,
सिद्धं स्वादुमगाधबोधमचलं तं चर्चयामो वयम् ॥ १४ ॥

જે પુરૂષ, મોક્ષ અર્થે નેત્રોને ઉન્મીલન કરનારા (હૃદયના) વિકાશભાવના સમૂહરૂપ અને ચિંતામણિ સમાન શુદ્ધભાવ તથા પરમ જ્ઞાનરૂપ એવા ગંધ, અક્ષત, પુષ્પમાળા, ચરૂ, દીપ, ધૂપ અને ફળોથી સ્વાદિષ્ટ રૂપી અગાધ બોધ અને અવિચળ એવા સિદ્ધ ભગવાન્‌ને પૂજે છે, તેવા પુરૂષને અમે પૂજીએ છીએ. ૧૪ *

## પૂજાથી ભિન્ન ભિન્ન ફળ પ્રાપ્તિ.

वस्त्रैर्वस्त्रविभूतयः शुचितरालङ्कारतोऽलङ्कृतिः,
पुष्पैः पूज्यपदं सुगन्धितनुता गन्धैर्जिने पूजिते ।
दीपैर्ज्ञानमनावृतं निरुपमं भोगर्धि रत्नादिभिः,
सन्त्येतानि किमद्भुतं शिवपदप्राप्तिस्ततो देहिनाम् ॥ १५ ॥

શ્રી જિન ભગવાન્‌ને વસ્ત્રો વડે પૂજવાથી વસ્ત્રોની વિભૂતિ પ્રાપ્ત થાય છે, અતિ પવિત્ર અલંકારો વડે પૂજવાથી અલંકારો મળે છે, પુષ્પો વડે પૂજવાથી પૂજ્ય પદવી મળેછે, ગંધ વડે પૂજવાથી શરીર સુગંધી થાય છે, દીપ વડે પૂજવાથી આવરણ રહિત જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને રત્ન વગેરેથી પૂજવાથી અનુપમ ભોગ સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે ટુંકમા તીર્થંકર ભગવાન્‌ની પૂજાનુ ફળ વર્ણન કરી શકાય તેમ નથી, કેમકે એ બધા ફળ પ્રાપ્ત થાયછે એટલુંજ નહિ પણ તે પ્રભુની પૂજાથી પ્રાણીઓને મોક્ષ પદની પણ પ્રાપ્તિ થાય છે ૧૫

## જિનેશ્વરની પૂજાનું અકથ્ય ફળ.

आयुष्कं यदि सागरोपममितं व्याधिव्यथावार्जितं,
पाण्डित्यं च समस्तवस्तुविषयं प्रावीण्यलब्ध्यास्पदम् ।
जिह्वा कोटिमिता च पाटवयुता स्यान्मे धरित्रीतले,
नो शक्नोमि तथापि वर्णितुमलं तीर्थेशपूजाफलम् ॥ १६ ॥

* આ કાવ્યથી ભાવ પૂજાનું વર્ણન કરેલું છે

આ પૃથ્વી ઉપર સારૂ આયુષ્ય વ્યાધિ અને પીડા વગરનુ સાગરોપમ જે ટલુ હોય, શાસ્ત્રમા પ્રવીણતાની લબ્ધિનુ સ્થાન રૂપ એવુ સર્વ પદાર્થોના વિષયોના જ્ઞાનવાળુ પાંડિત્ય હોય, અને ચાલતી વાણી કોટિ પ્રમાણ જીન્હાઓ હોય, તોપણ શ્રી તીર્થંકરની પૂજાનુ ફળ વર્ણન કરવાને હુ સમર્થ થઈ શકુ નહીં ૧૯

## શ્રી જિન ભગવાન્‌ની પૂજાના સર્વોત્તમ લાભ

नौरेषा भववारिधौ शिवपदप्रासादनिःश्रेणिका,
मार्गः स्वर्गपुरस्य दुर्गतिपुरद्वारप्रवेशार्गला ।
कर्मग्रंथिशिलोच्चयस्य दलने दम्भोलिधारासमा,
कल्याणैकनिकेतनं निगदिता पूजा जिनानां परा ॥ १७ ॥

શ્રી જિનેશ્વરોની પૂજા આ સંસાર સાગરમા નૌકા રૂપ છે, મોક્ષપદ રૂપ મહેલ ઉપર ચડવાની નિસરણી છે, સ્વર્ગરૂપ નગરનો માર્ગ છે, દુર્ગતિ રૂપ નગરના દરવાજાની ભૂગળ છે, કર્મગ્રંથિ રૂપ પર્વતને તોડવામા વજ્રની ધારાસમાન છે અને કલ્યાણનુ એક સ્થાન રૂપ છે એમ શાસ્ત્રકારોએ કહેલુ છે ૧૭

## પૂજાથી મનુષ્યને થતા લાભ.

नेत्रानन्दकरी भवोदधितरी श्रेयस्तरोमञ्जरी,
श्रीमद्धर्ममहानरेन्द्रनगरी व्यापल्लताधूमरी ।
हर्षोत्कर्षशुभप्रभावलहरी भावद्विषां जित्वरी,
पूजा श्रीजिनपुङ्गवस्य विहिता श्रेयस्करी देहिनाम् ॥ १८ ॥

સર્વોત્તમ એવા શ્રી જિનેશ્વરની પૂજા નેત્રોને આનન્દ કરનારી, સંસાર સાગર માથી તારનારી, કલ્યાણ રૂપ વૃક્ષની મંજરી જેવી, શ્રી ધર્મ રૂપ મહાન્ રાજાની રાજ્યધાનીરૂપ, વિપત્તિરૂપ લતાઓમા ધૂમ્રરૂપ, હર્ષના ઉત્કર્ષ તથા શુભના પ્રભાવ ની ઊર્મિ રૂપ, અંતરના કામ ક્રોધાદિશત્રુને જિતનારી અને પ્રાણીઓનુ શ્રેય કર નારી કહેલી છે ૧૮

## અર્ચાનુ ફળ.

पापं लुम्पति दुर्गतिं दलयति व्यापादयत्यापदं,
पुण्यं संचिनुते श्रियं वितनुते पुष्णाति नीरोगताम् ।
सौभाग्यं विदधाति पल्लवयति प्रीतिं प्रसूते यशः,
स्वर्गं यच्छति निर्वृतिं च रचयत्यर्चार्हतां निर्मिता ॥ १९ ॥

શ્રી અર્હન્તોની કરેલી પૂજા પાપને લોપેછે, દુર્ગતિને દળે છે, આપત્તિનો નાશ કરે છે, પુણ્યનો સંચય કરે છે, લક્ષ્મીને વિસ્તારે છે, આરોગ્યનું પોષણ કરે છે, સૌભાગ્યને સાધ્ય કરે છે, પ્રીતિને વિસ્તારે છે, યશને ઉત્પન્ન કરે છે, સ્વર્ગને આપે છે, અને મોક્ષને રચે છે ૧૯

## શ્રી જિન પૂજાથી મોક્ષ પર્યન્તની પ્રાપ્તિ.

स्वर्गस्तस्य गृहाङ्गणं सहचरी साम्राज्यलक्ष्मीः शुभा,
सौभाग्यादिगुणावलिर्विलसति स्वैरं वपुर्वेश्मनि ।
संसारः सुतरः शिवं करतलक्रोडे लुठत्यञ्जसा,
यः श्रद्धाभरभाजनं जिनपतेः पूजां विधत्ते जनः ॥ २० ॥

જે મનુષ્ય અતિ શ્રદ્ધાનું પાત્ર બની શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરે છે તેને સ્વર્ગ ઘરનું આંગણું થાય છે, ઉત્તમ એવી સામ્રાજ્યની લક્ષ્મી તેની સહચરી-સખી છે, તેના શરીર રૂપી ઘરમાં સૌભાગ્ય વગેરે ગુણોની શ્રેણી સ્વેચ્છાથી વિલાસ કરે છે, તેને આ સંસાર સહેલાઇથી તરી શકાય તેવો થાય છે અને તેની હથેલીમાં મોક્ષ પ્રત્યક્ષ આવી ક્રીડા કરે છે, અર્થાત્ શ્રદ્ધાથી જિન પૂજા કરનારને સ્વર્ગ, સામ્રાજ્ય લક્ષ્મી, સૌભાગ્ય વગેરે ગુણો, સંસારની સુગમતા અને મોક્ષ પ્રાપ્ત થાય છે ૨૦

## જિન ભક્તિથી નિકાચિત કર્મનો નાશ

यः पुष्पैर्जिनमर्चति स्मितसुरस्त्रीलोचनैस्सोऽर्च्यते,
यस्तं वन्दत एकशस्त्रिजगता सोऽहर्निशं वन्द्यते ।
यस्तं स्तौति परत्र वृत्रदमनस्तोमेन स स्तूयते,
यस्तं ध्यायति क्लृप्तकर्मनिधनः स ध्यायते योगिभिः ॥

જે મનુષ્ય ( શુદ્ધ ભાવથી ) પુષ્પો વડે શ્રી જિનેશ્વર દેવનું અર્ચન કરે છે તે હાસ્ય યુક્ત દેવાંગનાઓના નેત્રોથી પૂજાય છે એટલે તે [illegible] મોત્કંઠ થઇને જુવે છે, જે ભગવાનની ખરા ભાવથી વન્દન [illegible] કના સમૂહથી વન્દન કરાય છે, જે આ લોકમાં શ્રી જિનેશ્વર [illegible] પરલોકમાં ઇંદ્ર દેવના સમૂહોથી સ્તવાય છે અને જે [illegible] સર્વ કર્મનો નાશ કરી સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે, [illegible] ધ્યાન ધરે છે ૨૧

## શ્રી જિનેશ્વર ભગવન્તોની નવાંગ* પૂજા.

### दुहा

+जल भरी सपूटपत्रमा युगलिक नर पूजत ।
ऋषभ चरण अगुंठडो दायक भवजल अंत ॥ २२ ॥
जानुबले काउसग्ग रह्या । विचर्या देश विदेश ॥
खडा खडा केवल लह्यु । पूजो जानु नरेश ॥ २३ ॥
लोकांतिक वचने करि । वरस्या वरसी दान ॥
करकांडे प्रभु पूजना । पूजो भवी बहुमान ॥ २४ ॥
मान गयुं दोय अंशथी । देखी वीर्य अनंत ॥
भूजा बले भव जल तर्या । पूजो खंधे महंत ॥ २५ ॥
सिद्धशिला गुण उजली । लोकान्ते भगवंत ॥
वसिया तेणे कारण भवि । शिर शिखा पूजन ॥ २६ ॥
तीर्थंकर पद पून्यथी । त्रिभूवन जन सेवंत ॥
त्रिभूवन तिलक समा प्रभु । भाँल तिलक जयवंत् ॥ २७ ॥
सोल पहोर प्रभु देशना । कंठे विवर वर्तुल ॥
मधुर ध्वनि सुरनर सुणे । तेणे गॅले तिलक अमूल ॥ २८ ॥
हृदय कमल उपशम बले । बाळ्या रागने रोष ॥
हिम दहे वन खडने । हृदय तिलक संतोष ॥ २९ ॥
रत्नत्रयी गुण उजली । सकल सुगुण विसराम ॥
नाभि कमलनी पूजना । करता अविचल धाम ॥ ३० ॥
उपदेशक नव तत्वना । तिणे नव अंग जिणंद ॥
पूजो बहु विध रागथी । कहे शुभ विर मुणिंद ॥ ३१ ॥

---

* નવઅંગનો અનુક્રમ, ૧ ગોઢણ ૨ મણિબંધ, ૩ ખભા, ૪ શિરશિખા, ૫ ભાલ, ૬ ગરદન, ૭ હૃદય ૮ અને નાભિ ૯

+ ભાષા પૂજા સંગ્રહ

# * भावपूजा–अधिकार.



આ અધિકાર તે પૂજા અધિકારનો પેટાભાગ છે, એટલે પૂજા બે પ્રકારની છે, તેમા આગળના અધિકારમા જે પૂજા જણાવી છે, તે ચન્દન વગેરે દ્રવ્યોથી થઇ શકે છે અને તે પૂજા કરવાનો અધિકાર સર્વ શ્રાવક મહાશયોને છે પરંતુ આ ભાવ પૂજાનો અધિકાર તો અભેદ ઉપાસનાના અધિકારી સાધુ મહાત્માઓને છે તેમજ શ્રાવકોને પણ આનો અધિકાર ઉપલક્ષણથી છે, તેથી તેવા સાધુ મહાશયોને આ બાબત જાણવાની ઘણી જરૂરની છે, તેમ આ બાબત ઉપર ઉત્તમ શ્રાવકોએ પણ ધ્યાન આપવુ જરૂરનુ છે, અત એવ ઉપયોગી જાણી આ અધિકારનો આરંભ કરવામા આવે છે

**દયારૂપી જળથી સ્નાન કરી સંતોષરૂપી શુભ વસ્ત્ર ધરી વિવેકરૂપી ચન્દનનુ તિલક કરી ભાવનાથી પવિત્ર અન્તઃકરણવાળો થઈ ભાવ પૂજન કરવું જોઇએ કહ્યુ છે કે—**

**अनुष्टुप्. (૧ થી ૮)**

दयाम्भसा कृतस्नानः, सन्तोषशुभवस्त्रभृत् ।
विवेकतिलकभ्राजी भावनापावनाशयः ॥ १ ॥
भक्तिश्रद्धानघुसृणोन्मिश्रपाटीरजद्रवैः ।
नवब्रह्माङ्गतो देव, शुद्धमात्मानमर्चय ॥ २ ॥

શબ્દાર્થ—દયારૂપી જળથી જેણે સ્નાન કર્યું છે, સંતોષ રૂપી શુભ વસ્ત્રો જેણે ધારણ કર્યા છે, વિવેક રૂપી તિલકથી જે શોભે છે, ભાવનાએ કરીને જેનો આશય પવિત્ર છે, એવા તમે ભક્તિ અને શ્રદ્ધારૂપી કેશરથી મિશ્રિત ચંદને કરીને નવ બ્રહ્માગે શુદ્ધાત્મારૂપ દેવની પૂજા કરો.

**વિવેચન**—દયા એટલે સર્વ પ્રાણીઓને વિષે દ્રવ્ય અને ભાવકરૂણા તે રૂપી જળથી જેણે સ્નાન કર્યું છે પાપમેલના ત્યાગરૂપ આત્માગનુ પ્રક્ષાલન જેણે કર્યુ છે, સ્વભાવને વિષે નિશ્ચલપણુ એટલે કે સંતોષ રૂપી સકલ સુખના હેતુભુત ઉજ્વળ વસ્ત્ર જેણે ધારણ કર્યા છે-મનરૂપી અંગ ઉપર ધર્યા છે,-વિવેક એટલે સ્વપર સ્વરૂપની ભિન્નતાનો નિર્ધાર કરનાર જ્ઞાન, તે રૂપી તિલકથી જે શોભે છે, ભાવના એટલે દેહાદિ

* "सिद्धस्तुति" અધિકારમા ભાવપૂજન જણાવવામા આવ્યુ છે તે કેવળ સિદ્ધ પરમાત્માઓ પરત્વે છે અને આ ભાવ પૂજન સમુચ્ચય જિનેશ્વર ભગવન્તો પરત્વે છે માટે પુનરુક્તિ દોષની શંકા ન કરવી.

અનિત્ય છે, અને આત્મા અવિનાશી છે, તે રૂપી ચિંતવનની પરિણતિ, તેણે કરીને જેનો અભિપ્રાય પવિત્ર છે એવા તેણે ભક્તિ એટલે એકાગ્ર ચિત્તવૃત્તિરૂપ આરાધ્યતાની પરિણતિ, અને શ્રદ્ધાન એટલે ચિત્તની પ્રસન્નતા, તે પૂર્વક જિન ભવમા પરમ આસ્તિક્ય, તે રૂપી કેશર સાથે મિશ્રિત ચંદને બ્રહ્મચર્ય રક્ષણના નવ અંગ-ઉપાયોને વિષે પૂજા કરતા, નિર્વિકાર આત્મસ્વભાવરૂપ દેવને પૂજો ૧-૨

## પ્રભુના અંગમા કેવી જાતની પુષ્પ માળા તથા વસ્ત્ર આભૂષણો ધરાવવા જોઈએ?

क्षमापुष्पस्रजं धर्मयुग्मक्षौमद्वयं तथा ।
ध्यानाभरणसारं च, तदङ्गे विनिवेशय ॥ ३ ॥

શબ્દાર્થ—ક્ષમારૂપી પુષ્પનો હાર, બે ધર્મ રૂપી બે વસ્ત્રો, અને ધ્યાનરૂપી શ્રેષ્ઠ આભરણ, તે પ્રભુના અંગે સ્થાપો

વિવેચન—ક્ષમા એટલે-ક્રોધ ત્યાગની પરિણતિ, તે રૂપી સુગંધી પુષ્પની માળા, ધર્મ એટલે શ્રુત, ચારિત્રરૂપ અથવા દેશ વિરતિ, સર્વવિરતિરૂપ, અથવા નિશ્ચય, વ્યવહારરૂપ, તેનું યુગ્મ, તે રૂપી બે વસ્ત્રો અને ધર્મ અને શુકલ ધ્યાનરૂપ શ્રેષ્ઠ અલંકાર, પૂર્વોક્ત શુદ્ધાત્મ દેવના શરીર ઉપર વિશિષ્ટ વિધિએ રચો-સ્થાપો ૩

## પ્રભુ આગળ અષ્ટ મંગળ લખી કેવી રીતનો ધૂપ કરવો?

मदस्थानभिदात्यागैर्लिखाग्रे चाष्टमङ्गलीम् ।
ज्ञानाग्नौ शुभसङ्कल्पकाकतुण्डं च धूपय ॥ ४ ॥

શબ્દાર્થ—મદસ્થાનના પ્રકારોના ત્યાગે કરીને તે દેવની સમક્ષ અષ્ટ મંગલ રચો, અને જ્ઞાનાગ્નિને વિષે શુભ સંકલ્પરૂપ કૃષ્ણાગુરુનો ધૂપ કરો.

વિવેચન—મદ એટલે અહંકાર વિશેષ તેના આઠ સ્થાનો છે એટલે કે જાતિમદ, કુળમદ, બળમદ, રૂપમદ, શ્રુતમદ, તપમદ, પ્રભુતામદ, અને લાભમદ તેના પ્રકારોનો પરિહાર કરી શુદ્ધાત્મ દેવના સુખાગ્રે સ્વસ્તિક આદિ અષ્ટ મંગળ રચો, અને નિર્મળ જ્ઞાનરૂપી ધૂમરહિત વહ્નિને વિષે ઉજ્વળ મનોરથ રૂપી કૃષ્ણાગુરુનો ધૂપ કરો

## કેવી જાતનું લવણોતાર કર્મ કરવું? તથા કેવા પ્રકારની આરતિ કરવી?

प्राग्धर्म लवणोत्तारं, धर्मसन्न्यासवह्निना ।
कुर्वन् पूरय सामर्थ्यराजन्नीराजनाविधिम् ॥ ५ ॥

શબ્દાર્થ—ધર્મ સન્યાસ રૂપી અગ્નિએ કરીને પૂર્વે ધર્મોને લવણાવતરણ કરીને સામર્થ્ય યોગે કરીને શોભતા આરતિ વિધિ કરો

વિવેચન—ધર્મ સન્ન્યાસ એટલે ઔદયિક સ્વભાવ રૂપ ઇચ્છાના પરિણામોનો દ્વિતીય અપૂર્વ કરણને વિષે ત્યાગ, તે રૂપી અગ્નિકુંડે કરીને, પ્રાગ્ધર્મ એટલે સરાગ અવસ્થાથી થતા ક્ષાયોપશમિક ધર્મો, સમ્યક્ દર્શનાદિ તેનુ ક્ષાયિક ભાવની પ્રાપ્તિએ કરીને લવણાવતરણ રચીને, સામર્થ્ય, એટલે ક્ષપકશ્રેણિના શિખર ઉપર લક્ષ્ય પરિણામ, તેણે કરીને શોભતા આરતિની વિધિ પૂરો રચો પ્રાગધર્મ એટલે પૂર્વના સરાગધર્મ તે રૂપી લુણ-મીઠુ-પ્રભુ ઉપરથી ઉતારીને અગ્નિમા નાખો એટલે સરાગ ધર્મનો ત્યાગ કરો, અને ધર્મ સન્ન્યાસ અગ્નિએ કરીને આરતિ ઉતારો-યાને વીતરાગ ધર્મનો આદર કરો ૫

## કેવા પ્રકારનો દીવો તથા નૃત્ય વગેરે જોઇએ?

स्फुरन्मङ्गलदीपं च, स्थापयानुभवं पुरः ।
योगनृत्यपरस्तौर्यत्रिकसंयमवान्भव ॥ ६ ॥

શબ્દાર્થ—અનુભવ રૂપી સ્ફુરત્ મંગળદીપ તે દેવની અગ્રે સ્થાપો, યોગરૂપી નૃત્યને વિષે તત્પર થાઓ, અને તૌર્યત્રિક રૂપ સયમવાળા થાઓ.

વિવેચન—અનુભવ એટલે આત્મસ્વરૂપના આસ્વાદનયુક્ત સ્પર્શજ્ઞાન, તે રૂપી વિલાસ ધારણ કરવા વાળા, સર્વ ઉપદ્રવ શાંત કરનાર, મગળનો પ્રદીપ શુદ્ધાત્મ દેવના સુખાગ્રે સ્થાપો, અને યોગ એટલે મન વચન અને કાયાનુ શુદ્ધ આત્મભાવ ને વિષે એકાગ્ર્ય પ્રવર્તન તે રૂપી નૃત્ય ને વિષે તત્પર થાઓ-ઉપયોગ વૃત્તિ કરો, તૌર્ય એટલે મુરજાદિ વાદિત્રના ધ્વનિઓ તેનો ત્રિક-સઘ- તે રૂપી ઇંદ્રિયયોગ કષાય નિગ્રહરૂપ સયમ વાળા થાઓ મન સંયમ, વચન સયમ અને કાય સયમ વાન્ થાઓ ૬

## પ્રભુ આગળ કેવા પ્રકારની ઘટા જોઇએ?

उल्लसन्मनसः सत्यघण्टां वादयतस्तव ।
भावपूजारतस्येत्थं, करक्रोडे महोदयः ॥ ७ ॥

શબ્દાર્થ—આ પ્રમાણે ભાવ પૂજાને વિષે તત્પર, ઉલ્લાસ યુક્ત મનવાળા અને સત્ય ઘંટા નાદ કરનારનો મહોદય કરક્રોડ ને વિષે છે

વિવેચન—પૂર્વોક્ત વિધિ પ્રમાણે ભાવ પૂજા એટલે શુદ્ધ સ્વભાવે કરીને પૂજા અથવા શુદ્ધ સ્વભાવ સામગ્રીમય પૂજા, યાને શુદ્ધ સ્વભાવની પૂજા, અર્ચના, તેને વિષે જે તત્પર છે તેનો અને જેનું ચિત્ત પરમ આહ્લાદવાળું છે તેનો, તથા સત્ય એટલે

યથાર્થ સ્વરૂપ, યથાવાદી તથા કાન્તિરૂપ પ્રસિદ્ધવાદ તે રૂપ ઘટા બજાવનારને, મોક્ષ હસ્તતલ — હથેલીમા જ છે. ૭

## ભેદોપાસના રૂપ દ્રવ્ય પૂજા તેમજ ભાવ પૂજા કોણે કરવી ?

द्रव्यपूजोचिता भेदोपासना गृहमेधिनाम् ।
भावपूजा तु साधूनामभेदोपासनात्मिका ॥ ८ ॥

શબ્દાર્થ—ભિન્ન વિષે આરાધના રૂપ દ્રવ્ય પૂજા ગૃહસ્થને ઉચિત છે. અને અભિન્ન આરાધના સ્વરૂપ ભાવ પૂજા સાધુને ઉચિત છે.

વિવેચન—ભેદોપાસના એટલે સ્વાત્મ સત્તાથી ભિન્ન આનંદ ચિદ્ વિલાસી સકલ કૃત્યો જેના સિદ્ધ થયા છે એવા અર્હત્ પરમેશ્વરને વિષે આલંબન લાગી આરાધના તે રૂપી દ્રવ્ય પૂજા ગૃહસ્થોને ઉચિત છે અને અભિન્ન આધારને અવલંબન કરનારી ભાવપૂજા-નિર્વિકલ્પ એવા સાધુઓને ઉચિત છે સવિકલ્પ ભાવપૂજા ગૃહસ્થને પણ ઉચિત છે ૮

ઇત્યાદિ કહી આ અધિકાર પૂર્ણ કરવામા આવે છે



# पचपरमेष्ठि स्मरण माहात्म्य—अधिकार



પૂજા અધિકાર પછી આ અધિકારનો આરંભ કરતા વાચક મહાશયોને જણાવવાની અપેક્ષા પડે છે કે શ્રદ્ધાળુ જીવોને શ્રી જિનેન્દ્ર ભગવાનની પૂજા કર્યા પ પંચપરમેષ્ઠિ ભગવન્તોને, નમસ્કાર તથા તેઓનું ધ્યાન, સ્મરણ, નવકાર મ જપ વગેરે કરવાનુ પ્રાપ્ત થાય છે તે, કાર્યોમા પ્રવૃત્ત થતા પહેલા એવા પ્રશ્નો ઉદ્ભવે છે કે—પરમેષ્ઠિ ભગવન્તોની મહત્તા કેટલી છે ? કારણ કે કોઇ વ્યક્તિની મહત્તા જાણ્યા વિના તેમા પ્રેમ થતો નથી, માટે મહત્તા જાણવાની જરૂર પડે છે તેમ તેઓને ઉદ્દેશીને કરાતા નમસ્કાર, ધ્યાન, નામ સ્મરણ વગે મનુષ્યને શુ ફળ પ્રાપ્ત થાય છે ? અને તેઓના નામના રહસ્યરૂપ એવા મંત્રનો જપ કરવાથી શુ ફળ મળે છે ? વગેરે પ્રશ્નોનુ નિરાકરણ કરવા આ અધિકારનો આરંભ કરવામા આવે છે

## પંચ પરમેષ્ઠિના નમસ્કારનું ફળ.

अनुष्टुप्. (૧ થી ૨૩)

अपवित्रः पवित्रो वा, सुस्थितो दुःस्थितोऽपि वा ।
ध्यायेत्पञ्चनमस्कार, सर्वपापैः प्रमुच्यते ॥ १ ॥

(કોઇ) અપવિત્ર કે પવિત્ર અવસ્થામા હોય, સારી સ્થિતિમા હોય કે નઠારી સ્થિતિમા હોય પણ જો તે પચ નમસ્કારનુ ધ્યાન કરે છે તો તે સર્વ પાપો-થી મુક્ત થઇ જાય છે ૧

## પરમાત્માના સ્મરણનું ફળ.

अपवित्रः पवित्रो वा, सर्वावस्थाङ्गतोऽपि वा ।
यः स्मरेत्परमात्मान, स बाह्याभ्यन्तरःशुचिः ॥ २ ॥

જે અપવિત્ર કે પવિત્ર હોય અથવા સર્વ પ્રકારની અવસ્થામા રહ્યો હોય, પણ જો પરમાત્માનુ સ્મરણ કરે તો તે બાહેર અને અદર પવિત્ર થઇ જાય છે ૨

## પરમાત્માના અપરાજિત મંત્રનું ફળ.

अपराजितमन्त्रोऽय, सर्वविघ्नविनाशकः ।
मङ्गलेषु च सर्वेषु, प्रथमम्मङ्गल मतम् ॥ ३ ॥

જે અપરાજિત (યાને બીજાથી જીતી ન શકાય એવો) પચપરમેષ્ઠિ મત્ર છે, તે સર્વ વિઘ્નોને નાશ કરનારો છે, અને સર્વ મગળોમા પ્રથમ મગળરૂપ છે ૩

## અર્હમ્ પદનું સ્વરૂપ

अर्हमित्यक्षरं ब्रह्म, वाचक परमेष्ठिनः ।
सिद्धचक्रस्य सद्बीज, सर्वतः प्रणमाम्यहम् ॥ ४ ॥

'अर्हम्' એ અક્ષર બ્રહ્મરૂપ છે, પચપરમેષ્ઠિનો વાચક છે અને સિદ્ધચક્રનુ ઉત્તમ બીજરૂપ છે. તેને હુ સર્વ પ્રકારે પ્રણામ કરૂ છુ ૪

## સિદ્ધચક્રને નમસ્કાર.

कर्माष्टकविनिर्मुक्त, मोक्षलक्ष्मीनिकेतनम् ।
सम्यक्त्वादिगुणोपेत, सिद्धचक्रं नमाम्यहम् ॥ ५ ॥

આઠ કર્મોથી મુક્ત થયેલુ, મોક્ષ લક્ષ્મીનુ સ્થાનરૂપ, અને સમ્યક્ત્વાદિ ગુણ વાળુ જે સિદ્ધચક્ર પદ છે, તેને હુ નમસ્કાર કરૂ છુ ૫

## નવકાર મંત્રની મહત્તા.

चाक्रिविष्णुप्रतिविष्णुबलाद्यैश्वर्यसम्पदः ।
नमस्कारप्रभावाब्धेस्तटमुक्तादिसन्निभा ॥ ६ ॥

ચક્રવર્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ, અને બળદેવ વગેરેના ઐશ્વર્યની જે સંપત્તિઓ છે, તે નવકાર મંત્રના પ્રભાવરૂપ સમુદ્રના તીરપર પડેલા મોતી વગેરેની સમાન છે ૬*

## વશીકરણ વગેરે કર્મમાં આ મંત્રની સત્તા.

वश्यविद्वेषणक्षोभस्तम्भमोहादिकर्मसु ।
यथाविधि प्रयुक्तोऽयं, मन्त्रः सिद्धिं प्रयच्छति ॥ ७ ॥

વિધિ પ્રમાણે એ પરમેષ્ઠિ મંત્રનો પ્રયોગ કરવામાં આવે તો તે વશીકરણ, શત્રુ મારણ, સ્તંભન અને મોહાદિક કર્મોની સિદ્ધિને આપે છે ૭

## નવકાર મંત્ર કે કલ્પવૃક્ષ ?

तिर्यग्लोके चन्द्रमुख्याः, पाताले चमरादयः ।
सौधर्मादिषु शक्राद्यास्तदग्रेऽपि च ये सुराः ॥ ८ ॥

तेषां सर्वा श्रियः पञ्चपरमेष्ठिमहत्तरोः ।
अङ्कुरा वा पल्लवा वा, कलिका वा सुमानि वा ॥ ९ ॥

તિર્યગ્ લોકમાં ચંદ્ર પ્રમુખ, પાતાળ-અધોલોકમાં ચમરેંદ્ર વગેરે, ઉર્ધ્વ લોક-સૌધર્માદિ દેવલોકમાં શક્રેંદ્ર વગેરે અને તેમની આગળ રહેલા જે દેવતાઓ છે, તેમની સર્વ સમૃદ્ધિઓ તે પંચપરમેષ્ઠિ મંત્રરૂપ કલ્પવૃક્ષના અંકુરો, પલ્લવો, કળિઓ અને પુષ્પો છે ૮-૯

## શ્રી પરમેષ્ઠિ મંત્ર જાપનું ફળ

ते गतास्ते गमिष्यन्ति, ते गच्छन्ति परं पदम् ।
आरूढा निरपायं ये, नमस्कारमहारथम् ॥ १० ॥

જેઓ નમસ્કાર મંત્રરૂપી અવિનાશી મહા રથ ઉપર આરૂઢ થયેલા છે, તેઓ પરમપદ-મોક્ષને પામેલા છે, પામનારા છે અને પામે છે ૧૦

* ૬ થી ૨૩ નમસ્કાર મહાત્મ્ય-સિદ્ધસેન દિવાકરકૃત.

## લક્ષ નવકાર મંત્ર જપનારને ફળ.

जपन्ति ये नमस्कारलक्षपूर्णं त्रिशुद्धितः ।
जिनसङ्घपूजितस्तैस्तीर्थकृत् कर्म घ्यते ॥ ११ ॥

જેઓ મન, વચન અને કાયાની શુદ્ધિથી પૂરેપૂરા એક લાખ નવકાર જપે છે તેઓ ચતુર્વિધ સંઘથી પૂજિત થઈ તીર્થંકર નામ કર્મ ઉપાર્જિત કરે છે ૧૧

## વિપત્તિમાં નમસ્કાર સ્મરણ.

प्रदीप्ते भुवने यद्वत्, शेषं मुक्त्वा गृही सुधीः ।
गृह्णात्येकं महारत्नमापन्निस्तारणक्षमम् ॥ १२ ॥

જેમ સદ્બુદ્ધિમાન્ પુરૂષ જ્યારે પોતાનુ ઘર સળગી ઉઠે છે, ત્યારે આપત્તિમાથી તારવાને સમર્થ એવુ એક મહા રત્ન લઇ લે છે

( તેવી રીતે ભવ્ય પ્રાણી અનેક દુ ખથી સળગી ઉઠેલા આ સંસારમાથી તારવાને સમર્થ એવુ નવકાર મંત્રરૂપ રત્ન લઇ લે છે ) ૧૨

## નવકાર મંત્રનો ઉપયોગ.

आकालिकरणोत्पाते, यद्वा कोऽपि महाभटः ।
अमोघमस्त्रमादत्ते, सार दम्भोलिदण्डवत् ॥ १३ ॥

જેમ કોઇ મહાન્ યોદ્ધો, અકસ્માત્ રણભૂમિમા ઉત્પાત થઇ આવે ત્યારે વજ્રના દંડના જેવા સાર રૂપ અમોઘ અસ્ત્રને ગ્રહણ કરે છે તેવી રીતે ભવ્ય જીવે આ સંસારમા ઉત્પાત થઇ આવે ત્યારે નવકાર મંત્રના સ્મરણ રૂપ અમોઘ અસ્ત્રને ગ્રહણ કરવુ ૧૩ કેમકે—

एवं नाशक्षणे सर्वश्रुतस्कन्धस्य चिन्तने ।
प्रायेण न क्षमो जीवस्तत्पातद्गतमानसः ॥ १४ ॥

એવી રીતે નાશને વખતે માણસનુ હૃદય પ્રાયે કરીને તે નાશના વિચારમા જ હોવાથી તે સર્વ આગમના સ્કંધનુ ચિંતવન કરવાને સમર્થ થઈ શકતો નથી, તેથી તેણે પંચપરમેષ્ઠિનુ સ્મરણ કરવુ યોગ્ય છે ૧૪

## અન્તકાળનુ આશ્વાસન

सर्वथाप्यक्षमो दैवाद्दान्ते धर्मगान्त्वात् ।
शृण्वन् मन्त्रममुं चित्ते, धर्मात्मा भावयेदिति ॥ १५ ॥

સર્વથા અસમર્થ એવો માણસ દૈવયોગે જો પોતાની પાસે રહેલા ધર્મ બાધવ પાસેથી એ નવકાર મ ત્રને સાભળે તો તે ધર્માત્મા પોતાના ચિત્તમા તેની ભાવના કરી શકે છે ૧૫

## ધર્માત્મા મનુષ્યે ચિ તવવા યોગ્ય ભાવના.

अमृतं किमहं सिक्तं, सर्वाङ्ग यदि वा कृतं ।
सर्वानन्दमयोऽकाण्डे, केनाप्यनघबन्धुना ॥ १६ ॥

અહો ! શુ મારા સર્વ અ ગોમા અમૃતનુ સિ ચન થયુ ? કોઇ પણ નિર્દોષ એવા મારા શુદ્ધ બધુએ મને અકસ્માત્ સર્વ આન દમય બનાવી દીધો ? ૧૬ અને માનવુ કે—

परं पुण्यं परं श्रेयं, परं मङ्गलकारणम् ।
यदिदानीं श्रावितोऽहं, पञ्चनाथनमस्कृतिम् ॥ १७ ॥

હાલ જે-મને પ ચપરમેષ્ઠિ નમસ્કાર મ ત્રનુ શ્રવણ કરાવ્યુ, તે મારે પરમ પુણ્ય, ઉત્કૃષ્ટ કલ્યાણ અને પરમ મ ગળનુ કારણ થયુ છે ૧૭

अहो दुर्लभलाभो मे, ममाहो प्रियसङ्गमः ।
अहो तत्त्वप्रकाशो मे, सारमुष्टिरहो मम ॥ १८ ॥

અહો મને દુર્લભ લાભ પ્રાપ્ત થયો ! અહો મને પ્રિયનો સમાગમ થયો ! અહો મને તત્વનો પ્રકાશ થયો અને અહો સાર વસ્તુથી મારી મુષ્ટિ ભરાઈ ગઇ ૧૮

अद्य कष्टानि नष्टानि, दुरितं दूरतो गतम् ।
प्राप्तं पारं भवाम्भोधेः, श्रुत्वा पञ्चनमस्कृतिम् ॥ १९ ॥

આજે પ ચપરમેષ્ઠિ મ ત્ર સાભળીને મારા કષ્ટો નષ્ટ થઇ ગયા મારૂ પાપ દૂર થઇ ગયુ અને હુ આ સ સાર સાગરના પારને પામી ગયો ૧૯

प्रशमो देवगुर्वाज्ञापालनं नियमस्तपः ।
अद्य मे सफलं जन्म, श्रुतपञ्चनमस्कृते ॥ २० ॥

આજે જેણે પ ચપરમેષ્ઠિ મ ત્ર સાભળ્યો છે, એવા મને પ્રશમ, દેવગુરૂની આજ્ઞાનુ પાલન, નિયમ અને તપ પ્રાપ્ત થવાથી મારો જન્મ સફળ થઇ ગયો ૨૦

स्वर्णस्येवाग्निसन्तापो, दिष्ट्या मे विपदप्यभूत् ।
यत्फलेऽद्य महानर्घ्य, परमेष्ठिमयं महः ॥ २१ ॥

અંતકાળની વિપત્તિમાં પણ આજે મહા અમૂલ્ય એવા પંચપરમેષ્ઠિમય તેજનો મને જે લાભ થયો છે, તે સુવર્ણને જેમ અગ્નિનો સંતાપ થાય તેમ થયો છે, તેથી હું મારૂં સદ્ભાગ્ય સમજું છું ૨૧

## આવી ઉચ્ચતમ ભાવનાનું ફળ.

एवं शमरसोल्लासपूर्वं श्रुत्वा नमस्कृतिम् ।
निहत्य क्लिष्टकर्माणि, सुधीः श्रयति सद्गतिम् ॥ २२ ॥

આવી રીતે સદ્ બુદ્ધિવાળો પુરૂષ શમતા રસના ઉલ્લાસ પૂર્વક નવકાર મંત્ર સાંભળી પોતાનાં કિલષ્ટ કર્મોને હણી સદ્ગતિને પામે છે ૨૨

## ઉક્ત ભાવનાની સિદ્ધિનો ક્રમ.

उत्पन्नोत्तमदेवेषु, विपुलेषु कुलेष्वपि ।
अन्तर्भवाष्टकं सिद्धः, स्यान्नमस्कारभक्तिभाक् ॥ २३ ॥

નવકાર મંત્રને ભજનારો મનુષ્ય ઉત્તમ દેવતાના કુળોમાં અને તે પછી વિશાળ એવા ઉત્તમ મનુષ્ય કુળોમાં ઉત્પન્ન થઇ આઠ ભવની અંદર સિદ્ધિને પામેછે ૨૩

## નવકાર મંત્રારાધકની સત્તા.

आर्या. (૨૪ થી ૨૮)

जिण सासण स्ससारो चउदसपुव्वाण जोसमुद्धारो ।
जस्समणे नवकारो ससारो तस्स किंकुण ॥ २४ ॥

શ્રી જીન શાસનના સારરૂપ અને ચૌદ પૂર્વોના ઉદ્ધાર રૂપ એવા નવકાર મંત્રને જે સ્મરે છે, તેને આ સંસાર શું કરી શકે ? ૨૪+

## નવકાર મંત્રના ચિન્તનમાં રહેલું સુખ.

एसो मङ्गल निलओ भवविल ओसव्वसति जणओअ ।
नवकार परम मत्तो चिंति अमित्तो सुहदेइ ॥ २५ ॥

મંગળનું સ્થાન રૂપ, સંસારનો વિલય કરનાર અને સર્વ પ્રકારની શાંતિને આપનાર એવો પરમ નવકારમંત્ર માત્ર ચિંતવવાથીજ સુખને આપે છે ૨૫

## નવકાર મંત્રની કલ્પવૃક્ષ અને ચિન્તામણિ સાથે સરખામણી.

अपुव्वी कप्पतरु, एसो चिंतामणी अपुव्वोअ ।
जो गाय इ सयकाले सोपाव इसि वसुह विउल ॥ २६ ॥

+૨૪ થી ૨૮ સૂક્તિમુક્તાવલી

અશોક વૃક્ષ (૧), દેવતાએ કરેલી પુષ્પોની વૃષ્ટિ (૨), દિવ્ય ધ્વનિ (૩), ચામર (૪) આસન (૫) ભામંડલ (૬), દુંદુભિનો નાદ (૭) અને છત્ર (૮) એ આઠ પ્રાતિહાર્ય શ્રી જિનેશ્વર ભગવંતની સાથે હમેશા વિદ્યમાન હોય છે ૨૬

**શ્રી જિનેન્દ્ર ભગવાન્‌ના દિવ્ય સ્વરૂપનું વર્ણન**

तेषां च देहोऽद्भुतरूपगन्धो, निरामयः स्वेदमलोज्झितश्च ।
श्वासोऽब्जगन्धो रुधिरामिषन्तु, गोक्षीरधाराधवलं ह्यविस्रम् ॥ २७ ॥

જિનેશ્વરોનું શરીર અદ્‌ભુત રૂપ અને સુગંધવાળું રોગથી રહિત, તેમજ પસીનો તથા મળથી વર્જિત હોય છે (૧) તેમનો શ્વાસ કમળના જેવા ગંધવાળો હોય છે (૨) તેમનું રૂધિર તથા માંસ ગાયના દૂધની ધારા જેવું ઉજ્વળ અને દુર્ગંધ રહિત હોય છે (૩) ૨૭–

**શ્રી જિનેન્દ્ર ભગવાન્‌ના અતિશયનું તેજ.**

आहारनीहारविधिस्त्वदृश्यश्चत्वार एतेऽतिशया सहोत्थाः ।
क्षेत्रे स्थितिर्योजनमात्रकेऽपि, नृदेवतिर्यग्जनकोटिकोटेः ॥ २८ ॥

તેમનો આહાર તથા નીહાર (ઉત્સર્ગ) નો વિધિ અદૃશ્ય હોય છે એટલે ચર્મચક્ષુ જોઇ શકતા નથી (૪) આ ચાર અતિશયો સહજ એટલે તેમના જન્મથી જ હોય છે, તેમના અતિશયે કરી એક યોજન પ્રમાણ સમવસરણની ભૂમિમાં મનુષ્ય, દેવતા અને તિર્યંચની કોટા કોટી રહી શકે છે (૫) ૨૮

**શ્રી જિનેન્દ્ર ભગવાન્‌ની ભાષા તથા ભામંડળ કાન્તિ.**

वाणी नृतिर्यक्सुरलोकभाषासंवादिनी योजनगामिनी च ।
भामण्डलं चारु च मौलिपृष्ठे, विडम्बिताहर्पतिमण्डलश्रि ॥ २९ ॥

તેમની વાણી મનુષ્ય, તિર્યંચ અને દેવતાને સ્વ સ્વ ભાષામાં પરિણમે–એટલે તેઓ બધા સમજી શકે તેવી અને એક યોજન સુધી સંભળાય તેવી હોય છે (૬) સૂર્યના મંડળની શોભાને હરાવનાર સુંદર ભામંડળ તેમના મસ્તક પછાડી હોય છે (૭) ૨૯

**શ્રી જિનેન્દ્ર ભગવાન્‌ના વિહારમાં શાંતિનું સામ્રાજ્ય.**

* ઇન્દ્રવજ્રા

साग्रे च गव्यूतिशतद्वये रुजा, वैरेतयो मार्यतिवृष्ट्यवृष्टयः ।
दुर्भिक्षमन्यस्वकचक्रतोभयं, स्यान्नैतएकादश कर्मघातजाः ॥ ३० ॥

–૨૭ થી ૩૪ અધ્યાત્મ કલ્પદ્રુમ

* ' ઇન્દ્રવજ્રા ' નું લક્ષણ ' स्यादिन्द्रवज्रा यदि तौ जगौ गः " ત ગણ ત ગણ જ ગણ અને ૨ ગુરુ આમ અગ્યાર અક્ષરનું એક ચરણ થાય છે એવા ચાર ચરણ મળી ' ઇન્દ્રવજ્રા " છંદ કહેવાય છે

જે મનુષ્ય હિંસા કરનાર, અસત્ય બોલનાર, પરધનને હરનાર, પરસ્ત્રીમાં આસક્ત અને બીજા લોક નિંદિત, એવા મહા પાપ કરવામાં ગાઢ ઉદ્યમવંત હોય અને તેવા દુષ્ટ કર્મો કરી દુર્ગ એવી દુર્ગતિને ઉપાર્જન કરનારો થયો હોય, પણ જો તે મનુષ્ય પ્રાણ જતી વખતે પશ્ચાત્તાપ પૂર્વક વારંવાર શુદ્ધ અંતઃકરણથી નવકાર મંત્રને સંભારે છે તો તે મનુષ્ય સ્વર્ગની ગતિને પ્રાપ્ત કરનારો થાય છે ૩૦

## सिद्धाचल माहात्म्य-अधिकार.

પૂર્વોક્ત અધિકારોમાં જે ભક્તિ, સ્તુતિ, પૂજા, ભાવપૂજા, નવકાર મંત્ર જપ વગેરેનું ફળ સહિત પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે કર્મ કયા સ્થળમાં કરવામાં આવે તો તત્કાળ ઉત્તમ પ્રકારના ફળનું વિતરણ કરે? એટલે પ્રત્યેક સત્કર્મમાં અપેક્ષિત એવા દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મસાનુકુળ હોવા જોઇએ આમાં દેશ શબ્દને પ્રથમ મૂકવામાં આવેલ છે તેથી સત્કર્મ કરવા માટે પવિત્ર દેશ જાણવાની સહજ જિજ્ઞાસા મનુષ્યને ઉદ્ભવે છે, કારણ કે ઉત્તમ દેશમાં કરેલું પૂજનાદિ મનુષ્યને થોડા વખતમાં વાંછિત ફળ આપે છે, આ જિજ્ઞાસા પૂર્ણ કરવા માટે શ્રી સિદ્ધાચળ અને જેનું બીજું નામ શત્રુંજય આદિ નામો કહેવામાં આવે છે, અને જેમાં શ્રી જિનેન્દ્ર ભગવન્તોના ઉત્તમ પ્રકારના સ્વરૂપો, મંદિરો, ગજેન્દ્રપદ કુંડ વગેરે મહા પવિત્ર સ્થાનકો છે, તે શ્રી સિદ્ધાચળ પર્વતના દર્શન, પ્રણામ, આરોહણ કરી ભગવન્તોનું યજન કરવા વગેરેનું ફળ જણાવવા સારૂ આ અધિકારનો આરંભ કરવામાં આવે છે.

### જગતમાં જણાતિ ત્રણ અદ્વિતીય વસ્તુ.

अनुष्टुप्. (૧ થી ૭)

नमस्कारसमो मन्त्रः, शत्रुञ्जयसमो गिरिः ।
गजेन्द्रपदजं नीरं, निर्द्वन्द्वं भुवनत्रये ॥ १ ॥+

આ ત્રણ ભુવનને વિષે નવકાર મંત્ર, શત્રુંજય પર્વત (તીર્થ) અને ગજેન્દ્રપદ કુંડનું જળ-એ અદ્વિતીય છે, અર્થાત્ બીજું તેની સમાન કોઈ નથી ૧

### સિદ્ધાચળ તીર્થ સેવનથી પાપી પશુઓનો ઉદ્ધાર.

कृत्वा पापसहस्राणि, हत्वा जन्तुशतानि च ।
इदं तीर्थं समासाद्य, तिर्यञ्चोऽपि दिवं गताः ॥ २ ॥

+૧ થી ૧૧ સૂક્તિમુક્તાવલી

ભગવાન્ જિનેશ્વર દેવ પધારે ત્યાં સમવસરણીમાં સુગંધી જળની વૃષ્ટિ થાય છે, (૧૫) તથા પાંચ વર્ણના પુષ્પોનો વર્ષાદ થાય છે, (૧૬) ભગવાનના કેશ તથા દાઢી મુછના વાળ અને નખ વધતા નથી, (૧૭) ભગવાન્‌ની સેવામાં નિરંતર જઘન્ય ભાવથી પણ ચાર જાતિના એક ક્રોડ દેવતા રહે છે (૧૮) ૩૩

તેમજ

## अनुष्टुप्

ऋतूनामिन्द्रियार्थानामनुकूलत्वमित्यमी ।
एकोनविंशतिर्दैव्याश्चतुस्त्रिंशच्चमीलिताः ॥ ३४ ॥

છએ ઋતુઓ અનુકૂળ રહે છે (૧૯) એ ઓગણીસ અતિશય દેવતાઓના કરેલા, સર્વ એકંદર મળી ચોત્રીસ અતિશય શ્રી જિનેશ્વર દેવના જાણવા ૩૪

## જિનેશ્વરની સમાન દ્રષ્ટિનું સ્વરૂપ

### * भुजङ्गप्रयात

न कोपो न लोभो न मानो न माया, न हास्यं न लास्यं न गीतं न कान्ता ।
न वा यस्य पुत्रा न मित्रं न शत्रुस्तमेकं प्रवन्दे जिनं देवदेवम् ॥ ३५ ॥

જેમને ક્રોધ, લોભ, માન, માયા, હાસ્ય, નૃત્ય, ગીત અને સ્ત્રી હોતા નથી તેમજ જેમને પુત્રો મિત્ર અને શત્રુ હોતા નથી, તે દેવાધિદેવ એવા શ્રી જિનેશ્વર ભગવાનને હું ઉત્કર્ષપણે વંદના કરૂં છું ૩૫

## વર્તમાનમાં દેવોની તેમના ગુણ સ્વરૂપથી પીછાણ

### वसन्ततिलका

मत्यक्षतो न भगवानृषभो न विष्णुरालोक्यते न च हरो न हिरण्यगर्भः ।
तषां स्वरूपगुणमागमसम्भवादाद्, ज्ञात्वा विचारयत कोऽत्र परापवादः ॥ ३६ ॥

હે ભવ્યજનો! ભગવાન ઋષભદેવ, વિષ્ણુ, શંકર, અને હિરણ્યગર્ભ-બ્રહ્મા એ પૈકી કોઈપણ દેવ પ્રત્યક્ષ જોવામાં આવતા નથી તો તેમના સ્વરૂપ તથા ગુણ, આગમ-શાસ્ત્રથી જાણીને વિચારો તો પછી તેમાં બીજાઓને અપવાદ શી રીતે રહે? ૩૬

* ભુજંગપ્રયાત નું લક્ષણ ભુજઙ્ગપ્રયાતં ભવેદ્વૈશ્ચતુર્ભિ ચાર ય ગણથી ભુજંગ પ્રયાત (ભુજંગી) છંદ થાય છે, એટલે તેના પ્રત્યેક ચરણમાં ૧૨ અક્ષરો હોય છે એમ ચાર ચરણ આ છંદમાં છે

શ્રી નાભી રાજાના પુત્ર શ્રી ઋષભદેવ ભગવાનને વંદના કરવાથી મિથ્યાત્વ-રૂપી વિષનો ઉદ્દગાર ટુંકો થઈ જાય છે અને સમ્યગ્ દૃષ્ટિરૂપી અમૃતના રસનો ઉદ્દગાર લાંબો થઈ જાય છે ૭

## શ્રી શત્રુંજયનું પ્રમાણ.

### वसन्ततिलका.

शत्रुञ्जयाद्रिरयमादियुगे गरीयान्,
आसीदसीमसुकृतोदयराशिरेव ।
आदीयमानसुकृतः किल भव्यलोकैः,
काले कलौ भजति सम्प्रति दुर्बलत्वम् ॥ ८ ॥

* આ શત્રુંજય પર્વત આદિ યુગને વિષે અનંત સુકૃતોના ઉદયનો અતિ મહાન્ રાશિ-ઢગ હતો, પછી ભવ્ય જીવોએ તેમાથી સુકૃતોને ગ્રહણ કરવા માંડયા, તેથી આ કલિયુગને વિષે હાલ તે દુર્બલ પણાને પ્રાપ્ત થયો છે ૮

## મનુષ્ય જન્મ તથા પ્રાપ્ત થયેલ વૈભવની સફળતા કેમ થાય?

### आर्या. (૯ થી ૧૧)

एअ जम्मस्स फलं, सारं विहवस्स इत्तिअं चेव ।
जं अच्चिज्जइ गतुं, सित्तुंजे रिसहतित्थयरो ॥ ९ ॥

શત્રુંજય ગિરિ પર જઈને શ્રી ઋષભદેવ તીર્થંકરની પૂજા કરવી તેજ મનુષ્ય જન્મનું ફળ છે અને પ્રાપ્ત થયેલા વૈભવનો સાર પણ તેજ છે. ૯

## તપયુક્ત યાત્રાનું ફળ.

छट्ठेण भत्तेण अपाणएण तु सत्त जत्ताओ ।
जो कुणइ सित्तुंजे सो तइअभवे लहइ सिद्धिम् ॥ १० ॥

* પૂર્વે શત્રુંજય પર્વતની જે ઊંચાઈ હતી, તે હાલ ઓછી છે, તે ઉપર કવિએ આ અલંકારી કલ્પના કરેલી છે

તરંગોએ કરીને વિચિત્ર ભંગવાળા સંસારસાગરના સ્વરૂપને જોનાર છે, અર્થાત્ જે સર્વજ્ઞ છે, અને જેનું વચન પૂર્વાપર વિરોધ વગરનું, ઉપમારહિત ( ઉત્કૃષ્ટ-પ્રધાન ) અને નિષ્કલંક છે એવા, સાધુઓએ કરીને વંદનીય, સર્વ ગુણોના ભંડાર રૂપ અને દોષરૂપી શત્રુઓને નાશ કરનારા ગમે તો બુદ્ધ હોય, ગમે તો મહાવીર હોય, ગમે તો બ્રહ્મા કે શંકર હોય તેને હું વંદના કરૂં છું ૩૮

## જિનેન્દ્ર ભગવાન્‌નું સર્વોપરિ ઉત્તમોત્તમ બળ.

### ભુજંગ પ્રયાત.

સુણો વીર્ય જોડું વિશાલો વિબોધા, નરે બાર યોધે મળી એક ગોધો,
દશે ગોધલે લેખવો એક ઘોડો, તુરંગેણ બારે મળી એક પાડો ૩૯
દશે પાંચ પાડે મહોન્મત્ત નાગો, ગજા પાંચસે કેશરી વીર્ય તાગો,
હરિ વીસથી વીર્ય અષ્ટાપદે કે, દશે લક્ષ અષ્ટાપદે રામ એકો ૪૦
ભલા રામ યુગ્મે સમો વાસુદેવો, હુને વાસુદેવે ગણી ચક્રી લેવો,
ભલા લક્ષ ચક્રીસમો નાગ શૂરો, વળી કોડિ નાગાધિપે ઈંદ્ર પૂરો ૪૧
અનંતે સુઇંદ્રે મળી વીર્ય જે તું, ટચી અંગુલી અગ્રથી જિન તે તું ૪૧॥

આ પ્રમાણે કરી સુદેવ અધિકાર પૂર્ણ કરવામાં આવે છે

# अरिहंत-अधिकार

## અરિહંત પિછાણના પ્રશ્નોત્તર.

પ્રશ્ન—* અરિહંત સર્વજ્ઞ છે, તે સર્વે ભાવોને જાણે છે કે, તેમને પણ કોઇ ભાવ અજાણ્યો રહે છે ?

ઉત્તર—હે ભદ્ર ! તે પ્રભુ સર્વ ભાવો જાણે છે, કોઇપણ ભાવ તેનાથી અજાણ્યો રહેતો નથી જેને કોઇપણ ભાવ અજાણ્યો રહે તે સર્વજ્ઞ જ ન કહેવાય.

પ્રશ્ન—જો એમ છે તો તે અરિહંતોએ તો તમારા કહેલા આત્માદિ સર્વ પદાર્થોની આદિ-પ્રથમતા જાણી છે કે નહી ? જો જાણી છે તો તે સર્વે પદાર્થો સાદિ સિદ્ધ થયા અને જો જાણી નથી તો પછી એટલું અજાણ પણ હોવાથી તેઓ સર્વજ્ઞ કહેવાશે નહીં

ઉત્તર—હે ભવ્ય ! અરિહંત સર્વજ્ઞ છે, અને તે પ્રભુ સર્વ જાણે છે કેમકે તેઓ નિરાવરણ જ્ઞાનવાળા છે, પરંતુ તે પ્રભુ યથાર્થ જ્ઞાનવાળા છે, તેથી જે પદાર્થો

* तत्ववार्ता

## ઉદ્યાપનથી તપમા મહત્તા.

गर्भो यथा दोहदपूरणेन, कायो यथा षड्रसभोजनेन ।
विशेषशोभा लभते यथोक्तेनोद्यापनेनैव तथा तपोऽपि ॥ २ ॥

જેમ દોહદ પૂરવાથી ગર્ભ અને ષટ્ રસ ભોજનથી શરીર વિશેષ શોભાને પ્રાપ્ત કરે છે, તેમ યથાર્થ કહેલા ઉદ્યાપન કરવાથી તપ પણ વિશેષ શોભાને પ્રાપ્ત કરે છે ૨

## તપ અને ઉદ્યાપનનો ક્રિયા સબધ.

### इन्द्रवज्रा.

सूत्राणि सन्तः सुतपोभिरुच्चैराराध्य कण्ठे दधते तथापि ।
माला च सर्वोद्यमनाय नून, श्रेयोगुणश्रीयशसा जयस्य ॥३॥

સત્પુરૂષો ઉત્તમ પ્રકારના તપ વડે ઉચ્ચ રીતે આરાધીને સૂત્રોને કંઠમા ધારણ કરે છે, તો પણ તેઓ સર્વ પ્રકારના ઉદ્યમ—ઉદ્યાપનને માટે કલ્યાણ ગુણલક્ષ્મી યશ અને વિજયની માળા પેહેરે છે કહેવાનો ભાવાર્થ એવો છે કે, ઉપધાન કરવા વાળા તપ પૂર્વક સૂત્રોને કંઠે ધારણ કરે છે કે જે માળા ઉદ્યાપન ક્રિયાથી ઉત્સાહ પૂર્વક વિજય માળરૂપ છે ૩

## તપસ્યાની પૂર્ણતાએ ઉદ્યાપન કરનારને ફળ.

प्रासादे कलशाधिरोपणसम, बिम्बे प्रतिष्ठोपमम्,
पुण्यश्रीस्फुटसविभागकरण विभ्रद्विशिष्टे जने ।
सौभाग्योपरि मञ्जरीमतिनिभ पूर्णे तपस्यावधौ,
यः शक्त्योद्यमन करोति विधिना सम्यग्दृशा सोऽग्रणीः ॥४॥

જે મનુષ્ય તપસ્યાનો અવધિ પૂર્ણ થાય ત્યારે પોતાની શક્તિ પ્રમાણે જિન પ્રાસાદ ઉપર કલશ ચઢાવ્યા જેવુ, જિનબિ બની પ્રતિષ્ઠા કરવા જેવુ, વિશિષ્ટ જનમા—પુણ્યલક્ષ્મીનો સ્ફુટ રીતે સવિભાગ કરવા જેવુ, અને સૌભાગ્ય ઉપર મજરી આવ્યા જેવું ઉજમણુ વિધિ પૂર્વક કરે છે, તે મનુષ્ય સમ્યગદૃષ્ટિ મનુષ્યોમા અગ્રેસર થાય છે ૪

આ પ્રમાણે તપક્રિયા એ ઉદ્યાપન (ઉજમણુ) થી અલંકૃત અને ફળવતી છે એ આ અધિકારથી દર્શાવેલ છે

સુકૃત હોય છે, જેમ રત્નોની ખાણોમા સર્વ જાતિના રત્નોના અકૂરા સરખાપણે ઉગેલા હોય છે પરતુ ચિતામણિઓના અકૂરા સમધિક તેજવાળા વિલક્ષણ હોય છે અને તેથી જ શરાણે ચડતા તેનામા બીજા રત્નો કરતા અધિક તેજ આવે છે, તેમ અરિહતોના જીવોમા પણ મુક્તિ ગમન યોગ્ય ભવ્યતા ઉત્તમ પ્રભાવની સત્તાવાળી નિગોદાવસ્થામા પણ હોવાથી જ અરિહત પણામા બીજા સામાન્ય કેવળીયો કરતા અતિશય પ્રભાવવાળી ઉત્પન્ન થાય છે, અને તેથી જ તે કાળે પણ તેની ભવ્યતા અન્ય જીવો કરતા વિલક્ષણ હતી એમ સિદ્ધ થાય છે કારણ કે–કારણને સદૃશ કાર્ય થાય છે, વળી તે ભાવી અરિહતોની ભવ્યતા જ્યારે પરિપક્વ થાય છે ત્યારે તેમની સમ્ય ક્ત્વ પ્રાપ્તિ પણ નિયમા સ્વ પ કાળમા–સખ્યાતા ભવમા સિદ્ધિ દાયિની, ભગ વદ્ ભાવને નિષ્પન્ન કરતી અને અન્ય ભવ્યોની સમ્યક્ત્વ પ્રાપ્તિથી વિલક્ષણતા વાળી હોય છે તેમને તત્ત્વજ્ઞાન સમજાવતા ઉપદેશક ગુરૂને અધિક પરિશ્રમ પડતો નથી સહજ કથન માત્રથી યથાર્થભાસ તેમના હૃદયમા પ્રવૃત્ત થાય છે તેવા સુકર બોધ સ્વભાવ ગુણવડે તે પ્રથમ ભવથીજ સ્વય સબુદ્ધ હોય છે ત્યાથી જ તેમને એવી ભાવના પ્રવૃત્ત થાય કે– “અહો ! જૈન ધર્મનો પ્રકાશ છતા આ સસારી જીવો ઘોર મહાધકારમા ભૂલા ભમે છે તે મહા આશ્ચર્ય છે ? તેથી હુ પ્રબળ ઉદ્યમ કરીને એ મોહાધકારમાથી તે સર્વને કાઢી શુદ્ધ મોક્ષ પથે ચડાવુ અને પરમ સુખીયા કરૂ ” આવી ભાવના તેમને સદાય વર્તે છે અને તેમ કરવાને તેઓ પ્રવૃત્ત થાય છે વળી તે જ્યા સુધી સસારમા રહે ત્યા સુધી મહા કરૂણાના સમુદ્ર, કૃતજ્ઞ શિરોમણિ, વિનય પ્રધાન, અતિ ઐદાર્ય ધૈર્ય ગાભિર્ય, શૌર્યવાન્ શરણાગત વત્સલ, ન્યાય માર્ગગામી, દેવગુરૂના ભક્ત, પરમ પરોપકારી, પ્રાર્થના ભગ ભીરૂ અને જગજ્જન બધુ હોય છે તથા તીર્થંકર થવાના ભવથી પહેલાના ત્રીજા ભવને પામે ત્યારે તે ભવમા જિનાગમ પ્રસિદ્ધ વીશ સ્થાનકોના

**ગભાવતાર**

આરાધનનો તપ અવશ્ય કરે છે, તેથી તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કરી, સ્વર્ગ લોકમા મહર્દ્ધિક દેવતા થાય છે ત્યાથી ચ્યવી જ્યારે મનુષ્યલોકમા રાજકુળમા જનનીની કુક્ષિમા ચરમ અવતારે અવતરે છે, ત્યારે તે રાત્રિએ જનની ચૌદ મહા સ્વપ્ન દેખે છે જિન ગર્ભાવતારના પ્રભાવે ઈંદ્રાસન કપે છે અને ઇદ્ર ગર્ભમા વર્તતા પ્રભુને વાદે છે પછી ઈંદ્રની આજ્ઞાથી દેવતાઓ તેમના માતા પિતાનુ ઘર સોનુ, રૂપુ, રત્ન, વસ્ત્ર, અલકાર, અને ધન ધાન્યાદિકે પૂર્ણ કરે છે માતા પિતાને શ્રદ્ધા શુદ્ધ ધર્મબુદ્ધિ પ્રવર્તે છે, માતાના હૃદયમા જગતને અભય દાન દેવાના–અમારી પ્રવ ર્તાવવાના મનોરથ થાય છે વૈર, વિરોધ શાત થાય છે, દેશ બધામા લોકો સુખીયા નિરોગી ને નિરૂપદ્રવી થાય છે આ પ્રમાણેનો તો ગર્ભાવતારનો પ્રભાવ હોય છે પછી જે રાત્રિએ જન્મ થાય છે તે રાત્રિએ ત્રણ ભુવનમા સર્વત્ર ઉદ્યોત થાય છે,

## નિષ્પક્ષ ભાવના.

पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचन यस्य, तस्य कार्यः परिग्रहः ॥ ३ ॥

મારે શ્રી વીરભગવાન્ ઉપર પક્ષપાત નથી, અને કપિલ વગેરેની ઉપર દ્વેષ નથી પરતુ જેનુ વચન યુક્તિવાળુ છે, તેનો પરિગ્રહ સ્વીકાર મારે કરવો છે ૩

## કવિ કેવા દેવને પ્રણામ કરે છે ?

मों मो रों में मे मां दं द्वं, हं यो गं दं लं नं भं धः ।
एते यस्य न विद्यन्ते, त देव प्रणमाम्यहम् ॥ ४ ॥

જેનામા મોહ, માયા, રાગ, મદ, મળ, માન, દભ અને દ્વેષ એ દોષ નથી તે દેવને હું પ્રણામ કરૂ છુ ૪

## જીહ્વાનો ઉપયોગ.

निन्द्येन मासखण्डेन, किं तया जिह्वया नृणाम् ।
माहात्म्यं या जिनेन्द्राणाम्, न स्तवीति क्षणे क्षणे ॥ ५ ॥

જે મનુષ્યોની જિહ્વા શ્રી જિનેશ્વરોના માહાત્મ્યને ક્ષણે ક્ષણે સ્તવતી નથી, તો પછી એક માંસના નિંદવા યોગ્ય કટકા જેવી તે જિહ્વા માણસને શા કામની છે ? ૫*

## કર્ણેદ્રિયનું કર્તવ્ય.

अर्हच्चारित्रमाधुर्यसुधास्वादानभिज्ञयोः ।
कर्णयोश्छिद्रयोर्वापि, स्वल्पमप्यस्ति नान्तरम् ॥ ६ ॥

જે માણસના બે કાન શ્રી અરિહત ભગવાનની ચરિત્રની મધુરતારૂપ અમૃતના સ્વાદને જાણનારા ન હોય, અર્થાત્ ભગવાનના ચરિત્રને સાભળતા ન હોય તો પછી તેઓમા અને છિદ્રોમા શો તફાવત છે ? ૬

## ચક્ષુરિંદ્રિયનુ કર્તવ્ય.

सर्वातिशयसम्पन्नां, ये जिनार्चां न पश्यतः ।
न ते विलोचने किन्तु, वदनालयजालके ॥ ७ ॥

* ૫ થી ૨૦ નમસ્કાર મહાત્મ્ય

પ્રશ્ન—હે મહારાજ ? જેવી રીતે અરિહંતો અહીં મહા પ્રભાવવાળા હોવાથી અને અનંત મહિમાવાળા હોવાથી સર્વ કેવળીઓ કરતા શ્રેષ્ઠ છે તેમ મોક્ષમા પણ સર્વ સિધ્ધો કરતા તેમની સિદ્ધતા શ્રેષ્ઠતાવાળી હોય છે કે નહી ?

ઉત્તર—હે ભવ્ય ! અહીં બીજા કેવળીઓ કરતા તીર્થંકરોનો જે અધિક પ્રભાવ હોય છે તે તેમની યોગ્યતા વિશેષથી ઉપાર્જન કરાતી મહા પુણ્યરૂપ શુભ કર્મરાશિના સહચારી ફળરૂપ હોય છે, તેવો કર્મનો સહચારી ભાવ તો ભવસ્થને હોય છે એ સ્થ તો તેમને પણ સકળ કર્મ ક્ષય જન્ય અન્ય સર્વજ્ઞોની સમાનજ હોય છે કારણ સમાન હોવાથી કાર્ય સમાનજ થાય છે તેમ મોક્ષમા સર્વ સિધ્ધોને કર્મના સહચારી પણાનો સર્વથા અભાવ સમાન હોવાથી સિદ્ધ થયેલા અરિહંતોની સિદ્ધતામા કિંચિત્ પણ અધિકતા હોતી નથી

આ પ્રમાણે કહી તીર્થંકર અધિકાર પૂર્ણ કરવામા આવે છે



# केवळी सर्व बराबर—अधिकार.

પ્રશ્ન—*હે મહારાજ ! જે પ્રમાણે અરિહંત, વીતરાગ સર્વજ્ઞ થાય છે, તેજ પ્રમાણે અન્ય જીવો પણ વીતરાગ સર્વજ્ઞ થાય છે કે કાંઇ ન્યૂનપણે થાય છે?

ઉત્તર—હે ભવ્ય ! વીતરાગ સર્વજ્ઞ સર્વ તુલ્યજ થાય છે

પ્રશ્ન—તેમના જેવી પુણ્યરાશિ બીજા ભવ્ય જીવો ઉપાર્જન કરી શકે કે નહીં?

ઉત્તર—જે ભાવનાથી અરિહંતો તેવી મહા પુણ્ય રાશિ ઉત્પન્ન કરે છે તેવી ભાવના આવવાની યોગ્યતા અન્ય ભવ્ય જીવોમા અનંદિથી નથી અને તેની ભાવનાની પરિશુદ્ધિ વિના તેવી મહા પુણ્યરાશિ ઉપાર્જન થઇ શકતી નથી કોદરાના બીજથી ઉમો૰ના અંકુરા ઉત્પન્ન થતા જ નથી તેથી ભાવિ અરિહંત વિના તેવી પુણ્યરાશિ અનેરા ભવ્ય જીવો ઉપાર્જન કરી શકે નહીં

આ પ્રમાણે કહી કેવળી સર્વ બરાબર અધિકાર પૂર્ણ કરવામા આવે છે

* તત્વ વાર્તા

## જિનબિંબ સમાન આકારવાળા અન્ય પદાર્થની નમસ્કૃતિનું ફળ.

श्रूयते चरमाम्भोधौ, जिनबिम्बाकृतेस्तिमेः ।
नमस्कृतिपरो मीनो, जातस्मृतिर्दिवं ययौ ॥ १३ ॥

ચરમ (સ્વયભૂરમણ) સમુદ્રને વિષે તિમિ જાતનો એક મત્સ્ય જિનબિંબના જેવી આકૃતિવાળો થયો હતો, તેને જોઈ કોઈ ભવી મત્સ્યને જાતિ સ્મરણ જ્ઞાન થવાથી અને નમસ્કારમા તત્પર એવો તે મત્સ્ય સ્વર્ગે ગયો, એમ સાભળવામા આવે છે ૧૩

## જિન ભગવાન્ સર્વોત્તમ દેવ છે.

वह्निज्वाला इव जले, विषोर्मय इवामृते ।
जिनसाम्ये विलीयन्ते, हरादीना कथामवाः ॥ १४ ॥

અગ્નિની જ્વાળાઓ જેમ જળમા નાશ પામે છે અને વિષના તરગો જેમ અમૃતથી નાશ પામે છે તેમ મહાદેવ વગેરે બીજા દેવોની કથાઓ તો શ્રી જિન ભગવાનની તુલનામા નાશ પામે છે, અર્થાત્ તેની બરાબરી કરી શકતી નથી ૧૪

## જિનેશ્વર ભગવાન્‌ના ચરણ કમળની રજ પણ અતિ દુર્લભ છે.

सुलभास्त्रिजगल्लक्ष्म्यः, सुलभाः सिद्धयोऽष्ट ता ।
जिनाङ्घ्रिनीरजरजःकणिकास्त्वतिदुर्लभाः ॥ १५ ॥

ત્રણ જગત્‌ની લક્ષ્મીઓ સુલભ છે અને આ૦ સિદ્ધિઓ સુલભ છે, પરતુ શ્રી જિનેશ્વના ચરણ કમળની રજની કણિઓ અતિ દુર્લભ છે ૧૫

## સર્વ મતોનુ ઉત્પતિસ્થાન શ્રી જિનેદ્ર ભગવાન્ છે.

रोहणाद्रेरिवादाय, जिनेन्द्रात्परमात्मनः ।
नाना विधानि रत्नानि, विदग्धैर्व्यवहारिभिः ॥ १६ ॥
सुवर्णभूषणान्याशु, कृत्वा स्वस्वमतेष्वथ ।
तत्तद्देवेष्वाहितानि, कालात्तन्नामतामगुः ॥ १७ ॥

ચતુર એવા [1]વ્યાપારીઓએ રોહણાચળ પર્વત જેવા શ્રી જિનેદ્ર પરમાત્મામાથી વિવિધ રત્નો લઈને સુવર્ણના આભૂષણ રૂપ એવા પોતપોતાના મતદર્શનો તે તે દર્શનોના દેવતાઓમા જડયા, તે વાળે કરીને તે તે દેવના નામે ઓળખાયા. ૧૬-૧૭

---

૧ અહીં વ્યાપારી એટલે તે તે દર્શનને ચલાવનાર આચાર્યો સમજવા



# द्वितीय परिच्छेद.



જ્ઞાન-ભાવના કે વ્યવહાર વિચારમા દેવ સ્તુતિ એ મ ગળના હેતુ રૂપ છે. કેમકે દેવ સ્મરણ, પ્રભુ પૂજા, એ માનસિક ભાવનાને નિમ ળ બનાવી શુદ્ધ સ સ્કારો વડે મનોબળને સતેજ કરી શકે છે આ હેતુથી જ ગ્ર થાર ભમા દેવસ્તુતિ કરતા દેવની ઓળખ કરાવવાને યત્ન કર્યો છે કેમકે જે પવિત્ર ભાવના દેવસ્મરણ માટે છે તે ભાવનાની સિદ્ધિ તેવાજ પવિત્ર-પૂજ્ય દેવના ધ્યાનથી પ્રાપ્ત થઇ શકે છે અને તેટલાજ માટે સુદેવની ઓળખ આપતા સાથે અર્હંત, સિદ્ધ, આદિ પવિત્ર નિરાબાધ દેવોની ઓળખ આપતા તેમના ગુણ, શક્તિ અને પ્રભાવને દર્શાવવા સાથે તેમની દ્રવ્ય તેમજ ભાવપૂજાનુ સ્વરૂપ બતાવવામા આવેલ છે આ સ્વરૂપને વિસ્તારથી અને સરલ ભાવથી સમજાવવાનુ કાર્ય ગુરૂનુ છે અને તેથી ગુરૂસ્મરણની જરૂરીયાત કોઇ પણ કાર્યમા તેટલીજ અગત્યની ગણાય છે દેવસ્મરણ એ જેટલે અ શે મનને નિર્મળ કરે છે તેટલેજ અ શે ગુરૂ મનને સરલ અને સમજદાર કરી શકે છે કોઇ પણ વાતચિત, વ્યવહાર, વાચન કે ધર્માચરણ અથવા જગતના કોઇ પણ વ્યવહારમાં ગુરૂ-દર્શકની પ્રથમ જરૂર છે જ્યાં સુધી કોઇ વાતને ગુરૂ સ મુખ મૂકવામા આવતી નથી ત્યા સુધી તે સ્પષ્ટ અને સુદૃઢ અસર કરી શકતી નથી અને તેટલાજ માટે ગુરૂને દીપકની ઉપમા અપાય છે એવા પવિત્ર જ્ઞાનમય મહાત્મા ગુરૂનુ આ પ્રસ ગે સ્મરણ કરતા ગુરૂના સ્વરૂપને દર્શાવવાને આ પરિચ્છેદમા યત્ન કરવામા આવ્યો છે



## सुसाधु-अधिकार.



ગુરૂ યાને સાધુની ઓળખ કરવા માટે વ્યવહાર અને આચરણને જાણવા માટે સુગુરૂના લક્ષણ પ્રથમ દર્શાવવામા આવે છે,

શ્રેષ્ઠ અને વિસ્તારવાળી શોભાવાળા ચોત્રીશ અતિશયોથી યુક્ત છે તેજ શ્રી જિનેશ્વર દેવ છે ૨૧-૨૨+

## નિર્દોષ એવા શ્રી જિનેન્દ્ર ભગવાન્ જ પ્રણામ, ધ્યાન અને સ્તુતિ કરવા યોગ્ય છે.

समस्तजीवे करुणाशरीरः, सम्प्राप्तसंसारपयोधितीरः ।
देवाधिदेवः कृतशक्रसेवः, सर्वावभासी शिवसद्मवासी ॥ २३ ॥
श्री वीतरागो भुवि भाति योऽत्र, स एव देवो न परे सदोषाः ।
नित्यं मनःकायवचःप्रपञ्चैः, ध्येयः प्रणम्यः स्तवनीय एषः ॥२४॥

જે જિનેશ્વર ભગવાન્ સર્વ જીવ ઉપર કરૂણા મય શરીર વાળા છે, જેમણે આ સંસારસાગરના તીરને પ્રાપ્ત કરેલ છે, શક્ર-ઇંદ્રે જેમની સેવા કરેલી છે જેઓ સર્વ પદાર્થોને પ્રકાશ કરનારા છે અને જેઓ શિવ-મોક્ષરૂપ મંદિરમાં વાસ કરનારા છે, તે શ્રી વીતરાગ ભગવાન્ આલોકને વિષે શોભી રહ્યા છે અને તે જ ખરેખરા દેવ છે બાકીના બીજા દેવતાઓ જે દોષવાળા છે, તેઓ દેવ નથી માટે તેવા નિર્દોષ શ્રી જિનેશ્વર ભગવાન્ જ હમેશા મન, વચન અને કાયાના યોગ વડે ધ્યાન કરવા યોગ્ય, પ્રણામ કરવા યોગ્ય અને સ્તવન કરવા યોગ્ય છે ૨૩-૨૪

## જિનેન્દ્ર ભગવાન્‌ની યોગમુદ્રાપણ અન્ય દેવોથી શિખી શકાણી નથી.

### उपेन्द्रवज्रा

वपुश्च पर्यङ्कशयं श्लथं च, दृशौ च नासानियते स्थिरे च ।
न शिक्षितेयं परतीर्थनाथैर्जिनेन्द्र मुद्रापि तवान्यदास्ताम् ॥ २५ ॥

હે જિનેન્દ્ર ! પર્યંક-આસન અને શિથિલ-કોમળ એવું શરીર અને નાસિકા ઉપર નિશ્ચલ કરીને સ્થિર કરેલા બે નેત્રો-આવી તમારી યોગ મુદ્રાને પણ અન્ય તીર્થિઓના દેવો શીખ્યા નથી તો પછી બીજી વાત તે શી કરવી ? ૨૫

## શ્રી જિનેન્દ્ર ભગવાન્‌નો વૈભવ.

### उपजाति (२६ थी २९)

अशोकवृक्षः सुरपुष्पवृष्टिर्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामण्डलं दुन्दुभिरातपत्रं, सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ २६ ॥

+ ૨૧ થી ૨૪ નરવમ ચર્ચા ન

મહામુનિ વસિષ્ઠ ઉર્વશી અપ્સરાના ગર્ભમાથી ઉત્પન્ન થયેલા હતા અને પછી તપસ્યા કરીને બ્રાહ્મણ થયા હતા, એમ ઉચ્ચતાનુ કારણ જાતિ નથી, પણ ગુણ છે ૫

## કેટલાએક મહાત્માઓની માતાઓની જાતિ અને સ્થળ.

रेणुकाजनयद्रामसृष्यशृङ्ग वने मृगी ।
कैवर्त्यजनयद्व्यास, कक्षावन्त च शूद्रिका ॥ ६ ॥

રેણુકાએ પરશુરામને જન્મ આપ્યો, હરણીએ વનમા શૃગી ઋષિને જન્મ આપ્યો, ઢીમરની છોકરીએ વ્યાસને જન્મ આપ્યો અને શૂદ્રની છોકરીએ કક્ષાવાન મુનિને જન્મ આપ્યો હતો ૬

## દયાનુ પ્રાધાન્ય.

यस्य चित्त द्रवीभूत, कृपया सर्वजीविषु ।
तस्य ज्ञान च मोक्षश्च, किं जटाभस्मचीवरैः ॥ ७ ॥

જેનુ ચિત્ત સર્વ પ્રાણીઓને વિષે દયાથી આર્દ્ર થઈ જાય છે, તેને જ જ્ઞાન થયેલુ છે, અને તેનો જ મોક્ષ થવાનો છે બાકી જટા, ભસ્મ અને કાષાય વસ્ત્રોથી કાંઈ થવાનુ નથી ૭

## બ્રહ્મની પ્રાપ્તિ ક્યારે થાય?

यदा न कुरुते पाप, सर्वभूतेषु दारुणम् ।
कर्मणा मनसा वाचा, ब्रह्म सम्पद्यते तदा ॥ ८ ॥

જ્યારે સર્વ પ્રાણીઓ ઉપર મન, વચન અને કાયાથી દારૂણ-ભયકર એવુ પાપ ન કરવામા આવે ત્યારે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે ૮

## બ્રહ્મ પ્રાપ્તિના પાચ લક્ષણો.

त्यक्त्वा कुटुम्बवास तु, निर्ममो निष्परिग्रहः ।
युक्तश्चरति नि सङ्ग., पञ्चम ब्रह्मलक्षणम् ॥ ९ ॥

જે કુટુબનો વાસ છોડી દઈ મમતા રહિત થઈ, પરિગ્રહનો ત્યાગ કરી, યોગ ધરી અને સગ રહિત થઈ વિચરે છે, ત્યારે તેનામા પાચમુ લક્ષણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય-છે એટલે મમતા રહિત, પરિગ્રહ રહિત, યોગધારી અને નિઃસગ એ ચાર લક્ષણોવાળા પુરૂષમા પાચમુ બ્રહ્મનુ લક્ષણ પ્રાપ્ત થાય છે ૯

જ્યા જિનેશ્વર ભગવાન્ વિચરે ત્યા ફરતા પાચસો કોશમા રોગ, (૮) વૈર (૯) *ઇતિ, (૧૦) મારી, (૧૧) અતિ વૃષ્ટિ (૧૨) અના વૃષ્ટિ, (૧૩) દુષ્કાળ, (૧૪) સ્વચક્ર અને પરચક્રનો ભય (૧૫) આ બધા થતા નથી એ અગીઆર એટલે પાચથી પદર સુધીના અતિશય, (૧) જ્ઞાનાવરણ (૨) દર્શનાવરણ (૩) મોહનીય અને (૪) અ તરાય એ ચાર ઘાતિ કર્મના ક્ષય થવાથી ઉત્પન્ન થાય છે ૩૦

## ભગવાન્‌ના ચોત્રીશ અતિશયનુ સ્વરૂપ.

### इन्द्रवज्रा

खे धर्मचक्रं चमराः सपादपीठम्मृगेन्द्रासनमुज्ज्वलञ्च ।
छत्रत्रय रत्नमयध्वजोऽङ्घ्रिन्यासे च चामीकरपङ्कजानि ॥ ३१ ॥

ભગવાનની આગળ આકાશમા ધર્મ ચક્ર ચાલે છે (૧) બે બાજુ ભગવાનને ચામર વીંજાય છે (૨) બેસવાને પાદ પીઠ સહિત ઉજ્વળ સિહાસન પ્રાપ્ત થાય છે (૩) મસ્તક ઉપર ત્રણ છત્ર હોય છે, (૪) રત્નમય ધ્વજ ( ઇંદ્ર ધ્વજ ) આગળ ચાલે છે (૫) ભગવાન જ્યા ચરણ મૂકે ત્યા દેવતા સુવર્ણના કમળો રચે છે (૬) ૩૧

તથા—

### इन्द्रवंशा.

वप्रत्रयश्चारुचतुर्मुखाङ्गताचैत्यद्रुमोऽधोवदनाश्चकण्टकाः ।
द्रुमानतिर्दुन्दुभिनाद उच्चकैर्वातोऽनुकूलः शकुनाः प्रदक्षिणाः ॥ ३२ ॥

દેવતા ત્રણ ગઢ સહિત સુદર સમવસરણ રચે છે, (૭) સમવસરણમા બિરાજે ત્યારે ભગવાન્ ચાર મુખે દેશના દેતા નજરે આવે છે એટલે એક તરફ ભગવાન્ પોતે સાક્ષાત્ બિરાજે છે અને ત્રણ બાજુ તેમના જેવાજ રૂપના ત્રણ બિબ દેવતા પધરાવે છે એટલે ચારે તરફ દર્શનનો લાભ લોકોને મળે (૮) દેવતા ભગવાનના ઉપર ચૈત્ય વૃક્ષ બનાવે છે ( ૯ ) તથા ભગવાન્ વિચરે ત્યા કાટાઓ અધો મુખ થઇ જાય છે ( ૧૦ ) વૃક્ષો નમી જાય છે ( ૧૧ ) આકાશમા દેવ દુદુભિનો ઉચ્ચ ધ્વનિ થાય છે, ( ૧૨ ) પવન અનુકૂળ વાય છે ( ૧૩ , અને જમણી તરફના શુકનો થાય છે ( ૧૪ ) ૩૨ એ સિવાય—

### उपजाति.

गन्धाम्बुवर्षम्बहुवर्णपुष्पवृष्टिः कचश्मश्रुनखाप्रवृद्धिः ।
चतुर्विधा मर्त्यनिकायकोटिर्जघन्यभावादपिपार्श्वदेशे ॥ ३३ ॥

* " धान्याद्युपद्रवकारि प्रचुर मूषिकादिप्राणिगण " ધાન્યનો ઉપદ્રવ કરનાર ઉદર ટીડ વગેરે

સત્ય તીર્થ છે, તપસ્યા કરવી એ તીર્થ છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ તીર્થ છે અને સર્વ પ્રાણી ઉપર દયા રાખવી એ તીર્થ છે એટલા તીર્થ કહેલા છે ૧૪

ખરી પવિત્રતા કઇ છે ?

समता सर्वभूतेषु, मनोवाक्कायनिग्रहः ।
पापध्यानकषायाणां, निग्रहेण शुचिर्भवेत् ॥ १५ ॥

સર્વ પ્રાણીઓ ઉપર સમતા રાખવી, મન, વચન અને કાયાનો નિગ્રહ કરવો અને અશુભ ધ્યાન તથા કામ ક્રોધાદિ કષાયોનો નિગ્રહ કરવો એથી પવિત્ર થવાય છે ૧૫

ખરૂ સ્નાન કયુ છે ?

नोदकक्लिन्नगात्रोऽपि, स्नात इत्यभिधीयते ।
स स्नातो यो दमस्नातः, स बाह्याभ्यन्तरः शुचिः ॥ १६ ॥

જળમા શરીર બોળવુ, એથી કાઇ સ્નાન કરેલો કહેવાનો નથી પરતુ જે ઇંદ્રિયોનુ દમન કરવારૂપ સ્નાન કરે છે, તેજ ન્હાયેલો કહેવાય છે અને તે બાહેર અને અદર પવિત્ર થાય છે ૧૬

મન, વચન અને કાયાની શુદ્ધિ.

चित्त शमादिभिः शुद्ध, वचन सत्यभाषणैः ।
ब्रह्मचर्यादिभिः कायश्शुद्धो गङ्गा विनापि स ॥ ॥ १७ ॥

શમદમ વગેરેથી ચિત્ત શુદ્ધ થાય છે, સત્ય ભાષણ કરવાથી વચન શુદ્ધ થાય છે અને શુદ્ધ જળ વિના પણ બ્રહ્મચય વગેરેથી કાયા શુદ્ધ થાય છે ૧૭

આ જગતમા સદા કોણ જાગે છે ?

भवभ्रमणविभ्रान्ते, मोहनिद्रास्तचेतने ।
एक एव जगत्यस्मिन्, योगी जागर्त्यहर्निशम् ॥ १८ ॥

સસારના ભ્રમણથી વિભ્રાંત થયેલ, અને મોહ નિદ્રાથી ચેતન રહિત થયેલ એવો આ જગતમા એક યોગી રાત્રિ દિવસ જાગતો રહે છે ૧૮

બ્રહ્મચર્યનુ મહત્વ

देवमानुष्यतिर्यक्षु, मैथुन वर्जयेद्यदा ।
कामरागविमुक्तस्य, ब्रह्म सम्पद्यते तदा ॥ १९ ॥

## શ્રી જિનેન્દ્ર ભગવાન્મા અન્ય દેવોની ઉત્પ્રેક્ષાએ નિર્દોષપણુ.

### शार्दूलविक्रीडित

चन्द्रः किं स न यत् कलङ्ककलितः सूर्योऽपि नो तीव्ररुग् ,
मेरुः किन्न स यन्नितान्तकठिनो विष्णुर्न यत्सोऽसितः ।
ब्रह्मा किन्न जरातुरः स च जराभीरुर्न यत्सोऽतनुः,
ज्ञातं दोषविवर्जितोऽखिलगुणाकीर्णोऽन्तिमस्तीर्थकृत् ॥ ३७॥

— શુ આ ચદ્ર હશે? નહીં, તે તો કલક વાળો છે, અને આ નિષ્કલક છે ત્યારે શુ સૂર્ય હશે? નહીં, તે તો તીવ્ર કાંતિવાળો થઇ બીજાઓને તપાવે છે, અને આતો શીતલતા આપે છે! ત્યારે શુ મેરૂ પર્વત હશે? નહીં, તે મેરૂ પર્વત તો અત્યત કઠિન છે, અને આ તો નમ્ર લાગે છે! ત્યારે શુ વિષ્ણુ હશે? નહીં, તે કાળો છે, અને આતો સ્વર્ણવર્ણો છે! ત્યારે શુ બ્રહ્મા હશે? નહીં, તે તો જરાવાળો છે, એટલે વૃદ્ધ છે, અને આતો યુવા માલમ પડે છે? ત્યારે શુ કામદેવ હશે? ના, તેતો અતનુ-શરીર વિનાનો છે, અને આ તો શરીરધારી છે? અહો હવે જાણુવામા આવ્યુ આ તો દોષ રહિત અને સર્વગુણ સપન્ન એવા છેલ્લા તીર્થકર શ્રી મહાવીર પ્રભુ છે!! ૩૭

### * स्रग्धरा

#### નીચે જણાવેલા ગુણવાળો ગમે તે દેવ હોય તેને નમવાનો જરૂર.

यो विश्वं वेदवेद्यं जननजलनिधेर्भङ्गिनः पारदृश्वा,
पौर्वापर्याविरुद्धं वचनमनुपमं निष्कलङ्कं यदीयम् ॥
तं वन्दे साधुवन्द्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषन्तं ।
बुद्धं वा वर्द्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा ॥ ३८ ॥

જે આ સર્વ જાણવા યોગ્યને જાણે છે જે આ જન્મજરા રોગ ભોગ દુખાદિ

— આ કાવ્યમા શ્રી વીરભગવાનને જોઇને ઇંદ્રભૂતિએ જુદી જુદી ઉપમાના તર્કો કરેલા છે

* સ્રગ્ધરા નું લક્ષણ

" म्रौ म्नौ यानां त्रयेण त्रिमुनियतियुता स्रग्धरा कीर्तितेयम् " મગણ રગણ ભગણ નગણ અને ત્રણ યગણ એમ ૨૧ અક્ષરનુ એક ચરણ વાળુ આ વૃત્ત છે અને સાત સાત અને સાત અક્ષરે વિરામ છે આમ ચાર ચરણ મળી " स्रग्धरा वृत्त " કહેવાય છે

રાત્રિ (ઉત્કૃષ્ટ એક માસ) રહેવુ, અને તે એવી રીતે રહેવુ કે જેથી કોઈની સાથે રાગ અને કોઇની સાથે દ્વેષ થાય નહીં ૨૪

## સર્વોત્કૃષ્ટ પવિત્રતા.

परदारपरद्रोहपरद्रव्यपराङ्मुख. ।
गङ्गाप्याह कदागत्य, मामय पावयिष्यति ।। ૨૫ ।।

પરસ્ત્રી, પરનો દ્રોહ અને પરદ્રવ્યથી વિમુખ રહેનારા પુરૂષને માટે ગગા પણ કહે છે કે, "એવો પુરૂષ ક્યારે આવીને મને પવિત્ર કરશે ?" ૨૫

## સ્નાન, યજ્ઞ, જ્ઞાન અને ધ્યાનનુ લક્ષણ.

स्नान मनोमलत्यागो, यागश्चेन्द्रियरोधनम् ।
अभेददर्शन ज्ञान, ध्यान निर्विषय मनः ।। ૨૬ ।।

મનના મેલનો ત્યાગ કરવો એ સ્નાન છે, ઇંદ્રિયોનો નિરોધ કરવો એ યજ્ઞ છે, સર્વ પ્રાણી ઉપર અભેદ દૃષ્ટિથી જોવુ, એ જ્ઞાન છે અને મનને વિષય રહિત રાખવુ, એ ધ્યાન છે ૨૬

## ગુરૂના લક્ષણ.

महाव्रतधराधीरा, भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ।। ૨૭ ।।

જેઓ પચ મહાવ્રતોને ધરનારા હોય, જેઓ માત્ર ભિક્ષા ઉપર જીવનારા હોય, જેઓ હંમેશા સામાયિક કરનારા હોય અને જેઓ ધર્મનો ઉપદેશ કરનારા હોય તેવા ગુરૂ કહેવાય છે ૨૭

## લક્ષ્મી ત્યાગમા રહેલુ સુખ.

अर्थिनो धनमप्राप्य, धनिनोऽप्यवितृप्तितः ।
कष्ट सर्वेऽपि सीदन्ति, परमेको मुनि. सुखी ।। ૨૮ ।।

ધનના અર્થીઓ ધન ન મળવાથી અને ધનવાન્ પુરૂષો અસતોષથી-એ સર્વે પણ કષ્ટથી સીદાય છે, (પીડાય છે) માત્ર એક મુનિ જ સુખી છે ૨૮

## જ્ઞાનીને વિધિ પણ કાંઇ કરી શકતો નથી

निर्धनत्व धन येषा, मृत्युरेव हि जीवितम् ।
किं करोति विधिस्तेषा, सता ज्ञानैकचक्षुषाम् ।। ૨૯ ।।

વિશ્વમા જે પ્રકારે છતા છે તે પ્રકારે તેને છતા જાણે છે, ને જે પ્રકારે જે પદાર્થો અછતા છે તે પ્રકારે તેને અછતા જાણે છે, તેથી આત્માદિક પદાર્થોને આદિપણે અછતા જાણ્યા છે તેમની આદિનો અત્યંતાભાવ તે પ્રભુએ જાણ્યો છે, તેથી સર્વ ભાવને જાણનારા હોવાથી તેઓ સર્વજ્ઞ જ છે, જેનો અત્યત અભાવ છે તે કોઇ કાળે પણ ભાવરૂપે છતા હોય જ નહીં—સર્વ કાળે અછતા જ હોય જેમ આકાશનુ ફુલ. માટે જીવ પ્રમુખ પદાર્થોની આદિ નથી તે અનાદિ પણે જ છતા એટલે વિદ્યમાન છે

આ પ્રમાણે કહી અરિહંત અધિકાર પૂર્ણ કરવામા આવે છે



# तीर्थंकर–अधिकार.

## તીર્થંકર વિષે પ્રશ્નોત્તર.

પ્રશ્ન—*હે મહારાજ! જો સર્વ તુલ્ય થાય છે તો પછી અરિહંતોને દેવ માનવા, તેમની પ્રતિમાઓ કરાવવી, પુષ્પ અલકારાદિકે બહુ માન પૂર્વક તેમની પૂજા કરવી અને અન્ય વીતરાગ સર્વજ્ઞોને દેવપણે ન માનવા, તેમની પ્રતિમાઓ ન કરવી ઇત્યાદિ લોક રૂઢિ ચાલી આવે છે કે તેમા કાંઈ હેતુ છે?

ઉત્તર—હે ભવ્ય! જિનશાસનમા અરિહંતોને અને અનેરા સર્વજ્ઞ સિદ્ધ નિરંજનોને-બન્નેને દેવપણે માનેલા છે, તેમના દેરા, પ્રતિમા, પૂજા મહોત્સવ કરવામા આવે છે, હમણા પણ સિદ્ધાચળાદિ ઉપર તેમના દેરાને પ્રતિમાજી છે, પણ પ્રાય ઘણા માણસ તે વાત જાણતા નથી, અરિહંતોને જ દેવ તરીકે જાણે છે, તેનું કારણ અરિહંતોના પ્રભાવનુ અતિશાયી પણુ છે, અરિહંત વિના બીજા જ્યારે વીતરાગ સર્વજ્ઞ થઇ સિદ્ધપણે નિષ્પન્ન થાય છે ત્યારે તે દેવપણે પૂજાય છે પણ અતિશય રહિત પૂજાય છે, અને અરિહંત ભગવાન્ તો અરિહંત પણે અવતરે ત્યાથી સર્વ કાળે પૂજાય છે, કેમકે તેઓ ગર્ભાવતારથી જ અતિશય હોય છે. તેનો

અરિહંતના જીવની અધિકતા

પણ હેતુ એ છે કે—અનાદિ સૂક્ષ્મ નિગોદમા જેમ બીજા સર્વ ભવ્ય રહે છે તેમ ભાવી અરિહંતના જીવો પણ અનતો કાળ રહ્યા હતા અને અનતા ભાવી અરિહંત હજુ પણ ત્યાં ભવ્યપણે રહેલા છે પરંતુ ભાવી અરિહંતોની ભવ્યતા ત્યા નિગોદાવસ્થામા પણ બીજા ભવ્ય જીવોની ભવ્યતા કરતા વિલક્ષણતાવાળી અને ઉત્તમતા

* તત્ત્વવાર્તા.

### કેવા ગુરૂદર્શન યોગ્ય છે.

प्रक्षालयन्त जनपापपङ्क, प्रमादवादे विहिताभिशङ्कम् ।
विस्तारयन्त सुकृतप्रयोगं, गुणधराख्य गुरुमालुलोक ॥ ३४ ॥

લોકોના પાપરૂપી કાદવને ધોઈ નાખનારા, પ્રમાદ અને વાદની શંકા રાખનારા ( અર્થાત્ તેથી ડરનારા ) અને પુણ્યના પ્રયોગને વિસ્તારનારા ગુણધર નામના ગુરૂના તેણે દર્શન કર્યા ૩૪ +

### સદ્દગુરૂના લક્ષણ.

संसारसन्तापसुधाप्रकारो, विचित्रचारित्रनिरूतमारः ।
अनेकधा सूत्रितभूविहारः, परोपकाराय कृतावतारः ॥ ३५ ॥

જે ગુરૂ આ સંસારનો સંતાપ દૂર કરવામાં અમૃત જેવા છે, જેમણે પોતાના વિચિત્ર ચારિત્રથી કામદેવનો તિરસ્કાર કરેલો છે જેઓ આ પૃથ્વી ઉપર અનેક પ્રકારે વિહાર કરે છે, અને જેમનો અવતાર પરોપકારને માટે છે ૩૫

### કેવા ગુરૂને દેખી હર્ષ થાય છે ?

मरुस्थलीकल्पतरूपमान, मोहान्धकारोच्चयनित्यभानुम् ।
संसारवारानिधियानपात्रं, त वीक्ष्य जात प्रमदैकपात्रम् ॥ ३६ ॥

જેઓ મરૂસ્થળમાં કલ્પવૃક્ષના જેવા છે, જેઓ મોહરૂપી અંધકારના સમૂહને નાશ કરવામાં નિત્યે સૂર્ય રૂપ છે અને જેઓ આ સંસાર રૂપી સમુદ્રમાં વહાણ સમાન છે, તેવા ગુરૂને વિલોકી તે હર્ષનું પાન બની ગયો ૩૬

### કેવા ગુરૂને નમસ્કાર કરવો ?

दोषप्लुषे पुण्यपुषे गुणौघजुषे क्षताशेषरुषे समन्तात् ।
सम्प्राप्तिपे दर्पकदर्थकसे, समत्वभाजे खलु दुःखसौख्ये ॥ ३७ ॥
प्रशान्तचित्ताय भवाब्धितीरगताय ताताय जगज्जनानाम् ।
मोहान्धकारोत्करभास्कराय, नमोनमः सूरिवराय तुभ्यम् ॥ ३८ ॥

દોષોને બાળનારા, પુણ્યને પોષનારા, ગુણોના સમૂહને સેવનારા ચારે બાજુ બધા રોષનો નાશ કરનારા, ગર્વના અનર્થ રૂપ ઘાસમાં અગ્નિરૂપ, દુઃખ અને સુખમાં સમતાને રાખનારા, શાંત ચિત્તવાળા, સંસાર રૂપ સમુદ્રને તીર ગયેલા, જગતના

+ ૩૪ થી ૪૪ નરરૂમ ચરિત્ર

**જન્મોત્સવ**

ભૂમિ પણ ચાર અંગુળ ઉલ્લસાયમાન થાય છે, દિશાઓ પણ આનંદ પામી હોય તેમ પ્રસન્ન-નિર્મળ થાય છે વનરાજી નવપલ્લવ પુષ્પફળે પૂર્ણ અને નૃત્ય કરતી જણાય છે વાયુ સુગંધી શીતળ અને મધુર મંદ મંદ વાય છે, પક્ષી પણ જયકારી ધ્વનિ કરતા કલ્લોલ કરે છે સર્વ પ્રજાને પ્રમોદ થાય છે, ઘેર ઘેર વસંત ક્રીડાદિક મહોત્સવ પ્રવર્તે છે, છપ્પન દિશા કુમારીઓના અને ચોસઠ ઇંદ્રોના આસનો કંપાયમાન થાય છે, તેઓ અવધિજ્ઞાન વડે પ્રભુનો જન્મ થયો જાણી પરમાનંદથી પૂર્ણ થઇ શીઘ્રપણે પોત પોતાની સર્વ ઋદ્ધિ અને પરિવાર સહિત આવે છે પ્રથમ દિશા કુમારીઓ આવીને ભૂમિ શોધી, સુગંધી જળ ને પુષ્પની વૃષ્ટિ કરી પ્રસૂત કાર્ય કરી જાય છે, પછી ઇંદ્ર આવીને પ્રભુને મેરૂ શિખરે લઇ જઇ મહા વિસ્તારથી વિવિધ પ્રકારના મહોત્સવ વડે જન્માભિષેક મહિમા કરી પ્રભુને માતા પાસે મુકી સ્વસ્વસ્થાને જાય છે, પ્રભુ પણ રાજ ઋદ્ધિ ભોગવી વર્ષીદાન દઇ દીક્ષા લેવા તત્પર થાય છે, તે વખતે પણ પાછા ઇંદ્રાદિક આવી અભિષેક અને

**દીક્ષોત્સવ**

દીક્ષા મહોત્સવ કરે છે, પ્રભુ દીક્ષા અંગીકાર કરીને તપ સંયમ વડે જ્ઞાનાવરણાદિ ચાર ઘાતિ કર્મોનો ક્ષય કરી કેવળ

**જ્ઞાન દર્શન ઉપજાવી**

વીતરાગ સર્વજ્ઞ થાય છે, તે વખતે ઇંદ્રાદિક આવી સમવસરણ રચે છે, પ્રભુ રત્ન સિંહાસને બીરાજી ત્રિભુવનની પર્ષ-

**જ્ઞાનોત્સવ**

દામાં યથાર્થ વસ્તુ ધર્મમય દેશના આપે છે, તે દેશના એક યોજન પૃથ્વીમાં સર્વ જીવોને સ્વ સ્વ ભાષાપણે પરિણમે છે, અનેક જીવોએ પૂછેલા જુદા જુદા પ્રશ્નોનો ઉત્તર પ્રભુજી તેમના મનનું સમાધાન થાય તેવો એક વચને આપે છે, પછી ધર્મ દેશના દેતા સતા મહિમંડળમાં વિચરે છે, અષ્ટ મહા પ્રાતિહાર્ય અને ચોત્રીશ અતિશય વડે અલંકૃત થાય છે માર્ગમાં વૃક્ષો નમે છે પક્ષીઓ પ્રદક્ષિણા દે છે કાંટા અધોમુખ થઇ જાય છે, છએ ઋતુ સર્વ કાળે સુખ આપે તેવી વર્તે છે ઇત્યાદિ અનંત મહિમાવાળા તીર્થંકરો થાય છે સામાન્ય

**નિર્વાણમહિમા.**

કેવળીઓને આ કહેલ પ્રભાવ હોતો નથી તેઓ કેવળ જ્ઞાન દર્શનવંતા હોય છે આ પ્રમાણે અરિહંત દેવ પરમાર્થે પરમ ઉપકારી હોવાથી મુખ્યતાએ “ દેવ ” કહેવાય છે તેમનો જે કોઇ અજ્ઞાની જીવ અશાતના અનાદર અવજ્ઞાદિક કરે છે તે અનંત કાળ પર્યંત દુર્ગતિમાં રઝળે છે અને તેમની ભક્તિ કરનારા જીવો સર્વ પ્રકારની સુખ સંપદા પામેછે

આખરે સર્વ કર્મ ક્ષય કરી મુક્તિ પ્રાપ્ત કરે છે તે વખતે પણ ઇંદ્રાદિ દેવતાઓ મહિમા કરે છે એવી રીતે તીર્થંકરોના પાંચે કલ્યાણક મહિમાવાળા હોવાથી જગતમાં તેમની અધિકતા સ્વાભાવિક હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી

वळी—

शिष्यप्रशिष्यावलिदत्तशिक्षा दक्षेषु मुख्याः कृतजीवरक्षाः ।
चारित्रसत्साधनबद्धकक्षा, कदर्थमोहोरगभङ्गतार्क्ष्याः ॥ ५२ ॥

જેઓ પોતાના શિષ્યો અને પ્રશિષ્યોને શિક્ષા આપનારા છે, જેઓ દક્ષ પુરૂષોમા મુખ્ય ગણાય છે, જેઓ જીવોની રક્ષા કરનારા છે, જેઓ ચારિત્રને સાધવામા બદ્ધપરિકર રહે છે, જેઓ નઠારા અર્થ તથા મોહ રૂપી સર્પોનો ભગ કરવાને ગરૂડ સમાન છે ૫૨

તેમજ—

अकिञ्चना काञ्चनलोष्टतुल्या, समस्तशोकोद्धृतपापशल्याः ।
एव विधा श्रीनरवर्मराजन्, सदागमज्ञा गुरवो भवन्ति ॥ ५३ ॥

જેઓ અકિંચન-કાઇ પરિગ્રહ નહીં રાખનારા છે, જેઓ સુવર્ણ અને માટીના ઢેફાને સરખા માનનારા છે, જેઓ સર્વ પ્રકારના શોક તથા પાપ રૂપી શલ્યને કાઢનારા છે, અને જેઓ સત્ આગમને જાણનારા છે, (માટે) હે નરવર્મ રાજા, આવા પુરૂષો જ ગુરૂ કહેવાય છે, ૫૩

### કેવા મુનિને જયની આશીષ આપવી ?

कारुण्यकेलीकलिताङ्गयष्टे, ज्ञानादिरत्नत्रयजातपुष्टे ।
सद्ध्यानधाराक्षतकर्मसृष्टे, मुनीश जीयाः कृतपुण्यविष्टे ॥ ५४ ॥

જેનો દેહ કરૂણા-દયાની ક્રીડાને કરતારો છે, જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી ત્રણ રત્નોથી જેની પુષ્ટિ થયેલી છે, જેણે શુભ ધ્યાનની ધારાથી કર્મોની સૃષ્ટિનો નાશ કર્યો છે અને જેણે પુણ્યમા પ્રવેશ કરેલો છે, એવા હે મુનિપતિ ! તમે જય પામો. ૫૪

### કેવા પુરૂષને લોકો હર્ષથી અનુસરે છે ?

नद्यः पयोधिं नयिनं गुणौघाः, धर्मं विवेकी विनयी च विद्याम् ।
यथानुगच्छन्ति तथा सहर्षाः, श्रेयोविचारप्रवणं पुमांसं ॥ ५५ ॥

જેમ નદીઓ સમુદ્રને અનુસરે છે, ગુણોના સમૂહ નીતિમાન્ પુરૂષને અનુસરે છે, વિવેકી પુરૂષ ધર્મને અનુસરે છે અને વિનયી પુરૂષ વિદ્યાને અનુસરે છે, તેમ કલ્યાણનો વિચાર કરવામા તત્પર એવા પુરૂષને લોકો હર્ષથી અનુસરે છે ૫૫

## ગ્રંથસગ્રહિતા.

### *ગીતિ.

विनयविजयमुनिनाय प्रथमपरिच्छेद एवमत्रैव ।
सद्ग्रथित. सुगमार्थं व्याख्यातॄणा मुदे सदा भूयात् ॥

વિનયવિજય મુનિએ આ (વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ નામના) ગ્રંથનો પ્રથમ પરિચ્છેદ વ્યાખ્યાન કરનારાઓની સુગમતામાટે મ ગ્રથિત કર્યો છે, તે સદા વ્યાખ્યાન કરનાર સાધુ તથા સાધ્વીઓ આદિના આનદને માટે થાઓ.

## प्रथम परिच्छेद परिपूर्ण.



* ગીતિની માત્રા—પહેલા તથા ત્રીજા ચરણમાં ૧૨ અને બીજા તથા ચોથા ચરણમાં ૧૮

ગુરૂ વિના કોઈ મુક્તિ અપાવનાર નથી, ગુરૂ વિના કોઈ સન્માર્ગે ચાલી શકતું નથી, ગુરૂ વિના કોઈ જડતાને હરી શકનાર નથી અને ગુરૂ વિના કોઈ સુખ કરનાર નથી ૬૦

## કેવા ગુરૂની સેવા કરવી ?

### — वंशस्थ.

मनः स्थिरं यस्य विनावलम्बनं, दृष्टिः स्थिरा यस्य विनैव दर्शनम् ।
वपुः स्थिरं यस्य विना प्रयत्नतः, स एव योगी सगुरुश्च सेव्यताम् ॥ ६१ ॥

જેનું મન કોઈપણ આલંબન વિના સ્થિર રહે છે, જેની દૃષ્ટિ દર્શન વિના સ્થિર રહે છે અને જેનું શરીર પ્રયત્ન વિના સ્થિર રહે છે, તે જ યોગી કહેવાય છે, તેવા યોગી ગુરૂની સેવા કરો. ૬૧

## કેવા ગુરૂ સર્વ ક્લેશને દહે છે ?

### *मालिनी (૬૨ થી ૬૪)

यमनियमनितान्तः शान्तबाह्यान्तरात्मा, परिणमितसमाधिः सर्वसत्त्वानुकम्पी ।
विहितहितमिताशी क्लेशजालं समूलं, दहति निहतनिद्रो निश्चिताऽध्यात्मसारः ॥६२॥

યમ-નિયમના અતિશયથી જેનો બાહ્ય તથા અંતરાત્મા શાંત હોય છે, જેને સમાધિ પ્રાપ્ત થઈ છે, જે સર્વ જીવ ઉપર અનુકંપાવાળા છે, જે યોગ્ય હિત કરનાર, અલ્પ ભોજન કરનાર છે, અને વળી જે નિદ્રા રહિત છે, જેણે અધ્યાત્મના સારનો નિશ્ચય કરેલો છે, તે મૂળમાંથી ક્લેશના જાળને બાળી નાખે છે ૬૨

## કેવા ગુરૂઓ મુક્તિના પાત્ર બને છે ?

समधिगतसमस्ताः सर्वसावद्यदूराः, स्वहितनिहितचित्ताः शान्तसर्वप्रचाराः ।
स्वपरसफलजल्पाः सर्वसङ्कल्पमुक्ताः, कथमिह न विमुक्तेर्भाजनं ते विमुक्ताः ॥६३॥

જેઓ સર્વ પદાર્થોને ક્ષયોપસમ પ્રમાણે જાણનારા છે, જેઓ સર્વ દોષોથી

---

— વંશસ્થવૃત્ત નું લક્ષણ " जतौ तु वंशस्थमुदीरितं जरौ. " જેમાં જ ગણ, ત ગણ, જ ગણ અને ર ગણ આવે તે વંશસ્થવૃત્ત કહેવાય છે, એકંદર આ વૃત્તમાં બાર અક્ષરો આવે છે

* માલિની છંદનું લક્ષણ—" ननमयययुतेयं मालिनी भोगिलोकैः " જેમાં પહેલા બે ન ગણ પછી મ ગણ અને તે પછી બે ય ગણ આવે અને જેના ઉચ્ચારમાં આઠ અને સાત અક્ષરે વિરામ આવે તે માલિની છંદ કહેવાય છે એકંદર પંદર અક્ષરો આ છંદના એક ચરણમાં આવે છે, એમ ચાર ચરણ મળી માલિની છંદ થાય છે

## અતિથિ કોને કહેવો ?

### अनुष्टुप् (१ थी ३०)

तपश्शीलसमायुक्त, ब्रह्मचर्यदृढव्रतम् ।
अलोलमशठ दान्तमतिथिं जानामि तादृशम् ॥ १ ॥

જે તપ અને શીળથી યુક્ત હોય, બ્રહ્મચર્ય અને દૃઢતાથી વ્રતને કરનાર હોય, લોલુપતા રહિત, માયા મૃષાવાદથી રહિત અને ઇંદ્રિયોને દમન કરનાર હોય તેવાને હુ અતિથિ જાણું છુ ૧–

## કેવા અતિથિ ગુણવાન્ કહેવાય ?

स्नानोपभोगरहितः, पूजालङ्कारवर्जित ।
मद्यमासनिवृत्तश्च, गुणवानतिथिर्भवेत् ॥ २ ॥

સ્નાન તથા ઉપભોગથી રહિત, પૂજા તથા અલંકારોથી વર્જિત, મદ્ય માસના ત્યાગી અને ગુણવાન્ એવા અતિથિ ( મુનિ ) હોય છે ૨

વળી કહ્યુ છે કે —

## કેવો પુરૂષ અતિથિ કહેવાય?

सत्यार्जवदयायुक्तं, पापारम्भविवर्जितम् ।
उग्रतपस्समायुक्तमतिथिं विद्धि तादृशम् ॥ ३ ॥

જે સત્ય, સરળતા, અને દયાથી યુક્ત હોય, જે પાપના આરંભથી વર્જિત અને જે ઉગ્ર તપસ્યાથી યુક્ત હોય તેવા પુરૂષને અતિથિ જાણ ૩

## સુગુરૂની નિર્લોભ વૃત્તિ.

हिरण्ये वा सुवर्णे वा, धने धान्ये तथैवच ।
अतिथिं च विजानीयाद्यस्य लोभो न विद्यते ॥ ४ ॥

સોના રૂપાનો દ્રવ્યનો અને ધાન્યનો જેને લોભ ન હોય તેને અતિથિ મુનિ જાણવો ૪

## ગુણથી જાતિની પરીક્ષા.

उर्वशीगर्भसम्भूतो, वसिष्ठस्तु महामुनिः ।
तपसा ब्राह्मणो जातस्तस्माज्जातिरकारणम् ॥ ५ ॥

– ૧ થી ૩૩ પુરાણ તથા મહાભારત.

नियमितमनोवृत्तिर्भक्तिर्जिनेषु दयालुता,
भवति कृतिनः संसाराब्धेस्तटे निकटे सति ॥ ६६ ॥

પુણ્યવાન્ મનુષ્યને જ્યારે સસારરૂપ સમુદ્રનુ તીર નજીક આવે છે, ત્યારે તેનામા વિષયોની વિરતિ થાય છે, સ ગનો ત્યાગ થાય છે, કષાયોનો નિગ્રહ થાય છે, શમ, યમ તથા દમાદિ ઉત્પન્ન થાય છે, તત્ત્વોનો અભ્યાસ સુઝે છે, તપસ્યા કરવામા તથા ચારિત્ર પાળવામા ઉદ્યમ થાય છે, મનની વૃત્તિનો નિરોધ થાય છે, શ્રી જિન ભગવતની ભક્તિ થાય છે અને દયાળુપણુ પ્રાપ્ત થાય છે ૬૬

## સ સારીઓના કરતા મુનિઓનુ જીવન ઉચ્ચ અને આન દમય છે.

### शार्दूलविक्रीडित. ( ૬૭ થી ૭૫ )

धन्याना गिरिकन्दरेषु वसता ज्योतिः पर ध्यायता
मानन्दाश्रुकणान्पिबन्ति शकुना निश्शङ्कमङ्केशया ।
अस्माक तु मनोरथोपरचितप्रासादवापीतट
क्रीडाकाननकेलिकौतुकजुषामायुः पर क्षीयते ॥ ६७ ॥

જે મહાત્માઓ પર્વતની ગુફાઓમા રહી પરમ જ્યોતિ પરમાત્માનુ ધ્યાન કરી બેઠેલા છે, તે મહાત્માઓના ઉત્સગમા ( ખોળામા ) આવી પક્ષીઓ તેમના આન દના અશ્રુના બિ દુઓનુ નિ શકય થઇ પાન કરે છે, તે મહાત્માઓને ધન્ય છે, પર તુ જે અમે સ સારીઓ મનોરથ વડે રચેલા મહેલો, વાપીકાઓના તટ, અને ક્રીડાવનમા ક્રીડા કરવાના કૌતુકને સેવનારા છીએ, તેવુ અમારૂ આયુષ્ય નકામુ ક્ષય પામે છે-વૃથા જાય છે ૬૭

## અદ્યાપિ સત્પુરૂષો અનેક સ્વરૂપે વિચરે છે.

भर्तार. कुलपर्वता इव भुवो मोह विहाय स्वय,
रत्नाना निधय पयोधय इव व्यावृत्तवित्तस्पृहा. ।
स्पृष्टा कैरपि नो नभोविभुतया विश्वस्य विश्रान्तये,
सन्त्यद्यापि चिरतनान्तिकचरा' सन्त कियन्तोऽप्यमी ॥ ६८ ॥

કેટલાક કુળ પર્વતોની માફક મોહનો ત્યાગ કરીને સ્વય પોષકો છે એટલે સ્થૈર્યથી સર્વના હિત ચિન્તકો છે કેટલાએક અનેક સદ્ગુણોના ભંડાર હોવા છતા સમુદ્રોની પેઠે તૃષ્ણા રહિત છે કેટલાઓ જગતુના શ્રેયાર્થે આકાશ મ ડળ પર્યન્ત

## મહાત્માનું આશ્રમસ્થાન

किमरण्यैरदान्तस्य, दान्तस्य च किमाश्रमैः ।
यत्र यत्र वसेद्दान्तस्तदरण्यं तदाश्रमम् ॥ १० ॥

જે ઇંદ્રિયોનુ દમન કરનાર ન હોય તેને અરણ્યવાસ શા કામનો છે? અને ઇંદ્રિયોનુ દમન કરનાર છે, તેમને આશ્રમોની શી જરૂર છે? ઇંદ્રિયોને દમન કરનાર મહાત્મા જ્યા જ્યા વસે છે, તે તે અરણ્ય અને તે તે આશ્રમ છે. ૧૦

## આજીવિકા કોને આપવી?

अयाचनकशीलानां, दीक्षितानां तपस्विनाम् ।
अहिंसकानां मुक्तानां, कुरु वृत्तिं युधिष्ठिर ॥ ११ ॥

હે યુધિષ્ઠિર રાજા! જેઓ કોઇની પાસે યાચના કરતા ન હોય, જેઓએ દીક્ષા લીધી હોય, જેઓ તપસ્યા કરતા હોય, જેઓ હિંસા કરતા ન હોય અને જેઓ સંસારથી મુકત થયેલા હોય તેઓને આજીવિકા આપો ૧૧

## કર્મનું શોધન.

नो मृत्तिका नैवजलं, नाप्यग्निः कर्मशोधनः ।
शोधयन्ति बुधाः कर्म, ज्ञानध्यानतपोजलैः ॥ १२ ॥

કર્મને શોધનારા મૃત્તિકા, જલ કે અગ્નિ નથી, પરંતુ વિદ્વાન્ પુરૂષો જ્ઞાન, ધ્યાન અને તપરૂપી જળવડે કર્મને શોધે છે ૧૨

કેમકે—

अशुचिः पापकर्मा यः, शुद्धकर्मा शुचिर्भवेत् ।
तस्मात्कर्मात्मकं शौचमन्यं शौचं निरर्थकम् ॥ १३ ॥

જે પાપ કર્મ કરનાર છે, તે હંમેશા અશુચિ છે અને શુદ્ધ કર્મ કરનાર છે, તે હમેશા શુચિ છે, તેથી કર્માત્મક-કર્મરૂપ શૌચ (શુદ્ધિ) સત્ય છે અને બીજું (મૃત્તિકા જળ વગેરેનુ) શૌચ નિરર્થક છે ૧૩

## ક્રિયામાં તીર્થો.

सत्यं तीर्थं तपस्तीर्थं, तीर्थमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदया तीर्थमेतत्तीर्थमुदाहृतम् ॥ १४ ॥

નહિ પરસ્વને વિષે અભાવ છે માટે હે બધુ, ચચલતા તજીને સ્વાત્માને વિષે સ્થિર થા

## અસ્થિરતાથી લોભ અને વિક્ષોભ રૂપી કૂર્ચક જ્ઞાન રૂપી દૂધનો નાશ કરે છે, તેનુ દૃષ્ટાંત પૂર્વક નિરૂપણ.

ज्ञानदुग्ध विनश्येत, लोभविक्षोभकूर्चकैः ॥
अम्लद्रव्यादिवास्थैर्यादिति मत्वा स्थिरो भव ॥ २ ॥

**શબ્દાર્થ**—ખાટા પદાર્થથી જેમ દૂધનો નાશ થાય છે તેમ અસ્થિરતાથી—લોભથી થતા વિક્ષોભ રૂપી કૂચકે ( કાદને ) કરીને જ્ઞાનરૂપી દૂધનો નાશ થાય છે, એમ સમજીને તુ સ્થિર થા

**વિવેચન**—ખટાશવાળા કાજી આદિ પદાર્થોથી જેમ દૂધ બેસ્વાદ થઈ નાશ પામે છે, તેમ અનિશ્ચલ પરિણામથી ભોગ તૃષ્ણાદિથી થતી ચચલતાથી—શુદ્ધ બોધ રૂપી દૂધનો નાશ થાય છે—સ્વકાર્ય કરવાને અસમર્થ થઈ જાય છે લોભ એટલે જીવનો અભિલાષ પરિણામ વિશેષ તેથી થતો વિક્ષોભ એટલે ચિત્તનુ વ્યર્થ સચાલન તે રૂપી કૂર્ચાએ કરીને પૂર્વે પ્રાપ્ત કરેલ આત્મદર્શન પણ ફરીથી પામી શકે નહીં, કારણ કે અભિલાષ રૂપી દોષથી જ્ઞાનનો નાશ થાય છે સમ્યક્ પ્રકારે આમ જાણીને હે બધુ તુ સ્થિર સ્વભાવવાળો થા અસ્થિર ચિત્તે કરેલી મોક્ષ આપનારી ક્રિયા પણ નિષ્ફળ થાય છે

## મનની અસ્થિરતાથી મન, વચન અને કાયાની ચેષ્ટાઓ ગોપવવી તે કલ્યાણકારી નથી

अस्थिरे हृदये चित्रा, वाग्नेत्राकारगोपना ।
पुंश्चल्या इव कल्याणकारिणी न प्रकीर्तिता ॥ ३ ॥

**શબ્દાર્થ**—હૃદય અસ્થિર સતે વિવિધ પ્રકારે વાચા, નેત્ર અને આકારનુ ગોપવુ તે અસતી સ્ત્રીના ગોપનની જેમ કલ્યાણકારી નથી એમ જ્ઞાનીઓએ કહ્યુ છે

**વિવેચન**—ભોગ તૃષ્ણાથી જ્યારે ચિત્તની ચચલતા થયેલી છે ત્યારે વાચા, નેત્રો અને આકારે કરીને શરીરનુ જે ગોપવુ—વિકારોત્પત્તિની રક્ષા કરવાને માટે જે ક્રિયા કરવી તે જ્ઞાનાદિ સપત્તિની વૃદ્ધિ કરનાર નથી જેમ અસતી સ્ત્રીનુ વિવિધ પ્રકારનુ ગોપન સ્વઅભિમત યશ સુખ આપતુ નથી, તેમ અસ્થિર ચિત્તે વિવિધ પ્રકારનુ જે ગોપન તે આત્મજ્ઞાનની વૃદ્ધિ કરતુ નથી એમ જ્ઞાની પુરૂષોનુ કહેવુ છે અસ્થિરતા હૃદયગત શલ્ય તુલ્ય થાય છે તે કહે છે જાર કર્મ કરનારી સ્ત્રી વાચા, નેત્ર, અને આકારનુ ગોપન કરી સતી સ્ત્રીના દેખાવ માત્રમા જ પ્રવર્તન કરે તે તેને

જ્યારે દેવ, મનુષ્ય અને તિર્યંચોમા મૈથુનનો ત્યાગ કરે અને કામ રાગથી મુક્ત થાય ત્યારે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે ૧૯

### મમત્વ ત્યાગ.

यदा सर्वं परित्यज्य, निस्सङ्गो निष्परिग्रह ।
निश्चिन्तश्च चरेद्धर्मं, ब्रह्म सम्पद्यते तदा ॥२०॥

જ્યારે સર્વનો ત્યાગ કરી સંગ અને પરિગ્રહ છોડી નિશ્ચિત થઇને ધર્મનુ આચરણ કરે ત્યારે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે ૨૦

### ચાતુર્માસમા સ્થિરતા.

ग्रीष्महेमन्तिकान्मासानष्टौ भिक्षुः प्रचक्रमेत् ।
दयार्थं सर्वभूताना, वर्षामेकत्र सवसेत् ॥२१॥

ગ્રીષ્મ ઋતુ અને હેમંત ઋતુ વગેરેના આઠ માસ સુધી મુનિએ વિચરવુ અને વર્ષા ઋતુમાં સર્વ પ્રાણીઓની દયા પાળવા માટે એક સ્થળે રહેવુ ૨૧

### મુનિને પાણી વોહોરવાને શિવજીએ પાર્વતીજીને કરેલ બોધ.

यदमीषां महर्षीणां, जलदानादपि प्रिये ।
सुकृत प्राप्यते लोकैर्न हि तद्यज्ञकोटिभिः ॥२२॥

હે પ્રિયા ! એ મહા મુનિઓને જળદાન કરવાથી લોકોને જેટલુ સુકૃત-પુણ્ય પ્રાપ્ત થાય છે, તેટલુ પુણ્ય કોટી યજ્ઞો કરવાથી પણ થતુ નથી ૨૨

### અર્હદ્ભક્તને ભોજન આપવાનું ફળ.

दशभिर्भोजितैर्विप्रैर्यत्कृते जायते फलम् ।
अर्हद्भक्तस्य तद्दाने, जायते तत्फल कलौ ॥२३॥

કલિયુગમા દશ બ્રાહ્મણોને જમાડવાથી જે ફળ થાય છે, તે ફળ અર્હદ્ભક્તને જમાડવાથી થાય છે ૨૩

### મુનિએ એક સ્થળે કેટલુ રહેવુ જોઇએ.?

एकरात्र स्थितिर्ग्रामे, पञ्चरात्र स्थितिः पुरे ।
तथा तिष्ठन्यथा प्रीतिर्द्वेषश्च नास्य जायते ॥ २४ ॥

ગામડામા મુનિએ એક રાત્રિ ( પાંચ છ દિવસ ) રહેવુ અને શહેરમા પાચ

શબ્દાર્થ—સ્થિરતારૂપી તેજોમય રત્ન પ્રદીપ હોય તો સંકલ્પ દીપથી ઉત્પન્ન થતા વિકલ્પ ધૂમથી શું, અને મલિન આશ્રવથી પણ શું ?

વિવેચન—જો મુનિના હૃદયમાં સ્થિરતારૂપી પ્રકાશિત રત્નમય પ્રદીપ હોય તો સંકલ્પ એટલે અશુદ્ધ ચાપલ્યતારૂપ મનોરથ તે રૂપી જે દીપ તેથી ઉત્પન્ન થતા વિકલ્પરૂપી ધૂમે કરીને શર્યું અને અતિ મલિન કર્મબંધ હેતુ આશ્રવથી પણ શર્યું તાત્પર્ય એ છે કે, સંકલ્પ વિકલ્પથી તથા આશ્રવ સેવવાથી કાંઈ સાધ્ય નથી માટે નિર્ધૂમ સ્થૈર્ય રત્ન પ્રદીપ આદરવા યોગ્ય છે

## અસ્થિરતારૂપી પવન ધર્મ મેઘરૂપ સમાધિની ઘટાને વીખેરી નાખે છે.

उदीरयिष्यसि स्वान्तादस्थैर्यपवनं यदि ।
समाधेर्धर्ममेघस्य, घटां विघटयिष्यसि ॥७॥

શબ્દાર્થ—જો સ્વ હૃદયમાંથી અસ્થિરતારૂપી પવનને તું પ્રેરીશ તો સમાધિરૂપી ધર્મમેઘની ઘટાને વિખેરી નાખીશ

વિવેચન—મોહના ઉદયથી આત્માને વિષે ઉપયોગ રહિત અસાવધાન થઈને અંતઃકરણમાંથી અસ્થિરતારૂપી પવનને તું પ્રેરીશ, એટલે કે, સ્થિરતા તજીને ચંચલ પરિણામી થઈશ તો સમાધિ એટલે મન, વચન, અને કાયાનું એકાગ્રપણું તે રૂપી જે ધર્મમેઘ નામના સમાધિની ઘટા, સ્વ સ્વભાવરૂપી મેઘની ઘટા-અભ્રમાલા-તેને પવન વિખેરી નાખશે જેવી રીતે વાયુ પ્રેરિત મેઘની ઘટાનો નાશ થઈ જાય છે, તેવી રીતે અસ્થિરતાથી સમાધિરૂપી ધર્મ મેઘની ઘટાનો નાશ થાય છે

## સિદ્ધના જીવો પણ સ્થિરતારૂપ ચારિત્રને ચાહે છે

चारित्रं स्थिरतारूपमतः सिद्धेष्वपीष्यते ।
यतन्तां यतयोऽवश्यमस्या एव प्रसिद्धये ॥ ८ ॥

શબ્દાર્થ—સિદ્ધ જીવોમાં પણ સ્થિરતારૂપ ચારિત્ર મનાય છે માટે તે સ્થિરતાની જ સિદ્ધિને અર્થે મુનિઓ યત્નવાળા અવશ્ય થાઓ

વિવેચન—હે યોગીશ્વરો, સ્થિરતા એટલે આત્મપ્રદેશની જ્ઞાન દર્શનાત્મક ઉપયોગની નિશ્ચલતા, સ્વરૂપ, નિષ્પત્તિને અર્થે પ્રચુર ઉદ્યમવંતા થાઓ સિદ્ધને વિષે ચારિત્રનો આગમમાં જે નિષેધ કહેલો છે તે ક્રિયાત્મક ચારિત્ર સમજવું, ચારિત્ર બે પ્રકારનું છે નિશ્ચય ચારિત્ર અને વ્યવહાર ચારિત્ર વ્યવહાર ચારિત્ર ક્રિયાત્મક છે તે સિદ્ધને વિષે નથી

જેઓને નિર્ધન પણુ એજ ધન છે અને મૃત્યુ એજ જીવન છે, એવા જ્ઞાન રૂપી એક નેત્રવાળા સત્પુરૂષોને વિધિ શુ કરી શકે? ૨૯

## સદ્ગુણીની સત્તા.

हृदय सदय यस्य, भाषित सत्यभूषितम् ।
कायः परहितोपायः, कलिः कुर्वीत तस्य किम् ॥ ३० ॥

જેનુ હૃદય દયાવાળુ છે, જેનુ ભાષણુ સત્યથી ભૂષિત છે અને જેનુ શરીર બીજાના હિતને માટે છે તેને દુષમકાળ શુ કરી શકે? ૩૦

## કેવો મહાત્મા લોકમાં જય પામે છે?

## आर्या.

परपरिवादे मूकः, परदारावक्त्रवीक्षणेऽप्यन्धः ।
पङ्गुः परधनहरणे, सजयति लोके महापुरुषः ॥ ३१ ॥

જે બીજાની નિદા કરવામા મુગો છે, પરસ્ત્રીનુ મુખ જેવામા આધળો છે અને પારકુ ધન હરી લેવામા પાગળો છે, તે મહા પુરૂષ લોકમા જય પામે છે ૩૧

## કુળના કરતાં શીળ વધારે ઉત્તમ છે.

## उपजाति (૩૨થી૪૩)

शील प्रधान न कुल प्रधान, कुलेन किं शीलविवर्जितेन ।
भूयो नरा नीचकुलेषु जाताः, स्वर्गं गताः शीलमुपास्य धीराः ॥३२॥

શીલ પ્રધાન છે, કુળ પ્રધાનથી શીલ વગરનુ કુળ શા કામનુ છે? નીચ કુળમા ઉત્પન્ન થયેલા ઘણા પુરૂષો ધીર બની શીળની ઉપાસના કરી સ્વર્ગે ગયેલા છે ૩૨

## મનુષ્ય શરીરમાં રહેલાં તીર્થો.

मनो विशुद्ध पुरुषस्य तीर्थ, वाक्संयमश्चेन्द्रियनिग्रहश्च ।
एतानि तीर्थानि शरीरजानि, मोक्षस्य मार्गं च निदर्शयन्ति ॥ ३३ ॥

શુદ્ધ મન, વાણીનો સયમ, અને ઈંદ્રિયોનો નિગ્રહ–એ પુરૂષના શરીરના તીર્થો છે, તે તીર્થો મોક્ષના માર્ગને બતાવે છે ૩૩

## ગુણોથી શાશ્વત તૃપ્તિ પ્રાપ્ત કરનારને વિષયોની નાશવત તૃપ્તિ શા હીસાબમા છે ?

स्वगुणैरेव तृप्तिश्चेदाकालमविनश्वरी ।
ज्ञानिना विषय· किं तैर्यैर्भवेत्तृप्तिरित्वरी ॥२॥

શબ્દાર્થ—જ્ઞાનીને સ્વગુણોથી જ જો ચિરકાળ સ્થાયિની અવિનશ્વરી તૃપ્તિ થાય છે તો જે નાશવત તૃપ્તિને ઉપજાવનારા છે તે વિષયોથી શુ ?

વિવેચન—યથાર્થ વસ્તુ સ્વરૂપના જાણનારને નિસ્પૃહત્વાદિ ધર્મે કરીને સર્વ કાળ સ્થાયી, અવિનાશી, ઇચ્છા નિવૃત્તિ, થાય તો વિનાશ શીલવાળી, અ પ કાળ રહેનારી તૃપ્તિ ઇચ્છા નિવૃત્તિ જે કે પૂર્વોક્ત શબ્દાદિ વિષયોથી થાય છે તેનુ શુ પ્રયોજન છે !

## શાત રસના સ્વાદની તૃપ્તિના જેવી પટ્રસની તૃપ્તિ હોતી નથી.

या शान्तैकरसास्वादाद्भवेत्तृप्तिरतीन्द्रिया ।
सा न जिह्वेन्द्रियद्वारा, षड्रसास्वादनादपि ॥३॥

શબ્દાર્થ—એક શાત રસના આસ્વાદથી જે અતીંદ્રિય તૃપ્તિ થાય છે તે જિહ્વા ઇંદ્રિયદ્વારા ષટ્ રસના આસ્વાદનથી થતી નથી

વિવેચન—જિહ્વા ઇંદ્રિયને જીતવાથી બીજી સર્વે ઇંદ્રિયો જીતાય છે તે માટે તેના વિષયની નીરસતા બતાવતા શાત રસની સ્તુતિ કરે છે હે આત્મન, કહેવાને અશક્ય અને અપૂર્વ એવી જે સ્વભાવ અનુયાયી, નિર્વેદ સ્થાયી, જીવની જે પરિણતિ, તે એક શાત રસનો અનુભવ પ્રેમ સ ક્રમ-તેથી થતી જે અતીંદ્રિય અનુભવ રૂપી રસને દ્રિયથી જાણી શકાય એવી-નિષ્કામ વૃત્તિ જે થાય, તે તૃપ્તિ જિહ્વા રૂપી દ્વારે-સાધને કરીને તિક્ત,કટુ, કષાય, આમ્લ મધુર, અને લવણ એ છ રસના સ્વાદથી પણ થતી નથી.

## અભિમાનીની તૃપ્તિ સ્વપ્નવત્ મિથ્યા છે અને ભ્રાંતિ વગરની તૃપ્તિ સત્ય છે.

संसारस्वप्नवन्मिथ्या, तृप्ति स्यादाभिमानिकी ।
तथ्या तु भ्रान्तिशून्यस्य, सात्मवीर्यविपाककृत ॥४॥

શબ્દાર્થ—સ સારમા અભિમાનિકી તૃપ્તિ સ્વપ્નવત્ મિથ્યા છે આત્મ વીર્યના વિપાકે કરેલી ભ્રાંતિશૂન્યની તૃપ્તિ ખરેખરી છે

જીવોના પિતા રૂપ, અને મોહરૂપી અંધકારના સમૂહમાં સૂર્યરૂપ, એવા આપ સૂરિવરને નમસ્કાર છે. ૩૭-૩૮

## સુકૃત-પુણ્યની ગર્જના કેવી હોય છે?

अन्यत्र देवे विगतस्वरूपा, श्रीवीतरागे कृततत्त्वरूपा ।
विनिश्चिता या हृदि देवबुद्धिर्या जायते सा सुकृतस्य गर्जा ॥ ३९ ॥

બીજા દેવના સ્વરૂપ વગરની અને શ્રીવીતરાગ ભગવાનમાં જ તત્વરૂપ કર નાગી જે નિશ્ચયવાળી હૃદયમાં દેવ બુદ્ધિ ઉત્પન્ન થાય, તે સુકૃત-પુણ્યની ગર્જના કહેવાય છે ૩૯

## સાધુ પુરૂષના આચાર.

षड्भेदयुक्त व्रतमाचरन्तः, षड्जीवकायान् परिपालयन्तः ।
अकल्पमाहारमनाहरन्तो, नैवाददाना गृहभाजनानि ॥ ४० ॥

જેઓ છ ભેદ વાળા વ્રતને આચરનારા છે, જેઓ ષટ્કાય જીવોનુ પાલન કરનારા છે, જેઓ અકલ્પનીય આહારને લેતા નથી, જેઓ ગૃહસ્થના ભંડોપકરણનો પરિગ્રહ રાખતા નથી ૪૦

અને વળી—

पल्यङ्कमासदिकमुज्झिहाना गेहे निषद्या च न सन्दधानाः ।
आजन्मतः स्नानमनाचरन्तः, स्वदेहशोभा परिवर्जयन्तः ॥ ४१ ॥

જેઓ પલંગ તથા ઉત્તમ આસનને છોડનારા છે, જેઓ ગૃહસ્થના ઘરમાં બેઠક રાખતા નથી, જેઓ જન્મથીજ ( દીક્ષા લીધા પછી સર્વથા ) સ્નાન કરતા નથી, જેઓ પોતાના દેહની શોભા કરતા નથી ૪૧

તથા—

अत्युग्रमप्य यतिपालनीयमाचारमष्टादशधा दधानाः ।
त्रिगुप्तिगुप्ताः समितीश्च पञ्च, प्रपञ्चयन्तश्चतुरावधानाः ॥ ४२ ॥

જેઓ અતિ ઉગ્ર અને યતિઓને પાળવા યોગ્ય એવા અઢાર પ્રકારના આચારને આચરનારા છે જેઓ ત્રણ ગુપ્તિ તથા પાંચ સમિતિને ધારનારા છે જેઓ સદા ચતુર પણે સાવધાન રહેનારા છે ૪૨

તેમજ—

જીભોથી જેનુ સ્વરૂપ કળી શકાય નહીં એવી, વળી ગોરસ એટલે ગીત, નૃત્ય, સ્તુતિ રૂપ વાણી રસ તેની બહાર એટલે શબ્દોમા કહી શકાય નહીં તેવી, અથવા ગોરસ એટલે દૃધાદિથી નિવૃત્ત થયુ છે સ્વરૂપ જેનુ એવી, પરબ્રહ્મ એટલે સર્વ પ્રધાન, સકલ વિકાર રહિત, અનત વિજ્ઞાન ઘન શુદ્ધ ચૈતન્ય, તેને વિષે અપૂર્વ તૃપ્તિ ઇચ્છા નિવૃત્તિ-તેને વિવેકહીન પુરુષ જાણતો નથી એ મોટુ આશ્ચર્ય છે તે તૃપ્તિની પ્રાપ્તિને માટે પ્રયાસ કરવાનુ તો દૂર રહ્યુ પરતુ તેને જાણતો પણ નથી

## પુદ્ગળથી અતૃપ્ત જીવને ઝેરી ઓડકાર આવે છે અને જ્ઞાનથી તૃપ્ત એવા જીવને ધ્યાનામૃતના ઓડકાર આવે છે.

विषयोर्मिविषोद्गार., स्यादतृप्तस्य पुद्गलैः ।
ज्ञानतृप्तस्य तु ध्यानसुधोद्गारपरपरा ॥७॥

શબ્દાર્થ—પુદ્ગલથી અતૃપ્ત જીવને વિષયની ઉર્મિરૂપ વિષ ઉદ્ગાર થાય છે અને જ્ઞાનથી તૃપ્ત જીવને ધ્યાન રૂપી અમૃતની ઉદ્ગાર પર પરા થાય છે

વિવેચન—પુદ્ગલની ભોગ તૃષ્ણાએ આતુર જીવની વિષોદ્ગાર જેવી દુર્ગતિ થાય છે; અને જ્ઞાનના સ્વાદથી તૃપ્ત જીવની ધ્યાન રૂપી અમૃતના ઉદ્ગાર જેવી સદ્ગતિ થાય છે તે કહે છે

પુદ્ગલ એટલે શબ્દ, રૂપ, ગ ધ, રસ અને સ્પર્શત્વે કરીને પરિણત, પરમાણુનો સ્ક ધ તેથી જે તૃપ્ત થયા નથી. તેના ભોગમા જે તૃષ્ણાતુર છે તેને શબ્દાદિ વિષય ભોગ તેની ઉર્મિઓ મનોરથ તરગ-તે રૂપી ઝેરનુ વમન-દુ ખ ફલમય દુર્ગતિ થાય છે, પરતુ યથાર્થ સ્વરૂપના બોધથી જેના અભિલાષ પૂર્ણ થયા છે તેને, ધર્મ અને શુક્લ ધ્યાન રૂપ અમૃત, તેના ઉદ્ગાર-સુખમય સદ્ગતિ આદિ ફલની પ્રાપ્તિ રૂપ ઉદ્વમન-તેની શ્રેણી-સુખ ઉપર સુખ સતતિ થાય છે

## એક જ્ઞાન તૃપ્ત ભિક્ષુક ઇંદ્રાદિકના કરતા પણ સુખી છે.

सुखिनो विषयातृप्ता नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ।
भिक्षुरेक सुखी लोके, ज्ञानतृप्तो निरञ्जन ॥ ८ ॥

શબ્દાર્થ—વિષયને વિષે તૃપ્ત ઇદ્ર અને ઉપેન્દ્રાદિ પણ સુખી નથી, પરંતુ લોકોમા જ્ઞાનતૃપ્ત, અજન રહિત એક ભિક્ષુક સુખી છે

વિવેચન—શબ્દાદિ વિષયમા જે તૃષાતુર છે, જેની ભોગાભિલાષા નિવૃત્ત થઇ નથી એવા સુરપતિ, ઉપેદ્ર એટલે ચક્રવર્તી, વાસુદેવાદિ રાજા, અને આદિ પદે

### ખરા માતા પિતા કોણછે? અને ખરો શત્રુ કોણ છે?

माता पिता स्वः सुगुरुश्चतत्वात्, प्रबोध्य यो योजयति स्वधर्मे ।
न तत्समोऽरिः क्षिपते भवाब्धौ, यो धर्मविघ्नादिकृते च जीवम् ॥ ५६ ॥

જે જીવને તત્વથી પ્રતિબોધ આપી,સ્વધર્મ મા યોજે છે, તેજ પુરૂષ પોતાના માતા, પિતા, પોતાનો (સમ્બન્ધી-આપ્ત) અને ગુરૂ છે અને જે જીવને ધર્મમા વિઘ્ન વગેરે કરનારા સંસાર સમુદ્રમા નાંખે છે, તેના જેવો કોઈ શત્રુ નથી. ૫૬

### ગુણી ગુરૂ વિના વિચક્ષણ માણસ પણ ધર્મ જાણી શકતો નથી.

विना गुरुभ्यो गुणनीरधिभ्यो, जानाति धर्मं न विचक्षणोऽपि ।
आकर्णदीर्घोज्ज्वललोचनोऽपि, दीपं विना पश्यति नान्धकारे ॥ ५७ ॥

જેમ કાન સુધી વિશાળ અને ઉજવળ નેત્રવાળો માણસ પણ અંધકારમાં દીપક વિના જોઇ શકતો નથી તેમ, ગુણોના સમુદ્ર રૂપ ગુરૂ શિવાય વિચક્ષણ માણસ પણ ધર્મને જાણતો નથી ૫૭

### સત્કર્મમા પ્રવૃત્ત રહેનારને વનવાસ કરવાની જરૂર નથી.

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां, गृहेऽपि पञ्चेन्द्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते, निवृत्तरागस्य गृहं तपोवनम् ॥ ५८ ॥

સંસારી વિષયવાળા મનુષ્યોને અરણ્યમા પણ અનર્થો પ્રાપ્ત થાય છે અને પંચ ઇંદ્રિયોને વશ કરનાર વૈરાગી મનુષ્યને ઘરમા પણ તપશ્ચર્યા સાધી શકાય છે હમેશાં જે મનુષ્ય શુભ કર્મ કરે છે તેને પોતાનુ ઘર તેજ તપકરવાનુ વન છે એમ માનવુ ૫૮

### કેવાઓનો મોક્ષ થતો નથી.

उपेन्द्रवज्रा (५९-६०)

न शब्दशास्त्राभिरतस्य मोक्षो, न चैव रम्याऽऽवसतिप्रियस्य ।
न भोजनास्वादनतत्परस्य, न लोकवित्तग्रहणे रतस्य ॥ ५९ ॥

જે કેવળ શબ્દશાસ્ત્ર-વ્યાકરણમા તત્પર રહેનારો છે, જેને રમણીય સ્થાન પ્રિય છે, જે ભોજનનો સ્વાદ લેવામા જ વખત રહેનારો છે અને જે લોકોનુ દ્રવ્ય લેવામા આસક્ત છે, તેવાઓનો મોક્ષ થતો નથી. ૫૯

### ગુરૂથી થતો લાભ.

गुरु विना को न हि मुक्तिदाता, गुरु विना को न हि मार्गगन्ता ।
गुरु विना को न हि जाड्यहर्ता, गुरु विना को न हि सौख्यकर्ता ॥६०॥



# सुसाधु (निर्लेप) अधिकार

તૃપ્તિ ગુણને પ્રાપ્ત થયેલ સાધુ નિર્લેપ થવાને અધિકારી થાય છે, તેથી તૃપ્તિ પછી નિર્લેપ અધિકારનો પ્રસંગ આવ્યો છે

આ સંસારમાં પ્રત્યેક સંસારી જીવ સ્વાર્થ બુદ્ધિથી દેહ, ધન, કુટુંબ આદિ મમત્વ ભાવમાં લેપાય છે, એ લેપને લઈને સંસારને કાજળના ગૃહની ઉપમા અપાય છે, એ સંસારરૂપ કાજળના ગૃહમાંથી મુક્ત થયેલ જ્ઞાની મુનિ તેમાં લેપાતો નથી કારણ કે, તેની મનોવૃત્તિમાં પુદ્ગલ ભાવો તરફ કોઈ જાતની અહંતા રહેતી નથી તે પોતાને પરભાવથી ભિન્ન શુદ્ધાત્મા સમજે છે, એ સમજૂતીથી તેનામાં નિર્લેપ ભાવ પ્રગટે છે, જે ભાવ પરિણામે જ્ઞાનીને મુક્તિમાર્ગમાં પૂર્ણ સહાયકારી થાય છે તેથી નિર્લેપ ભાવ સુસાધુનો ઉચ્ચ ગુણ છે, તે અહિં કહેવામાં આવે છે

**સ્વાર્થસિદ્ધ પુરૂષ સંસારમાં લેપાય છે, જ્ઞાનસિદ્ધ પુરૂષ તેમાં કદિ પણ લેપાતો નથી**

## अनुष्टुप्

संसारे निवसन् स्वार्थसज्ज कज्जलवेश्मनि ।
लिप्यते निखिलो लोको ज्ञानसिद्धो न लिप्यते ॥१॥

શબ્દાર્થ—સંસારરૂપ કાજળમય ગૃહમાં રહેતો સ્વાર્થ તત્પર, નિખિલ લોક લેપાય છે જ્ઞાનસિદ્ધ લેપાતો નથી

વિવેચન—સ્વાર્થ એટલે પોતાના દેહ, ધન કુટુંબ આદિ મમત્વ ભાવનો જે લોભ તેમાં તત્પર એવો સમસ્ત પ્રાણીઓનો સમૂહ કાજળમય ગૃહમાં, ભવવાસમાં રહેતો સતો લેપાય છે, પાપ કર્મરૂપી ધુળિથી ઢંકાય છે જ્ઞાનવાન્ મુનિ લેપાતો નથી–બંધ હેતુથી બંધાતો નથી

**જે પુદ્ગલ ભાવોનો કરનાર, કરાવનાર અને અનુમોદન કરનાર નથી તે આત્મજ્ઞાની શી રીતે સંસારમાં લેપાય ?**

नाहं पुद्गलभावानां, कर्ता कारयिता च न ।
नानुमन्तापि चेत्यात्मज्ञानवान् लिप्यते कथम् ॥२॥

દૂર રહેનારા છે, જેઓ આત્મહિતનું ચિંતવન કરનારા છે, જેમની સર્વ પ્રવૃત્તિ શાંત હોય છે, જેમનું કથન સ્વ અને પરને માટે સફળ છે, અને જેઓ સર્વ સંકલ્પોથી મુક્ત થયેલા છે, તેવા સુકૃત પુરૂષો આ લોકમાં મુક્તિના પાત્ર કેમ ન બને? ૬૩

## મુનિ વર્ત્તન કેવું આશ્ચર્યકારક છે?

सकलविमलबोधो देहगेहाद् विनिर्यन्, ज्वलन इव स काष्ठं निष्ठुरं भस्मयित्वा।
पुनरपि तदभावे प्रज्वलत्युज्ज्वल. सन्, भवति हि यतिवृत्तिः सर्वथाश्चर्यभूमिः ॥६४॥

જેમ અગ્નિ કઠોર કાષ્ઠને બાળીને કાષ્ઠનો અભાવ છતાં ઉજ્વળ થઈ પ્રજ્વલિત રહે છે તેમ સર્વ પદાર્થોનો તે નિર્મળ બોધ, દેહરૂપી ઘરમાંથી નીકળી પાપનો નાશ કરી ઉજ્વળ થઈ પ્રજ્વલિત રહે છે તેથી મુનિવૃત્તિ સર્વથા આશ્ચર્યની ભૂમિરૂપ છે ૬૪

## આ જગતમાં ગુરૂ શિવાય બીજો કોઈ નરકમાંથી બચાવનાર નથી.

### शिखरिणी.

पिता माता भ्राता प्रियसहचरी सूनुनिवहः,
सुहृत्स्वामी माद्यत्करिभटरथाश्वः परिकरः।
निमज्जन्तं जन्तुं नरककुहरे रक्षितुमलं,
गुरोर्धर्माधर्मप्रकटनपरात्कोऽपि न परः ॥६५॥

ધર્મ તથા અધર્મને પ્રગટ કરનારા ગુરૂ શિવાય પિતા, માતા, ભાઈ, પ્રિયા, પુત્રોનો સમૂહ, મિત્ર, સ્વામી, મદ ભરેલા હાથી, સુભટ, રથ, અશ્વ અને પરિવાર કે બીજો કોઈ પણ (પદાર્થ) નરકના ખાડામાં બુડતા એવા જીવને બચાવવાને સમર્થ થઈ શકતો નથી ૬૫

## જ્યારે સંસાર સમુદ્રનો કાંઠો પ્રાપ્ત થાય છે, ત્યારે મનુષ્યનું વર્ત્તન કેવું થાય છે?

### —हरिणी.

विषयविरतिः सङ्गत्यागः कषायविनिग्रहः,
शमयमदमास्तत्त्वाभ्यासस्तपश्चरणोद्यमः ।

— હરિણી છંદનું લક્ષણ "रसयुगहयै न्सौ म्रौ स्लौ गो यदा हरिणी तदा" જેમાં ન ગણ, સ ગણ, મ ગણ, ર ગણ, સ ગણ, અને છેલ્લા બે અક્ષરમાં લઘુ, ગુરૂ આવે છે જેનો ઉચ્ચાર કરતાં ૭, ચાર અને સાત અક્ષરોએ વિરામ આવે છે એમ એક ચરણમાં સત્તર અક્ષરો ગણાય છે એવા ચાર ચરણ મળી હરિણી છંદ કહેવાય છે

વેષ્ટન શેને માટે છે ? તો કહે છે કે કર્મ પુદ્ગલના સમૂહની સાથે જે સંમિલિત ભાવ, તેનું જે જ્ઞાન તેને લિપ્તવાન કહીએ કર્મેએ કરીને આત્મા બદ્ધ છે એવું જે વ્યવહારિક સંદ પથી જાણવું તેનું જે સમાપતન તેના પ્રતિઘાત-નિવારણ-ને અર્થે છે

ભાવના જ્ઞાનથી પૂર્ણ એવો પુરૂષ ક્રિયા કરે નહી તો પણ લેપાતો નથી.

तपःश्रुतादिना मत्तः, क्रियावानपि लिप्यते ॥
भावनाज्ञानसंपन्नो, निष्क्रियोऽपि न लिप्यते ॥ ५ ॥

શબ્દાર્થ— તપ અને શ્રુત જ્ઞાનાદિએ મત્ત એવો ક્રિયાવાન પણ લેપાય છે પરંતુ ભાવના જ્ઞાને કરીને પૂર્ણ એવો ક્રિયારહિત પણ લેપાતો નથી

વિવેચન—કર્મ રૂપી વનનું દહન કરનાર, બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો જે તપ, અને શ્રુત—શાસ્ત્રનું જ્ઞાન આદિ પદે કરીને જાતિ કુલાદિ ગ્રહણ કરવા તે તપ અને નાના વિધિથી મત્ત થયેલ અભિમાની, સંયમ ક્રિયામાં ઉદ્યમવંત હોય તો પણ પાપકર્મથી લેપાય છે તત્પર્મ સ્વસ્વભાવને વિષે પુનઃ પુનઃ આત્માને પરિભાવવો તે ભાવના રૂપી જ્ઞાનેકરીને પૂર્ણ, આવશ્યકાદિ ક્રિયા રહિત હોય તો પણ લેપાતો નથી, કર્મોથી બંધાતો નથી તેથી જ્ઞાને નિર્લેપ આત્મ સંપાદનને અર્થે ક્રિયા કરનારાએ મદનો ત્યાગ કરવો જોઇએ ઉપાધ્યાયજી અન્યત્ર કહે છે

પદ

પરપરનતિ અપની કરમાને, કિરિયા ગર્વે ઘેલો,
ઉનકું જૈન કહો ક્યું કહિયે, સો મૂરખમેં પહેલો,
પરમ ગુરૂ જૈન કહો ક્યું હોવે

જ્ઞાની અને ક્રિયાવાન પુરૂષનો આત્મા કેવી દૃષ્ટિએ શુદ્ધ થાય છે ?

अलिप्तो निश्चयेनात्मा, लिप्तश्च व्यवहारत. ।
शुध्यत्यलिप्तया ज्ञानी, क्रियावान् लिप्तयादृशा ॥ ६ ॥

શબ્દાર્થ—નિશ્ચય નયે કરીને આત્મા અલિપ્ત છે અને વ્યવહારથી લિપ્ત છે જ્ઞાની અલિપ્ત દૃષ્ટિએ અને ક્રિયાવાન્ લિપ્ત દૃષ્ટિએ તેને શુદ્ધ કરે છે

વિવેચન—નય નિશ્ચયે કરીને આત્માનું નિર્લેપ, અલિપ્તપણું દર્શાવતા કહે છે કે આત્મા—ચૈતન્ય સ્વરૂપી જીવ નિશ્ચય નયની દૃષ્ટિએ અલિપ્ત છે કર્મ રેણુના સંસર્ગથી રહિત છે વળી તે નયથી તો આત્મા અનુત્પન્નાવિનષ્ટ, સ્થિર, એક રૂપ કર્તૃત્વ ભોક્તૃત્વ રહિત છે, વ્યવહાર નયની જોતા, પર્યાર્થિક નયથો લિપ્ત છે કર્મ રેણુથી

વ્યાસ વિભૂતીઓનો પણ સ્પર્શ કરતા નથી અને કેટલાએક નિત્ય સમીપમા વિચરનારા સત્પુરૂષો અદ્યાપિ (વર્તમાન સમયમા) પણ છે ૬૮

### મહાત્મા પુરૂષો અમારા મનને પવિત્ર કરો.

येषां भूषणमङ्गसङ्गतरजः स्थानं शिलायास्तलं,
शय्या शर्करिला मही सुविहितं गेहं गुहा द्वीपिनाम् ।
आत्मात्मीयविकल्पवीतमतयस्त्रुट्यत्तमोग्रन्थय-
स्ते नो ज्ञानघना मनांसि पुनतां मुक्तिस्पृहानिस्पृहाः ॥ ६९ ॥

જેમનું આભૂષણ અંગ સાથે મળેલ રજ છે, શિલાતળ જેમનુ સ્થાન છે, કાંકરાવાળી જમીન જેમની શય્યા છે, વાઘોને રહેવાની ગુફા જેમનુ ઘર છે, જેમની બુદ્ધિ આત્મા તથા શરીરના સંકલ્પ વિકલ્પથી રહિત છે જેમની તમ-અજ્ઞાનની ગ્રંથિઓ તુટી ગઇ છે અને જેમને મુક્તિ ઉપર પણ સ્પૃહા નથી, એવા જ્ઞાનઘન-મહાજ્ઞાની મહાત્માઓ અમારા મનને પવિત્ર કરો ૬૯

### સત્પુરૂષોને કેવો પુરૂષ વંદનીય છે?

यत्प्राग्जन्मनि सञ्चितं तनुभृता कर्माशुभं वाशुभं,
तद्दैवं तदुदीरणादनुभवन् दुःखं सुखं वागतम् ।
कुर्याद्यः शुभमेवसोऽप्यभिमतो यस्तूभयोच्छित्तये,
सर्वारम्भपरिग्रहगृहपरित्यागी स वन्द्यः सताम् ॥ ७० ॥

પ્રાણી પૂર્વ જન્મને વિષે જે શુભ કે અશુભ સંચિત કર્મ કરે છે તે દૈવ કહેવાય છે, તે દૈવ-કર્મની ઉદીરણાથી સુખ દુ ખ આવેલુ છે, તેને અનુભવતો જે મહાત્મા શુભ કર્મને જ કરે છે તે પણ યોગ્ય છે અને જે શુભ-અશુભનો ઉચ્છેદ કરવા માટે સર્વ પ્રકારના આરંભ, પરિગ્રહ અને ગૃહનો ત્યાગ કરે છે, તે મહાત્મા સત્પુરૂષોને પણ વંદન કરવા યોગ્ય છે ૭૦

### જેમની પાસે શુદ્ધ વિવેક રૂપી વજ્ર ફર્યા કરે છે તેમને વિકારો કાંઇપણ કરી શકતા નથી.

आताम्रायतलोचनाभिरनिशं सन्तर्ज्य सन्तर्ज्य च,
क्षिप्तस्तीक्ष्णकटाक्षमार्गणगणो मत्ताङ्गनाभिर्भृशम् ।
येषां किन्तु विघास्यति मशमितप्रद्युम्नलीलात्मनां,
येषां शुद्धविवेकवज्रफलकं पार्श्वे परिभ्राम्यति ॥ ७१ ॥

**વિવેચન**—અધિકારની સ્તુતિ કરતા સમાપ્ત કરે છે જ્ઞાન પૂર્વક જે મહાત્માની વ્રત પાલનાદિ ક્રિયા, દોષ એટલે ઇહ લોકાશંસા, પરલોકાશંસા, મિથ્યાત્વ, વિષય, કષાયાદિ તે રૂપ પંક-કાદવ, આદિ રૂપ મલ, તેથી જેની ક્રિયા દગ્ધ થયેલી નથી, એવા વિમલ, હેયોપાદેય જ્ઞાન યુક્ત, મન પરિણામવાળા, યોગીને-જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્યવાનને નમસ્કાર છે

ઇતિ સુસાધુ ( નિર્ગ્રંથ ) અધિકાર



લાભકારી નથી તેમજ અસ્થિર હૃદય સતે સમજવુ

## જ્યાસુધી હૃદયમાંથી અસ્થિરતારૂપ શલ્ય ગયુ ન હોય ત્યાસુધી ક્રિયારૂપ ઔષધ ગુણ કરતુ નથી.

अन्तर्गतं महाशल्यमस्थैर्यं यदि नोद्धृतम् ।
क्रियौषधस्य को दोषस्तदा गुणमयच्छतः ॥ ४ ॥

શબ્દાર્થ—અસ્થિરતારૂપી હૃદય ગત મહાશલ્ય જો તે કાઢી નાખ્યુ નથી તો ગુણ નહીં કરનાર ક્રિયારૂપી ઔષધનો શુ દોષ ?

વિવેચન—હે યોગિન્ ! સ્વ હૃદયે સ્થિત અસ્થિર પરિણામરૂપ મહાશલ્ય જો ઉખેડી નાખ્યુ નથી તો સ્વફલ સિદ્ધને નહીં આપનાર આવશ્યકાદિ ક્રિયારૂપી ઔષધનો બિલકુલ દોષ નથી, દોષ તો અસ્થિરતા રૂપી શલ્યનો જ છે અને તેથી જ સ્વફલની સિદ્ધિ થતી નથી, દોષ તો પ્રમાદનો જ છે

## મન, વચન અને કાયાની સ્થિરતા રાખનારા યોગીઓ અહર્નિશ સમભાવ પરિણામી થાય છે.

स्थिरता वाङ्मनःकायैर्येषामङ्गाङ्गितां गता ।
योगिनः समशीलास्ते ग्रामेऽरण्ये दिवा निशि ॥ ५ ॥

શબ્દાર્થ—જે યોગીની સ્થિરતા, વચન, મન અને કાયાએ કરીને અ ગાગિત થયેલી છે, તે યોગીઓ શહેરમા તેમજ અરણ્યમા, દિવસે તેમજ રાત્રિએ સમભાવ પરિણામી હોય છે

વિવેચન—સ્થિરતાનુ ફળ બતાવતા ગ્રંથકાર કહે છે કે વાક્ એટલે વચન વ્યાપાર, મન એટલે માનસિક વ્યાપાર અને કાય એટલે ગમન વિલોકનાદિ શરીર વ્યાપાર તેણે કરીને સ્થિરતા જેની અ ગાગિત થઇ છે, હારોહાડ ભેગી ગઈ છે–તન્મયતાને પામી છે, અભેદ ધર્મ ધર્મી સ બ ધ ભાવને પામી છે–એવા મુનિઓ જનસમૂહ વ્યાપ્ત એવા નગરને વિષે અને વનાદિને વિષે દિવસે તેમજ રાત્રિએ તુલ્ય સ્વભાવવાળા હોય છે દેશકાલના ભેદથી પણ તેઓની પરિણતિમા ભેદ થતો નથી

## જ્યા સ્થિરતારૂપ રત્નમય દીપ પ્રકાશતો હોય ત્યાં વિકલ્પ રૂપી ધુમાડો અને મલિન આશ્રવ શુ કરવાના છે ?

स्थैर्यरत्नप्रदीपश्चेद्दीप्रः सङ्कल्पदीपजैः ।
तद्विकल्पैरलं धूमैरलं धूमैस्तथाश्रवैः ॥६॥



# सुसाधु ( निर्भय ) अधिकार.



જે નિસ્પૃહ છે, તે સદા નિર્ભય રહી શકે છે, તેથી આ અધિકારની આવશ્યકતા અહીં ઉપસ્થિત થાય છે

આ સંસારના ભયંકર વાસમાંથી મુક્ત થયેલો મુનિ સર્વ પ્રકારે નિર્ભય બને છે આ લોક તથા પરલોકના ભયનો ત્યાગ થવાથી મુનિના હૃદયમાં અનુપમ આનંદ પ્રાપ્ત થાય છે અને નિજ સ્વરૂપને પ્રગટાવનાર જ્ઞાનાનંદનું સુખ પ્રાપ્ત કરવાને તે શક્તિમાન્ થાય છે તેવી નિર્ભયતા બતાવવા માટે જ આ અધિકારનો ઉદ્દેશ છે

## પરાપેક્ષાથી રહિત એવા મુનિને નિર્ભયતા પ્રાપ્ત થાય છે

यस्य नास्ति परापेक्षा स्वभावाद्वैतगामिन. ।
तस्य किं न भयभ्रान्तिक्लान्तिसतानतानवम् ॥ १ ॥

શબ્દાર્થ– અભેદ સ્વભાવને વિષે પ્રવર્તશીલ જેને પરની અપેક્ષા નથી તેને ભય, ભ્રાંતિ અને કલાંતિના પ્રવાહની તનુતા–ક્ષીણતા શું થતી નથી?

વિવેચન– સ્વકીય નિજ ભાવથી અભેદ ગમનશીલ છે એવા વક્ષ્યમાણ ગુણે કરીને યુક્ત, જેને પર એટલે આત્માથી ભિન્ન પદાર્થોથી દેહ, વિષયાદિથી સુખાદિની આકાંક્ષા નથી, એવાને ભય એટલે ઇહલોકાદિ સાત પ્રકારનો ત્રાસ, ભ્રાંતિ એટલે વિષયાદિમાં સુખ પ્રાપ્તિ આદિ ભ્રમ, અને કલાંતિ એટલે સાંસારિક પ્રવર્તનમાં પીડા થાય તે, તે ત્રણની પર પરા–પ્રવાહ તેની તનુતા–સ્વલ્પતા શું નથી થતી? અર્થાત્ થાય છે

## ભયંકર રૂપ ભવના સુખથી નિર્ભય જ્ઞાનનું સુખ વિશેષ છે.

भवसौख्येन किं भूरिभयज्वलनभस्मना ।
सदा भयोज्झित ज्ञान सुखमेव विशिष्यते ॥ २ ॥

શબ્દાર્થ—અત્યંત ભયરૂપી અગ્નિની ભસ્મરૂપ સંસાર સુખથી શું? સદા પૂર્વોક્ત ભય જેણે તજ્યો છે એવું સર્વથી અધિક સુખ જ્ઞાન જ છે



# सुसाधु ( तृप्ति ) अधिकार.



ઉત્તમ સાધુ જ્યારે સ્થિરતાને પ્રાપ્ત કરે છે, તે પછી તેને પરમ તૃપ્તિ પ્રાપ્ત થાય છે સાધુ જીવનની ઉચ્ચતા તૃપ્તિમા જ રહેલી છે એ તૃપ્તિ સ્વગુણોમા રમણ કરવાથી પ્રાપ્ત થાય છે જ્યારે આ જગતૂના પૌદ્ગલિક પદાર્થોની વિષયવાસનાઓની તદન નિવૃત્તિ થાય છે ત્યારેજ પરમ તૃપ્તિ પ્રગટે છે એ તૃપ્તિના પ્રભાવથી આત્મ વીર્યનો ઉલ્લાસ ઉત્પન્ન થાય છે, પછી તેવા સ્વય તૃપ્ત મહાત્માને પરતૃપ્તિનો સમારોપ ઘટતો નથી તેના તૃપ્ત હૃદયમાથી મન કલ્પિત ભ્રાન્તિઓ દૂર થઈ જાય છે, એ તૃપ્તિનો મહાન્ ગુણ આ અધિકારથી કહેવામા આવે છે

## મુનિ શો ઉપભોગ કરી પરમ તૃપ્તિ પામે છે.

## अनुष्टुप्

पीत्वा ज्ञानामृत भुक्त्वा, क्रियासुरलताफलम् ।
साम्यताम्बूलमास्वाद्य, तृप्तिं याति परा मुनिः ॥१॥

**શબ્દાર્થ**—જ્ઞાનરૂપી અમૃતનુ પાન કરીને ક્રિયારૂપી સુર લતાના (કલ્પલતાના ) ફલનુ ભોજન કરીને અને સામ્ય તાબુલનુ આસ્વાદન કરીને મુનિ ઉત્કૃષ્ટ તૃપ્તિને પામે છે

**વિવેચન**—વ્યવહારમા ભોજનાદિ પણ ક્રિયા છે અને તે ભોજનાદિ ક્રિયાથી કેટલાએક તૃપ્તિ માને છે પરંતુ તે આત્યંતિકી તૃપ્તિ નથી, તેથી જ્ઞાનક્રિયાથી થયેલી તૃપ્તિ આત્યંતિકી છે, એમ બતાવતા કહે છે કે, મુનિ એટલે જ્ઞાનક્રિયાવાળા યોગી સ્વ પર સ્વરૂપનો અનુભાસ કરનાર બોધજ્ઞાન તે રૂપી અમૃતનુ શ્રવણ, મનન અને નિદિધ્યાસન રૂપ ધારાએ પાન કરીને, મનને અભિમત ક્રિયારૂપી કલ્પલતાના ફલનુ' સ્વાભાવિક આનંદરૂપ ફલનું-ભોજન કરીને, ધીમે ધીમે ચાવી, સુબુદ્ધિરૂપી જિહ્વાએ સ્વાદ લઈને, અને સર્વત્ર તુલ્ય દષ્ટિરૂપી તાબૂલનુ-આત્માને વિષે રતિરૂપ સુગધી વિશુધકારી નાગવલ્લીના પાનનુ આસ્વાદન કરીને, સામ્ય તરગિત થઈને, તદ્જન્ય લીલા અનુભવીને સર્વોત્કૃષ્ટ તૃપ્તિને-સર્વ ઈચ્છાની નિવૃત્તિને પામે છે

જ્યાં જ્ઞાનદૃષ્ટિ રૂપી મયૂરી હોય ત્યાં ભય રૂપ સર્પો ટકી શકતા નથી.

मयूरी ज्ञानदृष्टिश्चेत् प्रसर्पति मनोवने ।
वेष्टनं भयसर्पाणां न तदानन्दचन्दने ॥ ५ ॥

શબ્દાર્થ-મનરૂપી વનમાં જ્ઞાનદૃષ્ટિ રૂપી મયૂરી વિલાસ કરતે સતે, આનંદ રૂપી ચંદનને વિષે ભય રૂપી સર્પનું વેષ્ટન નથી

વિવેચન-હે આત્મા, જો મન રૂપી આરામમાં, શુદ્ધ ચૈતન્યના સ્વરૂપની અનુયાયી જ્ઞાનની પરિણતિ રૂપ મયુરી-ઢેલ-વિલાસ કરે છે તો, પરમ પ્રમોદ રૂપ ચંદન વૃક્ષને વિષે પૂર્વોક્ત ભય રૂપી સર્પોનું પરિવેષ્ટન થતું નથી ભાવાર્થ એ છે કે, સ્વસ્વરૂપ અવિનાશી છે એવો નિર્ધાર જેણે કર્યો છે તેને ભયનો અભાવ છે ચંદન વૃક્ષ સર્પોનું સાધારણ આશ્રમ સ્થાન-વિહારસ્થાન-છે અને મયૂર મયૂરીનો સ્વર સાંભળતાં જ સ્વભાવિક વૈરને લીધે તે નાશી જાય છે

જ્ઞાન રૂપી કવચ ધરનારને કર્મ યુદ્ધમાં ભય લાગતો નથી.

कृतमोहास्त्रवैफल्यं ज्ञानवर्म बिभर्ति यः ।
क्वभीस्तस्य क्व वा भङ्गः कर्मसङ्गरकेलिषु ॥ ६ ॥

શબ્દાર્થ—મોહના શસ્ત્રનું જેણે વૈફલ્ય કર્યું છે એવા જ્ઞાન રૂપ કવચને જે ધારણ કરે છે, તેને કર્મયુદ્ધની ક્રીડામાં ભય ક્યાંથી હોય, અને પરાજય ક્યાંથી હોય?

વિવેચન—કામ ક્રોધ, હર્ષ, શોક, અરતિ, અજ્ઞાન, ભય, અને જુગુપ્સાદિ જે મોહની કર્મના શસ્ત્રો છે તેને જેણે નિષ્ફળ કર્યાં છે-શક્તિ વિનાના કરી દીધા છે અને સ્વપરના જ્ઞાન રૂપી કવચ-બખ્તર-પોતાના શરીર ઉપર ધારણ કર્યું છે-યથાર્થ જ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું છે, એવા ગુણવાનને જ્ઞાનાવરણાદિ કર્મોની સાથે થતા યુદ્ધમાં જે દુઃખ, આઘાત રૂપી ક્રીડા કરવી તેમાં શું ભય છે? અથવા પરાજય છે? જ્ઞાનના ઉદયથી સર્વ ભયનો નાશ થયો છે

જ્ઞાની પુરુષનું એક રૂંવાડું પણ ભયરૂપી પવનથી કંપતું નથી.

तूलवल्लघवो मूढा भ्रमन्त्यभ्रे भयानिलैः
नैकं रोमापि तैर्ज्ञानगरिष्ठानां तु कम्पते ॥ ७ ॥

શબ્દાર્થ—રૂ જેવા હલકા મૂઢ (અજ્ઞાની) ભય રૂપી પવને કરીને ગગનમાં ભમે છે તે ભયથી જ્ઞાન ગરિષ્ટનું એક રોમ પણ કંપાયમાન થતું નથી

વિવેચન—અજ્ઞાની પુરૂષો આકડાના રૂની જેમ હલકા છે અને તેથી પૂર્વોક્ત ભયરૂપી પવને કરીને સકલ લોકાકાશ રૂપી ગગન મંડળમાં વિવિધ જન્મરૂપ એક સ્થાનથી બીજા સ્થાનમાં ભ્રમણ કરે છે પરંતુ પૂર્વોક્ત જ્ઞાને કરીને જે ગરિષ્ઠ

**વિવેચન**—સાંસારિક તૃપ્તિ માત્ર ભ્રાંતિરૂપ છે એમ બતાવતા કહે છે કે હે ચેતન, કર્મોના ઉદયથી થતા જન્માદિ રૂપ ભવને વિષે અભિમાનિકી એટલે મોહોદય મિશ્રિત અહંતાજ્ઞાન તે અભિમાન, તેથી થતી જે તૃપ્તિ તે ખોટી છે છતા મન કલ્પનાથી અહીં માનેલી માત્ર ભ્રાંતિરૂપ છે રાત્રિને વિષે સ્વપ્નમા જેમ મહારાજ્યાદિની પ્રાપ્તિ થાય છે, તેની જેમ અભિલાષની શાંતિ મિથ્યા છે યથાર્થ તૃપ્તિ કઈ છે? તે કહે છે આત્મવીર્ય એટલે જીવની સહજ શક્તિનો ઉલ્લાસ, તેની વૃદ્ધિ કરનારી ભ્રમ રહિત સદ્જ્ઞાનવાળાની તૃપ્તિ એજ ખરી છે—સત્ય છે

## જ્ઞાનીને આત્મતૃપ્તિ જ છે, તેને વિષે પરતૃપ્તિનો સમારોપ ઘટતો નથી.

पुद्गलैः पुद्गलास्तृप्तिं यान्त्यात्मा पुनरात्मना ।
परतृप्तिसमारोपो, ज्ञानिनस्तन्न युज्यते ॥५॥

**શબ્દાર્થ**—પુદ્ગલથી પુદ્ગલ તૃપ્તિ પામે છે, અને આત્મા આત્માથી તૃપ્તિ પામે છે માટે પરતૃપ્તિનો સમારોપ જ્ઞાનીને ઘટતો નથી

**વિવેચન**—હે ચેતન, ! દેહ, ઇંદ્રિય, મન આદિ મૂર્તિમાન પુદ્ગલજન્ય પદાર્થો, આહાર, વસ્ત્ર, અલંકારાદિ પુદ્ગલોથી તૃપ્તિ પામે છે, કારણકે તેઓનો સમાન ધર્મ છે, જ્યારે આત્મા-જીવ અનિચ્છાદિ સ્વભાવથી તૃપ્ત થાય છે પરંતુ પુદ્ગલથી તૃપ્ત થતો નથી, કારણકે તેમનો વિલક્ષણ ધર્મ છે ઉક્ત કારણથી જાણ્યો છે, વસ્તુસ્વભાવ જેણે એવા જ્ઞાનીને, પરકૃત તૃપ્તિનો સમારોપ, ઉપચાર, ઘટતો નથી વિધર્મમા સુખ માનવુ એ બુદ્ધિનો વિપર્યાસ છે

## આ લોકના પદાર્થોથી બાહ્ય એવી પરબ્રહ્મની તૃપ્તિના સ્વાદને લોકો જાણતા નથી.

मधुराज्यमहाशाकाग्राह्ये वाह्ये च गोरसात् ।
परब्रह्मणि तृप्तिर्या, जनास्तां जानतेऽपि न ॥६॥

**શબ્દાર્થ**—પરબ્રહ્મને વિષે જે તૃપ્તિ છે, તેને લોકો ઇન્દ્રિયોના રસથી અગ્રાહ્ય સ્વાદિષ્ટ ઘૃતશાકાદિમાં અને દૃશ્ય બાહ્ય વિષયોમા જાણતા પણ નથી

**વિવેચન**—જે પર ઉપભોગમા તૃપ્તિ માને છે તે સત્ય તૃપ્તિને જાણતા નથી, તે બતાવે છે હે મુનિ, મિષ્ટ રસ યુક્ત જે ઘૃત અને અતિ પ્રધાન તિક્ત આમ્લ રસાદિએ સંસ્કૃત એવા શાક તેના આસ્વાદનથી જેના સ્વરૂપનુ અનુમાન થઈ શકે નહીં તેવી, અથવા મનોહર ભોગ સાધન રાજ્યને વશવર્તી, ભોગલુબ્ધ



# सुसाधु ( तत्वदृष्टि )-अधिकार.



જ્યારે નિર્ભયતા પ્રાપ્ત થાય છે, ત્યારે શાંતિ ઉપલબ્ધ થાય છે અને જ્યાં શાંતિ ત્યાંજ તત્વ દૃષ્ટિ સુલભ છે તેથી અહિં તત્વદૃષ્ટિના અધિકારનો પ્રસંગ પ્રાપ્ત થાય છે

ચારિત્રના મુખ્ય આંતર સાધનોમાં તત્વદૃષ્ટિ મુખ્ય સાધન છે બાહ્ય ચર્મ દૃષ્ટિ પુદ્‌ગલ જનિત પદાર્થોને જ વિલોકી મૂર્ચ્છા વડે ભ્રાંત થઇ જાય છે ત્યારે તત્વ દૃષ્ટિ નિર્વિકાર ચિદાનંદ સ્વરૂપને વિલોકી તન્મગ્ન બની જાય છે. જ્ઞાનથી સમૃદ્ધ બનેલી તત્વદૃષ્ટિ ભ્રમનો આશ્રય કરતી નથી, તેથી ચારિત્રધારી મહાત્મા તે તત્વ દૃષ્ટિ વડે વિશ્વનું સૂક્ષ્મ અવલોકન કરી આત્મસ્વરૂપનો પૂર્ણદૃષ્ટા બને છે તેથી આ અધિકારમાં એ મહા ગુણનું વિવેચન કરવામાં આવે છે

### તત્વદૃષ્ટિ પુરૂષ અરૂપી આત્મસ્વરૂપમાં સદા મગ્ન રહે છે.

रूपे रूपवती दृष्टिर्दृष्ट्वा रूपं विमुह्यति ।
मज्जत्यात्मनि नीरूपे तत्वदृष्टिस्त्वरूपिणी ॥ १ ॥

શબ્દાર્થ—જેની દૃષ્ટિ રૂપવતી છે, તે રૂપને જોઇને રૂપને વિષે મોહ પામે છે, અને જેની દૃષ્ટિ અરૂપી તત્વદૃષ્ટિ છે તે, નીરૂપ આત્મામાં મગ્ન છે

વિવેચન- રૂપવતી એટલે આકાર વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરે જેને છે તેવી જેની દૃષ્ટિ છે, ચર્મ ચક્ષુ છે, એવો, રૂપને પુદ્‌ગલ જનિત પ્રકારાદિ ગઢ હવેલી પ્રમુખને જોઇને, રૂપને વિષે સુરૂપ આકાર વર્ણાદિમત સ્ત્રીપુરૂષશરીરાદિને વિષે વિવિધ પ્રકારે અજ્ઞાનથી થએલી મૂર્છાએ કરીને ભ્રાંતિ પામે છે પરંતુ જેની તત્વદૃષ્ટિ છે, ઇંદ્રિયની અપેક્ષા રહિત, સ્વતંત્ર, સાક્ષાત વસ્તુના સદ્‌ભાવનું વિલોકન કરવા સમર્થ છે, એવી જેની દૃષ્ટિ અરૂપી છે, આકાર વર્ણાદિ તત્વ રહિત છે, એટલે જેને જ્ઞાન ચક્ષુ છે, તે નિર્વિકાર ચિદાનંદ સ્વરૂપને વિષે મગ્ન થાય છે

### મુખ્યેણુ તત્વ દૃષ્ટિ બાહ્ય દૃષ્ટિમાં રમણ કરતી નથી.

भ्रमवाटी बहिर्दृष्टिर्भ्रमच्छाया तदीक्षणम् ।
अभ्रान्तस्तत्त्वदृष्टिस्तु नास्यां शेते सुखाशया ॥ २ ॥

કરીને સામાન્ય ઋદ્ધિમાન્ દેવ, મનુષ્યો તેઓ પણ સુખી નથી, કારણ કે તેમના હૃદય વ્યાકુલિત છે આમ છે ત્યારે બીજા પ્રાણીનુ તો શુ કહેવુ ? દેવ અને મનુષ્યોમા સ્વપર ધર્મ વિજ્ઞાપ્તિએ કરીને જે તૃપ્ત છે, સકલ અભિલાષ જેના નિવૃત્ત થયા છે, અને વળી જે નિર જન છે-ઇષ્ટ, અનિષ્ટ, સ કલ્પ પ્રતિબ ધ રૂપ અ જનથી રહિત છે, એવા એક મુનિ જ સુખી છે-પરમાન દ વિલાસી છે



## બાહ્યદૃષ્ટિ અને તત્વદૃષ્ટિ શરીરને કેવી રીતે જુએ છે?

लावण्यलहरीपुण्य वपुः पश्यति बाह्यदृक् ।
तत्वदृष्टि श्वकाकाना भक्ष्य, क्रमिकुलाकुलम् ॥५॥

શબ્દાર્થ- બાહ્યદૃષ્ટિ શરીરને લાવણ્યના તરંગથી પવિત્ર જુએ છે, પરંતુ તત્વદૃષ્ટિ તેજ શરીરને કૃમિના સમૂહથી, ભરેલ શ્વાન અને કાગડાનુ ભક્ષણ છે એ પ્રમાણે જુએ છે

વિવેચન-જેની બાહ્યદૃષ્ટિ છે તે શરીરને લાવણ્ય એટલે કાન્તિનુ સૌન્દર્ય તેના તરંગોએ કરીને પવિત્ર જુએ છે અહો! આનુ શરીર કેવુ શોભાયમાન છે ! એમ જુએ છે પરંતુ તેની અન્તર્દૃષ્ટિ છે, તે લાવણ્ય લહરીના પુણ્યે કરીને શોભાયમાન તેજ શરીરને, કીડાઓથી ભરેલ કાગડા અને કુતરાના ભાગી ભોજન રૂપ જાણે છે

## રાજભુવન ઉપર બાહ્યદૃષ્ટિ અને તત્વદૃષ્ટિમા કેવો ભેદ છે?

गजाश्वैर्भूपभुवन विस्मयाय बहिर्दृशः ।
तत्राश्वेभवनात्कोऽपि भेदस्तत्वदृशस्तुन ॥६॥

શબ્દાર્થ- હસ્તિઓ અને અશ્વોએ કરીને નૃપમંદિર બાહ્યદૃષ્ટિથી જોનારને વિસ્મય પમાડે છે પરંતુ ગજ અને અશ્વના વનથી તેમા તત્વદૃષ્ટિવાળાને કાંઈ ભેદ લાગતો નથી

વિવેચન- અતત્વદૃષ્ટિથી જોઈએ તો હાથી અને અશ્વોથી શોભિત નૃપમંદિર વિસ્મય પમાડે છે "અહો! આ રાજા પુણ્યવાન છે જેણે આવી દુર્લભ વસ્તુઓ પ્રાપ્ત કરી છે," એવો પ્રમોદ ઉત્પન્ન કરે છે, પરમાર્થ દર્શીને તે નૃપમંદિરમા અને હસ્તી અને અશ્વના ઉત્પત્તિ સ્થાન ભૂત વિંધ્યાચલ આદિ અટવીમા કાંઈ ભેદ લાગતો નથી, કારણકે રાજાના મંદિરમા સ્થિત અને વનમા સ્થિત હસ્તિઓ સમાન છે

## મલીન શરીર ઉપર બાહ્યદૃષ્ટિ અને તત્વદૃષ્ટિનુ દર્શન કેવુ હોય છે?

भस्मना केशलोचेन वपुर्धृतमलेन वा ।
महान्त बाह्यदृग् वेत्ति चित्साम्राज्येन तत्ववित् ॥७॥

શબ્દાર્થ- બાહ્યદૃષ્ટિ, ભસ્મે, કરીને કેશ લોચેકરીને, અથવા શરીર ઉપર રાખેલા મલીન વસ્ત્રોએ કરીને મોટો માને છે તત્વદૃષ્ટિ, જ્ઞાનસામ્રાજ્યે કરીને અધિક જાણે છે

વિવેચન—બાહ્યદૃષ્ટિઓ જોતા કોણ મોટો-અધિક, લાગે છે, તે કહે છે જે પુરૂષ શરીરપર ભસ્મ લગાવે છે, અથવા તો કેશનો લોચ કરીને મુંડો રહેનારને,

શબ્દાર્થ—પુદ્‌ગલ ભાવનો હું કર્તા નથી, કરાવનાર નથી અને તદ્દગુણ અનુયાયી નથી આવા આત્મજ્ઞાનવાળા કેમ લેપાય ?

વિવેચન—પુદ્‌ગલભાવ એટલે પરમાણુથી થયેલા દેહ, કર્મ, વિષય પંચક, ગતિ, જાતિ, આકાર, યોગાદિ, ભાવ તેનો કર્તા હું નથી સ્વતંત્ર નિષ્પાદક નથી. હું જ્ઞાનવાન છું, શુદ્ધાત્મા છું, પરભાવ હોવાથી તેઓનો કર્તા નથી દરેક વસ્તુનું સ્વભાવને વિષે કર્તૃત્વ છે માટે એમ ન માનીએ તો અતિ પ્રસંગ દૂષણથી સિદ્ધના જીવોને પણ પરભાવ કર્તાપણું આવે. વળી તે પુદ્‌ગલ ભાવનો બીજા પાસેથી હું નિષ્પાદયિતા નથી તથા તેના ગુણનો અનુયાયી-પક્ષપાતી-પણ હું નથી આ રીતે સ્વરૂપનો વેત્તા જીવ કેમ કરીને લેપાય ? અર્થાત્ ન જ લેપાય.

## અંજનથી જેમ ચિત્રાકાશ લેપાતું નથી તેમ હું પુદ્‌ગલોથી લેપાતો નથી, એમ ચિંતવનાર જ્ઞાની કદી પણ લેપાતો નથી.

लिप्यते पुद्गलस्कन्धो, न लिप्ये पुद्गलैरहम् ।
चित्रव्योमाञ्जनेनेव, ध्यायन्निति न लिप्यते ॥३॥

શબ્દાર્થ—પુદ્‌ગલથી પુદ્‌ગલ સ્કંધ લેપાય છે, પણ અંજનથી ચિત્ર વ્યોમની જેમ હું લેપાતો નથી, એવું ધ્યાન કરનાર લેપાતો નથી

વિવેચન—દેહાદિ રૂપ પુદ્‌ગલનો સ્કંધ સમૂહ, લિંગ-શરીર, પુદ્‌ગલથી લેપાય છે. પુદ્‌ગલથી કરેલો ઉપચય તેમાંજ થાય છે પરંતુ આત્મામાં થતો નથી હું સત્ લક્ષણવાળો આત્મા, લેપાતો નથી, મિશ્રિત થતો નથી ભિન્ન સત્તા સ્વભાવ છે માટે વિવિધ રંગના આલેખની જેમ ગગન, અંજનથી-શ્યામ વર્ણના પદાર્થથી-લેપાતું નથી, તેમ મારા આત્માની શુદ્ધ સત્તામાં પણ કર્મ આલેખ થતો નથી. ચૈતન્ય અચૈતન્ય મિશ્ર થાય જ નહીં પૂર્વોક્ત પ્રકારનું ધ્યાન કરતો-ચિંતવન કરતો-આત્મા કર્મ રેણુથી લેપાતો નથી સ્વ સ્વભાવને અનુયાયી પરિણામવાળી પરિણતિ છે માટે

## નિર્લેપ જ્ઞાનીની ક્રિયા સર્વત્ર ઉપયોગી થાય છે.

लिप्तताज्ञानसम्पातप्रतिघाताय केवलम् ।
निर्लेपज्ञानमग्नस्य, क्रिया सर्वोपयुज्यते ॥ ४ ॥

શબ્દાર્થ—નિર્લેપ જ્ઞાનને વિષે મગ્ન એવા પુરૂષની સર્વ ક્રિયા કેવળ લિપ્તતા જ્ઞાન સંપાતના નિવારણ અર્થે છે

વિવેચન—નિર્લેપ એટલે આત્મા નિબંધ છે એવા ભાવે કરીને થયેલો જે પ્રતિભાસ-જે જ્ઞાન-તેને વિષે જેનું ચિત્ત સંલીન છે, એવા પુરૂષની સર્વ ક્રિયા

શબ્દાર્થ—બાહ્યદૃષ્ટિના પ્રચાર નિરૂદ્ધ કર્યે છતે મહાત્માની સર્વે સમૃદ્ધિઓ આત્માને વિષે પ્રત્યક્ષ દેખાય છે

વિવેચન—જે બાહ્યદૃષ્ટિનુ સ્વરૂપ આગળ કહેવામા આવ્યુ તેના પ્રચાર-આત્મસ્વભાવથી ભિન્ન વિષયાતરના સચાર કરે એવુ પ્રવર્તન, તેના પ્રકારો, નિરૂદ્ધ થયે સતે, સદ્‌ભાવને જાણનાર મહાપુરૂષની અશેષ સમૃદ્ધિઓ આત્માને વિષે જ સ્વ અનુભવથી પ્રત્યક્ષ દેખાય છે ૧ *

## મુનિને પ્રાપ્ત થતી મહેન્દ્રના જેવી સંપત્તિનુ વર્ણન.

समाधिर्नंदनं धैर्यं, दम्भोलिः समता शची ।
ज्ञानं महाविमानं च वासवश्रीरियं मुनेः ॥ २ ॥

શબ્દાર્થ—સમાધિરૂપી નદન વન, ધૈર્યરૂપી વજ્ર, સમતારૂપી શચી (ઇંદ્રાણી), અને જ્ઞાનરૂપી મહાન્ વિમાન. આ સર્વે મહેન્દ્રને યોગ્ય સંપત્તિ મુનિની છે

વિવેચન—વાસવ એટલે મહેન્દ્ર તેને ભોગવવા લાયક વિમાનાદિ સંપત્તિઓ સર્વે યોગીશ્વરોને પણ છે, તેનુ સ્વરૂપ દર્શાવે છે સમાધિ એટલે ત્રણ યોગની એકાગ્રતા એ કરીને નિજ સ્વરૂપમા મગ્નતા-તે રૂપી રમણીય આરામ છે, ધૈર્ય એટલે પરિષહાદિ છતા નિજ સ્વભાવમા સ્થિર નિશ્ચલ પરિણામીપણુ-તે રૂપી, કર્મરૂપી દૈત્યોનુ નિકદન કરવાને વજ્ર છે, સમતા એટલે સર્વત્ર ઇષ્ટાનિષ્ટ વિકલ્પના પરિહારે કરીને તુલ્યદર્શીપણુ, તે રૂપી શચી-સ્વસ્વરૂપને સગમ કરનારી, જ્ઞાન વચનોનો વિલાસ આપનારી, ઇંદ્રાણી છે અને સ્વપર સ્વરૂપનો નિર્ધાર કરનાર જ્ઞાનરૂપી મહાન્ વિમાન છે ૨

## સર્વ સમૃદ્ધિવાળા મુનિ, ચક્રવર્તી કેમ ન કહેવાય ?

विस्तारितक्रियाज्ञानचर्मच्छत्रो निवारयन् ।
मोहम्लेच्छमहावृष्टिं, चक्रवर्ती न किं मुनिः ॥ ३ ॥

શબ્દાર્થ—ક્રિયા અને જ્ઞાનરૂપી ચર્મછત્ર જેણે વિસ્તાર્યું છે એવા, મોહરૂપી મ્લેચ્છની મહાવૃષ્ટિને નિવારતા મુનિ, ચક્રવર્તી કેમ ન હોય ?

વિવેચન—સમગ્ર સાધુના આચાર તે ક્રિયા, અને સમસ્ત વસ્તુ સદ્‌ભાવનો પ્રકાશ કરનાર જ્ઞાન તે રૂપી ચર્મ રત્ન અને છત્રરત્ન જેણે વિસ્તર્યું છે, અને મોહનીય કર્મરૂપી મ્લેચ્છ-ભક્ષ્યાભક્ષ્યના વિચાર રહિત સર્વ અકાર્યના કરનાર અને સત્પુરૂષને ઉપદ્રવ કરનાર યવન-તેણે કરેલી કુવાસનારૂપ જળધારાનો પૂર્વોક્ત ક્રિયા

* ૧ થી ૮ જ્ઞાનસાર.

સ ક્લિષ્ટ છે ઉત્પાદ વ્યય ધ્રુવમેવ વસ્તુ હોય છે તેથી શુદ્ધ અશુદ્ધતાથી બદ્ધ, લિપ્ત કહેવાય છે એમ દર્શાવનારી નેત્રથી–શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન કરતો–આત્માને શુદ્ધ કરે છે, રાગાદિ બ ધનનો નિરોધ કરવાથી કર્મમલ રહિત થાય છે અને તપ આવશ્યકાદિ ક્રિયામા પ્રવર્તમાન લિપ્ત એટલે અનાદિ પ્રવાહિક કર્મ મેલથી ' હુ લિપ્ત છુ માટે શુદ્ધ થાઉ " એમ દર્શાવતા નેત્રે કરીને મહા મોહાદિ દોષના રોકવાથી વિમલ થાય છે મોટા દોષની નિવૃત્તિ ક્રિયાના બળથી જ થાય છે, સૂક્ષ્મ દોષની નિવૃત્તિ જ્ઞાનના બળથી જ હોય માટે—

## જીવને જ્ઞાન અને ક્રિયારૂપ નેત્રો કેવી રીતે મુખ્ય ગણાય છે ?

ज्ञानक्रियासमावेशः सदैवोन्मीलने द्वयोः ।
भूमिकाभेदतस्त्वत्र भवेदेकैकमुख्यता ॥ ७ ॥

શબ્દાર્થ—મત્ કર્મના ખીલવાથી (ઉદય થવાથી) જ્ઞાન અને ક્રિયાનો સમાવેશ થાય છે અને બન્નેની ભૂમિકા ભેદે કરીને અત્ર એકની મુખ્યતા થાય છે

વિવેચન—જીવને જ્ઞાન અને ક્રિયાનો લાભ સાથે જ થાય છે તે બતાવે છે પૂર્વોક્ત જ્ઞાન નેત્ર અને ક્રિયા નેત્ર તે ઉદ્‌ઘાટન કરવાને જ્ઞાન અને ક્રિયાનો એકી ભાવ સાથેજ થાય છે, પર તુ કાલ ભેદે કરીને થતો નથી કારણ કે જ્ઞાનની રૂચિ અને ક્રિયાની રૂચિ ભેદે કરીને થતી નથી પર તુ અત્ર એટલે સમ્યક્ દષ્ટિ જીવને વિષે ભૂમિકા એટલે દેશ પ્રમત્ત, સર્વ પ્રમત્ત, અપ્રમત્ત, સરાગ, વીતરાગાદિ સ યમવાનની અવસ્થા તેનો ભેદ એટલે કાલ ગુણાદિથી થયેલી ભિન્નતા તેણે કરીને એક એકની, કવચિત્ ક્રિયાની અને કવચિત જ્ઞાનની મુખ્યતા, પ્રધાન્યરૂપ, થાય છે ભાવાર્થ, જ્ઞાન અને ક્રિયાનો એકી ભાવ છે કોઈ વખતે જ્ઞાનની મુખ્યતાની સાથે ક્રિયાની ગૌણતા હોય છે, અને ક્રિયાની મુખ્યતાની સાથે જ્ઞાનની ગૌણતા છે તે માત્ર પૂર્વોક્ત ભૂમિકા ભેદ આશ્રીને છે સમકિત ગુણ સ્થાનવર્તી જીવને સમકિત પણાની કરણીની મુખ્યતા છે દેશવિરતિ, સર્વ વિરતિને તે સ્થાનની કરણીની મુખ્યતા છે પર તુ સાતમા આઠમા અને નવમા ગુણસ્થાને વર્તતા જીવને જ્ઞાનની મુખ્યાતા છે

## જેનુ જ્ઞાન અને અનુષ્ઠાન નિર્લેપ રહેલું છે, તે મહાત્માને નમસ્કાર.

सज्ञान यदनुष्ठानं न लिप्तं दोषपंकतः ॥
शुद्धबुद्धस्वभावाय तस्मै भगवते नमः ॥ ८ ॥

શબ્દાર્થ—જ્ઞાન પૂર્વક જેનું અનુષ્ઠાન દોષ પ કથી લિપ્ત નથી એવા શુદ્ધ, બુદ્ધ, સ્વભાવી મહાત્માને નમસ્કાર છે

એટલે સકલ પરભાવથી વ્યાવૃત્તિ રૂપ પરિણતિ તે રૂપી ગંગા તથા ઋષિ, એટલે શુદ્ધ જ્ઞાન દશા તે રૂપી ગૌરી, તેણે સમાલિંગિત, શિવરૂપ મુનિ વિરાજે છે. ૫

## મુનિની વિષ્ણુ સાથે સમાનતા.

ज्ञानदर्शनचन्द्रार्कनेत्रस्य नरकच्छिदः ।
सुखसागरमग्नस्य, किं न्यून योगिनो हरेः ॥ ६ ॥

શબ્દાર્થ—જ્ઞાન અને દર્શન રૂપી ચદ્ર અને સૂર્ય નેત્રવાળા, નરકને કાપવાવાળા, સુખસાગરમા મગ્ન એવા યોગિને વિષ્ણુ કરતા કઈ ન્યૂનતા છે? શું ઓછુ છે?

વિવેચન—જ્ઞાન એટલે વસ્તુનો વિશેષ સ્વભાવ ગ્રહણ કરનાર સ્યાદ્વાદ બોધ અને દર્શન એટલે સામાન્ય સ્વભાવગ્રાહી નિરાકાર બોધ તે રૂપી ચદ્ર, અને સૂર્ય નેત્રવાળા સાધુ અને વળી સમ્યક્ પ્રકારે મોક્ષ પ્રાપ્ત કરવાના ઉપાયો સેવવાથી નરક તીર્ય આદિ ગતિને જે કાપી નાંખે છે—તત્પ્રાયોગ્ય કર્મ બાધતા નથી અને વળી પરમાનદ રૂપી ક્ષીરસાગરને વિષે મગ્ન છે એવા યોગીશ્વરને વિષ્ણુ કરતા કઈ ન્યૂનતા છે? વિષ્ણુ પણ ચદ્રાર્ક નેત્ર કહેવાય છે નરકાસુરને છેદક છે. અને ક્ષીરસાગરમા મગ્ન છે, એવી લોક પ્રસિદ્ધિ છે માટે વિષ્ણુથી કઇ ન્યૂનતા મુનિને છે? અર્થાત્ કાંઈ ન્યૂનતા નથી ૬

## બ્રહ્માની સૃષ્ટિના કરતા મુનિની ગુણ સૃષ્ટિની અધિકતા.

या सृष्टिर्ब्रह्मणो बाह्या, बाह्यापेक्षावलम्बिनी ।
मुने. परानपेक्षान्तर्गुणसृष्टिस्ततोऽधिका ॥ ७ ॥

શબ્દાર્થ—બાહ્ય અપેક્ષાના અવલબનથી સ્થાએલી બ્રહ્માની બાહ્ય સૃષ્ટિ કરતા સાધુની પર અપેક્ષા રહિત, અબાહ્ય ગુણની સૃષ્ટિ અધિકી છે

વિવેચન—બાહ્ય એટલે અનાત્મીય પચમહાભૂતની અપેક્ષા—કાર્ય કારણ સબધ—તેનુ—અવલબન કરે છે એવી—તેના વિના કરી શકે નહિ એવી, લોકપ્રસિદ્ધ દેહ ઇંદ્રિયાદિરૂપ, નાશવત, અસત્ય એવી બ્રહ્માની સૃષ્ટિ છે, સાધુની સૃષ્ટિ કેવી છે, તે કહે છે, પર એટલે માયાદિની અપેક્ષા કારણપણાએ કરીને જેમા અપેક્ષા નથી, એટલે સ્વાધીન, એવી વળી અબાહ્ય—અવિનશ્વરી—વળી જ્ઞાનાદિ ધર્મોની સૃષ્ટિરચના છે તે બાહ્યસૃષ્ટિથી અધિક છે કારણ કે તેમા પરની અપેક્ષા નથી અને વળી અવિનાશી છે ૭

## રત્નત્રયથી પવિત્ર યોગસિદ્ધ સાધુને તીર્થંકર પદવી દૂર નથી.

रत्नैस्त्रिभि पवित्रा या, स्रोतोभिरिव जान्हवी ।
सिद्धयोगस्य साप्यर्हत् पदवी न दवीयसी ॥ ८ ॥



# सुसाधु (निःस्पृहता)–अधिकार.



જે નિર્લેપ હોય છે, તે નિ સ્પૃહ થઈ શકે છે. તેથી હવે નિસ્પૃહતા અધિકાર કહેવામા આવે છે

સ્પૃહા અથવા આશા એ ચારિત્ર રૂપી અમૃતમા વિષ રૂપ છે મુનિ ધર્મ રૂપ મહાગિરિના શિખર ઉપર ચડેયો મુનિ સ્પૃહાને યોગ થવાથી અધ પતનને પામે છે. તેથી મુનિએ પોતાના ચારિત્ર જીવનની ઊન્નતિ કરવા માટે નિસ્પૃહતા રાખવાની જરૂર છે જ્યાસુધી નિ સ્પૃહતા પ્રાપ્ત થતી નથી ત્યા સુધી નિર્લેપ ભાવ કે મનો નિગ્રહ થઈ શકતો નથી, તેથી સુસાધુએ પરસ્પૃહા રૂપી વિષલતાનુ છેદન કરવુ જોઇએ એવી નિ સ્પૃહતાનુ માહાત્મ્ય દર્શાવવા માટે આ અધિકારની ઉપયોગિતા છે.

## નિઃસ્પૃહ મુનિ આત્મ–ઐશ્વર્ય મેળવી શકે છે.

### अनुष्टुप्.

स्वभावलाभात् किमपि माप्तव्य नावशिष्यते ।
इत्यात्मैश्वर्य–सपन्नो निःस्पृहो जायते मुनिः ॥ १ ॥

શબ્દાર્થ—સ્વભાવ લાભથી બીજુ કાઇ પ્રાપ્ત કરવાનુ રહેતુ નથી માટે નિ સ્પૃહ મુનિ આત્મ ઐશ્વર્યથી યુકત થાય છે

વિવેચન—હે પ્રાણી, સ્વભાવલાભ એટલે સમગ્ર સ્વધર્મમય વસ્તુની–નિજ સહજ સ્વરૂપની–આવરણુના અભાવથી પ્રાપ્તિ તેના કરતા બીજુ કાઇ આ જગત્મા જીવને પ્રાપ્ત કરવાનુ નથી સર્વ પ્રાપ્તિમા સ્વભાવપ્રાપ્તિનુ પ્રધાનત્વ છે. એ હેતુથી અનાત્મીય ભાવને વિષે નિરાશિન ભાવને પામેલો સાધુ આત્માનુ જે સહજ ઐશ્વર્ય, જ્ઞાનાદિ વિભૂતિ તેણે કરી યુકત થાય છે.



રહેલી છે, આર્હતધર્મમા જે તત્ત્વો પ્રરૂપેલા છે, તે તત્ત્વોનુ સ્વરૂપ ગુરૂદ્વારા જ જાણી શકાય છે, એટલુજ નહીં પણ સર્વ સમાજની ધાર્મિક ઉન્નતિનો આધાર ગુરૂ તત્ત્વ ઉપરજ રહેલો છે, તેથી ગુરૂતત્ત્વની શુદ્ધિની પૂર્ણ આવશ્યકતા છે, જાતિવત રત્નની જેમ એ ગુરૂતત્ત્વની પરીક્ષા કરવાની આવશ્યકતા છે, તેથી ગુરૂસ્વરૂપનો ઉપયોગી અધિકાર આ સ્થળે દર્શાવવામા આવે છે

## – रुचिरा छद (૧ થી ૨૩)

### આ સસાર રૂપ શત્રુનો નાશકરવા માટે કેવા ગુરૂને નમન કરવુ જોઇએ ?

जिनेश्वरक्रमयुगभक्तिभाविता विलोकितत्रिभुवनतत्त्वविस्तराः ।
पडव्रतान् पडिह गुणांश्चरन्ति ये नमामितान्भवरिपुभित्तये गुरून् ॥ १ ॥

જેઓ શ્રી જિનેશ્વરના ચરણયુગલની ભક્તિથી ભાવિત થયેલા છે, જેમણે ત્રણ જગત્ના તત્ત્વોનો વિસ્તાર અવલોકયો છે અને જેઓ છ વ્રતવાળા છ ગુણોને આચરે છે, તેવા ગુરૂઓને આ સસારરૂપી શત્રુને ભેદવાને માટે હુ નમસ્કાર કરૂ છુ ૧+

### આ જગત્મા કેવા ગુરૂઓ દુર્લભ છે ?

समुद्यतास्तपसि जिनेश्वरोदिते, वितन्वते निखिलहितानि निःस्पृहाः ।
सदा न ये मदनमदैरपाकृताः, सुदुर्लभा जगति मुनीशिनोऽत्र ते ॥ २ ॥

જેઓ જિનેશ્વરે કહેલા તપને વિષે ઉદ્યમવત છે, જેઓ નિ સ્પૃહપણે સર્વનુ હિત કરે છે અને જેઓ હમેશા કામ તથા મદથી પરાભવ પામેલા નથી તેવા મુનીશ્વરો આ જગત્મા દુર્લભ છે ૨

### નિર્મળ પદ ( મોક્ષ ) પ્રાપ્તિને માટે કેવા ગુરૂનો આશ્રય કરવો જોઇએ ?

वचांसि ये शिवसुखदानि तन्वते, प्रकुर्वते स्वपरपरिग्रहग्रहम् ।
विवर्जिता सकलममत्वदूषणैः, श्रयामि तानमलपदाप्तये यतीन् ॥ ३ ॥

= चतुर्ग्रहै रिह रुचिरा जभौ सजौ ग । જગણ ભગણ સગણ, જગણ તથા એક ગુરૂ અક્ષર મળી કુલ ૧૩ અક્ષરનુ એક ચરણ થાય છે તેવા ચાર ચરણ મળી રુચિરા છદ કહેવાય છે, અને આ છદમા ચોથે તથા નવમે અક્ષરે યતિ આવે છે

+ ૧ થી ૨૩ સુભાષિત રત્ન સદોહ ।

વિવેચન—ઇહલોક, પરલોક, જે પ્રચુરભય તે રૂપી સુખનું જ્વલન કરવાને વન્હિ તેથી થયેલી ભસ્મ-રક્ષા, તે ભસ્મરૂપ મ મારના સુખથી શું ? અર્થાત્ કાંઇજ નહીં

કારણકે ભય આનંદનું શોષણ કરે છે માટે નિસ્વાદનીય છે. પૂર્વોક્ત ભયનો જેને વિષે ત્યાગ છે એવું નિજ સ્વરૂપનું આવેદન કરનાર જ્ઞાન આનંદરૂપ સુખ, સર્વ સુખથી અધિક છે, કારણ કે તેજ એક સુખ રૂપે વધે છે

## જેને ગોપ્ય, આરોપ્ય, હેય અને દેય નથી તેવા જ્ઞાનીને શો ભય છે ?

न गोप्यं क्वापि नारोप्यं हेयं देयं च न क्वचित् ।
क्व भयेन मुनेः स्थेयं ज्ञेयं ज्ञानेन पश्यतः ॥ ३ ॥

શબ્દાર્થ—જે મુનિને કાંઇ ગોપ્ય નથી, આરોપ્ય નથી, હેય નથી, દેય નથી, અને જ્ઞાને કરીને જ્ઞેયને જાણે છે, તેવા મુનિની સ્થિતિ શું ભયવાળી છે ?

વિવેચન—મુનિ એટલે પરમાત્મ ભાવ પ્રાપ્તિના ઉપાયને વિષે જેનું પ્રવર્તન છે તે સાધુને શહેરમાં અથવા અરણ્યમાં, દિવસે, તેમજ રાત્રિએ, કાંઇ ગોપ્ય નથી કોઇ વસ્તુ વસ્ત્રાદિથી સંતાડવાની નથી-બીજાઓ તે વસ્તુનું હરણ કરે એવો તેનો સ્વભાવ નથી સ્વભાવ ધર્મનું અન્યત્ર લઇ જવું અશક્ય છે સ્વભાવમાથી કાંઇ તજવા યોગ્ય નથી, તેમજ બીજાને દેવા યોગ્ય કાંઇ નથી જ્ઞેય વસ્તુને સ્વ અનુભવ બોધથી જોતા સાધુની સ્થિતિ ક્યા પૂર્વોક્ત ભયવાળી છે ? અર્થાત્ તેમને કોઇ જગ્યાએ ભય નથી

## રણમાં રહેલા મહાન્ ગજેંદ્રની જેમ મોહની સામે લડવા તૈયાર થયેલો મુનિ નિર્ભય રહી શકે છે.

एकं ब्रह्मास्त्रमादाय निघ्नन् मोहचमूं मुनिः ।
बिभेति नैव सङ्ग्रामशीर्षस्थ इव नागराट् ॥ ४ ॥

શબ્દાર્થ—એક બ્રહ્માસ્ત્રને લઇને મોહના સૈન્યને હણતા મુનિ, યુદ્ધને મોખરે ઉભેલા હસ્તિની જેમ બ્હિતા નથી

વિવેચન—ધર્મરૂપી ધનવાળા સાધુ બીજા સર્વ શસ્ત્રો તજીને એક શુદ્ધ જ્ઞાન રૂપ શસ્ત્ર ધારણ કરી, મોહના-મોહનીયાદિ સર્વ કર્મના-સકલ સૈન્યનો નાશ કરતા ભય પામતા નથી જેમ યુદ્ધના અગ્ર ભાગમાં સ્થિત થયેલો ગજરાજ ત્રાસ પામતો નથી, તેમ મુનિપણ ભીમ પરિષહ અને ઉપસર્ગથી ત્રાસ પામતા નથી બ્રહ્મસ્વરૂપના આવેદનમાં જેમનું ચિત્ત લીન થય છે તે દેવાદિ[illegible]

## બ્રહ્મચર્ય ધરનારા વિષયવિનાશી ગુરૂ પરમપૂજ્ય છે.

त्रिधा स्त्रियः स्वसृजननीसुतासमा विलोक्य ते कथनविलोकनादितः ।
पराङ्मुखाः शमितकपायशत्रवो, यजामि तान् विषयविनाशिनो गुरून् ॥ ८ ॥

જેઓ મન, વચન અને કાયાવડે સર્વ સ્ત્રીઓને બ્હેન, માતા અને પુત્રી જેવી જોઈને તેઓની સાથે (રાગથી) ભાષણ તથા જોવા વગેરે થી વિમુખ રહે છે; તેમજ જેઓએ કષાયરૂપી શત્રુઓનો નાશ કર્યો છે, એવા વિષયોને નાશ કરનારા ગુરૂઓને હું પૂજું છું ૮

## અપરિગ્રહ વ્રતધારી ગુરૂ સંસારને છેદનારા થાય છે.

परिग्रहं द्विविधं त्रिधापि ये, नहृतते तनुममताविवर्जिताः ।
विनिर्मलस्थिरशिवसौख्यकाङ्क्षिणो, भवन्तु ते मम गुरवो भवच्छिदः ॥९॥

જેઓ મન, વચન અને કાયાથી બે પ્રકારના (બાહ્ય તથા આભ્યંતર) પરિગ્રહનો ત્યાગ કરનારા છે, જેઓ શરીરની મમતાથી રહિત છે અને જેઓ વિશેષ નિર્મળ તથા સ્થિર એવા મોક્ષ સુખની ઇચ્છાવાળા છે, તેવા ગુરૂઓ મારા સંસારનો ઉચ્છેદ કરનારા થાઓ ૯

## ઇર્યાપથિકીથી વિચરનારા ગુરૂઓ ભવ્ય પ્રાણીઓને સુખદાયક છે.

विजन्तुके दिनकररश्मिभासिते, व्रजन्ति ये पथि दिवसे युगेक्षणाः ।
स्वकार्यतः सकलशरीरधारिणां, दयालवो ददति सुखानि तेऽङ्गिनाम् ॥१०॥

જેઓ દિવસે સૂર્યના કિરણોથી પ્રકાશિત અને જંતુ રહિત એવા માર્ગમાં પોતાના જરૂરી કાર્યથી ઇર્યાપથિકિ વડે ચારે તરફ ધોસરા જેટલી પૃથ્વી જોઇને ચાલે છે અને જેઓ સર્વ પ્રાણીઓની ઉપર દયા કરનારા છે, તે ગુરૂઓ પ્રાણીઓને સુખ આપે છે ૧૦

## આ સંસારરૂપી શત્રુથી પીડાએલા પ્રાણીઓને વચન સમિતિ ધરનારા ગુરૂઓ જ શરણરૂપ છે.

दयालवो मधुरमपैशुन वच, श्रुतोदितं स्वपरहितावहं मितम् ।
ब्रुवन्ति ये गृहिजनजल्पनोज्झितं, भवारितः शरणमितोऽस्मि तान् गुरून् ॥११॥

દયાળુ એવા જે ગુરૂઓ મધુર, પિશુનતા રહિત, શાસ્ત્રમાં કહેલું હોય તેવું, પોતાને અને પરને હિતકારી અને ગૃહસ્થ જન બોલે તેવું નહી તથા મિત એટલે જોઇએ તેટલું જ વચન બોલે છે તેવા ગુરૂઓના શરણે હું આ સંસારરૂપી શત્રુથી ભય પામીને ગયો છું ૧૧

છે-ચારે છે વિશાલ બોધે કરીને અતિ મહાન્ છે, તેઓનુ એક રોમ પણ-જીવમ દેશ પણ-પૂર્વોક્ત ભયથી કંપતુ નથી

## જ્ઞાનરૂપી મહાન્ રાજ્ય ઉપર રહેલા સાધુને કોનો ભય છે ?

चित्ते परिणत यस्य चारित्र्यमकुतोभयम् ।
अखण्डज्ञानराज्यस्य तस्य साधोः कुतो भयम् ॥ ८ ॥

**શબ્દાર્થ**—ભય રહિત ચારિત્ર જેના ચિત્તમા વ્યાપ્યુ છે, એવા અખંડ જ્ઞાન રાજ્યવાળા સાધુને કયાથી ભય હોય ?

**વિવેચન**—જેને વિષે કાઇ ભીતી નથી, જેમા સકલ વિભાવની નિવૃત્તિ થઇ છે, એવુ ચારિત્ર જે ભવ્ય પુરૂષના મનમા સકલ આત્મપ્રદેશમા અંગાગીભાવ થયુ છે એવા, જેનુ જ્ઞાન રાજ્ય સ્વભાવ અનુયાયી રાજ્ય મિથ્યાત્વાદિ અદૂષિત છે, એવા સાધુને કોનાથી ભય હોય ? અર્થાત્ કોઈ કારણથી ભય હોય નહી

ઉત્કર્ષને નિર્ભયતાની શી જરૂર છે તે વિષે સ્વાનુભવનો દાખલો આપુ છુ એક વખત હિમાલયના ઘોર અરણ્યમા અચાનક પાચ રીંછ 'રામ' ના શરીર ઉપર ધસી આવ્યા, પરંતુ તેઓ 'રામ'ને બીલકુલ ઇજા કરી શકયા નહિ એનુ કારણ શુ ? ફકત નિર્ભયતા હુ દેવ નથી, મન નથી, હુ સર્વેશ્વર છુ પરબ્રહ્મ છુ અગ્નિ મ્હને બાળી શકતો નથી અને શસ્ત્ર મને છેદી શકે તેમ નથી ? " ઇત્યદિ ભાવના ઓમા 'રામ' તદ્રૂપ બની ગયો હતો, તેથી તે રીંછની સામે એકી ટશે જોતા જ તે ન્હાસી ગયાં એક વખત તો ઉભા દેખાડતા જ એક હિંસક વરૂ ન્હાસી ગયુ બીજી એક વેળાએ એક વાઘ પણ એવી જ રીતે ન્હસાડયો

ગામડાઓની શેરીઓમા ચાલતા ભીતિના ચિન્હ બતાવતા જ કુતરાંઓ ભસે છે, પાછળ દોડે છ અને સતાવે છે એ શુ ત્હમે નથી અનુભવ્યુ ? ગભરાઇશુ તો કુતરાઓ પણ આપણને ફાડી ખાશે, પરંતુ નિર્ભય રહીશુ તો વાઘ વરૂને પણ જીતીને પાળેલા કુતરા જેવા કરી દઇશુ કોઇ પણ પ્રવાહી પદાર્થ એક વાસણમાથી બીજામા નાખતા હાથ જરીક પણ કંપતા જ તે પદાર્થ ઢોળાય છે પરંતુ વિચારો કર્યા વગર અને ક્ષુ . । વગર એકદમ તે બીજા વાસણમા રેરો એટલે એક ટીપુ પણ ઢોળાશે નહિ

ઉનના ગરમ કપડાઓથી આચ્છાદિત થએલો ખાસો સાડા ત્રણ મણનો દેહ એકાદ ક્ષુદ્રક ફટાકડાના અવાજથી, ન્હાના સરખા ઉંદરથી, ખડખડ થતા પાદડાથી એટલુ જ નહિ પણ એકાદ ચંચળ છાયાથી પણ ડરીને પાછો પડે એ શુ ઓછુ શોચનીય છે ?

# ગુરુ સ્તુતિ-અધિકાર.

### પદ. રાગ અગમ ઉદાસી.

+અનુભવી આવોરે આપણા દેશમા, વિવેક મળે તો કરીએ શુ જની વાત જો,
ગુરૂમુખી જાણેરે આત્મ જ્ઞાનને, સચ્ચિદાન દ ઠરે સાક્ષાત જો અનુભવી ટેક
અભિમાની જાણે નહી ગુરૂ ઉપદેશને, મનમુખી તો જાણે નહી જગદીશ જો,
અનુભવીને પરમ ગુરૂ પરમાત્મા, તન મન ધન તે સોપી દે એ શિષ્ય જો અનુ ૧
મુમુક્ષુ ઉત્તમરે મળવા દોહ્યલા, અ તર બાહીર પરમ ગુરૂ શુ પ્રેમ જો,
અસત્ય ભાષણ અ તરમા નવ ઉપજે, સત્ય જ્ઞાનનો અવિચળ નેમ જો. અનુ ૨
સદ્ગુરૂ વિના તેના ચિત્ત ઠરે નહી, અભિમાનીના સ ગથી ઉપજે દુ ખ જો,
ભાળ્યા દીઠા વિણરે ભાષણ જે કરે, મોહનસ્વરૂપ સતસ ગથી ઉપજે સુખજો અનુ ૩

વિવેકી મળવારે વીરા દોહ્યલા, પ્રત્ય અસત્યનો શુદ્ધ કરે વિચારજો,
રાગ દ્વેષનો સ ભવ નહિ ચિત્તમા, ઉપદેશ કરી ઉતારે પાર જો વિવેકી૦
અમને જે વીતી તે વીરા વર્ણવુ, વૈભવ તજીને લીધો છે વૈરાગ જો,
પિંડ પડે પણ પરમેશ્વરને પ્રીછવા, સ ત સમાગમ કીધે ઉપજ્યો ત્યાગજો વિવેકી૦ ૫
સાધ્ય વિના બોલે તે સનેપાતીયા, એક કહે ઇશ્વર કરે તે થાય જો,
એક કહે અદ્રષ્ટથી મરવે ઉપજે, કોઇ કહે છે કાળ થકી નિરમાયજો વિવેકી૦ ૬

આત્મદર્શી ગુરૂ મળીયારે મનના ભાવતા, તેણે દીધેલ મને દેહ છતા વિદેહજો,
હુને મારૂ સમી ગઇ મનની માન્યતા, તેણે કરી ટળીયા ચિત્તથી સુતપિતા ગેહજો આ. ૭
પોતાનો જાણીને કૃપા મુજને કરી, જોયો નહી કાઇ અપરાધીનો ફ દ જો
આપીને વરદાન ભવ ભય ટાળીયુ, પાયુ મુજને અમૃત બ્રહ્માન દ જો. આ ૮
હુ અસગી સ ગ નહી મારે આ અ ગનો, છાશ પડી રહી જેમ માખણ દુર થાયજો,
ભાસુ સૌ સરખો પણ સૌથી વેગળો, ર ન તણો કણ ઠમા ભાસે ન કાઇજો આ ૯

### રાગ ધનાશ્રી ધોળ

પરમ ગુરૂની પ્રાર્થના.-પ્રાર્થના કરૂ મારા પરમ ગુરૂ, તજીને અહમેવ,
સુરનર કરે સેવ, પરમ ગુરૂની પ્રાર્થના ૧૦
અગમ અગોચર અનિર્વચનીય, અદૃશ્ય દૃશ્ય ન કહાય,
જે જન જાએ ખોળવારે, ખોળણહારો તેમા ખોવાય. પર ૧૧

+ મોહન પદ્ય રત્નાવળી

શબ્દાર્થ—જે બાહ્ય દષ્ટિ છે તે ભ્રમની વાડી છે, અને તેનુ અવલોકન ભ્રમની છાયા છે જે અજ્ઞાત, તત્ત્વ દૃષ્ટિવાન છે તે તેમા સુખની ઇચ્છાથી શયન કરતો નથી

વિવેચન—જેની દૃષ્ટિ અનાત્મીય છે, શરીર કુટુબાદિ પદાર્થો પોતાના છે એમ જે જુએ છે, તે દૃષ્ટિ, ભ્રમ એટલે મિથ્યાજ્ઞાન, અથવા ચિત્તની ભ્રાંતિ, તેની વાટિકા-નિવાસ ભૂમિ-જાણવી તે દૃષ્ટિનુ વિલોકન પૂર્વોક્ત ભ્રમની છાયાનુ પ્રતિબિબ છે એવી પરમાર્થદર્શી દૃષ્ટિ સુખની આશાએ કરીને તે ભ્રમ ભૂમિમા અથવા તેની છાયામા શયન કરતી નથી ભ્રમ પ્રાપ્ત કરતી નથી, સર્વ નિર્ભ્રાંત જ જુએ છે અર્થાત્ ભયનો આશ્રય તત્ત્વ દૃષ્ટિ કરે નહી

## બાહ્ય દષ્ટિ મોહને માટે થાય છે અને આતર દષ્ટિ વૈરાગ્યને માટે થાય છે.

ग्रामारामादिमोहाय यद् दृष्ट बाह्यया दृशा ।
तत्वदृष्ट्या तदेवातर्नीत वैराग्यसम्पदे ॥ ३ ॥

શબ્દાર્થ—બાહ્યદૃષ્ટિથી જોયેલ ગ્રામ, આરામાદિ મોહને માટે છે તત્વદૃષ્ટિએ સમાલોચિત તેજ વસ્તુઓ વૈરાગ્ય પ્રાપ્તિને માટે છે

વિવેચન—આકારાદિ દર્શનને વિષે પ્રવૃત્ત થયેલી દૃષ્ટિએ કરીને શુભાશુભ અનુકૂલ, પ્રતિકૂલ નગર, વાડીઓ, ગજ, અશ્વ, વસ્ત્રાલકારો જોવા તે અજ્ઞાન રૂપ જડભાવની વૃદ્ધિને માટે છે જ્ઞાનદૃષ્ટિએ કરીને તેજ વસ્તુઓ સમાલોચે તો વૈરાગ્યની સમૃદ્ધિ-પ્રાપ્તિ-ને માટે થાય છે

## બાહ્યદષ્ટિ અને તત્વદષ્ટિમા કેટલો અતર છે? તેનુ દષ્ટાત.

बाह्यदृष्टेः सुधासारघटिता भाति सुन्दरी ।
तत्त्वदृष्टेस्तु सा साक्षाद्विण्मूत्रपिठरोदरी ॥ ४ ॥

શબ્દાર્થ—બાહ્યદૃષ્ટિએ જોતા સુદરી સુધાસારથી બનાવેલી ભાસે છે, પણ તત્વદૃષ્ટિથી જોતા સાક્ષાત્ વિષ્ઠા અને મૂત્રના ભાજન રૂપ ઉદરવાળી ભાસે છે.

વિવેચન—મનોહર જેનુ રૂપ છે એવી દેવી અથવા માનુષી સ્ત્રી, અમૃતના સત્વથી રચેલ હોય તેમ બાહ્યદૃષ્ટિએ ભાસે છે, પરતુ તત્વદૃષ્ટિએ કરીને જોતા પ્રત્યક્ષ વિષ્ઠારૂપ મળ મૂત્રના સ્થાનરૂપ, જેનુ ઉદર છે, એવી ભાસે છે તત્વદૃષ્ટિથી જોઇએ ત્યારેજ વસ્તુના સત્ય સ્વરૂપનુ ભાન થાય છે.

શુદ્ધ વિચાર જેના ચિત્તમા, પામ્યા પરમ આનંદજી,
જીવન મુક્ત તે જાણવા, મીટ્યા માયાના ફંદજી   ગુરૂ વિના ૨૩
આઠે પોહોર આનંદમા, કરે ક્લેશનો નાશજી,
વૃત્તિ વિષયથી વાળીને, ભાળ્યો બ્રહ્મ વિલાસજી   ગુરૂ વિના, ૨૪
માયાથી મન ચળે નહિ, જાણ્યો જુઠો સંસારજી,
સ્વપ્નામા પણ ચુકે નહી, પ્રીછ્યા પ્રાણાધારજી   ગુરૂ વિના ૨૫



ગુરૂગમ આવી જેના ઘટમા, તેના ટળે નહી ટેકજી,
સ્વપ્નામા ચિત્ત ચળે નહીં, નિત્યા નિત્ય વિવેકજી, ગુરૂ ગમ૦ ૨૬
પરમ ગુરૂની પરીક્ષા, જીરે કેમ જણાયજી,
શીલ સંતોષ ક્ષમા દયા, અનુભવીથી ઓળખાયજી ગુરૂ ગમ૦ ૨૭
સદ્ગુરૂથી સુખ ઉપજે, દર્શને દુઃખ જાયજી,
સંશયના રે ચુરા કરે, પરપંચ પળાયજી, ગુરૂ ગમ૦ ૨૮
એવા સદ્ગુરૂને સેવતા, ઉઘડે અનંત લોચનજી,
દુર્ગુણ કોના દેખે નહીં, તે પરમાત્મા પ્રસન્નજી ગુરૂ૦   ૨૯



ગુરૂ ઉપદેશ જેના ઘટમાં, તેને ઉપજે વૈરાગજી
તૃષ્ણા ત્યાં ઉભી નવ રહે, કરે વનમાથી ત્યાગજી ગુરૂ ઉપ૦ ૩૦
સુખ દુઃખનો સંભવ નહી, તજે હર્ષને શોકજી
દૃશ્ય પદારથ જેટલુ, જાણે નાશવંત ફોકજી ગુરૂ ઉપ૦ ૩૧
આશા તૃષ્ણાથી અળગા રહે, નિરખે નિજ સ્વરૂપજી,
ઉપાધિ અંતરમા ગમે નહી, દેખે એકેણુ રૂપજી ગુરૂ ઉપ૦ ૩૨
આશા તૃષ્ણાને ઉપાધિરે, નણે અવિદ્યાનુ અંગજી,
વિરોધી વિવેક વિચારના પાડે ભજનમા ભંગજી ગુરૂ ઉપ૦ ૩૩
પરપંચથી પાછુ ફરી, ઉતરે અંતરમા મનજી,
મોહન સ્વરૂપ એવા ગુરૂપદે, સોપીએ તન મન ધનજી ગુરૂ ઉપ૦ ૩૪

આ પ્રમાણે કહી આ ગુરૂસ્તુતિ અધિકાર પૂર્ણ કરવામા આવે છે



અથવા શરીર ઉપર ધારણ કરેલ પ્રસ્વેદથી થયેલ મેલ તેનાથી જેના વસ્ત્રો તથા ગાત્રો મલિન છે, તેને ગુણગણવાળો પુરૂષોત્તમ છે, એમ સમજે છે પરમાર્થ ગ્રહણ કરવાથી અ તર્ગત ગુણરાશિ જોનારને જ્ઞાનના સામ્રાજ્યથી જે ગરિષ્ઠ છે તેજ પુરૂષોત્તમ છે એમ જણાય છે.

## તત્ત્વદૃષ્ટિ પુરૂષોની ઉત્પત્તિ વિશ્વના ઉપકાર માટે છે

न विकाराय विश्वस्योपकारायैव निर्मिताः ।
स्फुरत्कारुण्यपीयूषवृष्टयस्तत्त्वदृष्टयः ॥८॥

**શબ્દાર્થ**—વિસ્તારવાળી કરૂણારૂપી અમૃતની વૃષ્ટિને કરનારા તત્ત્વદૃષ્ટિ પુરૂષો વિશ્વના ઉપકારને માટે નિર્માણ થયેલા છે, પર તુ વિકારને માટે નિર્માણ થયેલા નથી

**વિવેચન**—સ્ફુરત્ એટલે જાગ્રત્ સ્વભાવથી વિસ્તાર પામતી કરૂણા રસની પ્રચુરતા તે રૂપી અમૃતને વર્ષાવનારી એવી જેની તત્ત્વદૃષ્ટિ છે તે, ત્રિભુવનના ઉપકાર ને માટે સદ્જ્ઞાનનો ઉપદેશ કરવાને અર્થે છે. પર તુ તે, ભ્રાંતિ અજ્ઞાનાદિ રૂપ ચિત્ત વિભ્રમને માટે અથવા બીજાના સ તાપને માટે નથી ૮

આ પ્રમાણે કહી તત્ત્વદૃષ્ટિ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

---

# सुसाधु ( सर्व समृद्धि )—अधिकार.

જ્યારે બાહ્યદૃષ્ટિનો પ્રચાર નિરૂદ્ધ થાય છે અને તત્ત્વદૃષ્ટિ પ્રાપ્ત થાય છે, ત્યારે મહાત્માઓને સર્વ સમૃદ્ધિઓ પ્રત્યક્ષ દેખાય છે જે સમૃદ્ધિના પ્રભાવથી તે મહાત્માઓ ધર્મના ચક્રવર્તીઓ બની જાય છે, સર્વ સમૃદ્ધિ સ પન્ન એવા મુનિઓ શુદ્ધ જ્ઞાન ક્રિયાત્મક એવા અનુષ્ઠાનનુ આચરણ કરી સ્વાત્મ ભાવની નિર્મલતા સ પાદન કરી શકે છે તેથી અહિ આ સુસાધુના અધિકારમા સર્વ સમૃદ્ધિ અધિકારની ઉપયોગિતા સિદ્ધ થાય છે ને આ સ્થળે દર્શાવે છે

## મુનિને સર્વ સમૃદ્ધિ ક્યારે પ્રત્યક્ષ થાય છે?

### अनुष्टुप् (૧ થી ૮)

बाह्यदृष्टिप्रचारेषु मुद्रितेषु, महात्मनः ।
अन्तरेवावभासन्ते, स्फुटाः सर्वाः समृद्धयः ॥ १ ॥

## મોટાઓને કદિ પણ વિકાર થતો નથી તેનું દ્રષ્ટાંત સહિત પ્રતિપાદન કરે છે.

### अनुष्टुप् (१ थी ९)

गवादीना पयोऽन्येद्युः, सद्यो वा जायते दधि ।
क्षीरोदधेस्तुनाद्यापि, महतां विकृतिः कुतः ॥ १ ॥

ગાય, ભેંસ, બકરી વિગેરેનું દૂધ બીજે દિવસે અથવા તરતજ દહિં થઇ જાય છે પણ દૂધના સમુદ્રનું દૂધ અદ્યાપિ દહીં થયું નથી. અર્થાત્ જે સત્ પુરૂષો છે, તેમને વિકાર કેમ થાય? ન જ થાય ૧

### તે વિષે સમુદ્ર અને હસ્તીનું અસરકારક દૃષ્ટાંત.

रत्नैरापूरितस्यापि, मदलेशोऽस्ति नाम्बुधेः ।
मुक्ताः कतिपयाः प्राप्य, मातङ्गा मदविह्वलाः ॥ २ ॥

સમુદ્ર રત્નોથી ભરપૂર છે, તથાપિ તેનામાં લેશ માત્ર પણ મદ થતો નથી. અને હાથીઓ થોડા મોતીઓ પ્રાપ્ત કરી મદ વડે વિહ્વલ બની જાય છે કહેવાનો આશય એવો છે કે, ઉત્તમ પ્રકારના પુરૂષો ગમે તેટલો વૈભવ પ્રાપ્ત કરે તો પણ તેઓ ગર્વ કરતા નથી અને ક્ષુદ્ર મનુષ્યો થોડો વૈભવ મળતા બહેકી જાય છે ૨

### વિકારના બાહ્ય સ્વરૂપના દર્શન વિષે શંખનું દૃષ્ટાંત.

सन्तो न यान्ति वैवर्ण्यमापत्सु पतितास्त्वपि ।
वह्निना दग्धशङ्खोऽपि, शुक्लत्वं नैव मुञ्चति ॥ ३ ॥

સત્પુરૂષો આપત્તિઓ આવી પડે તો પણ પોતાનો વર્ણ[1] બદલતા નથી. શંખને અગ્નિથી બાલ્યો હોય તો પણ તે પોતાનો શુક્લ વર્ણ છોડતો નથી ૩

### સુવંશ (સારો વાસ અથવા સારા વંશમાં થયેલો પુરૂષ) કષ્ટમાં આવી પડે તોપણ કુવચન બોલતો નથી

छिन्नः स निशितैः शस्त्रैर्विद्धश्च नव सप्तधा ।
तथापि हि सुवंशेन, विरसं नापजल्पितम् ॥ ४ ॥

સારો વંશ-વેણુ તીક્ષ્ણ શસ્ત્રોથી છેદવામાં આવ્યો, તથા સાત અથવા નવ પ્રકારે વીંધવામાં આવ્યો, તો પણ તેણે અપશબ્દો ઉચ્ચાર્યા નહીં + ૪

---

૧ ક્રોધાદિ કષાયો ઉત્પન્ન થવાથી માણસ પોતાનો વર્ણ બદલે છે એટલે ક્રોધમાં રાતો થઇ જાય છે અને અપકૃત્ય કરવાથી શ્યામ થઇ જાય છે

+ બીજો અર્થ એવો પણ થાય કે જેનો સારો વંશ-કુળ હોય તેને ગમે તેટલું દુઃખ આપવામાં આવે તોપણ તેવો પુરૂષ મુખમાંથી અપશબ્દો કાઢતો નથી

અને જ્ઞાનથી નિષેધ કરનાર, યે ગીશ્વર શુ ચક્રવર્તી નથી ? અર્થાત્ તે ચક્રવર્તી જ છે એમ સમજવુ ચક્રવર્તીની પાસે ચર્મરત્ન અને છત્રરત્ન હોય છે જ્યારે તે વૈતાઢ્ય પર્વતનુ ઉલ્લઘન કરી મ્લેચ્છનો મુલક જીતવાને જાય છે, ત્યારે મોટી નદીઓ ર સામા આવે છે, તે ઉતરવાને માટે ચર્મરત્ન પાથરે, અને તે એટલુ વિશાળ થઇ જાય છે કે ચક્રવર્તીનુ સકલ સૈન્ય તે ઉપર થઇને નદીને પેલેપાર ઉતરે છે પછી મ્લેચ્છની સાથે ભારે યુદ્ધ થાય છે, મ્લેચ્છ રાજા પોતાના ઇષ્ટ દેવનુ સ્મરણ કરે છે જેથી તે દેવો ચક્રવર્તીના સૈન્યને હેરાન કરવા ઘણીજ ભારે વૃષ્ટિ કરે છે, તે વખતે ચક્રવર્તી છત્રરત્ન વિસ્તારે છે જેથી પોતાની સેનાને બિલકુલ અડચણ થતી નથી. છેવટે મ્લેચ્છનો પરાજય કરે છે તે પ્રમાણે મુનિના સબધમા ક્રિયારૂપી ચર્મરત્ન છે અને જ્ઞાનરૂપી છત્રરત્ન છે અને તેનો વિસ્તાર કરી મોહરૂપી મ્લેચ્છનો પરાજય કરે છે ૩

## મુનિને પ્રાપ્ત થતી નાગલોકપતિના જેવી સમૃદ્ધિનુ સ્વરૂપ.

नवब्रह्मसुधाकुण्डनिष्ठाधिष्ठायको मुनिः।
नागलोकेशवद् भाति, क्ष्मां रक्षन् प्रयत्नतः ॥ ४ ॥

શબ્દાર્થ—નવ પ્રકારના બ્રહ્મચર્ય રૂપ અમૃત કુડને વિષે જેની સ્થિતિ છે, અને જે અધિષ્ટાયક છે, એવા મુનિ પ્રયત્નથી પૃથ્વીનુ રક્ષણ કરવા નાગલોકના સ્વામી શેષનાગની જેમ પ્રકાશે છે

વિવેચન—નવ પ્રકારનુ બ્રહ્મચર્ય સર્વ બ્રહ્મ ક્રિયાને દર્શાવનાર આચારાગજીના નવ અધ્યયનને વિષે કહેલો આચાર તે, રૂપ નવ અમૃતકુડ છે, જેને તે રૂપી જન્માદિ સર્વ રોગને હણનાર અને સદુપાય દર્શાવનાર જ્ઞાનામૃતના કુડોને વિષે જે સ્થિત છે અને જે અધિષ્ઠાયક છે, રક્ષણ કરવાના સામર્થ્ય યુક્ત છે એવા યોગીશ્વર પ્રૌઢ ઉદ્યમે કરીને પૃથ્વીનુ રક્ષણ કરનાર પાતાલ લોકના સ્વામીની જેમ શોભે છે અનત નામ-નવ સુધા કુડનો સ્વામી છે, અને પૃથ્વીને ધારણ કરે છે, એવી લોક પ્રસિદ્ધિ છે ૪

## લૌકિક દેવ-શંકરની સમૃદ્ધિની સાથે મુનિની સરખામણી.

मुनिरध्यात्मकैलासे, विवेकवृषभस्थितः ।
शोभते विरतिज्ञप्तिगङ्गागौरीयुतः शिवः ॥ ५ ॥

શબ્દાર્થ—અધ્યાત્મરૂપી કૈલાસમા વિવેકરૂપી વૃષભ ઉપર સ્થિત, અને વિરતિ તથા જ્ઞપ્તિરૂપી ગગા, ગૌરી યુકત શિવ-મુનિ શોભે છે

વિવેચન-શુદ્ધ જ્ઞાન ક્રિયાત્મક અનુષ્ઠાન રૂપી કૈલાસ પર્વત-શિવના સ્થાનભૂત સ્ફટિકમય પર્વત,(સિદ્ધસંખ્યા) ને વિષે વિવેક રૂપી વૃષભ પર સ્થિત થયેલ, અને વિરતિ

साधु पुरुष दुखमा पण पोताना स्वभावने वधारे सारो करे छे.

सन्तापितोऽपि साधुः, शुभस्वभाव विशेषतो भजति ।
क्वथित किं न क्षीर, मधुररसमनोहर भवति॥ ९ ॥

साधु पुरुषने स ताप पमाडयो होय तो पण ते पोताना शुभ स्वभावने वधारे भजे छे उकळेलु दूध शु मधुर रसथी विशेष मनोहर नथी थतु ? ९

साधुपुरुषने दुर्जन स तापे तोपण ते वधारे साधुपुरुष बने छे.

दुर्जनजनसतप्तो, यः साधुः साधुरेव स विशेषात् ।
अपि पावकसन्तप्तः, खण्डः स्याच्छार्करो मधुरः ॥१०॥

जे साधु पुरुष छे, ते दुर्जनथी परिताप पाम्यो होय त्यारे ते वधारे साधु बने छे साकरनो कडको अग्निमा तपाववाथी वधारे मधुर बने छे १०

दुर्जन गमे तेवा दुर्वचनो स भळावे तो पण आर्य–साधुपुरुषना मुखमाथी विप्रिय वचन नीकळतु नथी.

दुर्जनवचनाङ्गारैर्दग्धोऽपि न विप्रिय वदत्यार्यः ।
न हि दह्यमानोप्यगरुः, स्वभावगन्ध परित्यजति ॥ ११ ॥

आर्य पुरुष दुर्जनना वचनरूपी अ गाराओथी दग्ध थयो होय तो पण ते अप्रिय बोलतो नथी. अगरुने बाळवामा आवे तो पण ते पोतानो स्वाभाविक ग ध छोडतो नथी ११

पिशुन जनो दूषित करे तो पण सत्पुरुषोनी वाणीनु माधुर्य विकृत थतु नथी.

पिशुनजनदूषिता अपि, ननु सन्तः सत्यमेव सद्वाचः ।
अपि वर्बरचरणहत, खर्जूरो मिष्ट एव स्यात् ॥ १२ ॥

सत्पुरुषो चुगली करनारा लोकोए दोषित कर्या होय तो पण तेओ खरेखर सद्वचन बोलनारा रहे छे म्लेच्छ लोकोए चरणोथी [1]हणेल खजूर मधुर ज थाय छे १२

---

१ खजूरने ज्यारे तैयार करवामा आवे छे, त्यारे ते लोको तेने पगथी खूदे छे

શબ્દાર્થ- ત્રણ સ્રોતથી ગંગાની જેમ રત્નત્રયથી પવિત્ર, સિદ્ધયોગ સાધુને અર્હત્પદવી પણ દૂર નથી.

વિવેચન- યોગ એટલે જ્ઞાન, ક્રિયા, ધ્યાન, શાસ્ત્રભક્તિ, તે યોગ જેનો સિદ્ધ થયો છે, એવા સાધુની ત્રિભુવનને વિષે ત્રણ-સ્વર્ગ, પૃથ્વી અને પાતાલ-પ્રવાહે કરીને ગંગાની જેમ સમ્યક્ દર્શન જ્ઞાન ચારિત્રે કરી પવિત્ર, પૂજનીય, અર્હંત્ પદવી-જિનેશ્વરપણાની પદવી-સુરેન્દ્રશ્રેણીથી પૂજ્યતા, સમવસરણની રચના, અષ્ટ પ્રાતિહાર્યાદિથીવિરાજીત એવી પદવી પણ દૂરવર્તી નથી-પાસેજ છે સુપ્રાપ્ય છે. ૮

તે વિષે ગુર્જર કવિ પણ કહે છે,

## ઇંદ્રવિજય.

જે અરિ મીત બરાબર જાનત, પારસ ઓર પાષાન જુ દોઇ,
કંચન કિચ સમાન અહે, જસ નીચ નરેસમે ભેદ ન કોઈ,
માન કહા અપમાન કહા, મત એસો વિચાર નહિંત સહોઇ
રાગરૂ રોસ નહિં ચિત જાકે જુ, ધન્ય અહે જગમે જન સોઇ ૯
જ્ઞાની કહો જુ અજ્ઞાની કહો કોઇ, ધ્યાની કહો મન માનજુ કોઇ
જોગી કહો ભાવે ભોગી કહો કોઇ, જાકુ જિસો મન ભાસત હોઇ
દોષી કહો નિરદોષી કહો, પિંડપોષી કહો કોઇ ઓગુણ જોઇ
રાગરૂ રોસ નહિં સુણ જાકુ જુ, ધન્ય અહે જગમેં જન સોઇ ૧૦
સાધુ સુસંત મહંત કહો કોઇ, ભાવે કહો નિરગ્રંથ સુપ્યારે.
ચોર કહો ચાહે ઢોર કહો કોઇ સેવ કરો કોઉ જાણુ દુલારે
વિનેં કરી કોઉ ઉંચે બેઠાવે જુ, દૂરથી દેખ કહો કોઉ જારે
ધાર સદા સમ ભાવ ચિદાનંદ, લોક કહાવત સુનિત ન્યારે ૧૧

આ પ્રમાણે કહી આ સર્વ સમૃદ્ધિ અધિકાર પૂર્ણ કરવામા આવે છે.

---

# ગુરુસ્વરૂપ-અધિકાર.

ઉપર કહેલા વિવિધ-અધિકારોથી સુસાધુની યોગ્યતાનુ સ્વરૂપ પ્રતિપાદન કરવામા આવ્યુ છે એવા સુસાધુ ગુરૂતત્વના સંપૂર્ણ અધિકારી થઇ શકે છે, તેથી હવે ગુરૂસ્વરૂપનો અધિકાર દર્શાવવામા આવે છે ત્રણ તત્ત્વોમા દેવ અને ધર્મ તત્ત્વને યથાર્થ રીતે પ્રરૂપનાર ગુરૂ મહારાજ છે તેથી સર્વતત્ત્વમા ગુરૂતત્ત્વની મુખ્યતા

હે રાજા લોકો કહે છે કે, દુર્જનોની સાથે રહેનારાઓનો વિનાશ થઈ જાય છે પણ એ વાત મિથ્યા છે કારણ કે, સર્પની ફણા ઉપર રહેલા મણિઓને સર્પના વિષનો દોષ લાગતો નથી, તેનુ શુ કારણ? અથવા શુ સર્પ નિર્વિષ છે, એમ સમજવુ? અથવા મણિના સહવાસથી સર્પ પણ નિર્વિષ થતો નથી ૧૬

## મુમુક્ષુ પુરૂષોને મન અને શરીર ઉપર કોઈ જાતનુ દુઃખ લાગતુ નથી

क्षितितलशयन वा प्रान्तभैक्षाशन वा, सहजपरिभवो वा नीचदुर्भाषितं वा ।
महति फलविशेषे नित्यमभ्युद्यताना, न मनसि न शरीरे दुःखमुत्पादयन्ति ॥१७॥

જે મહા પુરૂષો મોક્ષનુ મોટુ ફળ મેળવવાને માટે હમેશા ઉદ્યમવત થયેલા છે, તેમના મન અને શરીરને પૃથ્વી ઉપર શયન, ભિક્ષાનુ જેવુ તેવુ ભોજન, સ્વાભાવિક પરિભવ, અથવા નીચ લોકોના દુર્વચનો દુ ખ ઉત્પન્ન કરી શક્તાં નથી ૧૭

## ઉત્તમ પુરૂષોને પ્રાણાતકાળે પણ પ્રકૃતિમા વિકૃતિ થતી નથી.

*मन्दाक्रान्ता (१८-१९)

दग्धन्दग्धम्पुनरपि पुन काञ्चन कान्तवर्णं,
घृष्ट घृष्ट पुनरपि पुनश्चन्दन चारुगन्धम् ।
छिन्न छिन्न पुनरपि पुन. स्वादित चेक्षुदण्ड,
प्राणान्तेऽपि प्रकृतिविकृतिर्जायते नोत्तमानाम् ॥ १८॥

સોનાને જેમ જેમ બાળે તેમ તેમ તે વિશેષ ચળકતુ થાય છે, ચદનને જેમ જેમ ઘસવામા આવે તેમ તેમ તે વિશેષ સુગધી બને છે અને શેલડીને જેમ જેમ કાપવામા આવે, તેમ તેમ તે વધારે સ્વાદિષ્ટ બને છે, તે ઉપરથી સમજવાનુ કે, પ્રાણાત થાય તોપણ ઉત્તમ પુરૂષોની પ્રકૃતિમા વિકાર થતો નથી ૧૮

## સાધુપુરૂષને દુર્જન ગમે તેટલુ દુ ખ આપે તોપણ તે પોતાનો સત્સ્વભાવ છોડતો નથી.

अस्यत्युच्चै शकलितवपुश्चन्दनो नात्मगन्ध,
नेक्षुर्यन्त्रेऽपि मधुरता पीड्यमानो जहाति ।
यद्वत्स्वर्णञ्च चलति हित छिन्नघृष्टोपतप्त,
तद्वत्साधु कुजननिहतोऽप्यन्यथात्व न याति ॥ १९ ॥

* मन्दाक्रान्ता वृत्तनु लक्षण – "मन्दाक्रान्ता जलधिषडगैर्म्भौ नतौ ताद्गुरू चेद्" જેમા મગણ, ભગણ, નગણ, તગણ અને તગણ પછી બે ગુરુ અક્ષર આવે અને જેનો ઉચ્ચાર કરતા ચાર, છ અને સાત અક્ષરે વિરામ આવે તે મન્દાક્રાન્તા વૃત્ત ક્હેવાય છે

જેઓ મોક્ષ સુખને આપે એવા વચનો બોલે છે જેઓ પોતાના અને બીજાના પરિગ્રહનો નિગ્રહ કરે છે અને જેઓ મમતાના સર્વ દૂષણોથી રહિત છે, એવા તે મુનિઓનો નિર્મલ પદની પ્રાપ્તિને માટે આશ્રય કરૂં છું ૩

## કૃપાળુ ગુરૂઓથી જે ગુણ થાય છે, તે બીજા કોઈથી થતો નથી.

न बांधवस्वजनसुतप्रियादयो, वितन्वते तमिह गुणं शरीरिणाम् ।
विभेदतो भवभयभूरिभूभृतां, मुनीश्वरा विदधति य कृपालवः ॥ ४ ॥

કૃપાળુ એવા મુનિઓ આ સંસારના ભય રૂપી પર્વતોને ભેદી પ્રાણીઓને જે ગુણ કરે છે, તે ગુણ સ્વજનો, પુત્રો અને પ્રિય સ્ત્રી વગેરે કરી શકતા નથી. ૪

## દયાથી જનક સમાન એવા ગુરૂઓ સદા ભજવા યોગ્ય છે.

शरीरिणः कुलगुणमार्गणादितो, विशुद्धये विदधति निर्मलां दया ।
त्रिभीरवो जननदुरन्तदुःखतो, भजामि ताञ्ज नकसमान्गुरून् सदा ॥ ५ ॥

જન્મ (તથા મરણ) ના દુષ્ટ અંતવાળા દુખથી ભય પામનારા એવા જે ગુરૂઓ પ્રાણીઓના બોધને માટે કુળ તથા ગુણની માગણી વગેરે કરી તેમની પર નિર્મળ દયા કરે છે; તેવા પિતા સમાન ગુરૂઓને હું સદાકાળ ભજું છું ૫

## વચન શુદ્ધિવાળા ગુરૂઓ સદા મોક્ષને માટે થાય છે.

वदन्ति ये वचनमनिन्दितं बुधैं रपीडकं सकलशरीरधारिणाम् ।
मनोहरं रहितकषायदूषणं, भवन्तु ते मम गुरवो विमुक्तये ॥ ६ ॥

વિદ્વાનોએ નિંદા નહીં કરેલું, સર્વ પ્રાણીઓને નહીં પીડા કરનાર, મનોહર અને કષાયના દોષથી રહિત એવું વચન જેઓ ઉચ્ચારે છે, તે ગુરૂઓ મને મોક્ષને માટે થાઓ ૬

## અદત્તાદાનના ત્યાગી મહાવ્રતવાળા ગુરૂને નમસ્કાર.

न लाति यः स्थितपतितादिकं धनं, पुराकरक्षितिधरकाननादिषु ।
त्रिधा तृणप्रमुखमदत्तमुत्तमो, नमामि तं जननविनाशिनं गुरुम् ॥ ७ ॥

જે ઉત્તમ ગુરૂ મન, વચન અને કાયાથી શહેર, ખાણ, પર્વત અને વન વગેરેમાં રહેલું અને પડી ગયેલું ધન કે તૃણ પ્રમુખ અદત્ત—કોઈએ આપ્યા શિવાય લેતા નથી, તેવા ગુરૂને હું નમસ્કાર કરૂં છું ૭

વિષયો કાયર પુરૂષને વશ કરી શકે છે, સત્પુરૂષને વશ કરી શકતા નથી.

આર્યા

विषयगणः कापुरुषं, करोति वशवर्त्तिनं न सत्पुरुषं ।
बध्नाति मशकमेव हि, लूतातन्तुर्न मातङ्गम् ॥ २२ ॥

ઇંદ્રિયોના વિષયોનો સમૂહ નઠારા પુરૂષ એટલે વિષયવાનને વશ કરે છે પણ જે સત્પુરૂષ છે, તેને વશ કરી શકતો નથી કરોળીયાનો તંતુ મશલાને બાંધી લે છે પણ હાથીને બાંધી શકતો નથી ૨૨

જગત્મા જે વડા (મોટા) કહેવાય છે, તે દુઃખ પામતા પણ પોતાની વડાઇ છોડતા નથી.

ઈંદ્રવિજય છંદ.

*મારી કુટી ચકચૂર કરી, ભભરાવીએ ભૂકીં ભરી મરચાની,
મિશ્રિત ખારતણું જળ છાંટી, પીડા કરી વેલણથી વણવાની,
અવર છેક કરી ઉચકી, તળીયે વળી તેલ વિષે તપતાની,
તોપણ પડ જણાય પ્રફુલિત, વિશ્વ વિષે જુઓ રીત વડાની. ૨૩

આ પ્રમાણે કહી સાધુ સરળતા અધિકાર પૂર્ણ કરવામા આવે છે.

# सुवक्ता–अधिकार.

મહાન પુરૂષોનુ સદા નિર્વિકારી સ્વરૂપ છે, એ વાત પૂર્વના અધિકારમા દર્શાવી, હવે સુવક્તા-સારા વક્તા પુરૂષો કવા હોય છે? તે વિષેનો આ અધિકાર દર્શાવવામા આવે છે કારણ કે, જે સંત નિર્વિકારી રહેનારા હોય તેવા પુરૂષો જો સુવક્તા હોય તો સુવર્ણ અને સુગંધનો યોગ ગણાય છે ઉત્તમ સુવક્તાની વાણીમા દિવ્ય, આકર્ષક ગુણ રહેલો છે, તે વાણી વિદ્યુતના ચમકારાની જેમ શ્રોતાઓના આસ્તિક હૃદય ઉપર સારી અસર કરી શકે છે સુવક્તાની વાણીનુ બળ વિશ્વમા સર્વોત્તમ ગણાય છે અને તેના દિવ્ય પ્રભાવથી ધર્મ, નીતિ અને વ્યવહારની ભાવનાઓ પ્રવર્તે છે, સુવક્તા એ વિશ્વની માનસ શક્તિનો મહાન્ પ્રેરક અને પ્રવર્તક ગણાય છે

* દલપત કાવ્ય ભાગ ૨ જો.

### જેઓ શુદ્ધ એષણા સમિતિ સહિત છે. તેઓ જ ગુરૂ થવાને યોગ્ય છે.

स्वतो मनोवचनशरीरनिर्मितं, समाशयाः कटुकरसादिकेषु ये ।
न भुञ्जते परमसुखैषिणोऽशनं, मुनीश्वरा मम गुरवो भवन्तु ते ॥ १२ ॥

પરમ સુખ-મોક્ષ સુખની ઈચ્છા રાખનારા જે ગુરૂઓ કટુ અને મધુર રસ વગેરેમા સમાન દૃષ્ટિવાળા થઈ પોતાના ઉદ્દેશથી મન, વચન અને કાયાથી નિર્મિત એવુ અશન (ભોજન) લેતા નથી, તેવા મુનિઓ મારા ગુરૂ થાઓ ૧૨

### ભડોપકરણાદિ નિક્ષેપણ સમિતિ સહિત સર્વ પ્રાણી ઉપર દયાળુ એવા ગુરૂઓ જ જન્મ જરા અને મૃત્યુને કપાવનાર છે.

शनैः पुरा विकृतिपुरस्सरं च ये, विमोक्षणग्रहणविधिं वितन्वते ।
कृपापरा जगति समस्तदेहिनां, धुनन्ति ते जननजराविपर्ययान् ॥ १३ ॥

જેઓ પ્રથમ હળવે હળવે વિકૃતિ (યત્ન) પૂર્વક ભડઉપકરણાદિ મોક્ષણ અને ગ્રહણનો વિધિ કરે છે અને જેઓ જગતૂના સર્વ પ્રાણીઓની ઉપર દયાવાળા છે, તેવા ગુરૂઓ જન્મ, જરા અને મૃત્યુને કપાવે છે ૧૩

### શુદ્ધ પરિષ્ઠાપનિકા સમિતિ જાણનારા મુનિઓ જ ગુરૂ થવાને યોગ્ય છે.

सविस्तरे धरणितलेऽविरोधके, निरीक्ष्यते परजनताविनाकृते ।
त्यजन्ति ये तनुमलमङ्गिवर्जिते, यतीश्वरा मम गुरवो भवन्तु ते ॥ १४ ॥

વિસ્તારવાળી, અવિરોધી, અન્ય જનથી રહિત, (અથવા અન્યની માલિકી વિનાનો પ્રદેશ) અને નિર્જીવ એવી ભૂમિ ઉપર નિરીક્ષણ કરીને જેઓ મલત્યાગ કરે છે, તેવા યતીશ્વરો મારા ગુરૂ થાઓ ૧૪

### જેઓ ધૈર્યના બળથી ઇંદ્રિયરૂપી શત્રુઓને જીતનારા છે, તેવા ગુરૂઓ જ હર્ષ આપનારા થાય છે.

शरीरिणामसुखशतस्य कारणं, तपोदयाशमगुणशीलनाशनम् ।
जयन्ति ये धृतिबलतोऽक्षवैरिणं, भवन्तु ते यतिवृषभा मुदे मम ॥ १५ ॥

પ્રાણિઓને સેંકડો દુ ખનુ કારણ રૂપ અને તપ, દયા, શમ, ગુણ અને શીળને નાશ કરનાર ઇંદ્રિય રૂપી શત્રુને જેઓ ધૈર્યના બળથી જીતી લે છે, તે

अलङ्घ्यत्वाज्जनैरन्यैः, क्षुभितोदन्वदूर्जितम् ।
औदार्योदर्यसम्पत्तेः, शान्तं चित्तमृषेरिव ॥ ६ ॥
इदमीदृग्गुणोपेतं, लब्धावसरसाधनम् ।
व्याकुर्यात्कः प्रियं वाक्यं, यो वक्ता नेदृगाशयः ॥७॥

જે વચન તીવ્ર છતા પ્રાસાદ ગુણથી રમણીય છે, જે પ્રૌઢ છતા લઘુતાવાળુ છે, જે આકાંક્ષાવાળુ છતા ઉપસ્કાર વગરનુ છે, જે ચોતરફ લાગુ પડતું છતા આકુળતાથી રહિત છે ૪

જે વચનનો સાર ન્યાયથી નિર્ણીત કરેલો હોય છે, તેને આગમની અપેક્ષા રહેતી નથી અને જે વચન કોઈથી પરાભૂત થાય તેવુ ન હોવાથી બીજાઓને આમ્નાય-આગમના વચન જેવુ થઇ પડે છે ૫

જે વચન અન્ય જનોને અલઘ્ય હોવાથી ખળભળેલા સમુદ્રના જેવુ ઉગ્ર છે અને જે વચન અર્થ સંપત્તિના ઔદાર્ય ( મહત્તા ) ને લઈને મુનિના ચિત્તના જેવુ શાંત છે, ૬

આવા ગુણવાળુ અને અવસરે સાધનરૂપ થનારૂ પ્રિય વચન એવા આશય વાળો વક્તા ન હોય તો બીજો કોણ બોલી શકે ? ૭

જે સુવક્તાની વાણી પ્રસંશા પાત્ર ગણાય છે, તે તેના આશ્રયનો પ્રભાવ છે,

## उपजाति ( ૮ થી ૧૦ )

तथा च यत्किञ्चिदहं ब्रुवेऽहं, सोऽयं प्रभावः सकलः प्रभूणाम् ।
यद्दर्दुरो नृत्यति नागमौलौ, नान्योनरेन्द्रादिह हेतुरस्ति ॥ ८ ॥

હું જે કાઈ કહુ છુ, તે સર્વ પ્રભાવ પ્રભુઓનો છે જે દેડકો સર્પના મુગટ ઉપ નૃત્ય કરી શકે, તેનુ કારણ નરેન્દ્ર ( ગારૂડી ) શિવાય બીજુ નથી ૮*

આગમના બહુ શ્રુત સદ્વક્તાઓ લોકનુ કલ્યાણ કરીશકે છે.

द्रव्यादिसाफल्यमतुल्यचेतोनैर्मल्यवात्सल्यगुणात् दधानाः ।
भव्या भवत्यागमवाचनायां, त्रिधा प्रवृत्ताः शुभराजिभाजः ॥ ९ ॥

---

૧ ગારૂડી મોટા સર્પને વશ કરી તેના માથા ઉપર દેડકાને નચાવવાની રમત કરે છે

* ૮ થી ૧૦ સૂક્તિમુક્તાવલી.

## હોરી, રાગ કાફી.

પરમ ગુરૂને રંગ રચાયો, સ્વરૂપ નિજ પદ પરખાયો  પરમ૦ ટેક.
પ્રેમ પીચકારી શ્રોત્રમે મારી ભીતર પ્રભ ભીજવાયો,
ત્વ પદ તત્પદ એકતા કરી કે, અસિ પદ એકતા આયો,
રોમ રોમ રંગ મચાયો  પરમ૦ ૧૨

## ગરબો

પુરવને પુણ્યેરે ગુરૂ સુજને મળ્યા, અંતર જામી અબલાના આધારજો,
સુર્તી શોધન કરતી સદ્‌ગુરૂ દેવનુ ,કયારે મળશે મુક્તિવધુ ભરતારજો, પૂરવ ૧૩
તીરથ વ્રત સાધનરે સખી મેં બહુ કર્યા, તોપણુ વૃત્તિ પામી નહિ વિશ્રામ જો,
મનસુખો દેખાડે મિથ્યા સુખને, ગુરૂ ગમ વિના ઠરી ન બેસે ઠામ જો. પૂરવ ૧૪
પછી પ્રાર્થના કરીરે સદ્‌ગુરૂ દેવની, ચિત્ત દ્વારાએ સુદ્ધ કર્યો વિચારજો,
પદ્માસન વાળ્યુ રે પિયુને પ્રીછવા, નેત્ર મુંદીને રોધ્યા દશે દ્વારજો. પૂરવ ૧૫
બહાર વૃત્તિ અંતરમા ઉતરી, નિવૃત્તિને પામ્યુ આઉ મનજો,
યાદી સુજને આવીરે સદ્‌ગુરૂ ગમની, સમર્પ્યું સદ્‌ગુરૂને તન મન ધનજો પૂરવ ૧૬
સુખદાઇ સંબંધીરે સખી સુજને મળ્યા, વિવેક વિચાર શાંતિને સંતોષજો,
ભક્તિ શ્રદ્ધા માતા ભેટયા સુજને, દહન થયા હવે અનંત જન્મના દોષજો. ૧૭

## પદ. ગરબી.

સદ્‌ગુરૂનો ઉપકાર ન સખી હું વિસરૂ ટેક

કૃપા નાથે કર્યો સુજને ઉપદેશજો, સ્વપ્નાના સુખડારે મને ગમતા નથી,
વિચારી જોતા આત્મસુખ વિશેષજો, સદ્‌ગુરૂનો ઉપકાર ન સખી હું વિસરૂ ૧૮
દેહ તણા સંબંધી રે સ્વાર્થના સગા, કુટુંબ સઘળું ધન દેખીને ધાયજો,
જન્મ મરણનુ કષ્ટ કોઇ લેતુ નથી, પરમ ગુરૂ વિના દુખડા નવ હરાયજો સદ્‌ગુરૂ ૧૯
માતા ને પીતારે સંબંધી શરીરના, અંતકાળે કોઇ નહિ આવે કામજો,
વિષયના સુખડા રે ચિત્તનુ છોડજે, મોહ તજી મન પરમ ગુરૂપદ પામજો ૨૦

## રાગ વૈરાગ ભર્થરી

ગુરૂ વિના જ્ઞાન ઉપજે નહી, કરીએ કોટી ઉપાયજી,
ત્રિવિધ તાપમા તન તપે, વૃત્તિ વિષયે વહી જાયજી  ગુરૂ વિના. ૨૧
ગરૂ ગમ આવી કેમ જાણીએ, ઉપજ્યો વિવેક વૈરાગજી,
આવરણથી અળગા રહે, આશા તૃષ્ણાનો ત્યાગજી  ગુરૂ વિના ૨૨

નિરભિમાનિતા, લોકજ્ઞતા, કોમળતા, અને નિઃસ્પૃહતા–એ અને બીજા ઉત્તમ મુનિઓના ગુણો જેનામા રહેલા છે, તેવો પુરૂષ સત્પુરૂષોનો ગુરૂ થાય્યો. ૧૨

## સુવક્તાએ કેવા ગુણો ધારણ કરી મધુર અક્ષરોથી ધર્મ કથા કહેવી જોઇએ.

### शार्दूलविक्रीडित. (१३-१४)

प्राज्ञ' प्राप्तसमस्तशास्त्रहृदयः प्रव्यक्तलोकस्थिति,
प्रास्ताशः प्रतिभापरः प्रशमवान् प्रागेव दृष्टोत्तरः ।
प्रायः प्रश्नसह प्रभुः परमनोहारी परानिन्दया,
ब्रयाद्धर्मकथां गणी गुणनिधि' प्रस्पष्टमिष्टाक्षरः ॥ १३ ॥

પ્રાજ્ઞ, સર્વ શાસ્ત્રના આશયને સમજનાર, લોકસ્થિતિને જાણુનાર, કોઇની આશા–સ્પૃહા નહી રાખનાર, ઉત્તમ બુદ્ધિવાન્, શમતાવાન, પ્રથમથીજ ઉત્તમ જાણી લેનાર, પ્રાયે કરીને પ્રશ્નોને સહન કરનાર, એટલે બીજાના પ્રશ્નોથી કંટાળો નહી પામનાર, સમર્થ, પરનિંદાનો ત્યાગ કરવાથી બીજાઓના મનને હરનાર, ગુણોના ભંડાર રૂપ અને સ્પષ્ટ મધુર–અક્ષરો બોલનાર એવા ગણી ગુરૂએ ધર્મ કથા કહેવી જોઇએ અર્થાત્ એવો પુરૂષ ધર્મ કથા કરવાને યોગ્ય છે ૧૩

## સુવક્તાના મુખમાથી કેવા વચનો નીકળવા જોઇએ?

तद्वक्ता सदसि ब्रवीतु वचन यच्छृण्वता चेतस',
प्रोल्लास रसपूरण श्रवणयोरक्ष्णोर्विकासश्रियम् ।
क्षुन्निद्राश्रमदुःखकालगतिहृत्कार्यान्तरप्रस्मृतिं,
प्रोत्कण्ठामनिश श्रुतौ वितनुते शोक विरामादपि ॥ १४ ॥

સભામા વક્તાએ તેવુ વચન બોલવુ કે, જે શ્રવણ કરનાર શ્રોતાના ચિત્તને ઉત્તમ પ્રમારના રસને પૂરી આનંદ પૂર્વક ઉલ્લાસ પમાડે, કાન અને નેત્રોને જે વિકસિત કરે, ક્ષુધા, નિદ્રા, શ્રમ, દુઃખ, કાળ, અને ગતિને જે હરણ કરે, જે બીજા કાર્યને ભુલાવે, સાભળવામાં જે હમેશા ઉત્સુકપણુ રખાવે અને જ્યારે વચન (કથા) બંધ થાય ત્યારે શોક ઉત્પન્ન થાય ૧૪

## રસજ્ઞ સુવક્તાએ સભામા કેવા વચનો ઉચ્ચારવા જોઇએ.?

### स्रग्धरा

तथ्य पथ्य सहेतु प्रियमितमृदुल सारवद्दैन्यहीन,
साभिप्राय दुराप सविनयमशठ चित्रमल्पाक्षर च

# अथ गुरु आवश्यक—आधिकार



*ઘણા છોકરા એક હોડીમા બેસીને મોટી નદીમાં સેહેલ કરતાં હતા એટલામા કાઈ અકસ્માતથી તે હોડી ડુબવા લાગી તેથી ઘણા છોકરાઓ નદીમા કુદી પડયા અને કિનારે પહોચવા માટે તરફડિયા મારવા લાગ્યા એ વખતે ઉભેલા કોઇ ભલા માણસે તે છોકરાઓને બચાવવા માટે નદીમા દોરડુ ફેકયુ જે છોકરાએ એ દોરડાને પકડી રાખ્યુ તેઓ બચી ગયા, પણ જે છોકરાઓ પોતાના જોર ઉપર મુસ્તાક રહ્યા ને એવુ અભિમાન કર્યું કે અમને દોરડાની જરૂર નથી, અમે એમજ કિનારે પહોચી જઇશુ તેઓ નદીના પૂરમા તણાઇ જઇને ડુબી મુવા

આપણે પણ અજ્ઞાની છીએ, એટલે તે છોકરાઓના જેવાજ છીએ આપણું વ્હાણ તે સસાર છે નદી એ કાળનો પ્રવાહ છે કિનારેથી દોરડુ ફેકનાર તે ગુરૂ છે, ને દોરડુ તે ધર્મ છે જેઓએ દોરડુ ન પકડયુ તેઓ ડુબી મુવા તેમજ આપણે પણ સદ્ગુરૂએ બતાવેલા ધર્મ ન પાળીએ તો જન્મ-મરણના ચક્કરમા પડી જઇએ માટે ડુબતાઓને બચાવે તેવા દયાળુ સદ્ગુરૂની જરૂર છે

આ પ્રમાણે કહી આ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

# साधु सरळता अधिकार

જેઓ ધર્મ અને નીતિતત્ત્વના વેત્તાઓ છે, તેવા મહાન પુરૂષોના હૃદયમાં કદિ પણ વિકાર થતો નથી આ વિશ્વનુ શ્રેય કરવા પ્રવૃત્તિ કરનારા તે મહાત્માઓ સર્વદા નિર્વિકાર વૃત્તિથી રહે છે ગમે તેવા પ્રસગો પ્રાપ્ત થાય તો પણ તેમના અમૃતમય હૃદય ઉપર વિકારનુ વિષ પ્રસરતુ નથી જેઓ ક્ષુલ્લક વૃત્તિવાળા અને સકુચિત હૃદયવાળા છે તેવાઓને જ આ વિશ્વના વિકારોની અસર થાય છે. વિકારને વશ નહીં થનારા મહાત્માઓ તેજ ગુરૂ પદને યોગ્ય છે તેથી ગુરૂ આવશ્યક નો અધિકાર દર્શાવ્યા પછી આ અધિકારનો પ્રસગ દર્શાવવામા આવે છે

* સ્વર્ગ વિમાન.

સરળ પુરૂષોએ પણ કોઈ કાર્યને માટે વક્રતા કરવી જોઇએ નેત્ર ખૂણાની વક્રતા કર્યા વિના શુ વસ્તુની સરળતા જાણી શકે છે? ૨

## જેની પાસે વૈદ્ય, મન્ત્રી અને ગુરૂ ખુશામતીયા હોય તે રાજા સર્વ રીતે પાયમાલ થઈ જાય છે

वैद्यो गुरुश्च मन्त्री च, यस्य राज्ञः प्रियंवदाः ।
शरीरधर्मकोशेभ्य', क्षिप्रं स परिहीयते ॥ ३ ॥

જે રાજાની આગળ વૈદ્ય, ગુરૂ અને મન્ત્રી પ્રિયવાદી હોય તે રાજા શરીર, ધર્મ અને ખજાનામા સત્વર હીન થઈ જાય છે ૩

## વડીલોના વચનો કઠોર હોય તો પણ સજ્જન શ્રોતાના મનને ખીલાવે છે.

विकाशयन्ति भव्यस्य, मनोमुकुलमंशवः ।
रवेरिवारविन्दस्य, कठोराश्च गुरूक्तय ॥ ४ ॥

જેમ સૂર્યના કિરણો કમળની કળીને ખીલાવે છે, તેમ ગુરૂ ( વડિલ જન )નાં કઠોર વચનો ભવ્ય પુરૂષની મનરૂપી કળીને ખીલવે છે ૪

## વડિલોના કઠોર વચનોના તિરસ્કારથી ઉલટી મહત્તા પ્રાપ્ત થાય છે.

### उपजाति.

गीर्भिर्गुरूणां परुषाक्षराभि स्तिरस्कृता यान्ति नरा महत्त्वं ।
अलब्धशाणोत्कषणा नृपाणां, न जातु मौलौ मणयो वसन्ति ॥ ५ ॥

માતા, પિતા, ગુરૂ કે વડિલોની કઠોર વાણી વડે તિરસ્કાર થયેલા પુરૂષો પરિણામે મોટી પદવી પામે છે જ્યા સુધી વડિલોની કઠોર વાણીથી અપમાન ન પામ્યા હોય ત્યા સુધી મોટી પદવી પામતા નથી જેમ શાણ પર નહિ ઘસાયલા મણિ હોય, તે રાજાઓના મુકુટના સ્થાનને ક્યારે પણ પામતા નથી ( અર્થાત્ શાણથી ચળકેલા મણીઓ રાજાના મુકુટમા મેલવામા આવે છે ) ૫+

## નીચ માણસના સંસર્ગના લાભના કરતા સારા માણસ તરફથી અપમાન સારૂ છે.

### वंशस्थवृत्त ( ६-७ )

वरं सखे सत्पुरुषापमानितो, न नीचसंसर्गगुणैरलङ्कृत' ।
वराश्वपादेन हतो विराजते, न रासभस्योपरि संस्थितो नरः ॥ ६ ॥

+ ૫ થી ૮ સુભાષિત રત્ન ભાણ્ડાગાર

## મોટા માણસને સંતાપ કર્યો હોય તો પણ તે હિત કરે છે.

हिताय नाहिताय स्यान्महान् सन्तापितोऽपि हि ।
पश्य रोगापहाराय, भवेदुष्णीकृतं पयः ॥ ५ ॥

મોટા પુરૂષોને સંતાપ કર્યો હોય તો પણ તે હિતકારી થાય છે પરંતુ અહિતકારી થતો નથી જુવોને ગરમ કરેલુ દૂધ રોગને નાશ કરનારૂ થાય છે ૫

## સાધુપુરૂષ દોષને અંતરમાંજ પચાવી દે છે.

न मुखेनोद्गिरत्यूर्ध्वं, हृदयान्न नयत्यधः ।
जरयत्यन्तरा साधुर्दोषं विषमिवेश्वरः ॥ ६ ॥

જેમ શંકર વિષને મુખની બાહેર કાઢતા નથી તેમ હૃદયની નીચે ઉતારતા નથી પરંતુ વચ્ચેમા રાખી જીરવે છે, તેમ સાધુપુરૂષ દોષને મુખની બાહેર કાઢતો નથી, તેમ હૃદયની નીચે ઉતારતો નથી પરંતુ વચમાજ જીરવી રાખે છે ૬ *

## મહા પુરૂષોની ખરી શક્તિ આપત્તિઓમાજ દેખાઇ આવે છે.

आर्या (૭ થી ૧૪)

आपत्स्वेव हि महतां, शक्तिरभिव्यज्यते न सम्पत्सु ।
अगुरोस्तथा न गन्धः, प्रागस्ति यथाग्निपतितस्य ॥ ७ ॥

મહાન્ પરૂષોની શક્તિ જેવી આપત્તિઓમા પ્રગટી નીકળે છે, તેવી સંપત્તિઓમા પ્રગટી નીકળતી નથી અગરૂની સુગંધ અગ્નિમા પડયા પછી જ હોય છે, તેની પહેલા તેવી હોતી નથી ૭

## દર્પણના જેવા નિર્મળ હૃદયને ધારણ કરનારા સજ્જનોનેજ નમસ્કાર છે.

स्वस्त्यस्तु सज्जनेभ्यो, येषां हृदयानि दर्पणनिभानि ।
दुर्वचनभस्मसंगादधिकतरं यान्ति निर्मलताम् ॥ ८ ॥

જેઓના હૃદયો દર્પણની જેમ દુર્વચન રૂપી ભસ્મના સંગથી નિર્મળ થાય છે, તેના સજ્જન પુરૂષોનુ કલ્યાણ થાઓ ૮

* ૧ થી ૧૭ સૂક્તિ મુક્તાવલી

શિષ્ય પર પરાને આપવાની હિત ઔષધી તેઓ કેવી રીતે પાય છે, તે આપણે પૂર્વ અધિકારમા જોઇ ગયા છીએ માતા જેમ બાળકના હિત માટે કડુ ઔષધ આપી બાળકને નિરોગી અને બળવાન્ રાખે છે તેમ ગુરૂ-શિષ્ય હિતાર્થે કટુતાથી પણ ઉપદેશ આપી તેને સરલ-ભદ્રિક બનાવે છે વળી તે સાથે તેનામા નિસ્તેજ ભાવ ન આવે માટે શૌર્ય પણ રેડે છે તેથી આ રીતે શિષ્યને જમાનો ઓળખાવી ઉપદેશ કરેલ દૃષ્ટાંત આ અધિકારમા આપવામા આવે છે

જે શિષ્યે જ્ઞાન સંપાદન કરવા માટે કૃપાળુ ગુરૂથી થતુ અપમાન સહન કર્યુ નથી તે શિષ્ય સર્વ વિશ્વનુ અપમાન વારંવાર સહન કરે છે પણ જે શિષ્યે ગુરૂનુ અપમાન સહન કરી તેની ઇશ્વરની માફક પૂજા કરી બોધ ગ્રહણ કરેલ છે તે શિષ્ય કદી પણ લેશ માત્ર જગતનુ અપમાન સહન કરતો નથી એટલે તે એટલો બધો વ્યવહાર તથા પરમાર્થમા વધી જાય છે કે દરેક મનુષ્ય તેનુ વર્તન તથા અભિપ્રાય લેવા વારંવાર સરલ અને ગુણ ગ્રાહી રહે છે

## શિષ્યોને શિક્ષા.

+હુ તમોને આથી વહેલો પત્ર લખી શકયો નહિ તેનુ કારણ હુ ન્યુયોર્કથી બોસ્ટન આમતેમ પર્યટન કરતો હતો તે છે હુ હિંદમા કયારે પાછો ફરીશ તે હુ પોતે જાણતો નથી જે પ્રભુ મને પીઠ પાછળ રહી દોરે છે તેનાજ હાથમા સૌ વાત મૂકવી એ વધારે ઇષ્ટ છે મારા વગર કાર્ય કરવામા પ્રવૃત્ત રહો અને તે એવી રીતે કે જાણે હુ કદી પણ અસ્તિત્વ ધરાવતો નહનો કોઈને માટે, યા કોઇ વસ્તુને માટે અટકી રાહ જોતા બેસી ન રહો જે તમારાથી બની શકે તે કરો અને કોઇ ઉપર તમારી આશાનો મદાર બાંધો નહિ

ભાષણનુ કાર્ય મે અહીં બહુ કર્યુ છે ખર્ચ પણ અહીં જબરદસ્ત થયેલ છે જો કે ઘણા સુંદર અને મોટા કુટુંબવાળાએ મારી સંભાળ દરેક સ્થળે લીધી છે છતા મારી પાસેથી પૈસો ચાલ્યો જાય છે

આ ઉનાળામા હુ અહીં થી વિદાય થઇશ કે નહિ તે હુ જાણતો નથી બનતા સુધી તો નહિ પણ તે દરમ્યાન તમે આપણી યોજનાને વ્યવસ્થિત કરી ગતિમા મૂકો તમે સર્વ કરી શકો તેમ છો તેમા શ્રદ્ધા રાખો બરાબર સમજો કે ભગવાન આપણી સાથે જ છે અને તેથી બહાદૂર આત્માઓ આગળ વધો ?

મારા પોતાના દેશમા મારી પુરતી કદર થઇ છે કદર કે નકદર પણ નિદ્રાવશ ન રહો, ધીમા ન પડો તમારે એજ યાદ રાખવાનુ છે કે આપણી યોજનાનો કિંચિત અંશ માત્ર પણ અમલમા હજુ સુધી આવ્યો નથી

+ વિવેકાનંદ

## સજ્જન પુરૂષ જ દાક્ષિણ્યતાનો મહાસાગર છે.

सहते कटु न जल्पति, लाति न दोषान् गुणान्प्रकाशयति ।
रुष्यति न रोषवत्स्वपि, दाक्षिण्यमहोदधिः सुजनः ॥१३॥

ડાહાપણના ભંડાર રૂપ સજ્જન પુરૂષ કટુ વચન સહન કરે પણ કટુ વચન બોલતો નથી' કોઇના દોષ લેતો નથી પણ ઉલટા ગુણોને પ્રકાશે છે અને પોતાની ઉપર રોષ કરનારા ઉપર પણ તે રોષ કરતો નથી ૧૩

## કર્ત્તવ્યનિષ્ઠ માણસ દુર્જનોની વચ્ચે પણ કુશલ રહે છે.

निजकर्मकरणदक्षः, सह वसति दुरात्मनापि निरपायं ।
किं न कुशलेन रसना, दशनानामन्तरे चरति ॥ १४ ॥

પોતાના કર્ત્તવ્ય કામમા ચતુર એવો પુરૂષ દુર્જનોના સહવાસમાં પણ કુશળ રહે છે શું જિહ્વા દાતોની વચ્ચે કુશળ નથી રહેતી ? ૧૪

## જ્યાસુધી હૃદયમા મૂઢતા છે, ત્યાંસુધી જ વિષયો સારા લાગે છે; જ્યારે હૃદયમા તત્વજ્ઞાનના વિચારો આવે છે, ત્યારે તે વિષયોનું સુખ રૂચિકર લાગતુ નથી.

### द्रुतविलम्बित.

ददति तावदमी विषयाः सुखं, स्फुरति यावदियं हृदि मूढता ।
मनसि तत्त्वविदां तु विचारके, क्व विषयाः क्व सुखं क्व परिग्रहः ॥१५॥

જ્યાસુધી હૃદયની અંદર મૂઢતા સ્ફુરાયમાન થાય છે, ત્યાસુધી જ આ ઇંદ્રિયોના વિષયો સુખ આપે છે, પરંતુ જ્યારે મન તત્ત્વજ્ઞાનનો વિચાર કરનારૂ થાય છે, ત્યારે પછી વિષયો કયા ? સુખ કયા ? અને પરિગ્રહ કયા ? અર્થાત્ હૃદયમાં તત્ત્વજ્ઞાન થવાથી વિષયો, સુખ અને પરિગ્રહ રૂચિકર લાગતા નથી ૧૫

## એક રાજાને ઉદ્દેશીને કોઇ મહાત્મા કહે છે કે ખરા સત્પુરૂષને દુર્જનના સંગનો દોષ પણ લાગતો નથી.

### मालिनि ( १६-१७ )

भवति किल विनाशो दुर्जनैः सङ्गताना-
मिति वदति जनोऽयं सर्वमेतद्धि मिथ्या ।
भुजगफणमणीनां किं निमित्तं हि राजन् ,
न भवति विषदोषो निर्विषो वा भुजङ्गः ॥१६॥

त करी सर्वना अन्त करणने प्रिय थई पडनो होय अने सिंह सरखो पराक्रमी होय ते पुरुषथी ज भूमि शोभे छे २

## सुजनोने शु शोभावे छे ?

### उपजाति (३ थी ६)

गुरूपदेशः श्रुतिमण्डनानि, सत्य मुखेऽलङ्करण च येषा ।
कराम्बुजे कङ्कणमेव दान, सर्वाङ्गशृङ्गारकर च शीलम् ॥ ३ ॥

जेने गुरुनो उपदेश तेज कानना घरेणा छे अने जेओना मुखमा सत्य रूपीज अलकार रहेलो छे, अने हाथमा दान तेज ककण (कडु) छे अने आखा शरीरमा शोभा करनारु शीळरूप घरेणु छे, आवा अलकारोथी सुजनो शोभे छे ३

### सुजननो शणगार.

श्रोत्र श्रुतेनैव न कुण्डलेन, दानेन पाणिर्न तु कङ्कणेन ।
विभाति काया करुणापराणा, परोपकारेण न चन्दनेन ॥ ४ ॥

कृपा परायण पुरुषोना कान शास्त्र श्रवणथी शोभे छे, कुडळथी शोभता नथी, हाथ दानथी शोभे छे, पण ककणथी नहि, अने शरीर परोपकारथी शोभे छे पण चन्दनथी नथी शोभतु, अर्थात् सुजनपुरुषो सदा सतकथा श्रवण, दान अने परोपकार करता रहे छे ४

### सर्वरीते प्रशसनीय कोण ?

वर्ण्य स यो नावमकर्मकारी, स सयमी य. स्मरवीरवारी ।
शूरः स यो कर्मरिपुप्रहारी, शुचि स यो नान्यधनापहारी ॥ ५ ॥

जे नीच (निन्दवा लायक) कर्मो न करे, तेज वखाणवा लायक, जे कामने पाछो हठाडे (जीते) ते सयमी जे कर्मरूप शत्रुओने हणे (मोक्ष मार्गने पामे) ते शूरवीर अने बीजानु काई पण द्रव्य न चोरे, ते पवित्र समजवो ५

### खरो उदार चरित कोने कहेवो ?

दानी स य स्वल्पधनोऽपि दत्ते, मानी स यो दैन्यवचो न वक्ति ।
गुणी स य सर्वजने हितार्थी, सा स्त्री च या शीलगुणप्रसक्ता ॥ ६ ॥

पोतानी पासे थोडु धन होय तोपण जे दान आपे, तेज दातार जाणवो कोई समये पण जे दीनतावाळु (नमळु) वचन न बोले ते मानी, सर्व प्राणी मात्रनु जे हित चितवे ते गुणी अने जे शीयळव्रत परायण होय तेज स्त्री कहेवाय ६

જેમ ચંદનના શરીરને કાપીને ઘસવામાં આવે છે, તોપણ તે પોતાની સુગંધ છોડતું નથી. શેરડીના સાંઠાને યંત્રમાં પીલવામાં આવે છે, તોપણ તે પોતાની મધુરતા છોડતો નથી, અને સુવર્ણને કાપી ટીપી અને તપાવવામાં આવે છે, તોપણ તે પોતાની કાંતિથી ચલિત થતું નથી, તેમ સજ્જન પુરૂષ દુર્જનોથી પીડિત થાય તોપણ તે અન્યથા થતો નથી, એટલે પોતાની સજ્જનતા તોડતો નથી ૧૯

## વિકારી પદાર્થોને ખાનારા પુરૂષો જો ઇંદ્રિયનો નિગ્રહ કરી શકે તો પછી સમુદ્રમાં વિંધ્યાચલ પર્વત તરે, એ વાત સત્ય ગણાય.

### शार्दूलविक्रीडित.

विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशनाः
तेऽपि स्त्रीमुखपङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः।
शाल्यन्नं सघृतं पयोदधियुतं ये भुञ्जते मानवाः,
तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विन्ध्यस्तरेत्सागरम् ॥२०॥

વિશ્વામિત્ર અને પારાશર વગેરે મુનિઓ પવન, પાણી અને પાંદડાં ખાઇને રહેનારા હતા તો પણ સ્ત્રીના સુંદર મુખ કમળને જોઇને મોહ પામી ગયા હતા, તો પછી જે મનુષ્યો ઘી, દુધ અને દહીં સાથે ઉંચી જાતનું અન્ન ખાનારા છે, તેવાઓ જો ઇંદ્રિયોનો નિગ્રહ કરી શકે તો પછી વિંધ્યાચલ પર્વત સમુદ્ર ઉપર તરે એ વાત સંભવે. ૨૦

ઉપરના શ્લોકનો ઉત્તર આપતા કવિ કહે છે કે,

## ઇંદ્રિય નિગ્રહ કરવાની શક્તિ આહારને આધીન નથી પણ મનને આધીન છે, તેનું દૃષ્ટાંત.

### वसन्ततिलका

सिंहो बली द्विरदशोणितमांसभोजी, सम्वत्सरेण कुरुते रतिमेकवारम् ।
पारावतः खरशिलाकणभक्षणेन, कामी भवत्यनुदिनं वद कोऽत्र हेतुः ॥ २१ ॥

જે સિંહ બલવાન્ હાથીઓના રૂધિર અને માંસને ખાનારો છે તે વર્ષમાં એક વાર વિષય ભોગ કરે છે અને જે પારેવા પક્ષી રેતીના કઠોર કણનું ભક્ષણ કરે છે, તે પ્રતિદિવસ કામી થાય છે કહો તેનું શું કારણ? ૨૧

ઉપરના શ્લોકનું જ સમર્થન કરતા કહે છે કે,

ત કરી સર્વના અંતઃકરણને પ્રિય થઇ પડનો હોય અને સિંહ સરખો પરાક્રમી હોય તે પુરૂષથી જ ભૂમિ શોભે છે ૨

## સુજનોને શું શોભાવે છે?

### उपजाति (३ थी ६)

गुरूपदेश श्रुतिमण्डनानि, सत्यं मुखेऽलङ्करणं च येषां ।
कराम्बुजे कङ्कणमेव दानं, सर्वाङ्गशृङ्गारकरं च शीलम् ॥ ३ ॥

જેને ગુરૂનો ઉપદેશ તેજ કાનના ઘરેણા છે અને જેઓના મુખમાં સત્ય રૂપીજ અલંકાર રહેલો છે, અને હાથમાં દાન તેજ કંકણુ (કડુ) છે અને આખા શરીરમાં શોભા કરનારૂં શીળરૂપ ઘરેણુ છે, આવા અલંકારોથી સુજનો શોભે છે ૩

## સુજનનો શણગાર.

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन, दानेन पाणिर्न तु कङ्कणेन ।
विभाति काया करुणापराणां, परोपकारेण न चन्दनेन ॥ ४ ॥

કૃપા પરાયણ પુરૂષોના કાન શાસ્ત્ર શ્રવણથી શોભે છે, કુંડળથી શોભતા નથી, હાથ દાનથી શોભે છે, પણ કંકણથી નહિ, અને શરીર પરોપકારથી શોભે છે પણ ચન્દનથી નથી શોભતું, અર્થાત્ સુજ્ઞપુરૂષો સદા સત્કથા શ્રવણ, દાન અને પરોપકાર કરતા રહે છે ૪

## સર્વરીતે પ્રશંસનીય કોણ?

वर्ण्यः स यो नाधमकर्मकारी, स संयमी यः स्मरवीरवारी ।
शूरः स यो कर्मरिपुप्रहारी, शुचिः स यो नान्यधनापहारी ॥ ५ ॥

જે નીચ (નિન્દવા લાયક) કર્મો ન કરે, તેજ વખાણવા લાયક, જે કામને પાછો હઠાડે (જીતે) તે સંયમી જે કર્મરૂપ શત્રુઓને હણે (મોક્ષ માર્ગને પામે) તે શૂરવીર અને બીજાનું કાંઇ પણ દ્રવ્ય ન ચોરે, તે પવિત્ર સમજવો ૫

## ખરો ઉદાર ચરિત કોને કહેવો?

दानी स यः स्वल्पधनोऽपि दत्ते, मानी स यो दैन्यवचो न वक्ति ।
गुणी स यः सर्वजने हितार्थी, सा स्त्री च या शीलगुणप्रसक्ता ॥ ६ ॥

પોતાની પાસે થોડું ધન હોય તોપણ જે દાન આપે, તેજ દાતાર જાણવો. કોઇ સમયે પણ જે દીનતાવાળું (નમણું) વચન ન બોલે તે માની, સર્વ પ્રાણી માત્રનું જે હિત ચિંતવે તે ગુણી અને જે શીયળવ્રત પરાયણ હોય તેજ સ્ત્રી કહેવાય ૬

જેઓ જગત્નો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખનારા છે, તેવા સુ-વક્તાઓ દુર્લભ છે.

अनुष्टुप्. ( १ थी ७ )

जना घनाश्च वाचालाः, सुलभाः स्युर्वृथोत्थिताः ।
दुर्लभा ह्यन्तरार्द्रास्ते, जगदभ्युज्जिहीर्षवः ॥ १ ॥

વૃથા ઉઠી વાચાળ થનારા પુરૂષો અને મેઘ સુલભ છે, પણ જેઓ જગત્નો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા છે, અને અંતરમા આર્દ્ર રહેનારા છે, તેવાઓ દુર્લભ છે એટલે જેમ ગાજતા મેઘ વરસતા નથી તેમ કેવળ વાચાળ પુરૂષો કાંઇ કામના નથી ૧

જે વાણી સ્વજન, પરજન, વિદ્વાન્, મૂર્ખ અને શત્રુના મનને આ-કર્ષે તેજ વાણી સભામા બોલવા યોગ્ય છે

तास्तु वाचः सभायोग्या याश्चित्ताकर्षणक्षमाः ।
स्वेषां परेषां विदुषां, द्विषामविदुषामपि ॥ २ ॥

જે વાણી મિત્ર અને સામાન્ય મનુષ્યો, વિદ્વાનો, શત્રુઓ, અને મૂર્ખોના ચિત્તને આકર્ષણ કરવામા શક્તિવાળી થાય છે તે વાણી સભાને યોગ્ય જાણવી ૨*

સુવક્તાની બુદ્ધિ, કર્મ અને મન બીજાના કરતા વિલક્ષણ હોય છે અને તે સદા એક વચની હોય છે.

तीक्ष्णा नारुन्तुदा बुद्धिः, कर्म शान्तं मतापवत् ।
नोपतापि मनः सोष्म, वागेका वाग्मिनः सतः ॥ ३ ॥

સત્પુરૂષની બુદ્ધિ તીક્ષ્ણ છતા મર્મસ્થળને પીડા કરનારી નથી તેનુ કર્મ શાંત છતા પ્રતાપી છે, તેનુ મન ગરમ છતા પરિતાપવાળુ નથી અને તે વક્તા છતા તે એક વચની હોય છે ૩

ઉચ્ચ આશયવાળો સુવક્તા કેવુ વચન બોલે છે? તે કહે છે

प्रासादरम्यमोजस्वि, गरीयो लाघवान्वितम् ।
साकाङ्क्षमनुपस्कार, विष्वग्गति निराकुलम् ॥ ४ ॥
न्यायनिर्णीतसारत्वान्निरपेक्षमिवागमे ।
अप्रकम्प्यतयान्येषामाम्नाय वचनोपमम् ॥ ५ ॥

* ૨ થી ૭ સુભાષિત રત્ન ભાંડાગાર

વિપત્તિમા ધૈર્ય, આબાદીમા ક્ષમા, સભામા વાણીની કુશલતા, યુદ્ધમા પરાક્રમ, યશ મેળવવામા પ્રીતિ અને શાસ્ત્રમા આસક્તિ, એટલા ગુણ મહાત્માઓને સ્વભાવથી જ સિદ્ધ છે

## સુજનોમા પરહિત વૃત્તિ.

### वसन्ततिलका (११-१२)

पद्माकर दिनकरो विकचीकरोति, चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।
नाभ्यर्थितो जलधरोऽपि जल ददाति, सन्त स्वय परहिते विहिताभियोगा, ॥११॥

સૂર્ય કમળોને વિકાશી કરે છે, ચદ્ર પોયણાના ઢગને પ્રફુલિત કરે છે અને વાદળુ પ્રાર્થના કર્યા શિવાય જલ આપે છે, તેમ સત્પુરૂષો પોતે પરહિતમા તૈયાર છે ૧૧

## જૈનેતર શાસ્ત્રોનુ કહેવુ છે કે કૂર્મપતિ શા વાસ્તે ધરણી ધારણ કરે છે?

येषा मनांसि करुणारसरञ्जितानि, येषा वचांसि परदोषविवर्जितानि ।
येषा धनानि सकलार्थिजनाश्रितानि, तेषा कृते वहति कूर्मपतिर्धरित्रीम् ॥१२॥

જેઓના મન કરૂણારસથી આનદિત છે, જેના વાકયો બીજાના દોષ (નિન્દા) થી રહિત છે, જેના ધનો સમગ્ર અર્થિજનોથી આશ્રિત છે અર્થાત્ જેનુ દ્રવ્ય દરેક અર્થીને મળવાથી ઉપયોગમા આવે છે, તેવા પુરૂષોને માટે મહાકૂર્મ (કાચબાનુ સ્વરૂપ ધારી પરમાત્મા પોતાની પીઠ ઉપર ધરણીને ધારણ કરે છે ૧૨

## કેવા પુરૂષો દુર્લભ છે

### मालिनी

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णास्त्रिभुवनमुपकारश्रेणिभि प्रीणयन्त ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्य, निजहृदि विकसन्त सन्ति सन्त कियन्त. ॥१३॥

જેના મન, વચન અને કાયા પુણ્યરૂપ અમૃતથી પરિપૂર્ણ છે* જે પુષ્કળ ઉપકારથી ત્રણે જગતને ખુશી કરે છે અને બીજાના થોડા ગુણને પર્વત જેવડા મોટા કરી સદા પોતાના મનમા ખુશી થાય છે એવા સત્પુરૂષો કેટલા છે? (અર્થાત વિરલા જ છે) ૧૩

* મન વચન અને કાયાથી જે શુભ કાર્ય કર્યાજ કરે છે

જે ભવ્ય પુરૂષો દ્રવ્યાદિની સફળતા, ચિત્તની અનુપમ નિર્મળતા અને વાત્સલ્ય ગુણોને ધારણ કરનારા થઇ મન, વચન અને કાયાથી આગમની વાચનામા પ્રવૃત્ત થાય છે, તેઓ કલ્યાણની શ્રેણીને ભજનારા થાય છે ૯

## સુવક્તાનો હિતોપદેશ સાંભળવાથી શાસ્ત્રોના સર્વ આશયો જાણી શકાય છે.

समृद्धिर्वृद्धी प्रभुता प्रतिष्ठा, जिनत्वमन्येऽपि मनोज्ञभावाः ।
हितोपदेशश्रवणे भवन्ति, ते चात्र शास्त्रे सकला भवन्ति ॥ १० ॥



સમૃદ્ધિ, વૃદ્ધિ, પ્રભુતા, પ્રતિષ્ઠા, અને તીર્થંકરપણુ અને તે સિવાય બીજા જે જે ઉત્તમ ભાવો હિતોપદેશ સાભળવામા રહેલા છે, તે બધા આલોકમા શાસ્ત્રની અદર આવી જાય છે ૧૦

કોઇ એક ધનવાન્ લક્ષ્મીની અન્ધતામા અંજાઇને મહાન્ સુવક્તાને સત્ય બોધ દેતા અટકાવવાનો પ્રયત્ન કરતો જોઇ ને કવિ કહે છે કે —

## સત્ય કહેનારા સુવક્તાને લક્ષ્મીની લાલચ અટકાવી શકતી નથી.

### मालिनी.

अधिगतपरमार्थान्पण्डितान्मावमंस्था स्तृणमिव लघुलक्ष्मीर्नैवतान्संरुणद्धि ।
मदमिलितमिलिन्दश्यामगण्डस्थलानां, न भवति बिसतन्तुर्वारण वारणानाम् ॥ ११

જેમણે પરમાર્થ જાણેલો છે એવા પડિતોની અવજ્ઞા તુ કરીશ નહીં, કારણ કે, તૃણના જેવી હલકી લક્ષ્મી તેઓને રોકી શકવાની નથી મદથી એકઠા થયેલા ભ્રમરાઓ વડે જેમના ગડસ્થળ શ્યામ બની ગયેલા છે એવા ગજેદ્રોને કમળના રેસાનો તતુ અટકાવી શકતો નથી ૧૧

## કેવા ગુણવાળો સુવકતા સત્પુરૂષોનો પણ ગુરૂ બની શકે છે. ?

### हरिणी.

श्रुतमविकलं शुद्धावृत्तिः परमतिबोधने, परिणतिरुरूद्योगो मार्गप्रवर्तनसद्विधौ ।
बुधनुतिरनुत्सेको लोकज्ञता मृदुता स्पृहा, यतिपतिगुणा यस्मिन्नन्ये च सोऽस्तु गुरुस्सताम्

પરિપૂર્ણ સત્ શાસ્ત્ર, શુદ્ધ વૃત્તિ, બીજાઓને પ્રતિબોધ કરવામા પરિણતિ, માર્ગાનુસારિપણાની વિધિમા મહાન્ ઉદ્યોગ, વિદ્વાનોની પ્રશસા કરવાની પ્રવૃત્તિ,

## સજ્જનો કેવા સત્પુરૂષને વર્ણવે છે.

### मन्दाक्रान्ता. (૧૭ થી ૨૪)

यो नाक्षिप्य प्रवदति कथा नान्यसूयां विधत्ते,
न स्तौति स्वं हसति न परं वक्ति नान्यस्य मर्म ।
हन्ति क्रोधं स्थिरयति शमं प्रीतितो न व्ययीति
सन्तः सन्तं व्यपगतमदं तं सदा वर्णयन्ति ॥ १७ ॥

જે આક્ષેપ કરીને (નિંદા કરીને) વાત કરતો નથી, કોઇની ઇર્ષ્યા કરતો નથી, પોતાની પ્રશંસા કરતો નથી, બીજાની હાસી કરતો નથી, તેમ બીજાની ગુપ્ત વાત બોલતો નથી, ક્રોધને હણે છે, શમને સ્થિર રાખે છે, પ્રીતિથી જુદો ન પડે અથવા નાશ ન પામે એવા મદરહિત સત્પુરૂષને હમેશા સજ્જનો વખાણે છે ૧૭ †

### મહત્પુરૂષોની પરદુઃખભંજન વૃત્તિ.

वार्धेश्चन्द्रः किमिह कुरुते नाकिमार्गस्थितोऽपि,
वृद्धौ वृद्धिं श्रयति यदयं तस्य हानौ च हानिम् ।
अज्ञातो वा भवति महतः कोऽप्यपूर्वस्वभावो,
देहेनापि व्रजति तनुता येन दृष्ट्वान्यदुःखम् ॥ १८ ॥

અહિ જેવાતી રીતે આકાશમાં રહેલો પણ ચન્દ્રમા સમુદ્રનું શું કરે છે? કે જે આ ચંદ્રમા સમુદ્રની વૃદ્ધિમાં (ભરતીમાં) પોતે પણ વૃદ્ધિનો આશ્રય કરે છે, અને તેની હાનિમાં (ઓટમાં) પોતે પણ હાનિ(ક્ષીણતા) ભોગવે છે અથવા તો મહાત્માઓનો કોઇ અપૂર્વ સ્વભાવ જાણી શકાય તેવો નથી, કે જે બીજાના દુઃખ જોઇને પોતે પણ શરીરથી ઘસાઇ જાય છે

**સારાંશ**—શુકલ પ્રતિપદાથી સમુદ્રની પૂર્ણિમા સુધી વૃદ્ધિ થતી રહે છે તેજ પ્રમાણે ચંદ્ર પણ શુકલ પ્રતિપદાથી પૂર્ણિમા સુધી વૃદ્ધિ પામે છે પાછી સમુદ્ર તથા ચંદ્ર બન્ને ક્ષીણતા પામે છે, એ જોઇને કવિએ ચંદ્રને સુજન બનાવી સમુદ્રના સુખથી સુખી ને દુઃખથી દુઃખી એમ દર્શાવેલ છે બંનેનો પરસ્પર આશ્રય હોવાથી આ કલ્પના અયોગ્ય નથી ૧૮

### સજ્જનોનું કર્તવ્ય.

सत्यां वाचं वदति कुरुते नात्मशंसान्यनिन्दे,
नो मात्सर्यं श्रयति तनुते नापकारं परेषाम् ।

† ૧૭ થી ૨૪ સુભાષિત રત્ન સંદોહ

वह्वर्थ कोपशून्य स्मितयुतवनदाक्षिण्यसन्देहहीन,
वाक्य ब्रूयाद्रसज्ञः परिषदि समये सप्रमेयाप्रमत्तम् ॥ १५ ॥

રસજ્ઞાતા મનુષ્યે સભામા યોગ્ય સમયમા સાચુ, હિતકર, સપ્રમાણુ, પ્રીતિકર, કોમળ, સારવાળુ, દીનતારહિત, અભિપ્રાયવાળુ, દુર્લભ, વિનયવાળુ, શઠતાવિનાનુ, ચિત્રવિચિત્ર, થોડા અક્ષરવાળુ, બહુ અર્થવાળુ, કોપરહિત, હાસ્યયુક્ત, બહુ હુશીયારીવાળુ, સદેહ વિનાનુ વાકય બોલવુ ૧૫

આ પ્રમાણે કહી આ સુવક્તા અધિકાર પૂર્ણ કરવામા આવે છે

# शिष्य हितोपदेश–अधिकार.

સુવક્તા કેવો હોય ? તેનામાં કેવા કેવા ગુણો જોઇએ ? અને તેના મુખમાથી કેવા વચનો નીકળવા જોઇએ, એ સમજૂતી આપી હવે આ અધિકારમા સુવક્તા ગુરૂની કટુવાણી પણ પરિણામે હિતકારી હોવાથી તે સર્વ પ્રકારે ગ્રાહ્ય છે, એ વિષે વિવેચન કરવામા આવશે દીર્ઘ 'દર્શી અને પ્રાણી માત્રનુ હિત કરનાર શુદ્ધ ઉપદેશક ગુરૂની વાણી કદિ કઠોર લાગતી હોય તથાપિ તેની અદર લોકોના કલ્યાણની વાર્તા હોવાથી, તે સર્વ પ્રકારે માન્ય અને ગ્રાહ્ય હોય છે તે વિશેષે જણાવવા સારૂ આ અધિકારનો આરભ કરવામાં આવે છે

### પ્રિયવાદી ઘણા મળી આવે છે, પરતુ અપ્રિય અને હિતકારી વકતા અને તેનો શ્રોતા મળવા દુર્લભ છે.

अनुष्टुप् (૧થી૪)

सुलभाः पुरुषा राजन्, सतत प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य, वक्ता श्रोता च दुर्लभाः ॥ १ ॥

હે રાજન્ ! હમેશા પ્રિય બોલનાર પુરૂષો મળવા સુલભ છે પણ કઠોર અને પથ્ય ( ફાયદા કારક ) બોલનાર અને તેને ( કઠોર અને પથ્યને ) શ્રવણ કરનાર પુરૂષો મળવા દુર્લભ છે ૧

### વકતા કર્યા વિના સરળતા જાણી શકાતી નથી.

कार्या कार्याय कस्मैचित्सरलैरपि वक्रता ।
ऋजुता वस्तुनो वे[illegible]ः कूणनं विना ॥२॥

## ડાહ્યા માણસો સજ્જનમાં ક્યારે ગણે ?

चित्ताह्लादि व्यसनविमुखं शोकतापापनोदि,
प्रज्ञोत्पादि श्रवणसुभगं न्यायमार्गानुयायि ।
तथ्यं पथ्यं व्यपगतमलं सार्थकं मुक्तबाधं,
यो निर्दोषं रचयति वचस्तं बुधाः सन्तमाहुः ॥ २२ ॥

જે પુરૂષ દુઃખથી રહિત ( નિર્ભય રીતે ) મનને પ્રસન્ન કરનારૂ, શોક અને તાપને હરનારૂ, બુદ્ધિને ઉત્પન્ન કરનારૂ, કાનને પ્રિય, ન્યાય માર્ગનુ અનુસરનારૂ, સાચુ, પ્રિય, મળરહિત, અર્થયુક્ત, બંધન રહિત, નિર્દોષ વાક્ય ગોઠવે ( બોલે ) તેને સજ્જનો જ્ઞાની કહે છે ૨૨

## વિદ્વાનોની વાક્ચાતુરીમા રહેલુ વશી કરણ

मातृस्वामिस्वजनजनकभ्रातृभार्याजनाद्या
दातुं शक्तास्तदिह न फलं सज्जना यद्ददन्ते ।
काचित्तेषां वचनरचना येन सा ध्वस्तदोषा,
यां शृण्वन्तः शमितकलुषा निर्वृतिं यान्ति सत्त्वाः ॥ २३ ॥

જે ફળ સજ્જનો આપે છે, તે ફળ આપવાને માતા, પતિ ( સ્વામી ), પોતાના પિતા, ભાઈ, સ્ત્રી, વગેરે જનો સમર્થ નથી કે જે સત્પુરૂષના પ્રસાદ ફળવડે તે મનુષ્યોની કોઈ વચન રચના જ નિર્દોષ હોય છે કે જેનુ શ્રવણ કરતાજ પ્રાણીઓ નિર્વૈર ( ઝેર વિનાના ) શાન્ત બનીને નિવૃત્તિને પામે છે ૨૩

## પવિત્ર પુણ્યવાનો થોડા હોય છે.

मुक्त्वा स्वार्थं सकृपहृदयाः कुर्वते ये परार्थं,
ये निर्व्याजा विजितकलुषां तन्वते धर्मबुद्धिम् ।
ये निर्गर्वा विदधति हितं गृह्णते नापवादं,
ते पुन्नागा जगति विरलाः पुण्यवन्तो भवन्ति ॥ २४ ॥

જેઓ સદય હૃદયવાળા, ( દયાળુઓ ) પોતાના સ્વાર્થને છોડી દઈને પરમાર્થનુ કાર્ય કરે છે, જેઓ નિષ્કપટ ( બદલાની ઇચ્છાવિના ) પાપરહિત ધર્મબુદ્ધિને વિસ્તારે છે, જેઓ અભિમાન રહિતપણે હિતકાર્યો કરે છે અને અપવાદ ગ્રહણ કરતા નથી, તેવા પુણ્યશાળી પુરૂષ ગજો ( ઉત્તમ પુરૂષો ) દુનિયામા થોડા જ થાય છે ૨૪

હે મિત્ર! સત્પુરૂષોથી અપમાન પામવું સારૂ પરતુ નીચના સસર્ગ રૂપ ગુણો વડે સુશોભિત થવું એ સારૂ નથી, જેમકે સુદર ઘોડાની લાત ખાવી સારી પરતુ ગધેડા ઉપર સ્વારી કરવી એ યોગ્ય નથી ૬

**આલોકમા સ્વાદિષ્ટ અને હિતકારી ઔષધની જેમ વિદ્વાન્ મિત્ર મળવો દુર્લભ છે.**

मनीषिणः सन्ति न ते हितैषिणो, हितैषिणः सन्ति न ते मनीषिणः ।
सुहृच्च विद्वानपि दुर्लभो नृणां, यथौषधं स्वादु हितं च दुर्लभम् ॥ ७ ॥

જે પુરૂષો બુદ્ધિમાન્ હોય છે, તે (આપણુ) હિત ઇચ્છનારા હોતા નથી અને જેઓ આપણુ હિત ઇચ્છનાર છે તેઓ (ઘણુ કરીને) બુદ્ધિવાળા નથી જેમ સ્વાદિષ્ટ તથા પથ્ય (હિતકારક) ઔષધ મળવુ દુર્લભ છે, તેમ મનુષ્યોને વિદ્વાન્ તથા હિતચિતક મિત્ર મળવો દુર્લભ છે ૭

**જેમ કેસર કડવુ છતા રમણીય લાગે છે, તેમ વિદ્વાન માણસોનો રોષ પણ રમણીય લાગેછે.**

**वसन्ततिलका.**

विश्वाभिरामगुणगौरवगुम्फितानां, रोषोऽपि निर्मलधियां रमणीय एव ।
लोकप्रियैः परिमलैः परिपूरितस्य, काश्मीरजस्य कटुतापि नितान्तरम्या ॥८॥

જગતને આનદ આપનાર એવા ગુણોના ગૌરવથી સયુક્ત એવા સ્વચ્છ બુદ્ધિવાળા મનુષ્યોને કદાચ કોપ ઉત્પન્ન થાય તો સારો માનવો, કારણ કે મનુષ્યોને પ્રીય એવી સુગધથી પરિપૂર્ણ કેસરની કડવાશ, હમેશા મનોહર ભાસે છે

(અર્થાત્ જેમ કેશરની સુગધથી તેમની કડવાશની કોઇ નિદા કરતુ નથી તેમ સત્પુરૂષનો ક્રોધ હિતકર હોવાથી તેમની પણ કોઇ નિદા કરતુ નથી) ૮

આ પ્રમાણે કહી આ શિષ્યહિતોપદેશ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

## शिष्य शौर्योपदेश–अधिकार.

મહાવ પુરૂષો—ગુરૂઓ જ્ઞાન ગોષ્ઠિથી આત્મહિત કરે છે એટલુ જ નહીં પણ બીજા મનુષ્યોને સ્તવન કરવાને અનેક શુભ સસ્કારોવડે શિષ્ય પર પરાને પોષી જગતમા તેનો બહોળો વિસ્તાર કરે છે

છે, તેથી સત્પુરૂષોની કોઇ પદાર્થની સાથે તુલના કરી શકાય તેમ નથી ( અર્થાત્ સત્પુરૂષની સન્મુખ ઉપલા સર્વ પદાર્થ નિસ્તેજ છે ૨૭

ઉત્તમ જનમા રહેલા નવ અમૃતના કુંડો.

चेतः सार्द्रतरं वचः सुमधुरं दृष्टिः प्रसन्नोज्ज्वला,
शक्तिः क्षान्तियुता मतिः श्रितनया श्रीर्दानदैन्यापहा ।
रूपं शीलयुतं श्रुतं गतमदं स्वामित्वमुत्सेकता,
निर्मुक्तं प्रकटान्यहो नव सुधाकुण्डान्यमून्युत्तमे ॥ २८ ॥

અતિશય કોમળતા યુક્ત હૃદય, સુંદર મિષ્ટ વચન, પ્રસન્નતાથી ઉજ્વલ દૃષ્ટિ, ( મીઠી નજર ) સહનશીલતા યુક્ત શક્તિ, ન્યાયના આશ્રયવાળી બુદ્ધિ, દાનથી દીનતા હરનારી લક્ષ્મી, સદાચરણ યુક્ત સ્વરૂપ, ગર્વ વિનાનુ શાસ્ત્ર-શ્રવણ, ઉદ્ધતપણા વગરનુ સ્વામીપણુ, ( અધિકારીત્વ ) આવી રીતે ચોખ્ખા દેખાતા ઉત્તમ પુરૂષમા નવ અમૃતના કુંડો છે ૨૮

મહાન્ પુરૂષોના સત્ય બળના આધારથી આ પૃથ્વી ટકી રહી છે.

ये दीनेषु दयालवः स्पृशति यानल्पोऽपि न श्रीमदो,
व्यग्रा ये च परोपकारकरणे हृष्यन्ति ये याचिता. ।
स्वस्थाः सन्ति च यौवनोन्मदमहाव्याधिप्रकोपेऽपि ये,
तैः स्तम्भैरिव सुस्थिरैः क्लिष्टभरक्रान्ता धरा धार्यते ॥ २९ ॥

જે ગરીબ મનુષ્યો ઉપર દયાળુ છે, અલ્પ એવો લક્ષ્મીમદ પણ જેને અડકતો નથી, ( ધનાઢ્ય છે છતા અભિમાન રહિત છે, ) પરોપકાર કરવામા વ્યગ્ર ચિત્ત છે, યાચના કરવાથી ખુશી થાય છે, યૌવનરૂપી સંનિપાતના મોટા વ્યાધિના કોપમા પણ જેઓ સ્વસ્થ રહે છે, અચળ એવા તે થાભલાથી ( મહાન્ પુરૂષોથી ) ઘણા ભારવાળી આ પૃથ્વી અચળ રહી છે ૨૯

સર્વજન હિતકર માર્ગ

स्रग्धरा—( ૩૦-૩૧ )

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं,
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।
तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा,
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्था ॥ ३० ॥

તમારૂ કાર્ય શિક્ષિત યુવક જનોપર બજાવો, તેમને એક સપમા લાવી વ્યવસ્થિત કરો મહાન્ કાર્યો મહાન્ આત્મભોગથીજ બની શકે છે કોઇ જાતની સ્વાર્થ પરાયણતાના, કોઇના નામ કે કીર્તિ મારા કે તમારા, અરે મારા ગુરૂના નામ કે કીર્તિ રાખવાની બીલકુલ જરૂર નથી કાર્ય કરો વિચાર અને યોજનાને કાર્યમા મૂકો-મારા શિષ્યો, મારા બહાદૂર, ઉમદા અને સસ્કારી આત્મા ઓ !-કટી બદ્ધ થઇ ચક્રને ગતિમાન કરો નામ કે કીર્તિ કે એવા અર્થહીન મમત્વ માટે પાછળ જોવા અટકો નહિ પોતાની જાતને-મમત્વને કાઢી નાખી કાર્ય કરો તમે શીખી ગયા છો કે તૃણમા તૃણ ભેગુ કરી દોરડુ વણીએ છીએ તે દોરડા વડે ગાંડો હાથી બાધી શકાય છે, તે યાદ લાવો તમો સર્વ પર પ્રભુના આશીર્વાદ છે તેમની શક્તિ તમારા સર્વમા હો-તેવી શક્તિ તમારામા કયારની છે તે હુ માનુ છુ જાગૃત થાઓ અને સાધ્ય જયા સુધી પ્રાપ્ત નથી કર્યુ ત્યા સુધા વિરમો નહિ- उत्तिष्ठत जागृत प्राप्य वरान्निबोधत-એવુ વેદો કહે છે ઉઠો, ઉઠો લાબી રાત્રી પસાર થઇ ગઇ છે અને દિવસ આવે છે સમુદ્રનુ મોજુ ઉછળ્યુ છે હવે તે ભરતીનુ રૂપ લે છે ત્યારે તેના વેગ સામે પ્રતિરોધ કરવા કઇ પણ શક્તિમાન્ થઇ શકશો નહિ તે ભરતી તે મારા શિષ્યો! પ્રેમ છે! અરે પ્રેમ છે! શ્રદ્ધા છે! તો ભય ન રાખો, ભય તે તો મહાનમા મહાન્ પાપ છે

સર્વને મારા આશીર્વાદ છે, ત્યા સર્વ ઉમદા જીવોને જેણે આપણા કાર્યમા સહાય। આપી છે તેને કહેજો કે હુ તેમને મારો શાશ્વત પ્રેમ અને ઉપકાર મોકલુ છુ, પણ તેમને ધીમા ન પડવાની યાચના કરૂ છુ આ ભાવનો સર્વ સ્થલે પ્રચાર કરો અભિમાની બનશો નહિ, અને મતવાદ પર આગ્રહ રાખશો નહિ આપણુ કાર્ય રસાયનિક વસ્તુઓ એકઠી કરી મૂકવાનુ છે અને તેનુ વર્ગીકરણ-પૃથક્ કરણ જે રૂપ લે છે તે તો ભગવાન્ જ જાણે છે સૌ કરતા વિશેષ તો એ છે કે મારી તમારી ફ્તેહ થાય તેથી ફુલાઇ જશો નહિ મહાન્ કાર્યો કરવાના છે જે કરવાનુ રહે છે તેના પ્રમાણમા આ નાની ફતેહ શુ વિસાતમા છે? શ્રદ્ધા, દ્રઢ શ્રદ્ધા રાખો કે પ્રભુની આજ્ઞા થઇ છે ઇશ્વરનો જુસ્સો આગળ વધ્યો છે કે હિદ જાગૃત થશે જ હિદના સામાન્ય પ્રજા જનો અને ગરીબો સુખી થવાના છે હર્ષિત થાઓ, અધ્યાત્મિક જલવેગ ઉછળ્યો છે, તે જલ ભૂમિ પર પસાર થાય છે, કોઇ તેને અટકાવી શકતુ નથી, પ્રમાણમા સીમા વગરનુ આગળ ધસે છે, અને સર્વને પોતામા સમાવી દે છે એવુ હુ જોઉ છુ દરેક માણસ મોખરે આવે છે, દરેક સારૂ સારૂ તે વેગના બલમા ઉમેરાતુ જાય છે, દરેક બલ પોતાના માર્ગને સહેલો કરે છે, અને તેનો જશ ઇશ્વર પર છે

મને કોઇ પ્રકારની સહાયની અપેક્ષા નથી એક ફડ એકઠુ કરવા મડો, તે ફડમાથી થોડાક મેજીક લેંટર્ન (જાદુઇ ફાનસ) નકશા પૃથ્વીના

થઇ શકે છે તેમ જગતમાં કેટલાક પામરો એમ માને છે કે-ઉત્તમ સ્થાન ઉત્તમ વસ્ત્રો, ઉત્તમ ભૂષણો, ઉત્તમ ભોજન વગેરે કરવામાજ ઉત્તમતા છે તે પુરૂષોને ઉત્તમ એવા સજ્જન અને અધમ એવા દુર્જનનો ભેદ બતાવવા સારૂ આ અધિકારનો આરંભ કરવામા આવે છે

## કાય ઉપરથી સજ્જન-દુર્જનની સમજ.

### अनुष्टुप् (१ थी ८)

नीचाः शरीरसौख्यार्थमृद्धिव्यापायमध्यमा ।
कस्मैचिदद्भुतार्थाय, यतन्ते पुनरुत्तमाः ॥ १ ॥

નીચ પુરૂષો શરીરના સુખ માટે યત્ન કરે છે, અને મધ્યમ પુરૂષો ઋદ્ધિ (ધન) ની પ્રાપ્તિ માટે યત્ન કરે છે અને ઉત્તમ પુરૂષો તો અદ્ભુત (સર્વને સુખ ઉત્પન્ન કરનાર) એવા અર્થ માટે યત્ન કરી રહ્યા છે, ૧ તેમજ—

बाल्येऽपि मधुरा केऽपि, द्राक्षावल्केऽपि चूतवत् ।
विपाके न कदापीन्द्रवारुणीफलवत्परे ॥ २ ॥

કેટલાક બાલ્યાવસ્થામા દ્રાક્ષની માફક મધુર છે અને કેટલાક આંબાની માફક મધુર છે પરંતુ તેઓમાથી કેટલાક ઇંદ્રવારૂણીના ફલ (ઇંદરવારૂણીયા ઇંદ્રામણા) ની માફક પાકે ત્યારે પણ મધુર થતા નથી ૨ વળી—

गीतशास्त्रविनोदेन, कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणा, निद्रया कलहेन वा ॥ ३ ॥

પંડિત-જ્ઞાની પુરૂષોનો વખત શાસ્ત્રવાચવાના આનંદથી અને મૂર્ખનો સમય વ્યસન કજીયા કે નિદ્રાથી નિર્ગમન થાય છે ૩

## સજ્જન-દુર્જનની નીશાની.

तुष्यन्ति भोजनैर्विप्रा मयूरा घनगर्जितै. ।
साधव· परसंतोषे , खलाः परविपत्तिषु ॥ ४॥

બ્રાહ્મણો ભોજનથી, મયૂર મેઘ ગર્જનાથી, સત્પુરૂષો બીજાઓને સંતોષ થવાથી, અને ખળ પુરૂષો બીજાઓને દુઃખી થવાથી, સંતોષ પામે છે ૪ તેમજ—

नालिकेरसमाकारा दृश्यन्ते केऽपि सज्जना ।
अन्ये तु बदराकारा बहिरेव मनोरमा. ॥ ५ ॥

તેઓપર લાગણી બતાવો! આમ લાગણી બતાવતા તમારી ઉપર કહેલી સ્થિતિ થાય, ત્યારે તમારો આત્મા પ્રભુના ચરણે મૂકો, એટલે તમારામા અદ્ભુત શક્તિ, સહ ય અને અતુલ કાર્ય શક્તિ આવશે છેલ્લા દશવર્ષો થયા મારો મુદ્રા લેખ એ હતો કે જ્યા સુધી કાર્ય ન થાય ત્યા સુધી તે પાછળ મ ડ્યા રહેવુ પ્રયત્નો કર્યાજ કરવા, અને હજુ પણ એજ તમને કહુ છુ જ્યારે સર્વત્ર અ ધકાર સિવાય કઈ દેખાતુ ન હતુ ત્યારે પણ હુ તેજ મુદ્રાલેખનો–મ ત્રનો જાપ કરતો, હમણા જ્યારે જ્ઞાનના પ્રકાશના કિરણો અજ્ઞાનરૂપી અ ધકારનો નાશ કરે છે, ત્યારે પણ હુ તેજ કહુ છુ. મારા બલકો! ભય બિલકુલ રાખશો નહિ, બીક મનમા રાખી આકાશમાના તારાની શ્રેણી સામુ જાણે કે તે તમને કચરી નાખશે એવી રીતે ઊ ચી દૃષ્ટિ કરશોજ નહિ સબૂરી પકડો! થોડા કલાકમા તે બધુ તમારે શરણે થશે રાહ જુઓ, પૈસો કે કીર્તિ કે બુદ્ધિથી લાભ મેળવશો નહિ પ્રેમજ સર્વ લાભ આપી શકે છે, શુદ્ધ વર્તનજ વિઘ્નોની વજ્રમય દિવાલોને ભેદી પોતાનો માર્ગ કાપી શકે છે–હવે આપણી સન્મુખ જે પ્રશ્ન ખડો છે તે એ છેકે, સ્વત ત્રતા સિવાય જીવનની વૃદ્ધિ કદિ નથી આપણા પૂર્વજોએ ધાર્મિક વિચારમા સ્વત ત્રતા લીધી અને આપી અને તેના ફળ તરીકે આ પણી પાસે અદ્ભુત ધર્મ છે, પણ તેઓ એ સમાજના પગમા ભારે બેડીઓ નાખી અને તેના ફળ તરીકે આપણી સમાજ ટુકમા કહીએ તો ભયકર, પિશાચ સમાન છે પશ્ચિમમા સમાજને હમેશા સ્વત ત્રતા હતી અને તેના ફળ તરીકે જુઓ? તેમની સમાજ કેટલી ગતિમાન્ થઈ છે? તેવીજ રીતે બીજી બાજુએ આપણો ધર્મ જુઓ? (તેપણ તેથીજ ગતિમાન થયો છે )

જીવન વૃદ્ધિને માટે પહેલા પ્રથમ સ્વત ત્રતા અત્યત આવશ્યક છે જેવી રીતે મનુષ્યને વિચારવાની અને બોલવાની સ્વત ત્રતાની જરૂર છે જ તેવી રીતે તેને જ્યાસુધી તે બીજાને નુકશાન કરતો નથી ત્યા સુધી ખોરાક, પોશાક અને લગ્નમા, તેમજ બીજી બધી બાબતમા સ્વત ત્રતાની જરૂર છે,

લૌકિક સ સ્કૃતિથી વિરૂદ્ધ આપણે મૂર્ખ બની બોલીએ છીએ કારણ કે દ્રાક્ષ ખાટી છે=એટલે તે મળી શકે તેમ નથી એક વખત આ બધી મૂર્ખ વાતને પણ ક બુલ કરીએ, તો આખા હિદુસ્તાનમા ધારો કે એક લાખ ખરા ધાર્મિક–આધ્યાત્મિક સ્ત્રી પુરૂષો છે હવે આની આધ્યાત્મિક સ્થિતિ માટે ત્રીશ કરોડ માણસોની પ્રજાએ જ ગલી દશામા અને ભૂખે મરતા પડી રહેવુ? શામાટે તેમણે ભૂખે મરવુ? હિ દુ ઓને મુસલમાનોએ જીતી લીધા એનુ શુ કારણ? તેનુ કારણ હિદુઓનુ લૌકિક–જડવાદી સ સ્કૃતિનુ અજ્ઞાન છે મુસલમાનોએ પણ તેઓને દરજીએ બનાવેલા કપડા પહેરવાનુ શીખવ્યુ, શેરીની ધૂળ ખોરાકમા ન ભેળવી શુદ્ધ–સ્વચ્છ રીતે ખાવાનુ મહોમેદનો પાસેથી હિ દુઓ શીખ્યા હતા લૌકિક સુધારણા બલ્કે મોજ શોખ પણ

સોયની અણી તુલ્ય દુર્જન, ને સોયનુ દોરા યુક્ત નાકુ સજ્જન પુરૂષ છે, કારણ કે સોય જેમ છિદ્ર ન હોય ત્યા છિદ્ર પાડે છે તેમ દુર્જન પુરૂષ પણ જેનામા દોષ ન હોય તેનામા દોષનો આરોપ કરે છે જેમ સોયનુ નાકુ દોરાથી છિદ્ર ઢાકે તેમ ગુણવાન્ સુજ્જન પુરૂષ બીજાના છિદ્રને ઢાકે છે ૧૦

## ગુણીમા દોષ ગુણરૂપ છે અને દોષવાળામા ગુણ પણ દોષ થઇ જાય છે

दोषो गुणाय गुणिना, महदपि दोषाय दोषिणा सुकृतम् ।
तृणमिव दुग्धाय गवा, दुग्धमिव विषाय सर्पाणाम् ॥ ११ ॥

દોષ પણ ગુણી મનુષ્યોના ગુણ માટે થાય છે અને મહોટો પણ ગુણ (સુકૃત) દોષવાળા મનુષ્યોના દોષને માટે થાય છે, ત્યા દાખલો આપે છે કે, ઘાસ (ગુણહીન છે તો પણ) ગાયોના દૂધને ઉત્પન્ન કરે છે અને સર્પોને આપેલુ દૂધ (ગુણવાળુ છે તો પણ) જેમ તેના ઝેરમા વૃદ્ધિને કરે છે તદ્વત્ ૧૧

## સજન તથા દુર્જનને વિદ્યાદિ શક્તિ મળે તો કેમ ઉપયોગ કરે છે?

### उपजाति

विद्या विवादाय धनं मदाय, शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतज्ज्ञानाय दानाय च रक्षणाय ॥ १२ ॥

દુર્જનને વિદ્યા વિવાદને માટે, ધન મદને માટે અને શક્તિ બીજાને પીડવાને માટે થાય છે અને સજ્જન પુરૂષને તેથી વિપરીત-એટલે વિદ્યા જ્ઞાનને માટે, ધન દાનને માટે અને શક્તિ બીજાના રક્ષણને માટે થાય છે ૧૨

## કોઇથી દુઃખ પામેલો સજ્જન ને સુખ પામેલો દુર્જન કેમ વર્તે છે?

### वसन्ततिलका.

आक्रोशितोऽपि सुजनो न वदत्यवाच्य, निष्पीडितोऽपि रसमुद्गिरते यथेक्षुः ।
नीचो जनो गुणशतैरपि सेव्यमानो, हास्येन तद्वदति यत्कलहेऽप्यवाच्यम् ॥ १३ ॥

જેમ શેરડીનો સાંઠો યંત્રમા પીલાણો હોય તો પણ તે મધુર રસ આપે છે, તેમ કોઇએ સત્પુરૂષનો તિરસ્કાર કર્યો હોય તો પણ તે નીંદવા યોગ્ય વચન કયારે પણ બોલતો નથી, ઉલટુ મિષ્ટ ભાષણ કરે છે પરંતુ સેંકડોબધ લાભો આપીને દુર્જનની સેવા કરી હોય છતા કલેશમા પણ જે વચન ન બોલવું જોઇએ તેવુ વચન દુર્જન મશ્કરીમા બોલે છે ૧૩

આમ થવાથીજ સર્વ વ્યવસ્થિત સંસ્થાઓ મરણ પામી છે કાર્ય કરો બસ કાર્ય કરો કારણ કે બીજાના ભલામાટે કાર્ય કરવુ એજ જીવનુ રહસ્ય છે-જીવન છે.

હુ માત્ર એજ માગુ છુ કે દંભ, લુચ્ચાઇ, પ્રપંચ હોવા ન જોઇએ મે હંમેશાં પ્રભુપર વિશ્વાસ રાખ્યો છે, સૂર્યના પ્રકાશ સમાન વિશાલ જવલંત સત્યપરજ હમેશા આધાર રાખ્યો છે, નામ, કીર્તિ મેળવવાને અરે! બીજાનુ ભલુ કરવા માટે પણ, તે મેળવવાને હુ જેસ્યુટીસમ જેવો દંભ કરી મારા હૃદય ઉપર કલંક લઇ મરવા માગતો નથી અસદાચરણનો એક શ્વાસ પણ, ખરાબ કાવાદાવાનુ કલંક પણ હોવુ ન જોઇએ બહારનો દેખાવ, આડંબર, દંભ, ડોળ, એ સર્વ મિથ્યા છે, તેમાનુ કંઇ પણ ખુણામા રહીને કરવાનુ નથી ગુરૂદેવ ઉપર ખાસ પ્રિયતા બતાવવાની નથી, અને કોઇ ગુરૂએ તે માટે કંઇ ઇચ્છા રાખવાની નથી મારા બહાદુર પુત્રો! તમારે આગળ ધસવાનુ છે ધન મળો અગર ન મળો, મનુષ્યો મળો, યા ન મળો પણ આગળ ધસો તમારામા પ્રેમ છે, ઇશ્વર છે! તમે સામા શત્રુમા ભંગાણ પાડો ત્યા સુધી આગળ વધો અને ધસો પછી તમ રી સામે કોઈ થઇ શકનાર નથી તમારૂ નામ કોઇ લઇ શકનાર નથી—થીઓસોફીના માસિકો કહે છે કે, મારા વિજયનો માર્ગ બધો તેઓએ કરી આપ્યો, એ કેટલુ બધુ બેહુદુ-અસત્ય-તદ્દન મિથ્યા વચન છે —સંભાળ રાખો, અને જે અસત્ય છે તે સર્વથી ચેતતા રહો સત્યને વળગી રહો અને આપણે ધીમે ધીમે પણ સચોટ પણે વિજય પામીશુ હુ કદિ [illegible] નહિ એમ ધારી કાર્ય કર્યા કરો તમારામાના દરેક ઉપર આખુ કાર્ય રહેલુ છે એમ ધારી કાર્ય કર્યા કરો કર્યા કરો પચાશ શતકો તમારા પ્રત્યે દૃષ્ટિ [illegible] હિંદના ભવિષ્યનો તમારા પરજ આધાર છે, તો કાર્ય આગળ ચલાવ્યે [illegible] આવી શકીશ તે હુ પોતે જાણુતો નથી હિંદમા આવુ તો હિંદીઓ મને [illegible] ઠરે તો ખૂબ વખાણે, પણ કોઇ કાર્ય માટે તેઓ એક પાઇ પણ [illegible] આમ પોતે ભીખારીઓ બન્યા છે, તો તેઓ કોની પાસેથી શુ [illegible] તેથીજ તેઓએ છેલ્લા બે હજાર વર્ષ કે તેથી વધારે વર્ષ થયાં [illegible] શકિત ખોઇ છે, હમણાજ તેઓ પ્રજાના, સમાજના, વિચાર કરવા [illegible] મારે તેમને દોષ આપવાની જરૂર નથી વધુ હવે પછી

પુસ્તકો અને તેમાની 'થીઅરીઓ' થી શુ સરવાનુ છે? [illegible] ગૃત કરવાનો ઉચ્ચમા ઉચ્ચ અને એકજ માર્ગ, આપણુ શુદ્ધ [illegible] ગત આકર્ષક લોહચુંબક છે પરમાત્મા દિન પ્રતિદિન મને [illegible] ઉંડુ દર્શન કરાવે છે કાર્ય કરો, બસ કાર્ય કર્યા કરો મૂર્ખા [illegible] છોડી દો, પ્રભુનીજ વાત કરો કપટ અને છળની વાતો [illegible] ટલી આ જીદગી નથી, તે બહુ ટુકી છે

જેણે સેવ્યા માને બાપ, ધન્ય જનમ ધરિયા !
જેણે સૌના લીધા શાપ, એ શિદ અવતરિયા ? ૧૮
જેણે પાળ્યા માણસ પાચ, ધન્ય જનમ ધરિયા !
જેણે લોભે લીધી લાચ, એ શિદ અવતરિયા ? ૧૯
જેણે ધરી ધરમની રીત, ધન્ય જનમ ધરિયા !
જેની પાપ ઉપર બહુ પ્રીત, એ શિદ અવતરિયા ? ૨૦
જેણે સૌને દીધા સુખ, ધન્ય જનમ ધરિયા !
દુનિયાને દીધા દુખ, એ શિદ અવતરિયા ? ૨૧
જેણે દીધો સદૈવ સુબોધ, ધન્ય જનમ ધરિયા !
જેણે કર્યો ગરિબપર ક્રોધ, એ શિદ અવતરિયા ? ૨૨
જેના વિધ વિધ થાય વખાણ, ધન્ય જનમ ધરિયા !
જેણે પરના લીધા પ્રાણ, એ શિદ અવતરિયા ? ૨૩
જેણે દયાથી દીધા દાન, ધન્ય જનમ ધરિયા !
જે નિર્લજ ને નાદાન, એ શિદ અવતરિયા ? ૨૪
જે પ્રજા તણા પ્રતિપાળ, ધન્ય જનમ ધરિયા ?
જે ચોર થયા ચંડાળ, એ શિદ અવતરિયા ? ૨૫
સત્યવાદી શાણા શેઠ, ધન્ય જનમ ધરિયા ?
જેણે પાપે ભરિયા પેટ, એ શિદ અવતરિયા ? ૨૬
જેની તનમન સારી ટેવ, ધન્ય જનમ ધરિયા ?
ન ભજ્યા દલપતના દેવ, એ શિદ અવતરિયા ? ૨૭

## સુજન બીબી અને દુર્જન મીયાની વાર્તા

* વે દિન કહાં કે મિયાંકે પાઊંમે જુતી ?

મીયા બહુ કરીને ગામડામા રહેનાર એક મુસલમાન હતો તે બિચારાને કાંઇ પણ નોકરી નહીં મળવાથી ખડનો ભારો લાવી વેચી પોતાનો નિભાવ ઘણી મુશ્કેલીથી કરતો હતો. પડ પર ફાટલ-તુટલ લુગડા એ મિઆનો શણગાર હતો. લુખો-સુકો બાજરનો રોટલો ને આછી-પાતળી છાશ તેનુ ભોજન હતુ પગમાં પગરખુ પહેર્યાને પદરેક વર્ષ વિતી ગયા હશે, એટલી મુદતમા રૂપિઆ-સવા રૂપિઆ ખરચી પગરખા લેવાની શકિત આવી નહોતી તેની સ્ત્રી મરીઅમ ઘણી ભલી હતી. રેટીઆ પૂણીની ઉપજ પોતાના ખાવિંદને ઘર ચલાવવામા તે મોટી મદદગાર થઇ પડતી હતી મિઆભાઇ પોતે હિણુકમાઉ પણ મિજાજનો ભંડાર હતો, કહેવત છે કે-"નબળો માટી બૈરી પર શૂરો" હરવખત મિઆંભાઇ બીબીને સતાવ્યા કરતો પણ સમજુ બિચારી મરીઅમ ખુનીઆદતુ ફરજદ હોઇને ખામોશ પકડતી

* કૌતુકમાળા

કૂદકો મારી લોકોને પ્રભુ સન્મુખ લાવો તમારામા મારો જુસ્સો પ્રવેશો, તમો ઉગ્ર રીતે હૃદય નિષ્ઠ બનો, તમે શુદ્ધ ક્ષેત્રપર એક વીર તરીકે મૃત્યુ પામો—નેજ સદની પ્રાર્થના છે જેની એવો—વિવેકાનદ

તા ક—અ,—ક,—ડા૦ બ—અને બીજા સર્વને એવુ કહે જો કે માવજીભાઇ, કે પેથોલાઇ આપણી તરફેણમા કે વિરૂદ્ધમા જે કહે તે પર બીલકુલ માન્યતા તેઓ રાખે નહિ, પરતુ કાર્ય ઉપર પોતાની સર્વ શક્તિને એકાગ્ર—એકત્રિક કરે, વિવેકાનદ

વિશેષ એક વાત એ કહેવાની કે સર્વના દાસ બનો અને કોઇને કાબુમા રાખવાની તલમાત્ર પણ કોશેશ ન કરો તેમ કરશો તો અદેખાઇ ઉત્પન્ન થશે અને સર્વ ભાગી પડશે કૂચ કરો અત્યાર સુધીમા તમે આશ્ચર્ય કારક રીતે સારૂ કર્યું છે મારા પુત્ર! તુ આત્માવલબી, વફાદાર અને સહનશીલ બન આપણે બધુ સાધી શકીશુ મારા બીજા મિત્રો સાથે શત્રુભાવ રાખીશ નહિ—વાદવિવાદ કરીશ નહિ સર્વની સાથે સપથી રહેજે સર્વને મારા શાશ્વત પ્રેમ સાથે આપનો મહાનો આશીર્વાદ સહ—વિવેકાનદ

તા ક જો તમે નેતા તરીકે આગળ વધશો તો તમને સહાય આપવા કોઇ આવશે નહિ પ્રથમ તો અહભાવનુ નિકદન કરો, ત્યાર પછીજ વિજયની ધારણા સપૂર્ણ પાર પડશે—તમારા પ્રત્યે સદાને માટે પ્રેમસહ વર્તમાન, તમારો હૃદયનિષ્ઠ—વિવેકાનદ

તમોને (અ—ને) મારે કહેવુ જોઇએ કે તમારો બચાવ તમારે જાતે જ કરવા નો છે સાવ બાળક પેઠે શા માટે વર્તો છો? તમારા ધર્મ પર કોઇ આક્ષેપ કરે તો શા માટે તમે તેની પાસે બચાવ કરી શકતા નથી? મારા વિષે પૂછો નો તમારે કોઇ પણ જાતની ભીતિ રાખવાની નથી અહી મારા શત્રુઓ છે, તેના કરતા મિત્રો વધારે છે, અને આ દેશમા ત્રીજો ભાગ ખ્રિસ્તીઓ છે, અને શિક્ષિત વર્ગમાથી તો ઘણી જ જુજ સખ્યા ખ્રિસ્તી મિશનરીઓ માટે પરવા રાખે છે બીજુ વળી એ છે કે જે વસ્તુ સામે મિશનરીઓ અભાવ બતાવે છે, તેજ વસ્તુ એષણીય હોવી જોઇએ, એમ શિક્ષિત વર્ગ માને છે તે મિશનરીઓની આગળની સત્તા હવે અહીથી ગઇ છે અને દિવસે દિવસે નાબુદ થતી જાય છે તેઓના કરેલા આક્ષેપોથી તમને દુખ થતુ હોય તો શા માટે જક્કી બાલકની પેઠે તમે વર્તો છો, અને તે વાત મને બળાવો છો અને પૂછો છો? બાયલાપણુ રાખવુ એ સદ્‌ગુણ નથી

અહી મને અનુસરનાર ઘણા પ્રતિષ્ઠિત પુરૂષો ક્યારના થઇ ચૂક્યા છે બીજે વરસે હુ એવી વ્યવસ્થા કરનાર છુ કે તેને કાર્યગત શ્રેણી પર મૂકી આપીશ અને પછી આપણુ કાર્ય ચાલુ થયા જશે, અને જ્યારે હુ હિદમા આવવા અહીથી ઉપડીશ ત્યારે અહીં એવા મિત્રો રહેશે કે જે મને અવલબન આપતા રહી હિદમા

વિભૂતિ રૂપી ગુણ છે ૧૮, જે જેને જાણતો નથી તે તેને નિંદે છે ૧૯, મહા પુરૂષો ને હાનિ નથી પરંતુ તે સ્થાનને હાનિ છે ૨૦ મહા પુરૂષમા હલકાઇની શંકા ન કરવી ૨૧, ગુણવાન્ પુરૂષ દુર્બલ હોય તો પણ ઉત્તમ છે ૨૨ ”

આમ બાવીશ પ્રકારે ગુણીનું સ્વરૂપ જાણી શકાય છે તેથી તેનું આ અધિકાર સાથે એકીભાવ ( એકપણું ) છે માટે તે બાબતમા વિશેષ ન લખતા આ અધિકારનો આરંભ કરવામા આવે છે

## ગુણોની પ્રસિદ્ધિ સ્વતઃજ થાય છે.

### अनुष्टुप् ( १ थी १० )

गुणा कुर्वन्ति दूतत्वं, दूरेऽपि वसतां सताम् ।
केतकीगन्धमाघ्राय, स्वयं गच्छन्ति षट्पदाः ॥ १ ॥

સત્પુરૂષો ઘણા દૂર વસતા હોય, પણ પોતાના ગુણો દૂતપણું કરે છે ( અર્થાત્ પોતાના ગુણો જગતમા પ્રસિદ્ધ થવાથી મનુષ્યો દર્શન અર્થે આવે છે ) જેમકે કેતકીમા સુગંધીનો ગુણ હોવાથી ભમરાઓ પોતાની મેળે કેવડા તરફ આકર્ષાય છે ૧ *

## ગુણવાન્ પદાર્થના સંસગનું ફળ

गुणवज्जनसंसर्गाद्याति सर्वोऽपि गौरवम् ।
पुष्पमालाप्रसङ्गेन, सूत्रं शिरसि धार्यते ॥ २ ॥

ગુણહીન મનુષ્ય જો ગુણવંત સજ્જનની સોબતમા આવે તો અવશ્ય મ્હોટાઇ મેળવે છે, જેમકે સૂતર પુષ્પની માળામા ગુંથાવાથી દેવ કે મનુષ્યના કંઠમા રહે છે કારણ કે પુષ્પ રહિત સૂતર કંઠમા પેરાય નહિ ૨

## ગુણો જણાવવામા સોગન ખાવાની જરૂર નથી

यदि सन्ति गुणाः पुंसां, विकसन्त्येव ते स्वयम् ।
न हि कस्तूरिकामोदः, शपथेन निर्वार्यते ॥ ३ ॥

જે માણસોમા ગુણો ભરેલા છે તે માણસો ગુણોને લીધે પોતાની મેળે જગતમા જાહેર છે, જેમકે આ કસ્તુરી છે અન્ય વસ્તુ નથી એવી કસ્તુરીની સાબીતી કરવા માટે સોગન ખાવાની જરૂર નથી કારણ કે કસ્તુરીની સુગંધી જ સુપ્રસિદ્ધ છે ૩

* ૧ થી ૬ સુભાષિત રત્ન ભાંડાગાર.

અને અકિંચનતા-નો મે ભંગ કર્યો છે તો તેમને કહેજો કે તેઓ મહાન જૂઠા છે (૯) મિશનરીને મહેરબાની કરી પત્ર લખીને પૂછજો કે તેઓએ મારામા જે અસત વર્તનો જોયા હોય તેની એક વિગતવાર યાદી લખી તમોને મોકલાવે, અગર તેને મારા વિષે કોણે કોણે ખબર આપી છે તેના નામો મોકલાવે, તથા તે ખબરો એક ચોકસ મનુષ્ય તરફથી સીધી રીતે આવી છે? આમ કરશો તો આખા પ્રશ્નનુ એની મેળે નિરાકરણ થઇ જશે અને આખો ઘટાટોપ એની મેળે ઉડી જશે મારા વિષે પૂછો તો યાદ રાખજો કે કોઇ મારો મુખત્યાર નથી હુ કોઇના કહેવા પ્રમાણે ચાલવા બંધાયેલ નથી મારા જીવનનુ મિશનઅંતિમ ઉદ્દેશ હુ સારી રીતે જાણુ છુ અરે મારી પાસે ચરિવળીના નિયમ નથી જેમ હુ હિંદનો વતની છુ તેમ આખી દુનિયાનો વતની છુ તો તે સબંધે મિથ્યા પ્રલાપ કરવાનો નથી મે મારાથી બની શકે તેટલી મદદ તમોને આપી છે હવે તમોને તમારી પોતાની મદદ મળવી જોઇએ એવો કયો દેશ છે કે જેનો ખાસ હક્ક મારાપર પહોચે છે? શુ હુ કોઈ પ્રજાનો વેચાયેનો ગુલામ છુ? તમે બેઇમાની નાસ્તિકો! હવે પછી એવો મૂર્ખ,અર્થહીન પ્રલાપ વધારે વખત કરતા નહિ

મે ઘણી વખત રીતે કાર્ય કર્યું છે અને જેટલો મારી પાસે પૈસો આવ્યો તે કલકતા અને મદ્રાસ મોકલાવી આપ્યો છે, અને આ બધુ કર્યા પછી શુ હું તેઓના કહેવા પ્રમાણે ચાલવા બંધાયેલ છુ? તમે શરમાતા નથી? શુ હુ તેઓનો કોઇ રીતે દેવાદાર છુ? તેઓ મારા વખાણ કરે તેની હુ લેશમાત્ર દરકાર કરૂ તેમ છુ? અને તેઓ મને નિંદે તેથી શુ હુ ડરૂ તેમ છુ? મારા વ્હાલા પુત્ર! હુ કોઇ વિલક્ષણ મનુષ્ય છુ અને તમે પણ મને હજુ સુધી સમજી શકયા નથી તમે તમારૂ કાર્ય કર્યા જાઓ, જો ન કરી શકો તો બંધ રાખો, પણ મને તમારો મિથ્યા પ્રલાપ કહી સતાવવાનો પ્રયત્ન કરતા નહિ મારી પીઠ પાછળ રહી સહાય આપનાર મનુષ્ય શક્તિ કરતા મહાન્ શક્તિ, અથવા પ્રભુને અથવા કોઇ દેવને હુ જોઇ શકુ છુ મારી આખી જીંદગી સુધી હુ બીજાને મદદ આપતો આવ્યો છુ જે દેશે મહાનમા મહાન્ પુરૂષ—રામકૃષ્ણ પરમ હંસને જન્મ આપ્યો છે તે દેશમા તેના કાર્યને સહાય આપવા થોડા રૂપીઆ પણ જેઓ એકઠા કરી શકતા નથી, અને મિથ્યા પ્રલાપ કરવો હોય તો તૈયાર રહે છે, અને જેને માટે તેઓએ કઇ કર્યું નથી પણ જેણે તેમને માટે બની શકે તેટલું બધુ કર્યું છે તેને તુ આમ કર, તારે આમજ કરવુ જોઇએ! એમ આદેશ આપી તેને તે પળાવવા માગે છે! આવી ઉપકાર વગરની-કૃતઘ્રી દુનિયા છે

શુ તમે એમ કહેવા ઇચ્છો છો કે જે જ્ઞાતિના દોરમા દબાયેલા, વહેમી દયા હીન, દાંભિક, નાસ્તિક, બાયલાઓ, કેળવાયેલા હિંદુમા તમોને મળી આવે છે તેવા

સમગ્ર ભૂમંડળને શણગારવાવાળા ગુણિ પુરૂષો તો એક તરફ રહ્યા પરંતુ જે-ઓને ગુણમાં પ્રેમ છે, તેવા પુરૂષો પણ હમણાં (આજ કાલના વખતમાં) દુર્લભ છે ૮

## મનુષ્યો ગુણોથી જ ગૌરવને પામે છે.

गुणैर्गौरवमायान्ति, न महत्याऽपि सम्पदा ।
पूर्णेन्दु. किं तथा वन्द्यो, निष्कलङ्को यथा कृशः ॥९॥

મનુષ્યો ગુણોથી જ ગૌરવ ( મ્હોટાઈ ) ને પ્રાપ્ત થાય છે, મ્હોટી સંપત્તિથી નહિ કૃશ, ( પાતળો ) કલંક રહિત બીજનો ચન્દ્રમા જેમ મનુષ્યોથી વન્દાય છે, તેમ સકલંક એવો પૂર્ણ ચન્દ્ર વન્દનાને પાત્ર થતો નથી ૯

## પૂર્ણ સંપત્તિવાળાએ પણ ગુણનો ત્યાગ ન કરવો.

गुणेष्वनादरं भ्रातः, पूर्णश्रीरपि मा कृथाः ।
सम्पूर्णोऽपि घटः कूपे, गुणच्छेदात्पतत्यधः ॥ १० ॥

હે ભાઇ ! તને સંપૂર્ણ લક્ષ્મી પ્રાપ્ત થાય તો પણ ગુણોમાં અનાદર કર નહિ કારણકે ઘડો સંપૂર્ણ હોય તો પણ ગુણ ( દોરડા ) ના કપાવાથી કુવામાં નીચે પડી જાય છે ૧૦

## ગુણીપણુ કેવળ સ્વાભાવિક હોતુ નથી

### शिखरिणी.

गता ये पूज्यत्वं प्रकृतिपुरुषा एव खलु ते,
जना दोषत्यागे जनयत समुत्साहमतुलम् ।
न साधूनां क्षेत्रं न च भवति नैसर्गिकमिदं,
गुणान् यो यो धत्ते स भवति साधुर्भजत तान् ॥११॥

જે લોકો પૂજ્યપણાને પામ્યા છે તે નક્કી સ્વભાવથી પુરૂષો છે ( કાંઇ દેવતાઓ નથી ) માટે હે મનુષ્યો ! દોષના ત્યાગમાં અતુલ એવા ઉત્સાહને ધારણ કરો સાધુ ( ગુણી ) પુરૂષોનું કંઇપણ ક્ષેત્ર ( ખેતર ) નથી હોતુ તેમ સ્વભાવથી જ કોઇને ગુણીપણુ હોતુ નથી પરંતુ જે જે પુરૂષ ગુણોને ધારણ કરે છે તે તે સાધુ ( ગુણી ) કહેવાય છે માટે તમે ગુણોને ભજો ૧૧

## ગુણી પર દૃષ્ટાન્ત

+ સુરતમાં એક વિજયકુંવર નામની સ્ત્રીને ઠીંકણુપાળ નામના કુલિન અને ગૃહસ્થ ધણી સાથે નાનપણમાં તેના માબાપે પરણાવી હતી તે લાયક ઉમરની થઇ

+ કૌતુકમાળા.

બ્રહ્મ એટલે સત્ય, બ્રહ્મ એટલે તપ, બ્રહ્મ એટલે ઇંદ્રિયોનો નિગ્રહ અને બ્રહ્મ એટલે સર્વ પ્રાણીઓ ઉપર દયા એ બ્રહ્મ જ બ્રાહ્મણનું લક્ષણ છે ૨

### ખરો બ્રાહ્મણ કોણ ?

आहिंसा सत्यमस्तेय, ब्रह्मचर्यापरिग्रही ।
कामक्रोधनिवृत्तस्तु, ब्राह्मणः स युधिष्ठिर ॥ ३ ॥

હે યુધિષ્ઠિર રાજા, જે હિંસા કરે નહીં, જે સત્ય બોલે, જે ચોરી કરે નહીં, જે બ્રહ્મચર્ય પાળે, જે પરિગ્રહ રાખે નહીં અને જે કામ તથા ક્રોધથી નિવૃત્ત રહે તે બ્રાહ્મણ કહેવાય છે ૩

### ખરા બ્રહ્મત્વની પ્રાપ્તિ ક્યારે થાય છે ?

यदा न कुरुते पाप, सर्वभूतेषु दारुण ।
कर्मणा मनसा वाचा, ब्रह्म सम्पद्यते तदा ॥ ४ ॥

જ્યારે મન, વચન અને કર્મથી સર્વ પ્રાણીઓ ઉપર દારૂણ પાપ કરે નહીં ત્યારે બ્રહ્મને પ્રાપ્ત કરે છે. ૪

### કેવા વચનો બોલનાર બ્રહ્મત્વને પામે છે ?

यदा सर्वानृत त्यक्त्वा, मृषावादादिवर्जित ।
अनवद्यं च भाषेत, ब्रह्म सम्पद्यते तदा ॥ ५ ॥

જ્યારે સર્વ અનત અસત્યનો ત્યાગ કરી મૃષાવાદ પ્રમુખથી રહિત એવુ નિર્દોષ વચન બોલે ત્યારે જ બ્રહ્મ પ્રાપ્ત થાય છે ૫

### જ્યારે અદત્તાદાન ત્યાગ નામનું મહાવ્રત ધારણ કરવામા આવે ત્યારે જ બ્રહ્મત્વની પ્રાપ્તિ થાય છે.

यदा सर्वं परद्रव्य, वहिर्वा यदि वा गृहे ।
अदत्त नैव गृह्णाति, ब्रह्म सम्पद्यते तदा ॥ ६ ॥

જ્યારે બાહેર અથવા ઘરમા અદત્ત એવુ સર્વ પરદ્રવ્ય ગ્રહણ કરે નહીં અર્થાત્ ચોરી કરે નહિ ત્યારે બ્રહ્મ પ્રાપ્ત થાય છે ૬

### કેવો પુરૂષ આયુષ્યનો ક્ષય થતા બ્રહ્મ સ્થાનનો અધિકારી બને છે ?

येषा जपस्तप. शौच, क्षान्तिर्मुक्तिर्दयाशमः ।
तेषायुप'क्षये वत्स, ब्रह्मस्थान विधीयते ॥ ७ ॥

પણ એમ અને કેમ? નામતો માણસો સારા સારા પાડે છે, પણ ધૂળ ઉ
લીંપણ, મારા પડોશમા ગવાવ અને કંકુ નામની બાઇડીયો કાજળથી કળી
અવેર ને મોતી તો ફુટી બદામની ગણતરીમા નથી,ગુલાબતો ગંધાતી રહે છે ને અ
કરવા જીભી છે વધારે શુ કહુ ? માટે નામ પ્રમાણે ગુણ હોયજ નહિ

એમ કહી તે તો ચાલી ગઇ, થોડીવાર થઇ ત્યા એક ધનપાળ નામનો મા
ભિખ માગવા આવ્યો, તેણે વિજયકુવરને કહ્યુ કે "બાઇ તમારા હૃદયમા
વસે તો કાંઇ આપો હાથે તેજ સાથે છે, તમને ધર્મ થશે મારી આતરડી
રશે ને તમારૂ ભલુ થશે

**વિજયકુવર**— અરે ભાઇ તુ આમ ભીખ માગતો ફરે છે તેથુ,'તારૂ
એવુ ભીખારીદાસ છે ?

**ધનપાળ**—ના, ભાઇ મારૂ નામ તો ધનપાળ છે પણ તેમા કામ શુ ?
મારો જન્મ બધો ભીખ માગવામા ગયો છે

**વિજયકુવર**—વળી ધનપાળને પણ ભીખ માગવી પડે કે શુ, નામ
ગુણ ન હોય ?!

**ધનપાળ**—અરે બાઇ, નામ એવા ગુણ ક્યાથી હોય ? એક મિયાનુ
દરીઆવખા હતુ, પણ પાણી વગર તરસ્યો મરતો હતો નામમાથી એક ટીપુ
પણ કામ ન આવ્યુ અરે! શીતલદાસ નામનો સાધુ ઘણો ક્રોધી હતો નાગાન
સુશોભિત વસ્ત્રાલંકારથી ગરકાવ રહે છે હનુમાનદાસ તો બબે બાઇડીયો રાખે

એવામા એક સંતોષદાસ નામનો સાધુ આવ્યો ને વિજયકુવર પાસે
નાખ્યો, ત્યારે તેણીએ પૂછ્યુ કે "મહારાજ, તૈયાર રસોઇ જમી લેશે
સિધુ લેશો "

સંતોષદાસે કહ્યુ કે, "તૈયાર રસોઇ પાવેગે ઔર થોડા ઓર સિધા
લેગે " આથી ધનપાળના કહેવાની વિજયકુવરને ખાત્રી થઇ કે નામ પ્રમાણે
હોતા નથી

એવામા પાડોશમા રહેનાર એક વાણીઓ ગુજરી ગયો, તેની બુમરાણ
વિજયકુવરે તજવીજકરી તો માલૂમ પડયુ કે તે અમરચંદ નામનો વીશ
જુવાન હતો અમર નામ છતા મરી ગયાનુ સાભળી, તે બાઇની તમામ ભ્રા
થઇ, અરે નામ એવા ગુણ હોતા નથી માટે નામ નઠારૂ હોય તો પણ શુ ?
હોય તોપણ શુ ? પણ ગુણ સારા હોય તો દીપી નીકળે છે, હુ અત્યાર સુધી
ધારે ફુટાઇને નામ ઉપરથી ગુણનુ અનુમાન કરી રોવમા રહી, તે મોટી ભૂ
છે. એમ પસ્તાવો કરી ...

કેવો બ્રાહ્મણ શાંત બ્રહ્મલોકનો આશ્રિત બને છે?

मोक्षाश्रमं यश्चरते यथोक्तं, शुचिः स्वसङ्कल्पितयुक्तबुद्धिः ।
अनिन्धन ज्योतिरिव प्रशान्त, स ब्रह्मलोक श्रयते द्विजातिः ॥ १२ ॥

જે પવિત્ર અને પોતાના સકલ્પ પ્રમાણે બુદ્ધિને પ્રેરનારા થઇ યથાર્થ મોક્ષાશ્રમને આચરે છે, તે બ્રાહ્મણ ઇંધણા વગરના અગ્નિના જેવા શાત બ્રહ્મલોકને પામે છે, ૧૨

આ પ્રમાણે કહી આ સુબ્રાહ્મણ અધિકાર પૂર્ણ કરવામા આવે છે



# यतिस्थानातिशय वर्णन--अधिकार.

ગત અધિકારમા ઉત્તમ બ્રહ્મત્વને ધારણ કરનારા યતિઓજ કહેવાય છે, કારણ કે, બ્રહ્મત્વના સર્વ લક્ષણો તેમને વિષેજ રહેલા હોય છે, તેવા સત્ય બ્રાહ્મણરૂપ યતિઓ જે સ્થાને વસે છે, તે સ્થાન સર્વ દેવરૂપ અને સર્વ તીર્થરૂપ ગણાય છે, તેવા યતિસ્થાનનુ મહાત્મ્ય બતાવાને આ યતિસ્થાનાતિશયના વર્ણનનો અધિકાર કહેવામા આવે છે

જે સ્થાનમા યતિ રહે છે, તે સ્થાનમાં સર્વ તીર્થો અને સર્વ દેવતાઓ રહે છે.

अनुष्टुप् (१ थी २)

जितेन्द्रियः सर्वहितो, धर्मकर्मपरायणः ।
यत्र तिष्ठति तत्रैव, सर्वतीर्थानि देवताः ॥ १ ॥

જ્યા ઇંદ્રિયોને જીતનાર, સર્વ પ્રાણીમાત્રનુ હિત કરનાર અને ધર્મ કર્મમા તત્પર એવા મુનિ વસે છે, ત્યા સર્વ તીર્થો અને દેવતાઓ વસે છે ૧ *

જે સ્થાને યોગીઓ માત્ર નિમિષ કે અર્ધ નિમિષ રહે છે, તે સ્થાન સર્વ કલ્યાણકારી તીર્થ અને તપોવન રૂપ ગણાય છે.

निमिष निमिषार्द्धम्वा, यत्र तिष्ठन्ति योगिनः ।
तत्रैव सर्वश्रेयासि, तत्तीर्थं तत्तपोवन ॥ २ ॥

* १-२ નારદીય પુરાણ

હે કાગડા ! તારૂ શરીર કાળુ છે તારી ભાષા કાનને ઉદ્વેગ ઉત્પન્ન કરનારી છે, સર્વ પ્રકારની સારી વા નરસી વસ્તુઓ તુ ખાય છે, અને સ્વભાવથી જ ચચળ હોવાથી તારી ચેષ્ટાઓ પણ સારી નથી આ પ્રકારે અવિનયાદિ સર્વ પ્રકારના દોષ તને પ્રાપ્ત થયેલા છે, પર તુ તારા કુટુબીઓ પ્રત્યે તુ જે વાત્સલ્યભાવ રાખે છે તેથી તને ખરેખર ધન્યવાદ આપવામા આવે છે ૨

## એક ગુણની જરૂર આવશ્યકતા.

"ઓધવજી સ દેશો કહેજ્યો શામને" એ રાગ

[1]પોપટજી બેઠા સોનાને પાજરે, રાજા રાણી જોઇ રાજી થાયજો,
ચાકર રોજ કરે પોપટની ચાકરી, જુઓજી પોપટ કયાઇ ન રમવા જાયજો પોપટ ૧
એકજ ગુણ પણ આ જગમા એવો ભલો, વિશેષ સૌથી વિશ્વ વિષે વખણાયજો,
જશ જામે તેનો સઘળા સ સારમા, ચતુરજનો સૌ તેને ચિત્તમા ચ્હાયજો. પોપટ ૨
મોતી તો આભુષણમા શોભે ભલા, માણસમા તે તેથી પામ્યા માનજો,
આંબો પણ રસ આપે એક પ્રકારનો, તે ગુણથી તે ગણાય છે ગુણવાનજો પોપટ. ૩
સુગ ધનો ગુણ સરસ ગુલાબ વિષે વસે, ભક્ષ કર્યાથી ભાગે નહી જન ભૂખજો,
અફીણ તો આવે ઓસડ ઉપયોગમા, દેહતણુ તે દૂર કરે છે દુ ખજો પોપટ૦ ૪
સોમલ પણ સહારે રોગ શરીરનો, વઇબિરથી તેનો કરતા ઉપયોગજો,
ઘોડુ તો ઘણી મજલ કરે દિન એકમા, જણાય ઉત્તમ જનને વાહન જોગજો પો૦ ૫
હેમતણી વીંટી શોભાવે હાથને, શોભાવે નહિ એવુ સોનુ શેરજો,
લેખણ તો લખવુ હોય તે આપે લખી, પામી તે એકજ ગુણ ઉત્તમ પેરજો પો૦ ૬

---

[1] દલપતકાવ્ય ભાગ ૧ લો

અર્થાત્ સજ્જનો દાન આપવામા પછાત રહેતા નથી, દીનતા ભરેલુ વચન સભળાવતા નથી અને પ્રાણી માત્રનુ હિત ચાહેછે

## સત્પુરૂષોની સમૃદ્ધિમાં તટસ્થભાવના

### वंशस्थ (૭-૮)

भवन्ति नम्रास्तरवः फलोद्गमैर्नवाम्बुभिर्दूरविलम्बिनो घनाः ।
अनुद्धतास्सत्पुरुषाः समृद्धिभिः, स्वभाव एवैष परोपकारिणाम् ॥ ७ ॥

વૃક્ષો ફળ આવવાથી નમ્ર થાય છે, વાદળાઓ નવા જલથી ઘણા નીચે આવેછે અને સત્પુરૂષો સપત્તિઓથી નમ્ર થાય છે માટે પરોપકારી પુરૂષોનો એવો જ સ્વભાવ છે ૭

## પૃથ્વીને રત્નોની ખાણ શાથી જાણવી

त एव धन्या यशसां निकेतनं, तैरेव रत्नप्रसवा वसुन्धरा ।
बलेन वीर्येण धियाङ्गिया श्रिया, कुर्वन्ति ये श्रीजिनशासनोन्नतिम् ॥ ८ ॥

જે પુરૂષો બળથી, પરાક્રમથી, બુદ્ધિથી અને શરીર સપત્તિથી શ્રી જૈન શાસન (શ્રી તીર્થંકરો પ્રણીત આજ્ઞા વાકયો) ની ઉન્નતિ કરે છે, તેજ ધન્ય અને યશોનુ નિવાસસ્થાન છે અને તે નરરત્નો વડે જ પૃથ્વી રત્નપ્રસવા (રત્નોને જન્મ આપનારી) છે ૮

## પૃથ્વી બહુ રત્ના છે, તેથી કોઈ દાનાદિક ગુણોથી વિસ્મય પામવુ નહિ.

### अनुष्टुप्

दाने तपसि शौर्ये च, विज्ञाने विनये नये ।
विस्मयो न हि कर्तव्यो, बहुरत्ना वसुन्धरा ॥ ९ ॥

કોઈના દાન, તપ, શૌર્ય, વિજ્ઞાન, વિનય અને નય (ન્યાય) જોઈ વિસ્મય પામવુ નહીં, કારણકે, પૃથ્વી બહુ રત્નવાળી છે, એટલે પૃથ્વીમા તેનાથી ચડીયાતા બીજા મળી આવે તેમ છે ૯

## સત્પુરૂષોનો સ્વાભાવિક સ્વભાવ.

### द्रुतविलम्बित.

विपदि धैर्यमथाभ्युदये क्षमा, सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरतिर्व्यसनं श्रुतौ, प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ १० ॥

સાફ કાંઈ તેને ધોકા મારતા નથી, પણ તેનો મેલ કાઢવા માટે જ તેને ધોકા મારવામાં આવે છે કારણ કે દુઃખરૂપી ધોકાથી જ તે પવિત્ર થાય છે પણ જે ફાટેલા, સડેલા ગંધીલા ચીંથરા હોય છે, તેને તો કાકડીમાં કે મગાલોમાં બાળી જ દેવામાં આવે છે એવા બળી જવાને યોગ્ય રખડતા ચીંથરાઓને ધોવાની મહેનત કોઈ લેઈ નહીં, સારા કપડા હોય તેજ ધોવાય + + તેમજ [ અશુભ કર્મ ભોગવવાને જ ] દુઃખ હોય છે માટે દુઃખથી હિંમત નહીં હારી જાઓ, પણ તેને ખુશીથી ભોગવો એમાં ખુબી એજ છે કે દિલગીર થઈને ભોગવશો તો દુઃખમાં ડુબી જશો, ને પ્રારબ્ધાધીન થઈને શાન્તિથી ભોગવશો તો તરી જશો

અસલના વખતમાં એક મહાત્મા હતા તે મહાત્માને કોઈ એક ગરીબ ભક્તે કહ્યું કે, તમે ડાહ્યા છો ને જ્ઞાની છો, માટે મારી એક વાતનો ખુલાસો કરો મહાત્માએ કહ્યું કે બોલ, તારી શું વાત છે ? મારાથી બને તે ખુલાસો કરવા હું તૈયાર છું. ત્યારે તે ગરીબ ભક્તે કહ્યું કે, હું બહુ ગરીબ માણસ છું ને તેમ છતાં દરરોજ વધારે ને વધારે ગરીબ થતો જાઉં છું હવે મારી પાસે કાંઈ રહ્યું નથી માત્ર એક ઘાસની ઝુંપડી મને રહેવા માટે હતી તેમાં પણ કાલે આગ લાગી તેનું કારણ શું ? + + + મારા જેવા "દુઃખી ઉપર દડામ ને પડ્યા ઉપર પાટું" જેવું દુનિયામાં ઘણે ઠેકાણે બને છે તેનું કારણ શું છે? એ ભેદ જાણવા હું ઇચ્છું છું + + +

ત્યારે દયાળુ મહાત્મા બોલ્યા કે, ભાઈ મને એક ઇંટ જોઈએ છીએ તે લાવી આપ, પછી તને જવાબ આપીશ. પેલો ગરીબ ભક્ત શહેરમાંના સુંદર મોહોલ્લાના ભભકાદાર મહેલોમાં ગયો પણ સુંદર મકાનોમાંથી ઇંટ લેવાની તેની ઇચ્છા થઈ નહીં એ પછે તે ગરીબોના લત્તામાં ગયો ત્યાં એક ટુટેલી દીવાલ પડી જવાને માટે ઝુકી રહી હતી, તેમાંથી એક ઇંટ ખેંચી લીધી ને તે મહાત્માને આપી. ત્યારે પેલા મહાત્માએ કીધું કે, આ ઇંટ તું ક્યાંથી લાવ્યો ? ત્યારે પેલા કંગાળ ભક્તે કહ્યું કે, એક અરધી ટુટેલી ને વધારે ટુટવા માટે ઝુકી પડેલી એક ગરીબ માણસની દીવાલમાંથી તે લાવ્યો મહાત્માએ કહ્યું કે, ગજબ ? ગજબ ? એતો તે બહુ ગેરવ્યાજબી કર્યું મોટા મોટા મહેલ છોડીને એક ગરીબ માણસની ટુટેલી દીવાલમાંથી તે શામાટે ઇંટ લીધી ? એ ટુટેલી દીવાલને તેવીજ સ્થિતિમાં વધારે વખત રહેવા દીધી હોત ને તેને બદલે કોઈ મોટા મહેલમાંથી એક ઇંટ ખેંચી લીધી હોત તો તને શું અડચણ હતી ? શામાટે તે એમ ન કર્યું ?

ભક્તે કહ્યું કે, મહારાજ ? મોટા મહેલમાંથી એક ઇંટ ખેંચવાથી તેની સુંદરતા બગડી જાત, ને ભાંગેલી દીવાલમાંથી ઇંટ ખેંચી કહાડવાથી તે દીવાલ પડી ગઈ ને હવે ત્યાં બીજી નવી દીવાલ બંધાશે આ સાભળી મહાત્માએ કહ્યું કે, અશુભ કર્મનો નાશ થયે દુઃખ જશે ને શુભ કર્મનો ઉદય થયે પુણ્ય સુખ ભોગવી, અંતે ઇશ્વર તુલ્ય થઇશ, એ આ ઇંટના ઉદાહરણથી તારે સમજી લેવું + + +

અર્થાત્ સજ્જનો દાન આપવામા પછાત રહેતા નથી, દીનતા ભરેલુ વચન સ ભળાવતા નથી અને પ્રાણી માત્રનુ હિત ચાહેછે

## સત્પુરૂષોની સમૃદ્ધિમાં તટસ્થભાવના

### વંશસ્થ (૭-૮)

भवन्ति नम्रास्तरवः फलोद्गमैर्नवाम्बुभिर्दूरविलम्बिनो घनाः ।
अनुद्धतास्सत्पुरुषाः समृद्धिभि', स्वभाव एवैष परोपकारिणाम् ॥ ७ ॥

વૃક્ષો ફળ આવવાથી નમ્ર થાય છે, વાદળાઓ નવા જલથી ઘણા નીચે આવેછે અને સત્પુરૂષો સ પત્તિઓથી નમ્ર થાય છે માટે પરોપકારી પુરૂષોનો એવો જ સ્વભાવ છે ૭

## પૃથ્વીને રત્નોની ખાણ શાથી જાણવી

त एव धन्या यशसां निकेतनं, तैरेव रत्नप्रसवा वसुन्धरा ।
बलेन वीर्येण धियाङ्क्रिया श्रिया, कुर्वन्ति ये श्रीजिनशासनोन्नतिम् ॥ ८ ॥

જે પુરૂષો બળથી, પ રાક્રમથી, બુદ્ધિથી અને શરીર સ પત્તિથી શ્રી જૈન શાસન (શ્રી તીર્થંકરો પ્રણીત આજ્ઞા વાક્યો) ની ઉન્નતિ કરે છે, તેજ ધન્ય અને યશોનુ નિવાસસ્થાન છે અને તે નરરત્નો વડે જ પૃથ્વી રત્નપ્રસવા (રત્નોને જન્મ આપનારી) છે ૮

## પૃથ્વી બહુ રત્ના છે, તેથી કોઈ દાનાદિક ગુણોથી વિસ્મય પામવુ નહિ.

### અનુષ્ટુપ્

दाने तपसि शौर्ये च, विज्ञाने विनये नये ।
विस्मयो न हि कर्तव्यो, बहुरत्ना वसुन्धरा ॥ ९ ॥

કોઈના દાન, તપ, શૌર્ય, વિજ્ઞાન, વિનય અને નય (ન્યાય) જોઈ વિસ્મય પામવુ નહીં, કારણકે, પૃથ્વી બહુ રત્નવાળી છે, એટલે પૃથ્વીમા તેનાથી ચડીયાતા બીજા મળી આવે તેમ છે ૯

## સત્પુરૂષોનો સ્વાભાવિક સ્વભાવ.

### દ્રુતવિલમ્બિત

विपदि धैर्यमथाभ्युदये क्षमा, सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरतिर्व्यसनं श्रुतौ, प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ १० ॥

જે સ્થાનમા ગુણોનો સત્કાર થતો નથી, ત્યા ગુણીમનુષ્યોની શી ગતિ થાય ? કારણ કે નાગા બાવાના ગામમા ધોબી શુ કરે ? એટલે કેના વસ્ત્ર ધુએ ? ૩

गुणी गुण न मुञ्चति.

અર્થાત્

## ગુણી ગુણવાળાને છોડતો નથી,

## आर्या (१ थी ३)

अतिकुपिता अपि सुजना, योगेन मृदूभवन्ति न तु नीचाः ।
हेम्नः कठिनस्यापि, द्रवणोपायोऽस्ति न तृणानाम् ॥ १ ॥

સુજન પુરુષો અતિ કોપાયમાન થયા હોય તોપણ યોગ (અમુક રીતે સાત્વન કરવા) થી સુકોમળ (શાન્ત) થઇ જાય છે પરતુ નીચ પુરુષો કોઇ પણ રીતે શાન્ત થતા નથી ત્યા દૃષ્ટાન્ત આપે છે કે-સોનુ કઠિન છે તોપણ તેને ગાળવાનો ઉપાય છે, પરતુ ઘાસના તરણા સુકોમલ છે પણ તે બળી જવુ કબુલ કરે છે પણ ગળતા નથી. ૧

## ઉત્તમ પુરૂષને દુર્જનનો સગ થાય તો પણ તેની તેને અસર થતી નથી

निवसन्नपि सममितरैरभिजातः शिक्षते न दुर्वचनम् ।
भ्रान्तविरावी न पिकः, स्थितवानपि बलिभुजां भवने ॥ २ ॥

ઉત્તમ (ગુણવાન) પુરુષ બીજા (દુર્જન લોકો) ની સાથે વસતો હોય તોપણ તે દુર્વચન (દુષ્ટ વચન) શિખતો નથી ત્યા દૃષ્ટાન્ત આપે છે કે-કોયલ કાગડાના ઘરમા વસે છે તો પણ તે કાગડા પ્રમાણે શબ્દ કરતો નથી-એટલે કોયલ પોતાના બચ્ચા (ઇંડા) રૂપે હોય ત્યારે કાગડાના માળામા મૂકી આવે છે અને કાગડાના ઇંડાને ઉપાડી ફેંકી દીયે છે પરતુ તે વાતને ન જાણનાર કાગડો પોતાન બચ્ચાની બુદ્ધિથી કોયલના બચ્ચાનુ પોષણ કરે છે, પરતુ જ્યારે તે બચ્ચા બોલવ શીખે છે ત્યારે કોયલની ભાષા જ બોલે છે પણ કાગડાના દુષ્ટ વચનની તેને અસર થતી નથી. ૨

## સજ્જનોની કુદરતી શોભા.

### शिखरिणी ( ૧૪ થી ૧૬ )

करे श्लाघ्यस्त्यागः शिरसि गुरुपादप्रणयिता,
मुखे सत्यावाणी विजयीभुजयोर्वीर्यमतुलं ।
हृदि स्वच्छावृत्तिः श्रुतमधिगतं च श्रवणयो-
र्विनाप्यैश्वर्येण प्रकृतिमहतां मण्डनमिदम् ॥ १४ ॥

હાથમા ઉત્તમ પ્રકારનુ દાન, મસ્તકમા ગુરૂના પગને પ્રણામ કરવાપણુ, મુખમા સત્ય વાણી, વિજયવાળા હાથમા અગાધ બળ, અને હૃદયમા શુદ્ધભાવના તથા કાનમા શુદ્ધ શાસ્ત્રનુ શ્રવણ, એ સ્વભાવથી મોટા પુરૂષોનો ઐશ્વર્ય વિના પણ શણગાર છે ૧૪

### સતનું તરવારની ધાર ઉપર રહેવા જેવુ વ્રત

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरं,
त्वसन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यः कृशधनः ।
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां,
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ १५ ॥

ન્યાયથી આજીવિકા ચલાવવા ઉપર પ્રેમ, પ્રાણનો નાશ થવાનો સમય આવે તો પણ પાપ કરવુ નહિ, અધમ પુરૂષોને યાચવા નહિ, દુર્બળ મિત્રની પાસે કઇ માગવુ નહી, દુ ખ આવે ત્યારે ઉત્તમ રીતે વર્તવુ, અને સત્પુરૂષોને પગલે ચાલવુ, આવુ તરવારની ધાર જેવુ વ્રત સત્પુરૂષોને કોણે શીખવ્યુ છે? ( અર્થાત્ સ્વત સિદ્ધ હોય એમ જણાય છે ) ૧૫

### સદ્દગુણીના લક્ષણ.

प्रदानं प्रच्छन्नं गृहमुपगते सम्भ्रमविधिः,
प्रियं कृत्वा मौनं सदसि कथनं नाप्युपकृतेः ।
अनुत्सेको लक्ष्म्यां निरभिसाराः परकथाः,
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ १६ ॥

શુભ રીતે દાન દેવુ, ઘેર આવેલ પરોણાને આદરથી માન આપવુ, કોઈનુ પ્રિય કરીને ચુપ રહેવુ, સભાને વિષે કરેલ ઉપકાર કહેવો નહી, ધનાઢ્ય છતા મદ નહિ, નિંદાવાળી પારકી વાતો કરવી નહિ, એવી રીતે મહાવિકટ તરવારની ધાર જેવુ વ્રત સત્પુરૂષોને કોણે બતાવ્યુ છે? કોઇએ નહી ( એ સ્વાભાવિક જ જણાય છે ) ૧૬

રાજા તથા કવિ એ બેથી સભા શોભે છે ચંદ્રથી રાત્રી શોભે છે, રાત્રી વડે ચંદ્ર શોભે છે, અને ચંદ્ર તથા રાત્રી એ બેઉ વડે આકાશ શોભે છે પાણિ વડે કમલ શોભે છે, કમલ વડે પાણિ શોભે છે અને કમલ તથા પાણી એ બેઉથી તળાવ શોભે છે ૩

गुण्येव गुणिन वेत्ति

( ગુણી ગુણવાનને જાણે છે )

## કવિના ઉત્તમ ભાષણોથી કવિઓ જ પ્રસન્ન થાય છે.

### अनुष्टुप् ( ૧-૨ )

कवय. परितुष्यन्ति, नेतरे कविसूक्तिभि' ।
नवकूपारवत्कूपा वर्द्धन्ते विधुकान्तिभि ॥ १ ॥

કવિઓની ચમત્કૃતિવાળી કાવ્યશક્તિથી કવિઓ જ સંતોષ પામે છે બીજા સંતોષ પામતા નથી કારણ કે ચંદ્રની કાંતિઓથી સમુદ્ર જેમ વધે છે ( સમુદ્રનુ પાણી ઉચ્છળે છે ) તેમ બીજા કુવાઓ ઉછળતા નથી ૧

## સત્પુરૂષોના દુઃખોને સત્પુરૂષો જ હણી શકે છે.

सन्त एव सतां नित्यमापदुद्धरणक्षमाः ।
गजाना पङ्कमग्नाना, गजा एव धुरन्धराः ॥ २ ॥

સત્પુરૂષોના દુ ખોને નાશ કરવાને સત્પુરૂષો જ શક્તિવાળા હોય છે કારણ કે કાદવમા ખુચી ગયેલા હાથીઓને બહાર કાઢવાને હાથીઓ જ ધુરધર ( સમર્થ છે ) ૨

## સત્પુરૂષની દુર્લભતા.

### आर्या ( ૩-૪ )

विरला जाणन्ति गुणा, विरलाविरयतिललिअकव्वाइ ।
विरलासाहस्सधणा, परदु खेदुखिया विरला ॥ ३ ॥

ગુણોને વિરલા પુરૂષો જ જાણે છે, સુંદર કાવ્યોને વિરલા પુરૂષો જ રચે છે, સાહસરૂપી ધનવાળા પુરૂષો ( સાહસિક પુરૂષો ) વિરલા જ હોય છે, તથા પારકા દુ ખે દુ ખી એવા પુરૂષો પણ વિરલા જ હોય છે ૩

## ગુણજ્ઞ પુરુષ ગુણી પુરુષથી આનન્દ પામે છે.

गुणिनि गुणज्ञो रमते, नागुणशीलस्य गुणिनि परितोष. ।
अलिरेति वनात्कमलं, न दर्दुरस्त्वेकवासोऽपि ॥ ४ ॥

नो शप्तोऽपि व्रजति विकृतिं नैति मन्यु कदाचि-
त्केनाप्येतन्निगदितमहो चेष्टितं सज्जनस्य ॥ १९ ॥

સાચી વાણી બોલે છે, પોતાના વખાણ અને બીજાની નિન્દા કરતો નથી, કદાપિ મત્સર(ખાર–અદેખાઇ)નો આશ્રય કરતો નથી, બીજાઓનુ બુરૂ કરતો નથી, પોતાને ગાળો આપે, નિન્દે તોપણ વિકાર પામતો નથી, કોઇ સમયે પણ ક્રોધવશ થાય નહિ આવુ આશ્ચર્યજનક સજ્જનોનુ કર્તવ્ય કોણે બતાવેલુ છે (કહેલુ છે) (અર્થાત્ સ્વભાવથી જ સિદ્ધ છે) ૧૯

સજ્જન દિવસનીપેરે શોભે છે.

नश्यत्तन्द्रो भुवनभवनोऽद्भूततत्त्वप्रदर्शी,
सम्यङ्मार्गप्रकटनपरो ध्वस्तदोषाकरश्रीः ।
पुष्यत्पद्मो गिलिततिमिरो दत्तमित्रप्रतापो,
राजत्तेजा दिवससदृशः सज्जनो भाति लोके ॥ २० ॥

તન્દ્રા (સુસ્તિ) નો નાશ કરનાર, ભુવનરૂપી ભવનમાં ઉત્પન્ન થયેલા અદ્ભુત તત્ત્વને બતાવનાર, સારીરીતે માર્ગને પ્રગટ રીતે દેખાડનાર, ચન્દ્રમાની શોભાને હણનાર, કમલનુ પોષણ કરનાર, અન્ધકારને ગળનાર, મિત્રદેવને(સૂર્યને)પ્રતાપ આપનાર, સમૃદ્ધ તેજવાન દિવસના જેવોજ સજ્જન એટલે સુસ્તિ હરનાર, ભૂમિમા ઉત્પન્ન થયેલા પ્રાણીઓને ઉત્તમ તત્ત્વજ્ઞાનનો માર્ગ બતાવનાર, સમ્યગ્જ્ઞાનના માર્ગ પ્રકટ કરવામા તત્પર, દોષના ભડારની સમૃદ્ધિનો નાશક, પદ્માસનનુ પોષણ કરનાર અજ્ઞાનરૂપ અન્ધકારને ગળી જનાર (નાશકરનાર) મિત્રોનો અભ્યુદય કરનાર મહાતેજસ્વી સજ્જન પુરૂષ (દિવસસમાન) લોકમા શોભે છે ૨૦

મુનિયોની સાથે સજ્જનોની ઘટના.

सम्यग्धर्मव्यवसितपरः पापविध्वंसदक्षो,
मित्रामित्रस्थिरसममनाः सौख्यदुःखैकचेताः ।
ज्ञानाभ्यासात्प्रशमितमदक्रोधलोभप्रपञ्चः,
सद्वृत्ताढ्यो मुनिरिव जनो सज्जनो राजतेऽत्र ॥ २१ ॥

સમ્યક્ ધર્મનુ આચરણ કરવામા પરાયણ, પાપનો નાશ કરવામા કુશળ, શત્રુ મિત્રમા સ્થિર રીતે સમાન મનવાળો, સુખ દુખમા એક સરખી ભાવનાયુક્ત હૃદયવાન, જ્ઞાનના અભ્યાસથી જેણે મદ, ક્રોધ, લોભ, પ્રપચ વગેરે શાન્ત કરેલ છે એવો અને સદ્વર્તનથી ભરપૂર મુનિની માફક આ સસારમા સજ્જન પ્રાણી શોભે છે ૨૧

## મહાન્ પુરૂષો કયા સ્થાનનો ત્યાગ કરે છે?

यत्र विद्यागमो नास्ति, यत्र नास्ति धनागमः ।
यत्र ग्रामे सुख नास्ति, न तत्र दिवस वसेत् ॥ ३ ॥

જ્યાં વિદ્યાની પ્રાપ્તિ નથી, જ્યાં ધનની પ્રાપ્તિ નથી, જે ગામમા સુખ નથી તે સ્થળમા એક દિવસ પણ ન રહેવુ—અર્થાત્ મહાન્ પુરૂષો આવા સ્થાનનો ત્યગ કરે છે ૩

## સ્થાન ત્યાગ કરવા વિષે ભ્રમરપ્રતિ અન્યોકિત.

### शार्दूलविक्रीडित.

दग्धा सा नकुलावली कवलितास्ते ते रसालद्रुमाः,
प्लुष्टास्तेऽपि विनिद्रपुष्पपटलीपीतातपाः पादपाः ।
भ्रातर्भृङ्ग दवाग्निना वनमिद वल्मीकशेषकृत,
किं त्व सम्प्रति काननान्तरपरिस्पन्दाय मन्दायसे ॥ ४ ॥

સુંદર બકુલ વૃક્ષોની હારો બળી ગઈ, પેલા અવા આમ્રવૃક્ષો પણ બળી ગયા, અને ખીલેલ પુષ્પોના સમૂહવાળા આ (બીજા) વૃક્ષો પણ અગ્નિના ઉગ્ર તાપથી ખાખ થઈ ગયા, હે ભાઈ ભમર! દાવાગ્નિએ આ વનને કેવળ વલ્મિક શેષ (સર્પ કે ઉધઈના રાફડા શિવાય બીજુ કાંઈપણ રહ્યુ નથી, જેમા તેવુ ) કરી નાખ્યુ ! ત્યારે હવે તુ બીજા વનમા જવાને મંદાદર (આળસુ) કેમ છે? અર્થાત્ હવે તારે બીજા વનમા ગયા વિના છૂટકો જ નથી, તોપછી એકદમ જવામા વિશેષ લાભ છે ૪

---

### परोपकाराय सता विभूति.

( સત્પુરૂષોની વિભુતિ ( વૈભવ ) બીજાના કલ્યાણના માટે જ હોય છે )

### अनुष्टुप्—( ૧ થી ૩ )

नीरसान्यपि रोचन्ते, कार्पासस्य फलानि मे ।
येषां गुणमय जन्म, परेषा गुह्यगुप्तये ॥ १ ॥

કપાસના ફળ રસરહિત હોય છે, છતા તે મને પ્રિય લાગે છે, કારણ કે, તેમનો ગુણમય જન્મ ( સૂતર ) બીજાઓના ગુહ્ય ભાગ ઢાંકવાને માટે ઉપયોગી થાય છે ૧

## વંદનીય પુરૂષો.

### शार्दूलविक्रीडित. (૨૫ થી ૨૯)

वाञ्छा सज्जनसङ्गमे परगुणे प्रीतिर्गुरौ नम्रता,
विद्यायां व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ।
भक्तिश्चार्हति शक्तिरात्मदमने संसर्गमुक्तिः खले-
ष्वेते येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो नरेभ्यो नमः ॥ २५ ॥

સજ્જન પુરૂષના સમાગમની ઇચ્છા, પારકા ગુણમાં પ્રીતિ, ગુરૂમાં નમ્રભાવ, વિદ્યામાં આસક્તિ, પોતાની સ્ત્રીમાં સંતોષ, લોકાપવાદથી ભીતિ, અર્હતદેવમાં ભક્તિ, આત્માને દમન કરવામાં (વશ કરવામાં) શક્તિ, અને ખળપુરૂષના સમાગમથી મુક્તિ એવા નિર્મળ ગુણો જેઓમાં વાસ કરે છે તેવા પુરૂષોને નમસ્કાર. ૨૫

### સચ્ચારિત્ર.

न ब्रूते परदूषणं परगुणं वक्त्यल्पमप्यन्वहं,
सन्तोषं वहते परर्द्धिषु पराबाधासु धत्ते शुचम् ।
स्वश्लाघां न करोति नोज्झति नयं नौचित्यमुल्लङ्घय-
त्युक्तोऽप्यप्रियमक्षमां न रचयत्येतच्चरित्रं सताम् ॥ २६ ॥

સત્પુરૂષો પારકા દોષને બોલતા નથી, થોડા એવા પણ પારકા ગુણને નિરંતર કહે છે, વળી પર સંપતિને વિષે અભિલાષા રાખતા નથી, પર પીડાને વિષે શોકને ધારણ કરે છે તથા આત્મપ્રશંસા કરતા નથી. નય (ન્યાય અથવા વિનય) નો ત્યાગ કરતા નથી, યોગ્યતાને ઉલ્લંઘન કરતા નથી. પોતાને કોઇ દુષ્ટ વચન કહેતો તેના તરફ ક્રોધ બતાવતા નથી, તેથી આ સત્પુરૂષોનું ચારિત્ર સર્વોત્તમ છે. ૨૬

### સજ્જનોને ઉપમા આપવા લાયક કોઇ પણ પદાર્થ નથી.

क्षारो वारिनिधिः कलङ्ककलुषश्चन्द्रो रविस्तापकृ-
त्पर्जन्यश्चपलाश्रयोऽभ्रपटलादृश्यः सुवर्णाचलः ।
शून्यं व्योम रसा द्विजिह्वविधृता स्वर्धामधेनुः पशुः,
काष्ठं कल्पतरुर्दृषत्सुरमणिस्तत्केन साम्यं सताम् ॥ २७ ॥

સમુદ્ર ખારો છે, ચંદ્રમા કલંકી છે, સૂર્ય ઉષ્ણ છે, મેઘ વીજળીનો આશ્રય કરીને રહ્યો છે, મેરૂ મેઘના વાદળાથી અદૃશ્ય છે, આકાશ શૂન્ય છે, પૃથ્વીને શેષ નાગે ધારણ કરેલી છે, કામધેનુ પશુ છે, કલ્પવૃક્ષ કાષ્ઠ છે, અને ચિંતામણિ પત્થર

यदमी दशन्ति दशना, रसना तत्स्वादसुखमवाप्नोति ।
प्रकृतिरियं धवलाना क्लिश्यन्ति यदन्यकार्येषु ॥ ५ ॥

જેમ દાંત ચાવી દે છે અને સ્વાદના સુખનો અનુભવ જિહ્વા કરે છે તેવી રીતે જે નિર્મળ પુરૂષો છે, તેમની એવી પ્રકૃતિ હોય છે કે તેઓ બીજાના કાર્ય માટે ક્લેશ પામે છે ૫ *

ટુંકામા કહીએ તો પ્રાણીઓના હિતને માટે ઉત્તમ પુરૂષો શુ નથી કરતા? મતલબ કે તેમના ગુણ વર્તન અમાપ ઉપકારી જ હોય છે કેમકે—

लङ्घयति भुवनमुदधेर्मध्यं प्रविशति वहति जलभारम् ।
जीमूतः सत्त्वहिताः, किं न कुर्वन्ति चान्यार्थाः ॥ ६ ॥

મેઘ પ્રથમ ત્રણ ભુવનને ઓળગે છે, સમુદ્રના મધ્યમા પ્રવેશ કરે છે અને જળનો ભાર ઉપાડે છે, તેમ જે પ્રાણી માત્રના હિતકારી પુરૂષો છે, તે બીજાને માટે શુ નથી કરતા? ( સર્વદા હિતાવહજ હોય છે ) એટલુ જ નહિ પણ ઉત્તમ પુરૂષો પોતાને પીડા કરનારનો પણ ઉપકાર કરે છે ૬

बाधाविधायिनामपि, विदधत्युपकारममलात्मानः ।
बद्धमपि किं न जनयति, सौरभ्यं केतकीकुसुमम् ॥ ७ ॥

નિર્મળ હૃદયવાળા ઉત્તમ પુરૂષો પોતાને પીડા કરનારા માણસોને પણ ઉપકાર કરે છે કેતકીનુ પુષ્પ માળા સાથે બાંધીને ગુંથ્યુ હોય તો પણ શુ તે સુગંધ નથી આપતુ? એટલુજ નહિ પણ સત્પુરૂષો વિપત્તિ ભોગવીને પણ બીજાનો ઉપકાર કરેછે ૭

उपकारमेव तनुते, विपद्गतः सद्गुणो महताम् ।
मूर्छाङ्गतो मृतो वा, निदर्शनं पारदोऽत्र रसः ॥ ८ ॥

સત્પુરૂષોનો સમૂહ વિપત્તિમા આવે તો પણ તે ઘણાઓનો ઉપકાર જ કરે છે તે ઉપર મૂર્છિત કરેલો અથવા મારેલો પારો દ્રષ્ટાંતરૂપછે એટલે પારો પોતે મરીને પણ રોગી જનોના રોગને દૂર કરવાનો ઉપકાર કરે છે ૮ *

उपकृतिसाहसिकतया, क्षतिमपि गणयन्ति नो गुणिनः
जनयन्ति हि प्रकाशं, दीपशिखा. स्वाङ्गदाहेन ॥ ९ ॥

જેમ દીપકની શિખા ( વાટ ) પોતાનુ અંગ બાળીને પણ પ્રકાશ આપે છે, તેમ ગુણી પુરૂષો બીજાનો ઉપકાર કરવામા એવા સાહસિક બને છે, કે તેઓ

* ૫ થી ૭ સૂક્તિ મુક્તાવલી.

* ૮ થી ૧૦ સુભાષિતરત્ન ભાંડાગાર

પ્રાણિની હિંસા કરવી નહિ, પરધન ચોરવુ નહિ, સત્ય બોલવુ, સમય આવે શક્તિ પ્રમાણે દાન કરવુ પરસ્ત્રી સાથે વાત કરવી નહિ, તૃષ્ણાનો નાશ, ગુરૂજી તરફ વિનય, સર્વ પ્રાણિ ઉપર દયા, ઉપરના સર્વ નિયમો સર્વ શાસ્ત્રને માન્ય છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે કલ્યાણનો રસ્તો આજ છે ૩૦

### સજ્જનો કોને વન્દનીય નથી?

नम्रत्वेनोन्नमन्तः परगुणकथनैः स्वान्गुणान्ख्यापयन्तः,<br>
स्वार्थान्सम्पादयन्तो विततबहुतरारम्भयत्नाः परार्थे ।<br>
क्षान्त्यैवाक्षेपरूक्षाक्षरमुखरमुखान्दुर्जनान्दुःखयन्तः,<br>
सन्तः माश्चर्यचर्या जगति बहुमता कस्य नाभ्यर्थनीया ॥३१॥

જેઓ બીજાને નમવાથી મોટાઈ પામેલા, બીજાના ગુણના વખાણ કરવાથી પોતે પ્રખ્યાત થયેલા, પરોપકાર વૃત્તિથી કરેલ કાર્યને લીધે સ્વાર્થને સાધનારા, (ઇશ્વરની કૃપાવાળા) મુખથી અપમાનના કઠોર અક્ષર બોલનારા મૂર્ખોને જેઓ તિતિક્ષા (શાંતિ) ગુણથી દુખી કરનારા (મૂર્ખને લજ્જાળુ કરનારા) જગત્‌મા બહુમાન પામેલા, એવા આશ્ચર્ય યુક્ત આચરણવાળા સંત પુરૂષોની કોણ પ્રાર્થના ન કરે? (અર્થાત્ સર્વ પ્રાર્થના કરે) એવો ભાવ છે ૩૧

### छप्पो

કામ વિચારી કરે, ડરે નહિ તે જન ડાહ્યો,<br>
ગુણનો ન વરે ગર્વ, સર્વથી હોય સવાયો,<br>
વડુ ન વાવે વેર, ઝેરની જીભ ન રાખે,<br>
મધુર વચનના મિષ્ટ, ચતુર થઈને ફળ ચાખે,<br>
વળી છળાય નહિ તે કોઇથી, પરનો પામે પાર છે,<br>
દુનિયામા તે દલપત કહે, ડાહ્યો ડહાપણદાર છે ૩૨



# सुजन दुर्जनता–अधिकार.



જગતમા વસ્તા અનેક મનુષ્યોનો સ્વભાવ અને વર્તન એક સરખુ હોઈ શકતુ નથી, ઉપર જોયેલ ગુણવાળા સજ્જન પુરૂષો હોય છે, તેમ જગત્‌મા દુર્જનો પણ છે તેના સંબન્ધમા દરેક વ્યક્તિએ જાણવુ જ જોઇએ કારણકે, અનેક દુર્જનો કેવા હોય છે તેનુ જ્ઞાન તેના રૂપ ઉપરથી થતુ નથી, પરંતુ તેના ઉત્તમાધમ ગુણ ઉપરથી

## मालिनी,

धवलयति समग्र चन्द्रमा जीवलोक, किमिति निजकलङ्क नात्मसस्थ ममार्ष्टि ।
भुवनविदितमेतत्मायशः सज्जनानां, परहितनिरतानामादरो नात्मकार्ये ॥ १३ ॥

ચંદ્ર પોતાની કાંતિથી સર્વ જીવ લોકને ધોળે છે (ઉજ્વળ કરે છે) પરંતુ તે પોતાનામાં રહેલ કલંકને કેમ ધોઇ નાખતો નથી? તે ઉપરથી એતો જગજાહેર છે કે, પ્રાયે કરીને બીજાનું હિત કરવામાં તત્પર એવા સજ્જનોને પોતાના કાર્યમાં આદર હોતો નથી ૧૩

કેમકે—સાધુ પુરૂષો સ્વભાવથીજ પરહિત કરવામાં કટિબદ્ધ રહે છે અને તેજ મહાન્ ગુણવડે તેઓ પોતાનું જીવન ઉજ્વળ કરી શકે છે કહ્યું છે કે

मन्दाक्रान्ता—( ૧૫-૧૬ )

कस्यादेशात् क्षपयति तमः सप्तसप्तिः प्रजाना,
छायां कर्तुं पथि विटपिनामञ्जलिः केन बद्धः ।
अभ्यर्थ्यन्ते नवजलमुचः केन वा वृष्टिहेतो-
र्जात्यैवैत परहितविधौ साधवो बद्धकक्षाः ॥ १४ ॥

સૂર્ય કોની આજ્ઞાથી પ્રજાઓના અંધકારનો નાશ કરે છે? માર્ગમાં છાયા કરવાને માટે વૃક્ષોને કોણ અંજળિ જોડે છે? અને વૃષ્ટિ કરવાને માટે નવીન મેઘની પ્રાર્થના કોણ કરે છે? (કોઇ નહી) છતાં તે તેમનો પરમાર્થી સ્વભાવ છે તેમ સાધુ પુરૂષો સ્વભાવથીજ બીજાનું હિત કરવાને કટીબદ્ધ થાય છે ૧૪

ખરૂં કહીએ તો સજ્જન પુરૂષો પ્રાણીઓને ગુણ કરી પોતે દોષ વ્હોરી લે છે તે માટે કહેલ છે કે—

यद्वद् भानुर्वितरति करैर्मोदमम्भोरुहाणां,
शीतज्योतिः सरिदधिपतिं वृद्धिं विधत्ते ।
वार्दो लोकानुदकविसरैस्तर्पयत्यस्तहेतु-
स्तद्वद्दोषं रचयति गुणैः सज्जनः प्राणभाजाम् ॥१५॥

જેમ સૂર્ય અસ્તનો હેતુ બની પોતાના કિરણોથી કમળોને હર્ષ આપે છે ચંદ્ર પોતે અસ્તનો હેતુ બની સમુદ્રને વધારે છે મેઘ પોતે અસ્તનો હેતુ બની લોકોને પાણીની છોળથી તૃપ્ત કરે છે તેમ સજ્જન પુરૂષો બીજાને ગુણ કરી પોતે દોષ વ્હોરે છે ૧૫

આ હકીકતની વિશેષ પુષ્ટિ માટે ઉત્તમ પુરૂષ બીજાને ઉપયોગી સાધનભૂત થવામાં કેટલું દુઃખ વ્હોરે છે તે માટે કપાસનું દૃષ્ટાંત તપાસીએ

કેટલાક સજ્જન પુરૂષો નાલિકેર ( નાળીયેર )ના સમાન આકારવાળા દેખાય છે, પરંતુ બીજા તો બોરના જેવા આકારવાળા છે એટલે બહારથી જ સુન્દર મનોહર દેખાય છે પરંતુ અંદર તો વિકારી છે ૫

## સજ્જનને સુપડાની ઉપમા અને દુર્જનને ચાલણીની ઉપમાથી ઘટાવે છે

सन्त्यज्यशूर्पवद्दोषान्, गुणान्गृह्णाति पण्डितः ।
दोषग्राही गुणत्यागी, पल्लोलीव हि दुर्जनः ॥ ६ ॥

વિદ્વાન્—સજ્જન પુરૂષ સૂપડાની પેઠે દોષો ત્યજી ગુણો જ ગ્રહણ કરે છે અને દુર્જન ચાલણીની પેઠે ગુણ તજી દઈ દોષ ગ્રહણ કરે છે ૬

## સજ્જનને હંસની સાથે ને દુર્જનને ભુંડની સાથે ઘટાવે છે.

दुर्जनो दोषमादत्ते, दुर्गन्धिमिव सूकरः ।
सज्जनश्च गुणग्राही, हसः क्षीरमिवाम्भसः ॥ ७ ॥

જેમ ભુંડ દુર્ગંધ ( વિષ્ઠા ) ગ્રહણ કરે છે તેમ દુર્જન દોષજ સ્વીકારે છે, જેમ હંસ પાણીથી મિશ્રિત દૂધ જુદું પાડીને તેને ( દુધને ) ગ્રહણ કરે છે, તેમ સજ્જન પુરૂષ અવગુણમાંથી ગુણજ ગ્રહણ કરે છે ૭

## કોને કઇ વસ્તુ પ્રિય હોય છે ?

मक्षिकाः क्षतमिच्छन्ति, धनमिच्छन्ति पार्थिवाः ।
नीचाः कलहमिच्छन्ति, शान्तिमिच्छन्ति साधवः ॥ ८ ॥

જેમ માખીઓ પોતાને બેસવા માટે ચાદાને, ( ગડગુમડને ) રાજાઓ ધનને, નીચ પુરૂષો કલેશને ઈચ્છે છે, તેમ સંત પુરૂષો શાંતિ ઈચ્છે છે ૮

## દુર્જન તથા સુજન પુરૂષોનું અવગુણ ગુણ ગ્રાહીપણું.

आर्या—( ૯ થી ૧૧ )

प्रच्छादयति दुरात्मा, सुजनः प्रकटयति परगुणान्काले ।
तिरयति भुवनानि तमस्तान्येव रविः प्रकाशयति ॥ ९ ॥

દુરાત્મા પુરૂષો પારકાના ગુણોને જ્યારે વખત મળે ત્યારે ઢાંકી દેય છે, અને સુજન પુરૂષો પ્રગટ કરે છે જેમ રાત્રિ વિષે અંધારૂ ભુવનોને ઢાંકી દેય છે, અને સૂર્ય ભુવનોને પ્રકાશવાળા કરે છે ૯

## ગુણાગુણ ગ્રહણ કરવામાં સોયના બે ભાગનું દૃષ્ટાંત

अनुकुरुतः खलसुजनावग्रिमपाश्चात्ययोः सूच्याः ।
विदधाति रन्ध्रमेको, गुणवानन्यस्तु पिदधाति ॥ १० ॥

આવી રીતે બે દરકાર માણુસ અવજ્ઞા કરે તેથી ખેદ કરવો નહીં કારણ કે તેવી અવજ્ઞાથી ઉલટા જ્ઞાનીના પાપ નાશ પામે છે અને આત્માનો ઉત્કર્ષ થાય છે વ્યવહારમા પણ સંઘ સ્વામીવાત્સલ્ય કરનાર પોતાના ઉત્સાહને શ્રેષ્ઠ કરવા માટે તે કાર્ય જો પોતાના દુષ્મનને સોપે તો તે વધારે પ્રશંસાપાત્ર થઈ પડે છે, કેમકે દુશ્મન તેના ઘરમા નુકશાન કરવાના હેતુથી ઉદાર થઈ પ્રમાણ બહાર ખર્ચ કરે છે કે જે ખર્ચ, કરનારની શોભારૂપ થઈ પડે છે આ પ્રમાણે સાધુ જીવનમા પણ તેવો અવજ્ઞા કરનાર વર્ગ સામે હોવાથી વિશેષ જાગૃતિ રહેવા સાથે આત્મહિત સાધન ઉત્કૃષ્ટ રીતે થઈ શકે છે અને તેથીજ ખરી મોક્ષ સમૃદ્ધિ સરલ થાય છે જગત્મા નઠારૂં એ શબ્દ ન હોય તો સારૂ કેવી રીતે પીછાણી શકાય? તે વિચારવા જેવી વાત છે અને તેથી નઠારાથી જ સારાની ખરી કિંમત અંકાય છે કેમકે—

## * पुष्पिताग्रा.

कमलिनि मलिनीकरोषि चेत', किमिति बकैरवहेलितानभिज्ञैः ।
परिणतमकरन्दमार्मिकास्ते, जगति भवन्तु चिरायुषो मिलिन्दाः । २ ।

હે! કમલિની! તારા ગુણને નહીં જાણનારા બગલાઓ તારી અવજ્ઞા કરેછે,તેથી તું તારા અંતઃકરણને શામાટે મલિન કરે છે? અર્થાત્ શામાટે મનમા ક્ષોભ પામે છે? કેમકે તારા જામેલા મકરંદ (પુષ્પરસ) ના સ્વાદનો મર્મ જાણનારા ભમરાઓ આ જગત્મા દીર્ઘાયુષ્ય રહો અર્થાત્ તારા ગુણને જાણનારા ભમરાઓ કાયમ રહે તો પછી બે કદર બગલાઓના અપમાનની દરકાર રાખવી નકામી છે ૨

આ બાબતમા અભવિ માણુસની જાતનો દોષ દઈએ તે કરતા તેના સ્વભાવનો દોષ વિશેષ છે, કેમકે તેનો આત્મા જડ હોવાથી **અયોગ્ય માણુસ ઉંચી જાતની વસ્તુની કદર કરી શકતો નથી. અને અજ્ઞાની માણુસ જ્ઞાનીને ઓળખી શકતો નથી,** કહ્યુ છે કે—

## स्रग्धरा

कश्चिद् ग्रामीण एक पथि विनिपतित माप मुक्ताफल तद्
हस्तेनादाय दृष्ट्वा मम किल यवका. सन्ति यत्रे प्रभूताः ।
एकेनानेन किं स्यादिति मनसि विचार्याक्षिपच्च मतस्थे,
नाज्ञा जानन्ति'विज्ञान् पणमिव हलभृज्जात् मुक्ताफलानाम् ॥ ३ ॥

---

* अयुजि नयुगरेफतो यकारो, युजि च नजौ जरगाश्च पुष्पिताग्रा પહેલા તથા ત્રીજા ચરણમા ન ગણ, ન ગણ, ર ગણ અને ય ગણ એમ બાર, બાર અક્ષર અને બીજા તથા ચોથા ચરણમા ન ગણ, જ ગણ, જ ગણ, ર ગણ અને તેરમો અક્ષર ગુરૂ એમ તેર, તેર અક્ષર થી આ પુષ્પિતાગ્રા છંદ છે

## એક રંગીમાં ભેદ વિષે.

### शार्दूलविक्रीडित (१४-१५)

शौक्ल्ये हंसबकोटयोः सति समे यद्वद्गतावन्तरं,
कार्ष्ण्ये कोकिलकाकयोः किल यथा भेदो भृशं भाषिते ।
पैत्ये हेमहरिद्रयोरपि यथा मूल्ये विभिन्नार्थता,
मानुष्ये सदृशे तथार्यखलयोर्दूरविभेदो गुणैः ॥ १४ ॥

હંસ અને બગલો બન્ને ધોળા હોય છે, પરન્તુ જ્યારે ગતિ કરે છે, ત્યારે બગલો અને હંસ એમ માલૂમ પડે છે તેમ કાગડો અને કોયલ બન્ને કાળા હોય છે, પરન્તુ જ્યારે બોલે ત્યારે ભેદ જણાય છે તેમ સોનું અને હળદર બન્ને પીળા હોય છે પણ મૂલ્ય થાય ત્યારે વિભેદાર્થતા (ભેદવાળો અર્થ) જણાય છે તેમ આર્ય (સજ્જન) અને ખળ (દુષ્ટ) બન્ને મનુષ્ય છે પરન્તુ બન્નેના ગુણોથી ભેદ જણાય છે ૧૪

### સજ્જન–દુર્જન–અને રાક્ષસ કોને કહેવા ?

ते वै सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान्परित्यज्य ये,
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये,
ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥ १५ ॥

જે પુરૂષો સ્વાર્થનો ત્યાગ કરી પરોપકાર કાર્ય કરે છે તે સત્પુરૂષો કહેવાય છે, જે પોતાનું સુધારીને બીજાનું પણ સુધારે તે મધ્યમ પુરૂષો કહેવાય છે, જે સ્વસુખ સાધવાને માટે પરનું બગાડે છે તે મનુષ્યજાતિમાં રાક્ષસ માનવા, પરંતુ પોતાનો સ્વાર્થ સુધરે નહિ તે અન્યનું વગર કારણે બગાડવું તે પુરૂષોને કઇ ઉપમા આપવી એ અમો જાણી શકતા નથી ૧૫

### સારા નરસા મનુષ્ય વિષે.

"મા પાવા તે ગઢથી ઉતર્યા, મહાકાળી રે" એ રાગ.

* જન ભલા એ ભૂતળ માય, ધન્ય જનમ ધરિયા !
જે જુલમી જનો જણાય, એ શિદ અવતરિયા ? ૧૬
જેણે કીધા રૂડાં કામ, ધન્ય જનમ ધરિયા !
ન રહ્યું જો નિશ્ચળ નામ, એ શિદ અવતરિયા ? ૧૭

* દલપત કાવ્ય ભાગ પહેલો

આ હકીકત માટે એક અન્યોક્તિ છે કે–

वसन्ततिलका (२-३)

अस्मान् विचित्रवपुषस्तव पृष्ठलग्नान्,
कस्माद्विमुञ्चति भवान् यदि वा विमुञ्च ।
रे नीलकण्ठ गुरुहानिरियं तवैव,
मौलौ पुनः क्षितिभृतो भविता स्थितिर्नः ॥ २ ॥

પીંછાઓને છોડી દેનાર મયૂરને તેના પિછાઓ કહે છે "હે મયૂર, વિચિત્ર-રંગ બેરંગી સ્વરૂપવાળા અમો તારા પૃષ્ઠ ભાગે વળગ્યા છીએ, છતાં અમોને તું શામાટે છોડી દે છે? અથવા તું ભલે છોડી દે, તેથી કાંઇ અમારે હાનિ થવાની નથી પરંતુ તેથી તને પોતાને મોટી હાનિ થવાની છે અમારી સ્થિતિ તો રાજાના મુગટ ઉપર થશે આ ઉપરથી સમજવાનું કે જે સજ્જનનો સદ્વાસ છોડી દે છે, તેને જ મોટી હાનિ થાય છે, કારણકે સજ્જનને તો જ્યાં જશે ત્યાં માન મળશે જ ૨

ઉપર કહેલા આશય ઉપર ગજેન્દ્રની બીજી અન્યોક્તિ છે કે–

दानार्थिनो मधुकरा यदि कर्णतालै-
र्दूरीकृताः करिवरेण मदान्धबुद्ध्या ।
तस्यैव गण्डयुगमण्डनहानिरेषा,
भृङ्गाः पुनर्विकचपद्मवने चरन्ति ॥ ३ ॥

મદાંધ બુદ્ધિવાળા ગજેંદ્રે દાન (મદ) ના અર્થી એવા ભમરાઓને પોતાના કર્ણતાળથી દૂર કરી દીધા, તેથી તે ગજેંદ્રને પોતાના બંને ગંડસ્થળની શોભામાં હાનિ થઇ છે ભમરાઓને કાંઇપણ હાનિ થઇ નથી, કારણ તે ભમરાઓ તો વિકાશ પામેલા કમળોના વનમાં વિચરશે તે ઉપરથી સમજવાનું કે, જેઓ મદથી દાનની ઇચ્છા કરનારા ઉત્તમ પાત્રોને વિમુખ કરે–પાછા વાળે છે, તેથી તે પાછા વાળનારને અપકીર્તિ થવાથી હાનિ થાય છે, જે પાત્ર છે, તેમને તો બીજે સ્થળે પણ દાન માન મળશે. ૩

વળી તે ઉપર શેલડી અને ગધેડાનો પ્રસંગ એવો છે કે–

મનહર છંદ.

શેલડી કહે છે સુણ ગર્ધવ આ સાકરને,
શું થયું જો તારા જેવા આદર ન આપશે,

એક વખત મિઆભાઈએ ઘણી તકરાર કરતા બીબીને ન કહેવાના વચન કહ્યા તેથી બીબીએ નમ્રતાથી મિઆને કહ્યુ કે–" મિઆ સાહેબ, અબ બહુત હુઇ, મેરે તે માફ કરના "

મિઆ–ક્યા બહુત હુઇ ? કુછ મારી તો નાહ ?

બીબી–ઇતનાહી બાકી હૈ ! ઓ ભી મરજી હોવે તો કર લો

મિઆ–( ગુસ્સે થઇને ) રંડી ! જાદે ટકટક કરેગી તો સાત વાલીકા જૂતીઆ માર મારકે હડી તોડ ડાલુ ગા

બીબી–" વે દિન કહા કે મિઆકે પાઉમે જૂતિ ? "

આ સાભળી મિઆનુ વેણુ પોતાના મનમા જ રહ્યું.

પોતાની પાસે ન હોય તેવા સાધનથી બડાઇ મારનાર મૂર્ખના દૃષ્ટાંતની આ વાત છે મિઆ દુર્જન હતો અને બીબી સુજનવાવાળી હતી

આ પ્રમાણે કહી આ **સુજન દુર્જનતા** અધિકાર પૂર્ણ કરવામા આવે છે.

# गुणप्रशंसा–अधिकार

ગત અધિકારમા સજ્જન અને દુર્જન પુરૂષોના સબધમા કહેવામા આવ્યુ છે, તેમા બીજી કોઇ રીતે નહિ પણ ઉત્તમ એવા ગુણોથી સુજનપણુ અને દુર્ગુણોથી નીચપણુ સિદ્ધ કરવામા આવ્યુ છે તેમા એટલુ જ્ઞાતવ્ય બાકી રહે છે કે, ગુણો શુ કરી શકશે ? એટલે ગુણોમા કયા પ્રકારની સત્તા છે તે જણાવવા સારૂ આ અધિકારનો આરભ કરવામા આવે છે

આ અધિકારના પેટા ભાગમા " એક પણ ગુણ દોષોનો નાશ કરે છે ૧, એક ગુણ તો અવશ્ય ધારણ કરવો જોઇએ ૨, એટલા ગુણ વૈર કરાવનારા થાય છે ૩, ગુણવાન્ પુરૂષો ઘણુ કરીને કલેશને પ્રાપ્ત થાય છે ૪ ગુણવાન્ પુરૂષ લાબા વખત સુધી એક સ્થાનમા ટકે તે દૈવથી સહન કરી શકાતુ નથી, ૫, ગુણવાન્ પુરૂષોમા ગુણો ગુણરૂપ થાય છે ૬, ગુણવાન્ પુરૂષ ગુણને છોડતો નથી, ૭, ગુણી પુરૂષોનો દોષ પણ વર ( શ્રેષ્ઠ ) છે ૮, ગુણી પુરૂષોનો ન્હાનો દોષ પણ મહાન્ દેખાય છે ૯, ગુણી અગીકૃત વસ્તુનુ પ્રતિપાલન કરે છે ૧૦, ગુણી અનાચારનુ આચરણ કરે નહીં ૧૧, કહેલા વચનનુ પ્રતિપાલન કરે ૧૨, ગુણ ગુપ્ત રહી શકતો નથી ૧૩, ગુણોથી પૂજ્યપણુ છે નહિ કે જન્મથી ૧૪, ગુણ બીજા ગુણની અપેક્ષા રાખે છે ૧૫, ગુણી પુરૂષ જ ગુણીને જાણે છે ૧૬, ગુણના લાભના અભાવમા મહાન્ પુરૂષો સ્થાનનો ત્યાગ કરે છે ૧૭, પરોપકારને માટે સત્પુરૂષોનો

## સત્પુરૂષો અશુભ કામમા પ્રવૃત્તિ કરતા નથી.

### આર્યા

यदिनाम सर्पफणं, शक्नोति करी करेण नादातुम् ।
इयतैव तस्य ननु किं, पराक्रमग्लानिरिह जाता ॥ २ ॥

કદી હાથી પોતાની શુઢ વડે સર્પના ફાણાને ગ્રહણ કરી શકે નહીં, તેટલા જ ઉપરથી શુ તેનામા પરાક્રમ ઓછુ છે એમ સમજવુ ? આ ઉપરથી સમજવાનુ છે કે, જે મહાન્ પુરૂષ હોય તે ક્ષુદ્ર-હલકા વિષયમા પ્રવૃત્તિ કરતા નથી, તેવી હલકી પ્રવૃત્તિ કરવામા તેમનુ સામર્થ્ય ન હોય તેથી તેમનામા લઘુતાની શકા કરવી નહીં ૨

## પરતુ ખાસ કરીને સ્વભાવથી મોટા પુરૂષોમા ( પ્રભા ) તેજ જોવાનુ છે, તેમની મૂર્ત્તિ જોવાની નથી

### હરિણી

अणुरपि मणि प्राणत्राणक्षमो विषभक्षिणां,
शिशुरपि रुषा सिंहीसूनु' समाह्वयते गजान् ।
तनुरपि तरुस्कन्धोद्भूतो दहत्यनलो वन,
प्रकृतिमहतां जात्य तेजो न मूर्त्तिमपेक्षते ॥ ३ ॥

મણિ નાનો હોય છે, તોપણ તે વિષ ભક્ષી પ્રાણીઓના પ્રાણને બચાવવાને સમર્થ થાય છે, સિંહણનુ બચ્ચુ નાનુ હોય તોપણ તે ક્રોધથી હાથીઓની સામે થાય છે અને વૃક્ષનાથડીઆમાથી ઉત્પન્ન થયેલો અગ્નિ ઝીણો હોય છે, તો પણ આખા વનને બાળી નાખે છે તે ઉપરથી સમજવાનુ કે, જેઓ સ્વભાવથી મોટા છે તેઓમા જે જાતિવત તેજ રહેલુ છે, તે મૂર્ત્તિની અપેક્ષા રાખતુ નથી ૩

---

गुणवान् कृशोऽपिवर.

( ગુણવાન પુરૂષ દુર્બળ હોય તો પણ ઉત્તમ છે )

## આટલા ઉપરથી સ્પષ્ટ થશે કે, ખરી પૂજા ગુણની છે

### અનુષ્ટુપ્

नि स्वोऽपि सद्गत' साधुर्वरमृद्धोऽपि ना[illegible]
अश्व कृशोऽपि शोभायै, पुष्टोऽपि [illegible]

## ગુણગ્રાહી, દોષને જોતો નથી.

केतकीकुसुम भृङ्गः, खण्ड्यमानोऽपि सेवते ।
दोषाः किं नाम कुर्वन्ति, गुणापहृतचेतसः ॥ ४ ॥

કાંટાથી ખંડિત થયેલો ભ્રમર પણ ગુણગ્રાહી હોવાથી કેવડાના પુષ્પનું સેવન કરે છે, કારણકે ગુણોવડે હરણ થઇ ગયેલ છે અંતઃકરણ જેનું એવા મનુષ્યને દોષો શું કરે ? ( અર્થાત્ ગુણગ્રાહી પુરૂષો દોષને જોતા જ નથી. ) ૪

## ગુણો મેળવવા માટે પુરૂષનો પ્રયત્ન જણાવે છે.

अहो गुणाना माहात्म्यं, यतन्ते बहुधा नराः ।
मुक्ता यदर्थं भग्नास्या इतरेषा च का कथा ॥ ५ ॥

આશ્ચર્યની વાત છે કે ગુણોને માટે ઘણા પ્રકારે પુરૂષો પ્રયત્ન કરે છે જેને માટે ( ગુણ-દોરા માટે ) મોતિ પણ છીદ્રવાળા થઇ જાય છે તેમજ મોક્ષ [illegible] પુરૂષો નાશ પામે છે ( અર્થાત્ ઉદારિક શરીરનો નાશ કરવો પડે છે ) તો [illegible] તો શું વાત કરવી ? ૫

## મનુષ્ય ગુણથી પૂજાય છે, પણ રૂપથી પૂજાતો નથી.

गुणेन स्पृहणीयः स्यान्न रूपेण युतो जनः ।
सौगन्ध्यवर्ज्यं नादेयं, पुष्पं कान्तमपि स्वयम् ॥ ६ ॥

દરેક મનુષ્ય ગુણ વડે ગ્રાહ્ય ( સ્પૃહા કરવા યોગ્ય ) છે, કાંઇ [illegible] ગ્રહણ કરવા યોગ્ય થતો નથી કારણકે પુષ્પ ઘણું સુંદર અને મનો[illegible] સુગંધ રહિત હોય તો તે ગ્રહણ કરવા યોગ્ય નથી ૬

## ગુણી તથા નિર્ગુણી મનુષ્યમાં મોટું અંતર

गुणिनां निर्गुणानां च, दृश्यते महदन्तरम् ।
हारः कण्ठगतः स्त्रीणां, नूपुराणि च पादयोः ॥ ७ ॥

ગુણી અને નિર્ગુણી મનુષ્યમાં ઘણોજ ફેરફાર છે ( [illegible] ગ્યતા પ્રમાણે માન મળે છે ) ત્યાં દૃષ્ટાંત આપે છે કે-મોતીને [illegible] લીધે ) કંઠમાં પહેરાય છે, ને ઝાંઝરનો ઉપયોગ પગમાં જ [illegible]

## દુનીયામાં ગુણાનુરાગી પણ થો[illegible]

आसतां गुणिनस्तावद्भूपिताशेषभूतलाः ।
येषां गुणानुरागोऽस्ति, साम्प्रतं तेऽपि [illegible]

* ૭ થી ૧૧ સૂક્તિ મુક્તાવળી

# सुसङ्गति-अधिकार.

વિશ્વમા સત્સગને સર્વ ધર્મ ચુસ્ત પુરુષો એક સરખી રીતે પ્રસન્ન થઇ માન આપી રહ્યા છે, એટલે સત્સગ કરવામા કોઈપણ બે મત નથી, પરતુ દરેક ધર્મના અનુયાયી મડલમા સત્સગ કરનારા ઘણુ થોડા હોય છે, અને કુસગી ઘણા હોય છે, તેથી ધર્મને પણ દૂષિત કરવાના આરોપો ઉદ્ભવે છે, સત્સગના મહાત્મ્યની એટલી બધી પ્રસસા શાસ્ત્રોમા કરવામા આવી છે, કે તે મોક્ષ સુખને પણ મેળવી આપે છે, ત્યારે ધન, પુત્ર સ્ત્રી ઉત્તમ ભૂષણો, સ્વર્ગ વગેરે તેનાથી પ્રાપ્ત થાય તેમા શુ આશ્ચર્ય ? આમ સર્વત્ર સત્સગની પ્રશસા દશ્ય થાય છે, તે બાબતમા સજ્જન મહાશયોનુ ચિત્ત આકર્ષવા ટુક વર્ણન કરવામા આવે છે

આ અધિકારના પેટાભાગમા ' મહાપુરૂષોના સગમા વિપત્તિ પ્રાપ્ત થાય તો પણ સારૂ ! " " સગતિફળ " આ નામના બે અધિકારો દાખલ કરવામા આવ્યા છે તે આ અધિકારની સાથે એકીભૂત હોવાથી તે બાબત વિશેષ નહિ લખતા આ અધિકારનો આરભ કરવામા આવે છે

## શાન્ત પુરૂષના દર્શનનો પ્રભાવ.

### अनुष्टुप् (૧ થી ૧૩)

सौम्यस्य दर्शने नूनमार्द्रः स्यात्कठिनोऽपि हि ।
चन्द्रालोकेन किं न स्यात्पाषाणेऽपि जलद्रवः ॥ १ ॥

શાન્ત પુરૂના ખરેખર દર્શનથી કઠિન મનુષ્ય પણ આર્દ્ર ( દ્રવીભૂત-પીગળેલ હૃદયવાળો ) થઈ જાય છે દૃષ્ટાન્ત આપે છે કે-ચન્દ્રના દર્શનથી (ચન્દ્રકાન્ત નામના) પાષાણુમાથી પણ શુ જળ ( પાણી ) તુ ય દ્રવ ( રસ ) નથી નીકળતો ? અર્થાત્ કે ચન્દ્રના દર્શનથી ચન્દ્રકાન્ત મણિ-પાષાણ છે તોપણ તે રસ થઈ જાય છે તેમ કઠિન મનુષ્યપણ સજ્જનના દર્શન માત્રથી પીગળી જાય છે ૧

## દુર્જન સત્સગથી સજ્જન થાય છે.

मलयाचलगन्धेन, त्विन्धनं चन्दनायते ।
तथा सज्जनसङ्गेन, दुर्जनः सज्जनायते ॥ २ ॥

જે પ્રમાણે લાકડુ, મલયાચલમા રહેલ ચદનના લાકડાથી સુગધીવાળુ થઈ ચદન થાય છે, તે પ્રમાણે સત્પુરૂષના સગથી દુર્જન પણ સજ્જન થાય છે ૨

§ ૨ થી ૫ સુભાષિતરત્ન ભાડાગાર

એટલે સાસરે આવી. સાસરામા સર્વ પ્રકારનુ સુખ હતુ પણ તેના ધણીનુ ઠીંઠણુ-પાળ નામ સાભળી તેને ખેદ થયો અરે દૈવ ! કયા મારૂ નામ વિજયકુવર અને કયા ઠીંઠણુપાળ કેવુ કાને ડરામણુ ને ખરાબ લાગે છે ? વળી તેનો અર્થ શો ? તે તો કાઇ જણાતો નથી અર્થ વગરના આવા કઢગા નામ પાડનારને ધિક્ક છે ? અરેરેરે ! મારે માટે તે કયાથી નવુ નામ ઉત્પન્ન થયુ ? માણસોના કેવા કેવા ચ પકરાય, નવનિધરાય, નટવરરાય, મનમોહનરાય, પ્રિતમલાલ, મનસુખલાલ વગેરે સુંદર, મનહરણ અને ઉત્તમ નામ છે વળી ગુણ પણ નામ પ્રમાણે જ હશે ? જેનુ' નામ ખરાબ તેનામા ગુણ કયાથી સારા હોય? અરે, તેવા નામ ઉપર ઉલટ આવેજ કેમ ? સારાને વિદ્વાનનો સ ગ તેવાને હોય જ કયાથી ? પછી તેનામા સારા ગુણ કેમ હોય ? એમ ખેદ કરવા લાગી વળી તેની સહીયરો જ્યારે ભેગી થાય, ત્યારે પરસ્પર પોતાના ધણીના નવલશ કર, દોલતરાય, ગૌરીશ કર, ગિરધરલાલ, જગજી વનદાસ, કેશવરામ, ભગવાનલાલ વગેરે કાનને પ્યારા લાગે એવા સુ દર નામના દાખલા આપી તેને બહુજ ખીજવે, તેથી વિજયકુવરના મનમા શોક થયા કરે એ ચિંતામાં તેનુ શરીર ઉતરી ગયુ. ઠીંઠણુપાળના નામની શોચનાને લીધે તેના ઉમદા ગુણ તરફ તો તે ધ્યાન આપતી નહિ, તેથી તેણીના મનનુ સમાધાન થઈ રોષ ભ રેલા નેણ શી રીતે ઉતરે હવે તો તેને દરેક માણસનુ નામ પૂછવાની ટેવ પડી ગઈ હતી તેથી જેને તેને નામ પૂછયા કરતી હતી

એક વખત વિજયકુવર હવેલીના ઓટલા ઉપર નિરાતથી બેઠી હતી, તેવામા એક ગરીબ બાઈ હાથમા થોડી લાખ લઇ વેચવા નીકળી તેણે વિજયકુવરને કહ્યુ કે, " અરે બાઇ સાહેબ, તમારે લાખ જોઇતી હોય તો લ્યો તેની કિ મત જે તમારી નજરમા આવે તે આપો મારે તે વેચવાની ઘણી જરૂર છે એમ આગ્રહ કરી, ફરી ફરી કહ્યું "

વિજયકુવરે પ્રથમ તો તેણીને હાથમા લાખ, દેખાવે ક ગાલીયત ને **ભૂખની બારશ** જેવી જોઇ સામુ પણ જોયુ નહિ છેવટે તેના આગ્રહથી પૂછયું', અરે બાઇ, તુ આમ કેમ છેક દીનતા બતાવે છે ? તમારૂ નામ જ શુ એવુ છે કે ? "

લાખવાળી બાઈ—મારૂ નામ તો લક્ષ્મી છે

વિજયકુવર—તારૂ નામ જ સાક્ષાત્કાર લક્ષ્મિ છે, તો પછી તારે આ લાખના થોડા પૈસા ઉપજાવવા સારૂ ઘેર ઘેર આથડવુ પડે છે શા માટે ?

લાખવાળી બાઈ—નામ લક્ષ્મી એમા શુ વળ્યુ ! ઘરમા ખાવા દાણોને રાતી પાઇ સરખી નથી છોકરા બૂમો પાડતા હશે, તેથી જ્યારે આ લાખ વેચીને એના દાણા લાવી રોટલા કરીશ, ત્યારે ખાવાનુ પામશું, નામ પ્રમાણે ગુણ હોયતો હું તો ઘણી રાજી છઉં.

ચેતનવાળા (જંગમ પ્રાણીઓ-મનુષ્યો) ના સંગેથી સારા નરતા ફળની પ્રાપ્તિ થાય તે વાત તો એક તરફ રહી પરંતુ જડ-સ્થાવર એવા વૃક્ષના સંગથી પણ સારૂં નરતુ ફળ પ્રાપ્ત થાય છે એટલે અશોક (આશોપાલવ) નો આશ્રય કરવાથી શોકનો નાશ થાય છે અને કલિદ્રુ (વિભીતક-બહેડા) ના વૃક્ષનો આશ્રય કરવાથી કલહ (કજીયો) ઉત્પન્ન થાય છે ૭

## સત્સંગ સુલભ નથી.

सुसङ्गस्योपदेशोऽपि, लभ्यते न यथा तथा ।
इत्यर्थे लोकविख्याता, प्रभाकरकथोच्यते ॥ ८ ॥

સહેલી રીતે ઉત્તમ સંગનો ઉપદેશ (માત્ર) પણ મળી શકતો નથી એ નિર્ણય કરવા માટે સુપ્રસિદ્ધ પ્રભાકર (એક બ્રાહ્મણના પુત્ર) ની કથા કહેવાય છે ૮ *

---

* ભરતપુર નામના નગરમા નિત્ય સંધ્યાદિ છ કર્મ કરનારો દિવાકર નામનો બ્રાહ્મણ વસતો હતો તેને ઘણી ખોટનો એકનો એક પુત્ર હતો જેનું નામ પ્રભાકર હતું તે પુત્ર જ્યાથી સમજવા શીખ્યો ત્યાથી નિરંકુશ હાથીની માફક વિચરવા લાગ્યો અને જુગાર ખેલવા વગેરેનું કામ કરવા લાગ્યો તેનો પિતા અનેક પ્રકારે તેને શીખામણ આપે છે પરંતુ તે તેને માનતો નથી અને પોતાની મરજી મુજબ આહાર વ્યવહાર કરવા લાગ્યો એમ કરતા દિવાકર બ્રાહ્મણનું મરણ પાસે આવ્યું ત્યારે પુત્રને પાસે બોલાવીને કહ્યુ કે ભાઇ! તને મે અનેક વખત શીખામણો આપી પરંતુ તે તે ઉપર ધ્યાન આપ્યુ નહિ હવે મારો આ અવસાનનો સમય છે માટે તને ટુંકી ત્રણ શિક્ષા (શીખામણ) આપુ તે સાંભળ પ્રથમતો સત્યને જાણનાર શેઠ (સ્વામી) ની નોકરી કરવી (૧) બીજુ સુંદર સ્વભાવવાળી સ્ત્રી પરણવી (૨) અનેત્રીજુ નિર્લોભી મનુષ્યને મિત્ર કરવો (૩) પ્રભાકર પણ આ વાત સાભળી જુગાર રમવા ચાલ્યો ગયો ત્યા જુગાર રમતા સાંભળ્યુ કે "તારો પિતા મરણ શરણ થયો" ત્યારે પ્રભાકરે પોતાના મિત્રને કહ્યુ કે મિત્ર! તુ જા અને મારા પિતાના અગ્નિ દાહ વગેરે કર તેથી તે મિત્રે તે કર્મ બધુ કર્યુ અને પ્રભાકર તો દ્યૂતના ગૃહમા જ બેસી રહ્યો આમ તેની ઉત્તર ક્રિયા પણ તે પ્રભાકરે મિત્રદ્વારા કરાવી પછી કેટલોક સમય ગયા બાદ તેણે વિચાર કર્યો કે મારા પિતા જે મને ભલામણ કરી ગયેલ છે તેની પરીક્ષા કરવી કે સત્ય ન જાણનાર સ્વામીની નોકરીથી શું સંકટ થાય છે? તેમ કુશીલા સ્ત્રી તથા લોભી મિત્ર કરવાથી શું પરિણામ આવે છે? તેનો તપાસ કરવો એમ વિચાર કરી તેણે એક "સિંહ" નામના એક ગામના ઠાકોરની નોકરી કરવાનું નક્કી કરી તે કામમા જોડાણો અને ત્યા તેની દાસી જે વસ્યા હતી તેનેજ પરણ્યો અને ગામમા એક 'લોભાનન્દી' કરીને વાણીઓ હતો તેની સાથે મિત્રતા બાધી હવે પ્રભાકર બ્રાહ્મણ અને સિંહ નામનો ઠાકોર બન્ને જણાએ લશ્કર એકત્ર કરી યુદ્ધ કરીને પાસેના મ્હોટા દેશના રાજાને મારી દેશ પચાવી પાડ્યો એટલે પ્રભાકરની મદદથી 'સિંહ" ઠાકોર મહોટા દેશનો અધિપતિ થઇ ગયો તેમ પ્રભાકરને પણ રાજાએ ધન સંપત્તિ આપી તે બધી ધન સંપત્તિ પ્રભાકરે પોતાના મિત્ર લોભાનન્દીને ત્યા રાખી આ આનંદ ચાલી રહ્યો છે તેમા પ્રભાકરે વિચાર કર્યો કે રાજાનો, મિત્રનો અને સ્ત્રીનો મારા ઉપર કેટલો પ્યાર છે? તેની પરીક્ષા કરું એમ ધા

દોહો.

" લાખ વેચતી લક્ષ્મી, ભિખતો ધનપાળ,
અમર મરતો મે સુણ્યો, ( તો ) ભલો મારો ઠીંઠણપાળ "

માટે મારો ધણી ઠીંઠણપાળ નામનો છે તેજ ભલો સમજવો, કેમકે તેના ગુણ તરફ જોતા ઘણો સારો છે

નામ ગમે તેવુ હોય તો તે ગુણ કર્મની સાથે સબધ રાખતુ નથી માટે સારા નામ ઉપર મોહિત થવુ ને નરસા નામને વખોડવુ એ કેવળ અજ્ઞાનતા છે

---

एकोऽपि गुणोनिहतिदोपान्

અર્થાત્

એક ગુણ સમગ્ર દોષોનો નાશ કરે છે.

वसन्ततिलका.

वक्रोऽपि पङ्कजनितोऽपि दुरासदोऽपि, व्यालाश्रितोऽपि विफलोऽपि सकण्टकोऽपि ।
गन्धेन बन्धुरसि केतक पुष्पजेन, ह्येको गुण खलु निहन्ति समस्तदोपान् ॥१॥

હે કેવડા તુ વાકો છે, કાદવમાથી ઉત્પન્ન થયો છે, દુખથી મેળવી શકાય તેવો છો, તુ સર્પોથી વિંટાયેલ છે, ફળ રહિત છો, કાટાવાળો છો, પરતુ પુષ્પમાથી ઉત્પન્ન થયેલા ગધથી સર્વનો મિત્ર છે, કારણ કે તારો સુગધી ગુણ તારામા રહેલા સર્વ દોષોને નાશ કરે છે ૧*

નિર્ગુણ છતા માત્ર સ્વકુટુબ વાત્સલ્ય ગુણથી કાગડાને વખાણે છે.

शार्दूलविक्रीडित

गात्रं ते मलिन तथा श्रवणयोरुद्वेगकृत्केङ्कृत,
भक्ष्य सर्वमपि स्वभावचपल दुश्चेष्टित ते सदा ।
एतैर्वायस सङ्गतोऽस्यविनयैर्दोपैरमीभिः पर,
यत्सर्वन्न कुटुम्बवत्सलमतिस्तेनैव धन्यो भवान् ॥ २ ॥

---

* ૧—૨ સુભાષિત રત્નભાંડાગાર

સ ) માથી થયેલો (બનાવેલો) વીણા દંડ જો તુંબડીના ફળ (વણુર)ની સાથે સંયોગ ન હોય, તો તે મહિમાને પામતો નથી (અર્થાત્ સારા વાસમાથી બનાવેલ, નકશી કામથી કોતરેલ એવો જે સારંગીનો દંડ, શુદ્ધ-લોઢાના તાર વાળો હોય પણ જો સત્સંગ રૂપી તુંબડામા બેસતો કરેલ ન હોયતો તે સારી રીતે વાગવામા ઉપયોગી નથી ) ૧૪

## * સજ્જનના સંગથી દુઃસાધ્ય તે સુસાધ્ય થાય છે.

### उपजाति

असज्जनः सज्जनसङ्गिसङ्गात्करोति दुःसाध्यमपीह साध्यम् ।
पुष्पाश्रयाच्छम्भुशिरोऽधिरूढा, पिपीलिका चुम्बति चन्द्रबिम्बम् ॥१५॥

દુષ્ટ પુરૂષ, મહા કષ્ટથી જે કાર્ય ન સાધી શકાય તે સજ્જનો સંગ કરનારાના સુસંગથી સાધી શકે છે, જેમકે પુષ્પમા રહેલી કીડી પુષ્પની સાથે જ્યારે શંભુના મસ્તક ઉપર ચઢે છે ત્યારે તેમના મસ્તક ઉપર બીરાજતા ચંદ્રબીબનુ ચુંબન કરે છે ૧૫

### સત્સંગ શું કરી શકતો નથી?

### वसन्ततिलका (૧૬ થી ૧૯)

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं,
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्त्तिम्,
सत्सङ्गतिः कथय किन्न करोति पुंसाम् ॥ १६ ॥

પુરૂષોને સત્સંગ શું (ફાયદો) નથી કરતો? જેમકે સત્સંગ બુદ્ધિની જડતાને હરે છે, વાણીમા સત્યતાનું સિંચન કરે છે, માનથી ઉન્નતિ અપાવે છે, પાપને દૂર કરે છે, ચિત્ત પ્રસન્ન કરે છે, અને દિશાઓમા કીર્તિને ફેલાવે છે ( અર્થાત સત્સંગથી સર્વ ફાયદા જ છે ) ૧૬

### સત્સંગ નિષ્ફળ નથી

किं वा परेण बहुना परिजल्पितेन,
सत्सङ्ग एव महता महते फलाय ।
अम्भोनिधेस्तटरुहास्तरवोऽपि येन,
वेलाजलोच्छलितरत्नकृतालवालाः ॥ १७ ॥

* જૈનેતરઉક્તિ

एते गुणा वैरकरा भवति.

( આટલા ગુણો વૈર કરાવનારા હોય છે )

ગુણોનુ દુઃખ કહે છે.

अनुष्टुप्

गुणानामेव दौरात्म्याद्धुरि धुर्यो नियोज्यते ।
असञ्जातकिणस्कन्धः, सुखं तिष्ठति गौर्गले ॥ १ ॥

ગુણોના જ દુરાત્મ્ય (દુષ્ટપણુ) થી ધોસરીને વહન કરવામા સમર્થ એવો બળદ ધોસરીમા જોડાય છે, અને જેને ગળાના બાન્ધમા ધોસરીનો ઘા નથી પડયો એવો (ઊકન) બળદ (ગોધલો) બન્ધાઇને સુખે રહે છે ૧

કયા કયા ગુણો વૈરકારી છે.

उपजाति.

मांसं मृगाणां दशनौ गजानां, मृगद्विषां चर्म फलं द्रुमाणां ।
स्त्रीणां च रूपं च नृणां हिरण्यमेते गुणा वैरकरा भवन्ति ॥ २ ॥

મૃગલાઓનુ માસ, હાથીના દાત, સિંહોનુ ચર્મ, (ચામડુ) વૃક્ષોનુ ફળ, સ્ત્રીઓનુ રૂપ અને મનુષ્યોનુ ધન આ ગુણો (એટલે ગુણ રૂપ છે તોપણ) વૈરને કરાવનારા થાય છે ૨



गुणवतः क्लिश्यन्ते प्रायेण

( ગુણવાન્ પુરૂષો ઘણુ કરીને કલેશને પ્રાપ્ત થાય છે )

आर्या

गुणवन्तः क्लिश्यन्ते, प्रायेण भवन्ति निर्गुणाः सुखिनः ।
बन्धनमायान्ति शुका यथेष्टसञ्चारिणः काकाः ॥ १ ॥

ગુણવાન માણસો ઘણુ કરીને દુ ખી હોય છે, અને ગુણ રહિત માણસ સુખી થાય છે, જેમકે પોપટ સુદર મધુરી વાણી બોલે છે ત્યારે તેને બ ધનમા ( પાંજરામા ) રહેવુ પડે છે અને ગુણહીન કાગડા પોતાની મરજી પ્રમ ણે ઉડે છે ૧

પ્રારબ્ધાધીન થવા વિષે.

* જે લુગડા સારા હોય છે, તેનેજ ધોકા મારીને ધોવાય છે ફાડી નાખવા

* સ્વર્ગવિમાન

અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે, રજોગુણનુ હરણ કરે છે, સત્ત્વ ગુણને પ્રગટ કરે છે, બુદ્ધિને જન્મ આપે છે, સુખને વિસ્તારે છે, ન્યાયની વૃત્તિને પાથરે છે, ધર્મમા અત્યન્ત બુદ્ધિને કરે છે અને પાપરૂપી કુબુદ્ધિનો નાશ કરે છે એમ સજ્જન પુરૂષોની સગતિ ( સગ ) પુરૂષોનુ અહિ શું શું હિત કરતી નથી ? અર્થાત્ મનુષ્યોમુ સર્વ જાતનુ હિત કરે છે ૨૦

સત્સંગથી થતા ફાયદા.

हरिणी.

हरति कुमतिं भिन्ते मोह करोति विवेकितां,
वितरति रतिं सूते नीतिं तनोति गुणावलिम् ।
मथयति यशो धत्ते धर्म व्यपोहति दुर्गतिं,
जनयति नृणां किं नामीष्ट गुणोत्तमसङ्गमः ॥ २१ ॥

મનુષ્યોને ગુણવાળાજનોનો સગ શુ ઇચ્છિતને નથી આપતો ? અર્થાત સર્વ આપે છે તે બતાવે છે સુસગ કુબુદ્ધિને હરે છે તથા અજ્ઞાનને ભેદે છે વિવેકપણુ બતાવે છે, સતોષને આપે છે, ન્યાયને પ્રસવે છે તથા ગુણશ્રેણીને વિસ્તારે છે અને કીર્તિને ફેલાવે છે ધર્મને ધારણ કરછે નરક (તિર્યગ્ગતિ) ને નાશ કરે છે એમ ગુણોત્તમજનનો સગ તે અભીષ્ટ પદાર્થ આપે છે તે માટે ઉત્તમ જનોનો સગ કરવો ૨૧ તથા—

शार्दूलविक्रीडित (२२ थी २४)

लब्धु बुद्धिकलापमापदमपाकर्तुं विहर्तुं पथि,
प्राप्तुं कीर्त्तिमसाधुतां निरुधितुं धर्म समासेवितुम् ।
रोद्धुं पापविपाकमाकलयितुं स्वर्गापवर्गश्रियं,
चत्त्र चित्त समीहसे गुणवता सङ्ग तदङ्गीकुरु ॥ २२ ॥

હે ચિત્ત ! જો તુ પુષ્કળ બુદ્ધિ મેળવવાને, દુ ખ નાશ કરવાને, ન્યાય માર્ગમા ચાલવાને, કીર્તિ મેળવવાને, ખળતા નાશ કરવાને, ધર્મ સેવવાને, પાપ રોકવાને, સ્વર્ગ તથા મોક્ષની સમૃદ્ધિ મેળવવાને ઇચ્છતુ હો તો સત્સગ સ્વીકાર ૨૨

મિત્રને સત્સંગનો બોધ

ये जात्या लघव सदैव गणना याता न ये कुत्रचित्,
पद्भ्यामेव विमर्दिता. प्रतिदिन भूमौ विलीनाश्चिरम् ।

गुणवान् सुचिरस्थायी, दैवेनापि न सह्यते.

( ગુણવાન્ પુરૂષ લાંબા વખત સુધી એક સ્થાનમા ટકે તે દૈવથી સહન કરી શકાતુ નથી )

## अनुष्टुप्

गुणवान् सुचिरस्थायी, दैवेनापि न सह्यते ।
तिष्ठत्येका निशा चन्द्रः, श्रीमान् सम्पूर्णमण्डलः ॥ १ ॥

ગુણવાન પુરૂષ વધારે વખત ટકે તે દૈવથી પણ સહન કરી શકાતુ નથી કારણકે સ પૂર્ણ મ ડળવાળો ચન્દ્રમા એક રાત્રિ જ શોભાયુક્ત રહી શકે છે (એટલે બીજે દિવસેથી તેની કાન્તિ ક્ષીણ થતી જાય છે એવો પ્રકાર ગુણીપુરૂષ તરફ જાણી લેવો ૧

गुणा गुणज्ञेषु गुणी भवन्ति.

( ગુણવાન્ પુરૂષોમા ગુણો ગુણરૂપ થાય છે )

## उपजाति

गुणा गुणज्ञेषु गुणीभवन्ति, ते निर्गुण प्राप्य भवन्ति दोषाः ।
सुस्वादुतोयाः प्रवहन्ति नद्यः, समुद्रमासाद्य भवन्त्यपेयाः ॥ १ ॥

ગુણો ગુણને જાણનારાઓને પામીને ગુણી બને છે અને તેજ ગુણો નિર્ગુણને પ્રાપ્ત થઇને દોષરૂપ બને છે જેમ નદીઓ ઘણા જ સ્વાદવાળા જળવાળી છે પર તુ તેજ જ્યારે મહા સમુદ્રમા મળે છે, ત્યારે તેનુ જળ પીવા જેવુ રહેતુ નથી ૧ +

## अनुष्टुप् ( २-३ )

### ગુણગ્રાહી વિના ગુણીને સ કટ

गुणिनोऽपि हि सीदन्ति, गुणग्राही न चेदिह ।
सगुणः पूर्णकुम्भोऽपि, कूप एव निमज्जति ॥ २ ॥

આ ઠેકાણે જો કોઇ ગુણનો ગ્રહણ કરનાર હોય નહિ તો ગુણવાન માણસો પણ બેસી રહે છે ગુણ ( દોરડા ) સાહત એવો પૂર્ણ કુભ હોય તો પણ તેને કુવામાથી કહાડવાને કોઇ મનુષ્ય ન હોય તો તે કુવામા જ ડુબેલો રહે છે ૨

### ગુણી પુરૂષોના ગુણોની અપૂજાનુ દુ:ખ જણાવે છે.

गुणा यत्र न पूज्यन्ते, का तत्र गुणिना गतिः ।
नग्नक्षपणकग्रामे, रजकः किं करिष्यति ॥ ३ ॥

+ १-२ સુભાષિત રત્નભાડાગાર

મનહર

સુણી ભૃંગ કેરો શબ્દ કીડ પ્રીટ ભૃંગ થયો,
લોહકો વિકાર ગયો પારસ પરસથી,
કુલકે સંજોગ તિલતેલ હુ ભયો કુલેલ,
તરૂ ભયે ચંદન સુવાસકે ફરસથી
મુક્તાફલ સ્વાતકે ઉદક ભયો સીપ સમ,
કાષ્ઠ હુ પાષાણ લ્યુ મૈલોદક સરસથી,
ચિદાનંદ આતમા પ્રમાત્મા સ્વરૂપ થયો,
અવસર પાય ભેદ જ્ઞાન કે દરસથી ૨૬

જાકૈ કુસંગતિ સુસંગથી સનેહ કીજે,
ગુણ ગ્રહિ લીજે અવગુણ દૃષ્ટિ ટાર કે,
ભેદ જ્ઞાન પાય યોગ જ્વાલા કરિ ભિન્ન કીજે,
કનક ઉપલકુ વિવેક ખાર ડારકે;
જ્ઞાની જો મિલૈ તો જ્ઞાન ધ્યાન કો વિચાર કીજે,
મિલૈ જો અજ્ઞાની તો રહિજે મૌન ધારકે;
ચિદાનંદ તત્વ એહિ આતમ વિચાર કીજે,
અંતર સકલ પરમાદ ભાવ ડાર કે ૨૭

## એક સત્સંગના સંબંધમાં ચતુરાઈવાળી વાર્તા.

પારસ પરસ્યા છતા લોખંડજ રહ્યુ

* એક સમય અકબર શાહ રાજપાટીકા ફરવા છડી સ્વારીએ પધાર્યા હતા, ત્યાથી પાછા ફરતા પુનઃ શહેરના ચોકમા આવી પહોચ્યા, તે વખતે એક ડોશી પોતાના હાથમા એક તરવાર પકડી ઉભી રહેલી હતી અને પોતાના સાથેના માણસો પણ બીજા હથિયારો લઈ ઉભા હતા, તે તરફ અકબરશાહની દૃષ્ટિ જઈ પડી તેથી વિસ્મય કારી બનાવ જોઇ તે ડોશીની નજીક જઇ પૂછ્યુ કે " બાઈ તરવારને ગ્રહણ કરી ચોક બજારમા શા કારણથી ઉભા છો? અને આ સાથેના માણસો પણ શસ્ત્રધારી છે તે પણ તમારા જ છે?" તે સાભળી ડોશી બોલી કે "નેક નામદાર? આ તરવારને વેચવાના ઈરાદે અહીંયા ઉભી છુ અને આ માણસો પાસે જે શસ્ત્રો છે તે પણ વેચવાના જ છે, તે સાભળી શાહે કહ્યુ કે " જોઉ તે તરવાર કેવી છે?" આ પ્રમાણે શાહનુ વચન સાભળતા ડોશી પોતાના હાથમાની તરવાર શાહને આપી. જ્યારે તે તરવારને

* બીરબલ બાદશાહ

## મહાત્માઓ ઉપકારીને ઉંચે ધારણ કરે છે.

तरुमूलादिषु निहितं, जलमाविर्भवति पल्लवाग्रेषु ।
निभृतं यदुपक्रियते, तदपि महान्तो वहन्त्युच्चैः ॥ ३ ॥

વૃક્ષોના મૂળ વિગેરેમા સીંચેલ પાણી, તેના પલ્લવના અગ્રભાગમા પ્રગટ થાય છે તેવી રીતે જે ગુપ્ત રીતે ઉપકાર કરાય છે તેને મહાત્માઓ ઉંચે પ્રકારે વહે છે (જગત્મા સુપ્રસિદ્ધ કરે છે) ૩

## મહાન્ પુરૂષનુ ગૌરવ દુર્જનના વચનથી નાશ પામતુ નથી.

### *वैतालीय

वचनैरसतां महीयसो, न खलु व्येति गुरुत्वमुद्धतैः ।
किमपैति रजोभिरौर्वरैरवकीर्णस्य मणेर्महार्घता ॥ ४ ॥

દુષ્ટની કઠોર વાણીથી તેજસ્વી પુરૂષની મોટાઇ ઘટતી નથી કારણકે, પૃથ્વીની રજથી ઢકાયેલ મણિની કિમ્મત ઘટે છે? (અર્થાત્ નહિ) ૪

## ચન્દન વૃક્ષ કદિ પણ સુગધને છોડતો નથી તે, કવી તેને અન્યોક્તિથી કહે છે

### उपजाति

मुले भुजङ्गाः शिखरे विहङ्गाः, शाखा विहङ्गैः कुसुमानि भृङ्गैः ।
मन्तिष्ठसे दुष्टजनस्य मध्ये, न मुञ्चसे चन्दन चारुगन्धम् ॥ ५ ॥

હે ચન્દન વૃક્ષ! તારા મૂળમા સર્પો છે અને શિખર (ડાળની ટોચ) ઉપર પક્ષીઓ બેઠા છે શાખા (ડાળીઓ) પણ પક્ષીઓથી ઘેરાયેલી છે પુષ્પો ભમરાઓથી વીંટાયેલા છે એમ તુ દુષ્ટજનના મધ્યમા રહે છે તો પણ તારા સુન્દર ગન્ધને મુકતો (ત્યાગ કરતો) નથી એટલે તને ધન્ય છે એમ એક સુજનને ઉદ્દેશીને કવિએ ચન્દન વૃક્ષને કહ્યુ છે કારણકે તે સુજન પુરૂષ નીચ પુરૂષના સબન્ધમા રહ્યો છતા તેમા દુર્જનો કાઇ પણ અસર કરી શક્યા નહિ તેથી પ્રસન્ન થતા કહ્યુ છે ૫

*विषमे समजा गुरु समे, समरा लोऽथ गुरुर्वियोगिनी

૧ લા તથા ત્રીજા ચરણમા સ ગણ, સ ગણ, જ ગણ અને છેલ્લો દશમો અક્ષર ગુરૂ હોય છે, ૨ જા તથા ૪ થા ચરણમાં સ ગણ, ભ ગણ, ર ગણ અને લઘુ, ગુરૂ મળી ૧૧ અક્ષર થાય છે, આ વૃતને વિયોગિની કે વૈતાલીય છદ કહે છે

## ગુણી પુરૂષની સમીપે રહેવાથી ગુણહીન પુરૂષ પણ પૂજાય છે.

गुणिन' समीपवर्त्ती, पूज्यो लोकस्य गुणविहीनोऽपि ।
विमलेक्षणप्रसङ्गादञ्जनमाप्नोति काणाक्षि ॥ ३ ॥

ગુણહીન પુરૂષ પણ ગુણી પુરૂષની સમીપમા રહેતો હોય તો તે લોકનો પૂજ્ય થાય ( લોકમા પૂજાય ) છે, કારણ કે નિર્મળ ( દેખતા ) નેત્રના સગથી કાણી આ પણ અજન ( આજણ )ને પ્રાપ્ત થાય છે નહિતર એક આખ ફુટેલ હોય તો કો આજે ? અર્થાત્ કોઈ ન આજે ૩

### सङ्गतिफलम्

### સગનુ ફળ.

### अनुष्टुप् (૧ થી ૩)

मत्कुणाना च सयोगात्, खट्वा दण्डेन ताड्यते ।
पुष्पमालानुसङ्गेन, सूत्र शिरसि धार्यते ॥ १ ॥

માકડનો સગ કરવાથી ખાટલાને દડનો માર સહન કરવો પડે છે અ પુષ્પોની માળાનો સગ કરવાથી સૂતર મસ્તક ઉપર ધારણ કરાય છે, માટે સત્સ કરવો પણ કુસગ ન કરવો એવો ભાવ છે ૧

### તેમા રાત્રિનુ દૃષ્ટાન્ત આપે છે

सङ्गतिर्यादृशी तादृक्, ख्यातिरायाति वस्तुन. ।
रजनिर्ज्योत्स्नया ज्योत्स्नी, तमसा च तमस्विनी ॥ २ ॥

મનુષ્યને જેવી જાતની સગતિ હોય તેવી જાતની તેની પ્રસિદ્ધિ ( ખ્યાતિ— મ ) પ્રાપ્ત થાય છે, એટલે કે રાત્રિ ચાન્દનીના સગથી "જ્યોત્સ્ની" કહેવાય અને અધકારથી "તમસ્વિની" કહેવાય છે એટલે રાત્રિ પોતે ઉપર મુજબ સગ "પ્રકાશવાળી" તથા 'અન્ધકારવાળી" કહેવાય છે, તેવુ સગનુ ફળ છે ૨

### એક પોપટનુ બચ્ચુ કહે છે કે

माताप्येका पिताप्येको, मम तस्य च पक्षिण. ।
अह मुनिभिरानीत', स तु नीतो गवाशिभि ॥ ३ ॥

મારી અને તે પક્ષીની માતા એક અને પિતા પણ એક અને મુનિ અહિ લાવ્યા અને તે પક્ષી ( મારા ભાઇ ) ને તો ગોમાસ ભક્ષણ કરનારા મ્લે લોકો લઈ ગયા ૩

ગુણી મનુષ્ય ગુણવંત મનુષ્યને જોઈ ખુશી થાય છે પણ ગુણરહિત મનુષ્ય ગુણજ્ઞને જોઈ સંતોષ પામતો નથી, કારણકે ભમરો વનમાંથી કમલની સુગંધ લેવાને આવે છે અને દેડકો એક સ્થાનમાં (કમલની પાસે) રહે છે તોપણ સુગંધ લેવા સામુ જોતો નથી ૪

## ઉચ્ચ પુરુષોના મનોરથોને ઉચ્ચ પુરુષો જ પૂરી શકે છે.

### उपजाति

तुङ्गात्मना तुङ्गतराः समर्था मनोरथान्पूरयितुं न नीचाः ।
धाराधरा एव धराधराणां, निदाघदाहं शमितुं न नद्यः ॥ ५ ॥

બળવાન્ પુરૂષોના મનોરથ પૂરવાને બળવાન્ પુરૂષો જ સમર્થ હોય છે પણ નીચ પુરૂષો સમર્થ નથી કારણકે, પર્વતોને લાગેલા ઉષ્ણ ઋતુના દાહને શમાવવાને મેઘ જ શક્તિવાન્ છે નદીઓ શક્તિવાન્ નથી ૫

---

## गुणलाभाभावे महान्तः स्थानं त्यजन्ति.

( ગુણના લાભના અભાવમાં મહાન્ પુરૂષો સ્થાનનો ત્યાગ કરે છે )

## અપમાનથી સ્થાન ત્યાગ છે અને નથી.

### अनुष्टुप् ( १ थी ३ )

त्रयः स्थानं न मुञ्चन्ति, काकाः कापुरुषा मृगाः ।
अपमाने त्रयो यान्ति, सिंहाः सत्पुरुषा गजाः ॥ १ ॥

અપમાન થાય તોપણ કાગડા, નીચપુરૂષો અને મૃગલાઓ આ ત્રણ પ્રાણીઓ સ્થાનનો ત્યાગ કરતા નથી અને અપમાન થતા સિંહો, સત્પુરૂષો અને હાથીઓ સ્થાનનો ત્યાગ કરી ચાલ્યા જાય છે ૧

## સ્થાનભ્રષ્ટ થાય તોપણ નીચેની વ્યક્તિઓ શોભે છે.

पूगीफलानि पात्राणि, राजहंसतुरङ्गमाः ।
स्थानभ्रष्टाः सुशोभन्ते, सिंहाः सत्पुरुषा गजाः ॥२॥

પૂગીફળ (સોપારી,) પાત્રો, (વાસણો) રાજહંસ (ઉત્તમ એવા હંસ નામના પક્ષીઓ,) ઘોડાઓ, સિંહો, સત્પુરૂષો અને હાથીઓ આ વ્યક્તિઓ સ્થાનભ્રષ્ટ થઇ હોય તો પણ શોભે છે ૨

રસાયન ( રસ ભર્યા અન્ન ) ના ભોજનથી, અમૃતના પાનથી, ચક્રવર્તીના પત્ની પ્રાપ્તિથી, પ્રતિ દિવસ પુત્ર સુખના લાભથી, વગર મહેનતે મળેલ ઉત્તમ રત્નોના લાભથી અને બીજી કોઇ રીતે પણ ઉત્પન્ન થતો નથી ૬

## સજ્જન પ્રેમ સંબંધે ગુર્જર કાવ્ય.

### મનહર

* ગંગામાં ગયું જે જળ ગણાયું તે ગંગાજળ,
ગટરમાં ગયું જળ ગંદુ તે ગણાયું છે,
ખારે દરીયે ગયું તે ખરેખરૂં ખારૂં થયું,
છાશમાં પડયું તે છાશ રૂપે થ છવાયું છે,
શેરડીયે શોષ્યું થયું શેલડીના રસ રૂપે,
ચૂનામાં ભળ્યું તે ચૂના રૂપ થૈ ચણાયું છે,
એકજ આકાશની પેદાશ દલપત કહે,
જેવો જેવો જોગ થયો તેવું તે જણાયું છે ૭

## સત્પુરૂષને શુદ્ધ વાતાવરણના સંયોગની જરૂરીયાત.

। આજે સ્થળે સ્થળે, રાગના, દ્વેશના, ઇર્ષ્યાના, અસૂયાના સ્વાર્થના, અમર્યાદ લોભના, ક્રોધના, વૈરના, અને એ વિના વિવિધપ્રકારના દુરાચારના વિચારો પ્રજાના મોટા ભાગમાં પ્રસરેલા તથા પ્રસરતા હોવાથી, આપણા દેશમાં વિચારનું જે વાતાવરણ બંધાયું છે તથા બંધાય છે, તેની મર્યાદામાં નિવાસ કરનાર સર્વને, તે વિચારોની ન્યૂનાધિક પ્રમાણમાં અસર થયા વિના રહેતી નથી ઘણા સત્ન સ્કારી સજ્જનો શુદ્ધ વિચારને સેવવાનો આગ્રહથી પ્રયત્ન સેવતા છતાં પણ ઘણે પ્રસંગે તેમના નિર્દોષ અંતઃકરણમાં દોષ અથવા અશુદ્ધ વિચાર પ્રકટેલો તેમને જણાય છે આનું કારણ અન્ય કાંઇ નથી, પણ દોષવાળા વિચારોનું તેમની આજુબાજુ બંધાયલું વાતાવરણ જ છે કોઇ મનુષ્ય પોતાના ઘરમાં ગમે તેટલી સ્વચ્છતા રાખતો હોય તોપણ જે મહેલ્લામાં તે રહેતો હોય ત્યાં ભારે ગંદકી રહેતી હોય તો તે ગંદકીવાળી અસ્વચ્છ હવા, તેના સ્વચ્છ ઘરમાં પણ આવી તેને નડયા વિના રહેતી નથી, તેમ મનુષ્ય પોતાના અંતઃકરણને શુદ્ધ રાખવાનો ગમે તેટલો પ્રયત્ન સેવતો હોય તોપણ જે નગરમાં અથવા દેશમાં તે રહેતો હોય, તે નગર અથવા દેશનું, વિચારનું વાતાવરણ જો અશુદ્ધ અર્થાત્ દોષના વિચારોવાળું હોય છે તો તેના શુદ્ધ અંતઃકરણમાં પ્રસંગોપાત્ત દોષ પ્રકટ થયા વિના રહેતા નથી આથી કરીને સત્યયુગમાં અર્થાત્ જે સમયે સમગ્ર પ્રજાજન શુદ્ધ વિચારને સેવતા હોય છે, તે સમયે અંતઃકરણને શુદ્ધ રાખી રહેવાનું કાર્ય અત્યંત સરળ હોય છે, તથા કલિયુગમાં અર્થાત્

* દલપત કાવ્ય ભાગ ૨ જો
— અધ્યાત્મ અનપેલક ગ્રંથમાળા પ્રથમ અંક

કહેવાનો આશય એવો છે કે, કદિ વસ્તુ નીરસ હોય પણ જો તે લોકોપયોગી હોય તો તે આદર કરવા યોગ્ય છે, કેમકે આત્મગુણ ખીલવવાનો એ સરલ માર્ગ છે, જ્યાસુધી આત્મા સરલભાવ-પરગુણ પ્રિયતા અને સ્વાત્મ નિંદામા નિમગ્ન થતો નથી, ત્યાસુધી સાધુવૃત્તિ પ્રાપ્ત થઇ શકતી નથી કેમકે સાધુ પુરૂષો બીજાની આપત્તિમા વત્સલ થાય છે કહ્યુ છે કે—

परस्यापदि जायते, साधवस्तीव्रवत्सलाः ।
महावृक्षा विशेषेण, ग्रीष्मकाले हि सार्द्रलाः ॥ २ ॥

સાધુ પુરૂષો બીજાને આપત્તિ આવે ત્યારે તીવ્ર વત્સલ બને છે ગ્રીષ્મ ઋતુમા મોટા વૃક્ષો વધારે લીલા અને પલ્લવિત થાય છે, એટલે તાપના વખતમા પ્રાણીઓને છાયાની જરૂર પડે છે, તેથી તેમની તાપની આપત્તિ દૂર કરવાને વૃક્ષો નવપલ્લવિત બને છે ૨

વળી તેમનો સ્વભાવ હમેશા પરોપકારી હોય છે, અને તેથીજ સત્પુરૂષો પોતાના અપકાર કરનાર માણસ ઉપર પણ ઉપકારી થાય છે કહ્યુ છે કે—

अपकारिण्यपि प्रायः, स्वच्छाः स्युरपकारिणः ।
मारकेभ्योऽपि कल्याण, रसराजः प्रयच्छति. ॥ ३ ॥

જેમ રસરાસ ( પારો ) પોતાને મારનારા પુરૂષોનુ પણ કલ્યાણ કરે છે યાને ઔષધ ઉપચારમા મારેલો પારો તેના મારનારાને પણ નીરોગી કરે છે તેમ સ્વચ્છ પવિત્ર પુરૂષો પ્રાયે કરી પોતાના અપકારી ઉપર પણ ઉપકાર કરનારા થાય છે ૩

આ બીના સામાન્ય જન સમાજ માટે પણ દશ્ય છે, કેમકે ઉપકાર ઉપર ઉપકાર કરવો તે વિશેષ નથી આવી રીતે ઉપકાર કરનારને ભૂલી જાય છે તે કૃતઘ્ની જ કહી શકાય અને મારા શબ્દોમા તો તે મનુષ્યત્વથી પણ હીન ગણી શકાય ત્યારે સાધુ પુરૂષમા તેથી વિશેષ ખુબી એ છે કે સાધુ પુરૂષ સારી સ્થિતિમા ન હોય તો પણ બીજાનો ઉપકાર કરે છે કહ્યુ છે કે—

## आर्या.—( ૪ થી ૯ )

यद्यपि चन्दनविटपी, विधिना फलकुसुमवर्जितो विहितः ।
निजवपुषैव परेषां, तथापि सन्तापमपहरति ॥ ४ ॥

જો કે, વિધિ ( વિધાતા ) એ ચદનના વૃક્ષને ફળ તથા પુષ્પ વગરનુ કરેલુ છે તથાપિ તે પોતાના શરીરથીજ બીજાઓના સતાપને દૂર કરે છે ૪

વળી સાધુ પુરૂષો બીજાનુ કાર્ય કરવા માટે કલેશ ભોગવે છે તે માટે શાસ્ત્ર પ્રમાણ એ છે કે—



# चतुर्थ परिच्छेद



સુજન એ સાધુ પુરૂષના ઉપનામને દીપાવનાર છે કેમકે સાધુની ઓળખ તેમના વેશમા હોય તેના કરતા તેમની પ્રતિષ્ઠા તેમા જોવાતા ગુણ ઉપર વધારે રહે છે આવા પવિત્ર ગુણનુ જ્ઞાન થઇ શકે તે માટે સુજન-સત્પુરૂષમા રહેલા ઉમદા ગુણો, પવિત્ર ભાવના અને ઉચ્ચ વર્તન સબધે ગયા પરિચ્છેદમા વિસ્તારથી વર્ણન કરેલુ છે

સાધુ પુરૂષના ગુણ જાણવાથી દરેક ગુણની પીછાણ થતા તે તે ગુણનો અભ્યાસ કરવાને તક લેવી તેજ મનુષ્ય કર્ત્તવ્ય છે પરતુ આવા ગુણ અને ગુણીના અભ્યાસીઓએ દુર્ગુણોથી ચેતવાને પણ શીખવુ જરૂરનુ છે કેમકે મનુષ્ય પ્રકૃતિ કઈ એક સરખી હોઇ શકતી નથી સૃષ્ટિમા જેમ સરલ પુરૂષો વસે છે તેમ નિદકો અને દુષ્ટ ભાવનાવળા અભવિ મનુષ્યો પણ હોય છે આવા મનુષ્યનો સમાગમ નિર્મળ મનુષ્યને ઉતરતી સ્થિતિએ મૂકી દે છે કારણ કે નિર્મળ મનુષ્યનુ હૃદય પાણી જેવુ સ્વચ્છ અને નિર્મળ હોય છે તેથી જેમ નિર્મળ જળમા જેવો રગ નાખીએ તેવો રગ પાણી લે છે તેમ નિર્મળ મનુષ્યના હૃદય ઉપર સમાગમની છાપ સહજ પડી આવે છે આટલા માટે તેવી દુષ્ટ ભાવનાવાળા મનુષ્યના પરિચય માથી બચવાને દુર્જન-કુસાધુના વર્ણનની ઓળખાણ કરાવવી ઉચ્ચિત સમજી આ ચોથા પરિચ્છેદમા તેવા અધિકારો ગોઠવવામા આવે છે



## कुसाधु—अधिकार.

આ કુસાધુ-અધિકારનો આરભ કરતા પ્રથમ એક એવી શકા ઉપસ્થિત થાય છે કે, આ દોષ નિરૂપણ પ્રકરણના વિષયમા સમય તથા જ્ઞાનનો ભોગ આપવા કરતા સુસાધુ અધિકરણમા જ કેમ ન પ્રવૃત્ત રહેવુ જોઇએ ? પ્રત્યુત્તરમા જણાવ

પોતાનો ક્ષય થતો હોય તો પણ તેને ગણતા નથી ૯ એકંદરે જોતા સત્પુરૂષોનો વૈભવ પરોપકારને માટેજ હોય છે કેમકે—

## उपजाति

पिबन्ति नद्यः स्वयमेव नाम्भः, स्वयं न खादन्ति फलानि वृक्षाः।
नादन्ति सस्यं खलु वारिवाहाः, परोपकाराय सतां विभूतयः॥ १०॥

નદીઓ પોતાનુ જળ પોતે પીતી નથી વૃક્ષો પોતાના ફળ પોતે ખાતા નથી. અને મેઘ પોતે ઉત્પન્ન કરેલુ ઘાસ પોતે ખાતા નથી તે ઉપરથી સમજવાનુ કે, સત્પુરૂષોની વિભૂતિ ( વૈભવ ) પરોપકારને માટેજ હોય છે ૧૦

મનુષ્ય જન્મ એ મોક્ષગતિ પ્રાપ્ત કરવાને મુખ્ય સ્થાન છે, અને તેથી તે તકનો લાભ ગુમાવવો તે ચોમાસુ જવા પછી જમીન ખેડનારને થતા પશ્ચાતાપ જેવુ છે અગરજો કે ખેતીકારતો પોતાની ભૂલ બીજા વર્ષના ચોમાસા પૂર્વે સુધારી શકે છે, પરતુ મનુષ્યદેહ મળેલ છતા આત્મહિત સાધવામા જો પ્રમાદ સેવાય તો પછી તે તક પુન મળવી દુર્લભ છે અને તેથીજ કહ્યુ છે કે આ શરીર પરોપકારને માટેજ છે તેમાટે કહેલ છે કે—

## उपेन्द्रवज्रा.

परोपकाराय फलन्ति वृक्षाः, परोपकाराय वहन्ति नद्यः।
परोपकाराय चरन्ति गावः, परोपकारार्थमिदं शरीरम्॥ ११॥

વૃક્ષો પરોપકારને માટે ફળે છે, નદીઓ પરોપકારનેમાટે વહે છે અને ગાયો પરોપકારને માટે ચરે છે તેવી રીતે આ શરીર પણ પરોપકારને માટેજ છે, ૧૧

## उपजाति.

रत्नाकरः किं कुरुते स्वरत्नैर्विन्ध्याचल किं करिभिः करोति।
श्री खण्डखण्डैर्मलयाचलः किं, परोपकाराय सतां विभूतिः॥ १२॥

રત્નાકર —સમુદ્ર પોતાના રત્નોથી શુ કરે છે? વિધ્યાચળ પર્વત પોતાનામા ઉત્પન્ન થતા હાથીઓવડે શુ કરે છે? અને મલયાચળ પર્વત પોતાનામા ઉગતા શ્રી ખડ—ચદનનો પોતે શો ઉપયોગ કરે છે અર્થાત્ તેઓ પોતે ઉપયોગ કરતા નથી પણ બીજાઓના ઉપયોગને માટે રાખે છે ૧૨

વળી કહ્યુ છે કે—સજ્જનોને પરહિત કરવામા જેવો આદર હોય છે, તેવો પોતાનુ હિત કરવામા હોતો નથી

જેમ અશુચિ સ્થાનમા પડેલી ચાપાના કુલની માળા મસ્તકે ધારણ કરવ યોગ્ય નથી તેમ પાસત્થા, ઉસન્ન, કુશીલિયા, સ સત્થા, અહાછ દા એ પચ પ્રકારની અપવિત્રતામા પડેલા સાધુઓ પણ તેવી રીતે અપૂજનીય, અવ દનીય અને અગ્રાહ્ય છે ૧૨ કેમકે

पक्कणकुले वसन्तो सउणीपारोवि गरहिउ होइ ।
इयगरहिया सुविहिया मज्झि वसन्ता कुसीलाणम् ॥१३॥

જેમ ચડાલના સમુદાયમા પવિત્ર જાતિવાળો બ્રાહ્મણ પણ નિ દાપાત્ર થાય છે તેમ સુવિહિત ગીતાર્થ પુરૂષ પણ કુશીલિયાના ટોળામા રહેવાથી નિ દાપાત્ર બને છે ૧૩

## ચારિત્ર ભ્રષ્ટ પુરુષની સ્થિતિ

सुबहु पि सुयमहीय किं काही चरणविप्पहीणस्स ।
अन्धस्स जह पलित्ता दीवसयसहस्सकोडीवि ॥ १४ ॥

અતિશય શાસ્ત્રાભ્યાસ તે ચારિત્રહીન પુરૂષને શુ કરી શકે તેમ છે ! ત્યા દષ્ટાત કહે છે કે આધળા પુરૂષ આગળ હજારો દીવા કર્યા હોય તો પણ તેથી તે અ ધ પુરૂષને શો લાભ છે ? અર્થાત્ કાઇ નહિ ૧૪

## વૈદક—જ્યોતિષી સાધુની કિમત.

### अनुष्टुप्

विज्जय जोइस चेव कम्म ससारि अ तहा ।
विज्जामत कुणतो य मोहू होइ विराहओ ॥ १५ ॥

સ સારની વૃદ્ધિ કરવાવાળા એવા જે વૈદક જ્યોતિષ વિદ્યા મ ત્ર વિગેરે દુષ્ટ કર્મ કરતો જે સાધુ તે આજ્ઞા વિરાધક થાય છે ૧૫

## કુગુરૂનુ ભવ ભ્રમણ

### ❀ उपगीति

सप्पो इक्कमरण कुगुर अणताइमरणाइ ।
तो वर सप्पगहिअ मा कुरु कुगुरुसेवण भद्द ॥१६॥

❀ आर्योत्तरार्धतुल्य, प्रथमार्धमपि प्रयुक्त चेद् ।
कामिनि तामुपगीति प्रकाशयन्ते महाकवय ॥

હે સ્ત્રી પહેલા ચરણમા ૧૨ માત્રા, બીજા ચરણમા ૧૫, ત્રીજા ચરણમાં ૧૨ અને ચોથા ચરણમા ૧૫ માત્રા હોય તે ઉપગીતિ છદ કહેવાય છે

## शार्दूलविक्रीडित

निष्पेषोऽस्थिचयस्य दुःसहतरः प्राप्तस्तुलारोहण,
ग्राम्यस्त्रीनखचुम्बनव्यतिकरस्तन्त्रीप्रहारव्यथा ।
मातङ्गोक्षितमण्डवारिकणिकापान च कूर्चाहतिः,
कार्पासेन परार्थसाधनविधौ किं किं न चाङ्गीकृतम् ॥१६॥

પ્રથમ અતિ દુ સહ એવા અસ્થિચયનુ પેષણુ એટને કપાસના રૂળ ( કાલા ) ને તોડી ફોલવામા આવે છે તે, પછી તુલારોહણુ એટલે ત્રાજવા ઉપર નાખી તોળવામા આવે છે તે પછી ગામડાની સ્ત્રીઓ તેને નખવડે તૂણે છે તે પછી તેની ઉપર તત્રી-તાતના પ્રહારની પીડા થાય છે, એટલે પીંજવામા આવે છે તે પછી ચડાળ લોકો તેની ઉપર પાણીના કોગળાની કણીયો નાખે છે, તેવા જળનુ તેને પાન કરવુ પડે છે, અને તે પછી તેના ઉપર કૂચડાના આઘાત થાય છે, આટલા વાના બને છે, ત્યારે કપાસનુ વસ્ત્ર થાય છે પછી તે વસ્ત્ર લોકોના ઉપયોગમા આવે છે આ ઉપરથી સમજવાનુ કે, બીજાના ઉપયોગને માટે કપાસે શુ શુ સહન નથી કર્યુ ? ઉત્તમ પુરૂષો, પણુ બીજાના ઉપકારને માટે અનેક કષ્ટો સહન કરે છે ૧૬

આ સાધુ પુરૂષના ગુણુના ખધારણુ ઉપરથી તેમના પ્રત્યે જનસમાજની પૂજ્ય બુદ્ધિ હોય તેસ્વભાવિક છે, છતા જનસ્વભાવ એકજ પ્રકરના હોતા નથી, શાસ્ત્રકાર કહે છે કે જીવાત્માની ગણુના ભવી અને અભવી એમ બે પ્રકારે વહેચાયેલી છે અભવિ જીવાત્માનો સ્વભાવ ગુણદષ્ટિથી તદન બે નસિબ હોય છે અને તેથી—



यो यस्य न जानाति स तमेव निन्दति

(જેના ગુણુને જે જાણુતો નથી, તે તેની નિંદા કરે છે )

## उपजाति

न वेत्ति यो यस्य गुणप्रकर्ष, स त सदा निन्दति नात्र चित्रम् ।
यथा किराती करिकुम्भजाता, मुक्ता परित्यज्य बिभर्ति गुञ्जाम् ॥ १ ॥

ભીલડી હાથીના કુભસ્થળમાથી ઉત્પન્ન થયેલુ મોતી છોડી દઇ ચણોઠીને ધારણુ કરે છે તેમ, જે માણુસ જેના ગુણુના ઉત્કર્ષને જાણુતો નથી તેમાણુસ તેની નિંદા કરે તેમા કાઇ પણુ આશ્ચર્ય નથી. ૧ –

– ૧–૨ સુભાષિતરત્ન ભાંડાગાર

જેનો સાર્થ તથા અર્થ (ધન) ચાલ્યુ ગયેલ છે, તેણે પરદેશમા રહેવુ ઉત્તમ
છે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલને મોત સારૂ છે, કુબુદ્ધિપુરુષ (કુગુરૂ) ના સગ કરતા પ
ર્વતોમા ભગી જવુ (વનનિવાસ કરવો) એ સારૂ છે, બહુ પાપમા ચિત્ત રાખનાર
કરતા દરિદ્રી (કગાલ) માણુસ ઉત્તમ છે ૨૦ તેમજ—

कोपस्य सङ्गाद्वरमग्निसेवन, मनोऽभिपङ्गाद्वरमद्रिलङ्घन ।
सत्कृतबुद्धेर्वरमल्पबुद्धिता, गर्तानिपातो वरमुग्रलोभतः ॥ २१ ॥

ક્રોધના સગ કરતા અગ્નિનુ સેવન (અગ્નિમા પડવુ) સારૂ છે મનને આધી
થવા કરતા પર્વતોનુ ઉલ્લઘન ઉત્તમ છે કપટી બુદ્ધિવાળા કરતા અલ્પ બુદ્ધિવા
શ્રેષ્ઠ છે, ઉગ્ર (અત્યન્ત) લોભ કરવા ખાડમા પડવુ સુન્દર છે ૨૧ વળી—

## इन्द्रवज्रा

गेही वर नैव कुशीललिङ्गी, मूर्खो वर मा विबुधः प्रमादी ।
अन्धो वर मा परवित्तदृष्टिः, मूको वर मा बहुकूटभाषी ॥ २२ ॥

કુત્સિત સ્વભાવવાળા યતિ કરતા ગૃહસ્થાશ્રમી પુરૂષ ઉત્તમ છે (કુયતિ ઉ
નથી જ) મૂર્ખ ઉત્તમ છે, (પણુ) પ્રમાદી (ઇન્દ્રિયાધીન) વિદ્વાન્ ઉત્તમ
આધળો પુરૂષ ઉત્તમ છે, (પણુ) બીજાના ધનમા નજર રાખનાર પુરૂષ ઉત્તમ
મૂગો માણુસ શ્રેષ્ઠ છે (પણુ) બહુ ખોટુ બોલનાર ઉત્તમ નથી ૨૨

એટલુ જ નહિ પરતુ—

## वशस्थ

वर च दास्य विहितान्यमार्गणाद्वर च शय्या न परस्त्रिया गमः ।
वर विष मा गुरुदेववञ्चन, वर विनाशो न कलङ्कि जीवितम् ॥ २३ ॥

લાભવાળા અન્યાયના રસ્તા કરતા દાસપણુ કરવુ સારૂ છે
સાથે સૂવુ સારૂ છે, પરતુ પરસ્ત્રી સાથે સૂવુ સારૂ નથી વિષ (ઝેર ખા
(પણુ) ગુરૂ તથા દેવોને છેતરવુ સારૂ નથી, મરણુ સારૂ છે (પણુ) કલકી
સારૂ નથી ૨૩

## કુસાધુઓનુ દભિપણુ

## उपजाति (૨૪ થી ૨૯)

पीयूषधारामिव दाम्भिकाः प्राक्, प्रगल्भनीयाङ्गिरमुद्गिरन्ति ।
पुनर्विपाकेऽखिलदोषधात्री, सैवाशेते बत कालकूटम् ॥ २४ ॥

કોઇ ગામડીઆ ખેડૂતને રસ્તામા પડેલુ એક સાચુ મોતી જડયુ, તેણે તે મોતીને હાથમા લઇ જોયુ, ત્યારે વિચાર્યુ કે, ' મારા જવના ક્ષેત્રમા આવા ઘણા જવ છે, તો આ એકજ શા કામનુ ? " આ પ્રમાણે મનમા વિચારી તે ખેડૂતે ને સાચુ મોતી નાખી દીધુ અને પોતે ત્યાથી ચાલતો થયો આ ઉપરથી સમજવાનુ કે, જેમ તે ખેડુત સાચા મોતીના મૂલ્યને પોતે પણ જાણી શકયો નહિ તેમ અજ્ઞાન માણસો વિદ્વાન્ પુરૂષોને જાણી શકતા નથી. ૩

કોઇ કોઇ વાર એવુ બનેછેકે મહાન્ પુરૂષોની પ્રભામા અભવિ આત્માને ગ્લાનિ જણાયછે અને તેથી તેવાઓ ભવિ જીવોથી વિમુખ રહેવા માગેછે અને "પોતાનુ જ સારૂ " તેવા વિચારમા પારકા ઉત્તમ વિચારોને તપાસવામા પણ હાનિ સમજે છે, ખરૂ કહીએ તો આ તેમની એકપક્ષીય અધભાવના છે તત્વ જાણનારે તો સર્વ દિશામાથી સશોધન કરી સારૂ શોધી કાઢીને "સારૂ હોય તે મારૂ " કરી લેવુ જોઇએ છે દરેકને દરેક બાબતમા વિચાર કરવાને હક્ક છે અને તે હક્ક લુટી લેવો એ અન્યાય છે તેથી સાધુ પુરૂષો તેવી લુટ કદી પણ ચલાવતા નથી પરતુ સર્વમાથી તત્વ તપાસી શ્રેષ્ઠ વસ્તુ સ્વીકારે છે અને બીજાની નીંદા કરતા નથી, પણ ઉપેક્ષા કરેછે તથા તેના પ્રત્યે અને તેમના એકદૃષ્ટિ ભાવ પ્રત્યે દયાની દૃષ્ટિથી જુએ છે આટલુ છતા પોતાના ઝાખા પ્રકાશને જાહેરમા લાવવાને દૂર રહેવા ઇચ્છે છે

महति गते हानिर्न महताम्

( મહાન્ પુરૂષો ચાલ્યા જવાથી તેવા પુરૂષને કાઇ હાનિ થતી નથી
પણ બીજાને જ નુકશાન થાય છે ) કેમકે—

इन्द्रवज्रा

यत्रापि कुत्रापि भवन्ति हसा हसा महीमण्डलमण्डनानि ।
हानिस्तु तेषा हि सरोवराणा, येषा मरालै सह विप्रयोगः ॥ १ ॥

હસો ગમે ત્યા હોય ત્યા તેઓ પૃથ્વી મડળમા આભૂષણ રૂપ થાય છે પરતુ જે સરોવરોને તે હસોનો વિયોગ થાય છે તે સરોવરોનેજ હાનિ થવની અર્થાત્ હસો ગમે ત્યા જશે ત્યા તે શોભા રૂપ થશે, પણ જે સરોવરમાથી ચાલ્યા જશે, તે સરોવરોની શોભા ઘટશે તેથી સરોવરોને હાનિ છે, હસોને નથી તેવી રીતે જેમની પાસેથી સજ્જન પુરૂષો ચાલ્યા જશે, તેઓને હાનિ થશે, સજ્જન પુરૂષોને તો કાઇ પણ હાનિ થશે નહીં ૧ *

*૧ થી ૩ સુભાષિત રત્ન ભાંડાગાર.

અ મવાળો અને આ લોક સબધી સુખોનો ત્યાગ કરનાર એવા યતિએ પણ જો તત્ત્વની પ્રાપ્તિ ન કરી હોય તો તેનુ તો બ ને (ઐહિક પરલોકિક) નષ્ટ થાય છે ૨૮

## દયા વિગેરે ધર્મોની અપેક્ષા.

त्यक्त्वा कुटुम्ब च धन समस्तमादाय वेष श्रमणस्य पुसा ।
न पालितो येन दयादिधर्मो, हा हारित तेन मनुष्यजन्म ॥२९॥

કુટુબ તથા બધા ધનને છોડીને યતિના વેષને ધારણ કરીને જે પુરૂષે દયા વિગેરે ધર્મનુ પાલન નથી કર્યુ, તેણે મનુષ્ય જન્મ હારેલો છે એમ ખેદથી કહેવુ પડે છે અર્થાત્ વ્યર્થ ગુમાવ્યો છે ૨૯

## સસારમા ધ્યાન ન આપવાની યતિની ફરજ.

### इन्द्रवज्रा

ससारक येन सुख सकष्ट, ज्ञात्वेति वैराग्यबलेन मुक्तम् ।
पश्चात्सदया खलु तेन दृष्टिः, ससारसिन्धौ मतिपूर्णकष्टे ॥ ३० ॥

સસારનુ સુખ કષ્ટવાળુ જાણી જેણે વૈરાગ્યના બળથી છોડી દીધુ છે, તે યતિએ પછી પૂર્ણ કષ્ટવાળા સસાર સમુદ્રમા દષ્ટિ (નજર) ન દેવી. ૩૦*

## કુગુરૂઓની કરેલ સેવાનુ નિષ્ફળપણુ

### वशस्थ

नाम्र सुसिक्तोऽपि ददाति निम्बक, पुष्टा रसैर्वन्ध्यगवी पयो न च ।
दुष्टो नृपो नैव सुसेवितः श्रिय, धर्म शिव वा कुगुरुर्न सेवितः ॥ ३१ ॥

સારી રીતે સિચેલ હોય તોપણ નિમ્બ વૃક્ષ (લીંબડો) આંબાના ફલને આપતો નથી અને રસોથી પુષ્ટ કરેલ હોય (તોપણ) વ ધ્ય (વાઝણી) ગાય દૂધ આપતી નથી, સારી રીતે સેવેલ હોય (તોપણ) દુષ્ટ રાજા લક્ષ્મી (ધન) આપતો નથી, તેમ (સારી રીતે) સેવેલ હોય (તોપણ) કુગુરુ (ખરાબ ગુરુ) કલ્યાણકારી ધર્મને બતાવી શકતો નથી ૩૧

## કુગુરુઓની કપટ જાળ.

### वसन्ततिलका

यात्रा प्रतीत्य पितरौ भवतोऽत्र चैत्ये, यद्वात्र मासि विहिता धनिनामुना यत् ।
कार्यास्त्वयापि च तथेति वृथ गृहस्थैर्धर्मोयमित्यनुचित रचयन्ति धूर्ताः ॥३२॥

*૩૦ થી ૩૨ સુભાષિત રત્નભાણ્ડાગાર

દૈવે તેના સ્વાદનો તને ન અધિકાર આપ્યો,
એથી ઇર્ષ્યાથી એની આબરૂ ઉથાપશે
તારો અંતે થશે તોલ ધમકશે ઢીલા ઢોલ
વારા બોલે બોલ બધા તુજને સંતાપશે,
અમથો બકે શું આમ કહે દલપતરામ,
સાકર તો ઠામ ઠામ વિશ્વ વિષે વ્યાપશે ૪

આટલા ઉપરથી સમજાશે કે અભવિ જીવાત્મા માટે કંઈ શ્રાદ્ધ છે જ નહિ, જ્યારે ભવિ જીવાત્મા કવચિત્ કુસંગના મલિન પડથી આચ્છાદિત થઇ પરનિંદામાં પડી જાય તેથી બચાવવા તે જરૂરનું છે ગુણ ગ્રહણ કરનારનો ધર્મ એ છે કે વિશાળ વિશ્વમાના અનંત અવગુણના સ્થાન પ્રત્યે અંધ થઇ ગુણને જોઈ શકે છે, ત્યારે અલ્પજ્ઞનો સ્વભાવ ગમે તેટલા વિશાળ ગુણ વચ્ચે પણ અવગુણ શોધવાનો હોય છે કે જે પ્રકૃતિ જ આત્મ વિકાશમાં વિઘ્નરૂપ થાય છે

આત્મપ્રસંશા એ જ આત્મ ઉત્કર્ષમાં આવરણરૂપ છે છતાં કોઈ કોઇ વખત જ્ઞાની પુરૂષો પોતાની પીછાણ આપતાં જે શબ્દો પ્રકાશે તે પ્રશંસાથી દૂરનો વિષય છે,કેમકે તેમાં તેમનો હેતુ સ્વાત્મપ્રશંસાનો હોતો નથી પણ અન્યને સત્ય ઉત્તર આપવાનો હોય છે, છતાં આ વાતને નિંદારૂપે ગણી એક શબ્દને હેતુ વગર ગોખી રાખવો તે ઉચિત નથી કેમકે જ્ઞાન અને ભાવના વિવેકયુક્ત હોય તે જ ફળદાયક છે કહેલ છે કે—

महति लघुत्वशङ्का न कर्तव्या

( મહા પુરૂષમાં હલકાઇની શંકા ન કરવી )

## अनुष्टुप्

यद्यपि स्वच्छभावेन, दर्शयत्यम्बुधिर्मणीन् ।
तथापि जानुदघ्नोऽयमिति चेतसि मा कृथाः ॥ १ ॥

હે મનુષ્ય ! સમુદ્ર પોતાની સ્વચ્છતાથી અંદર રહેલ મણિઓને દર્શાવી આપે છે, તે ઉપરથી તારે એમ ન સમજવું કે, ' આ સમુદ્ર ઢીંચણ જેટલો ઉંડો છે " ૧

કહેવાનો આશય એવો છે કે, કોઇ મહાત્મા પોતાના હૃદયની નિર્મળતાથી —સરળતાથી પોતાનો આશય જણાવી આપે, તે ઉપરથી એમ ન સમજવું કે, તે મહાત્મા ગાંભીર અથવા દીર્ઘદર્શી નથી મહાત્મા પુરૂષ ઉપર તેવી લઘુતાની શંકા કરવી જ નહી,

## શુદ્ધ ભાવનાહીન ક્રિયાઓની નિષ્ફળતા

### શાર્દૂલવિક્રીડિત. (૩૫ થી ૫૧)

ज्वालाभिउशलभा जलैर्जलचरास्तिर्यग्जटाभिर्वटा
मुण्डैरेडका समस्तपशवो नग्नाः खरा भस्मभि. ।
काष्ठाभिस्सकला द्रुमा' शुकवराः पाठाद्बका ध्यानतो,
नो शुध्यन्ति विशुद्धभावचपला नैते क्रियातत्पराः ॥३५॥

કેવળ તે તે ક્રિયાઓથી જીવ શુદ્ધ થતો હોયતો પતગીયાઓ જ્વાળાઓથી, (તેમા બળીમરવાથી) જળચર પ્રાણીઓ જળોથી, વટવૃક્ષો નીચી જટાઓ રાખવાથી, ગાડરો માથા મુડાવવાથી, સમસ્ત પશુઓ નગ્ન (દિગબર)છે તેથી, ગધેડાઓ ભસ્મથી, (રાખમા લોટવાથી) સમગ્ર વૃક્ષો એક ઠેકાણે ઉભા રહેવાથી, ઉત્તમ પોપટો પાઠ કરવાથી, બગલાઓ ધ્યાન કરવાથી (શુદ્ધ થવા જોઈએ પણ તેઓ) શુદ્ધ થતા નથી કારણ કે આ બધાઓ શુદ્ધ ભાવ રહિત છે અને ક્રિયા કરે છે પણ તે કાર્ય લક્ષ પૂર્વક કરતા નથી ૩૫

## યતિ ને નિષિદ્ધ અન્નભક્ષણનો નિષેધ

षट्कायानुपमृद्य निर्दयमृषीनाधाय यत्साधित,
शास्त्रेषु मतिषिध्यते यदसकृन्निस्त्रिशताधायि यत् ।
गोमासाद्युपम यदाहुरथ यद्भुक्त्वायतिर्यात्यध-
स्तत्कोनाम जिघित्सतीह सघृण. सङ्घादिभक्ति विदन् ॥३६॥

નિર્દય રીતે ષટ્કાય નામના પ્રાણીઓ (પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસકાઇ) નુ મર્દન કરીને જેરૂષિઓ (યતિઓ) નો ઉદ્દેશ કરીને સિદ્ધ કરેલુ છે અર્થાત્ જે અન્ન સાધુઓને માટેજ રાધેલુ છે અને જેનો હમેશા શાસ્ત્રોમા નિષેધછે અને જે નિર્દયપણાને ધારણ કરનારૂ છે અને જે આધાકર્મી અન્નને યતિઓ માટે ગોમાસ વિગેરની ઉપમા(શાસ્ત્રોમા)આપવામા આવી છે અને જેનુ ભક્ષણ કરી યતિ નરકને પ્રાપ્ત થાય છે તેવા અન્નની કયો યતિ જમવાની ઇચ્છા રાખે? કે (યતિ) દયા યુક્ત છે અને સઘ ભક્તિ વિગેરે સારૂ ૨ધાણુ છે એમ જાણવાવાળો છે ૩૬

## કુસાધુઓના સ્વધર્માજ્ઞાનનુ સ્પષ્ટીકરણ

यत्किञ्चिद्वितथ यदप्यनुचित यल्लोकलोकोत्तरो-
त्तीर्णं यद्भवहेतुरेव भविनां यच्छास्त्रबाधाकरम् ।
तत्तद्धर्म इति ब्रुवन्ति कुधियो मूढास्तदर्हन् पत
भ्रान्त्या लान्ति च हा दुरन्तदशमाश्चर्यस्य विस्फूर्जितम् ॥३७॥

સાધુ પુરૂષ નિર્ધન હોય તો પણ સારો છે અને દુર્જન પુરૂષ સમૃદ્ધિમાન્ હોય તો પણ સારો નથી ઘોડો દુર્બલ હોય તો પણ શોભા આપે છે અને ગધેડો પુષ્ટ હોય તો પણ શોભા આપતો નથી ૧

આ સર્વે હકીકતનો વિચાર કરવા પછી એટલુ તો સહજ સમજી શકાશે કે, ગુણવાન્ ગમે ત્યા છાનો રહે તો પણ તે પોતાના ગુણોથી પ્રકાશિત થાય છે કેમકે—

## आर्या

विषमस्थितोऽपि गुणवान्, स्फुटतरमाभाति निजगुणैरेव ।
जलनिधिजलमध्येऽपि हि, दीप्यन्ते किं न रत्नानि ॥ २ ॥

જેમ રત્નો સમુદ્રના જળની અદર રહેલા છે તો પણ તે પ્રકાશી નીકળે છે તેમ ગુણવાન્ માણસ વિષમ સ્થાનમાં રહ્યો હોય તો પણ તે પોતાના ગુણથી સ્ફુટ રીતે ઝળકી નીકળે છે ૨

એટલું જ નહિ પણ કેટલાએક પદાર્થો અમુક વખતે ઓછા થવાથી જેમ શોભે છે, તેમ

### મહાત્મા પુરૂષ કસાવાથી ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત કરે છે.

## शिखरिणी

मणिः शाणोल्लीढः समरविजयी हेतिनिहतो,
मदक्षीणो नागः शरदि सरितः श्यानपुलिना ।
कलाशेषचन्द्रः सुरतमृदिता बालवनिता,
तनिम्ना शोभन्ते गलितविभवाश्चार्थिषु नृपाः ॥ ३ ॥

શરાણથી છોલેલો મણિ, રણભૂમિમા હથીઆરોથી ઘાયલ થયેલો વિજયી વીરનર, મદથી ક્ષીણ થયેલો હાથી, શરદ્ઋતુમા સુકાઈ ગયેલા કાઠાવાળી નદી, અવશેષ કળાવાળો બીજનો ચદ્ર, ક્રીડામા ગ્લાની પામેલી બાલ વનિતા અને યાચકોને દાન આપી વૈભવ રહિત થયેલા રાજાઓ એ બધા ઓછા થવાથી શોભે છે ૩

આ પ્રમાણે કહી આ ગુણપ્રશસા અધિકાર પૂર્ણ કરવામાં આવે છે

વિદ્વાનોને મૂર્ખ બનાવે છે, અને આખા જગતને કોડી (કાકપિકા) તુલ્ય ગણે છે ૩૯

## તેવા શ્રાવકોનુ વિકળપણુ

किन्दिङ्मोहमिता' किमन्ध्रबधिरा कि योगचूर्णीकृताः,
कि दैवोपहता' किमङ्ग टकिना कि वा ग्रहावेशिता ।
कृत्वा मूर्ध्नि पद श्रुतस्य यन्मी दृष्टोन्दोषा अपि,
व्यावर्त्त कुपथाज्जडा न दधते मूयन्ति चैतत्कृते ॥ ४० ॥

આ સર્વ શ્રાવકો (કે જેઓ તેવા ધૂર્તોના મતને અનુસારનારા છે) તેઓ શુ આ બધા દિગ્મૂઢ થયા છે? શુ અન્ધ કે બધિર (બ્હેરા) થયા છે? શુ મ મારના યોગથી ચૂર્ણ રૂપ થયા છે? શુ દૈવથી હણાય ગયા છે? અથવા હે મિત્ર! તેઓ છેતરાયેલા છે? શુ ગ્રહો (પાપગ્રહો) થી આવેશિત થયા છે? અર્થાત્ શું પાપગ્રહોએ મત્ત બનાવી દીધા છે? કે ઘણા દોષો જોતા છતા પ ણ આ જડ કુથ વકો ધર્મશાસ્ત્રને માથે પગ મૂકીને કુમાર્ગથી પાછા હઠતા નથી અને આને માટે (અધિકાધિક) બીજા સન્માર્ગે ચાલનારાઓની નિન્દા કરી રહ્યા છે ૪૦

## કુયતિઓના શ્રાવકોનો દુ.ખપ્રદ શ્રમ

उत्सूत्रोच्चयमूत्रुप' सुखनुप. सिद्धान्तपन्थामुप ,
पोत्सर्पद्भवतापकापथपुप. सम्यग्दृशा विद्विप ।
ये क्षुद्रा प्रतिजानते गुरुतया भूरीन्कुसूरीनहो,
ते चुम्बन्ति सहस्रश. श्रमभरोद्भ्राश्वतस्रोगनीः ॥४१॥

ઉત્સૂત્રો (સૂત્રવિરૂદ્ધ) ના સમૂહોનો ઉચ્ચાર કરનારા અને તેથી સુખોને સેવવાવાળા, સિદ્ધાન્તોના માર્ગને લોપનારા—ભૂલાવનારા, ઉત્કટ સ સાર (હુ અને મારૂ) ના કુત્સિત માર્ગનુ પોષણ કરનારા, સાચા વિદ્વાનોના શત્રુઓ, એવા ઘણા કુસૂરિઓ (દુષ્ટ આચાર્યો) ને જે તુચ્છ લોકો ગુરૂ પણાથી જાણે છે, (સેવે છે) તેઓ હજારો વખત કેવળ પરિશ્રમના ભારથી દુ ખરૂપ એવી (નર્ક, તીર્યંચ-મનુષ્ય-દેવ) રૂપી ચાર ગતિઓનુ ચુમ્બન કરે છે અર્થાત્ કર્મ પ્રમાણે તે ગતિ ભોગવવી પડે છે ૪૧

## કુત્સિત સાધુઓના દભમા રહેલુ સર્વોપરિપણુ.

सर्वत्रास्थगिताश्रवा' स्वविषयव्यासक्तसर्वेन्द्रिया
पुष्पत्कपायोरगा. ।

તથા—

मन्दोऽप्यमन्दतामेति, संसर्गेण विपश्चितः ।
पङ्कच्छिदः फलस्येव, निकर्षेणाविलं पयः ॥ ३ ॥

વિદ્વાનના સંસર્ગથી મૂર્ખ જેવો પુરૂષ પણ વિદ્વાન્ થઇ જાય છે *કતકના ફળના સંસર્ગથી ડોળુ પાણી નિર્મળ થઇ જાય છે ૩

## સત્પુરૂષોના માનિતાને ફળ.

कीटोऽपि सुमनःसङ्गादारोहति सतां शिरः ।
अश्मापि याति देवत्वं, महद्भिः सुप्रतिष्ठितः ॥ ४ ॥

કીડો પણ ફુલના સંગથી સત્પુરૂષોના મસ્તક પર ચઢે છે પાષાણુ પણ મોટા પુરૂષોએ ( શાસ્ત્ર મંત્રવડે ) પ્રતિષ્ઠા કરવાથી દેવપણાને પામે છે ૪

## સત્સંગનું ફળ.

काचः काञ्चनसंसर्गाद्धत्ते मारकतीर्द्युतीः ।
तथा सत्सन्निधानेन, मूर्खो याति प्रवीणताम् ॥ ५ ॥

જેમ કાચ સુવર્ણના સંગથી મરકત મણિની શોભાને ધારણ કરે છે તેમ સત્પુરૂષના સંગથી મૂર્ખ વિદ્વાન્ થાય છે ૫

## સત્સંગથી જ સાથે જન્મેલો દોષ પણ નાશ પામે છે

आस्तामौपाधिको दोषः, सहजोपिऽपि सुसङ्गतः ।
अपयाति यथा कर्म, जीवस्य ज्ञानसङ्गमात् ॥ ६ ॥

ઉપાધિથી ઉત્પન્ન થયેલો દોષ તો એક તરફ રહ્યો ( એટલે સત્સંગથી ઉપાધિ જન્ય દોષ નાશ પામે તે વાતતો એક તરફ રહી ) પરંતુ સહજ ( સાથે જન્મેલો ) દોષ પણ "જેમ જીવનું કર્મ જ્ઞાનના સંગથી નાશ પામે છે તેમ" સુસંગથી નાશ પામે છે ૬ +

## સચેતનના સંગથી સુખાસુખ થાય તે વાત તો એક તરફ રહી પણ જડ વૃક્ષના આશ્રયથી પણ તે થઇ શકે છે

आस्तां सचेतसा सङ्गात्सदसत्स्याच्चरोरपि ।
अशोकः शोकनाशाय, कलये तु कलिद्रुमः ॥ ७ ॥

---

* કતક જાતની ઓષધીનું એક ફુલ થાય છે તેનું ચૂર્ણ કરી જળમાં નાખવાથી જળ નિર્મળ થઇ જાય છે

+ ૬ થી ૧૧ પાર્શ્વનાથ ચરિત્ર

ઋતુઓ અનુકૂળ રહે એવા સ્થાનોમા પોતે હમેશા રહે છે, અને સ્વચ્છ વસ્ત્રોવાળા ગાદલાઓમા શયન કરે છે, અને સુન્દર ગાદી તકીયા વિગેરેથી સુશોભિત આસનોમા બેસે છે (તથા સાસારિક કાર્યોનો) આરભ, (ધનાદિ) પરિગ્રહ, (સાસારિક) વિષયો, અહેખાઇ અને અનેક કામનાઓ વાળા, અને સાધુના મિષથી કામી, ધોળા વસ્ત્રો ધારણ કરનારા, આ કુસાધુઓ વ્રત ચર્યાનો ડોળ કરી રહ્યા છે એ મહા ખેદની વાત છે ૪૪

## તેવા યતિ, ધર્મના સર્વ રીતે શત્રુ છે.

इत्याद्युद्धतसोपहासवचस' स्तु प्रेक्ष्य लोका' स्थिति,
श्रुत्वान्येऽभिमुखा अपि श्रुतपथाद्वैमुख्यमातन्वते ।
मिथ्योक्त्याशुदृशोऽपि विभ्रति मनःसन्देहदोलाचलं,
येषान्ते ननु सर्वथा जिनपथप्रत्यर्थिनोऽमी ततः ॥४५॥

ઇત્યાદિ (પૂર્વ શ્લોકમા કહેલી કે જે યતિને માટે નિષિદ્ધ છે) તેને જોઇને લોકો ઉદ્ધતપણાથી અનેક હાસ્ય વચનો કહે છે અને બીજા (ધર્મી સેવકો) તેના થી સન્મુખ છે (ભક્તિવાળા છે) તેઓ પણ કાનના માર્ગથી સાભળીને વિમુખ બને છે અર્થાત્ તેને પૂજ્ય તરીકે માનતા નથી અને જેઓના મિથ્યા ભાષણથી શુદ્ધ નજરવાળા (પવિત્ર પુરૂષો) પણ સદેહના હીંચકામા ચલાયમાન થાય (તેનુ કારણ દર્શાવે છે કે) આ કુસાધુઓ નક્કી બધી રીતે જૈન પથ (ધર્મ) શત્રુઓ છે તેથી આમ બધુ બને છે ૪૫

## તેઓના દુર્લક્ષણોનુ વિશેષ સ્પષ્ટીકરણ.

भिक्षा सूतकमन्दिरे भगवतां पूजा मलिन्या स्त्रिया,
हीनानां परमेष्ठिसत्स्तवविधेर्यच्छिक्षणं दीक्षणम् ।
जैनेन्द्रप्रतिमाविधापनमहो तल्लोकलोकोत्तर
व्यावृत्तेरथहेतुमप्यधिषणा श्रेयस्तया चक्षते ॥४६॥

સૂતકીને ઘેર ભિક્ષા કરવી, તથા મલિન સ્ત્રી પાસે ભગવાનની પૂજા કરાવ હીન જાતિવાળાઓને પરમેષ્ઠિ ભગવાનના સ્તવન વિધિનુ શિક્ષણ આપવુ, અ દીક્ષા આપવી, અને જૈનેન્દ્ર ભગવાનની પ્રતિમાનુ વિધિ વિધાન તેવા હીન જાતિ ળા પાસે કરાવવુ, આ બધુ લોક તથા લોકોત્તર સમાજમા નિષેધના કારણ કહેલ છે તોપણ આ બધા વિધાનોને પામર ગુરૂઓ શ્રેયપણાથી જણાવે છે અર્થ આમા ધર્મ છે એમ માની સમજાવે છે-કરાવે છે ૪૬

તથા—

## પંડિતની સાથે મરણ ઉત્તમ છે, પરંતુ મૂર્ખની સાથે રાજ્ય કરવું ઉત્તમ નથી

नृणाम्मृत्युरपि श्रेयान्, पण्डितेन सह ध्रुवम् ।
न राज्यमपि मूर्खेण, लोकद्वयविनाशिना ॥ ए ॥

પંડિત પુરૂષોની સાથે પુરૂષોનું મરણ થઇ જાય તે ખરેખર કલ્યાણકારી છે, પરંતુ આલોક તથા પરલોક બન્નેનો નાશ કરનાર એવા મૂર્ખ માણસની સાથે રાજ્ય ભોગવવું ઉત્તમ નથી ૯

## સત્સંગતિનું ફળ.

शिरसा सुमनस्सङ्गाद्धार्यन्ते तन्तवोऽपि हि ।
तेऽपि पादेन मृद्यन्ते, पटेषु मलसङ्गतः ॥ १० ॥

પુષ્પનો સંગ કરવાથી (સૂતરના) તંતુઓ (દોરા) પણ મનુષ્ય વડે મસ્તકથી ધારણ કરાય છે અને તે જ તન્તુઓ (દોરા) વસ્ત્રોમાં મળ (મેલ) નો સંગ કરે તો તેથી તે તન્તુઓ પગથી ધોવામાં મર્દન કરાય છે ૧૦

---

તેણે "સિંહ" રાજાનો પરમ પ્રિય એક મયૂર (મોર) હતો, તેને પોતાના ઘરમાં સંઘરી મૂકયો અને સ્ત્રી સગર્ભા હતી તેથી તેણે મોરના માંસની માંગણી કરી હતી તેથી તેને બીજા પ્રાણીનું માંસ આપી રાજાના મોરને મારી નાખ્યાનું કહ્યું એવામાં રાજાને જમવાનો સમય થયો ત્યારે, પોતાના વ્હાલા મોરને યાદ કર્યો પરંતુ પહેરીગરોએ જણાવ્યું કે આપનો મોર પ્રભાકર નામના આપના દીવાન લઇ ગયા છે તેથી તેણે પ્રભાકરને ત્યાં અનુચરો મોકલ્યા તેઓને પ્રભાકરે આવતા જોયા કે તે ત્યાંથી પછવાડેના બારણાથી ભાગી છૂટયો અને પોતાના મિત્રને ત્યાં જઇ કહેવા લાગ્યો કે માગથી - આ ક્રૂર કર્મ થયું છે જેથી મને રાજાથી બચાવ તે સાંભળી લોભાનન્દી કહેવા લાગ્યો કે અહીંથી તું જા, કારણ કે રાજાના ગુન્હેગારને સંઘરીને શું મારે મ્હારા ઘરબાર લુંટાવવા છે? આમ સાંભળી ખિન્નતાનો દેખાવ કરી પ્રભાકર પાછો પોતાના ઘરમાં આવે છે ત્યાં સ્ત્રીને જોઇ કહેવા લાગ્યો કે મને બચાવ કારણ કે મેં તારા સારૂ મોરને મ્હાર્યો છે, ત્યારે સ્ત્રી બોલી કે રાજાના મોરને મારવાનું મેં ક્યાં કહ્યું હતું? હવે તું તારૂં ભોગવ અને તો બીજો ધણી મળી રહેશે તેટલામાં રાજાના તરફનો ઢંઢેરો પીટાતો સાંભળ્યો કે જે કોઇ રાજાના મોરના સમાચાર આપશે તો તેને એકસો આઠ સોનામ્હોરો તથા અભયદાન રાજા તરફથી મળશે આ ઢંઢેરો પ્રભાકરની સ્ત્રીએ સાંભળ્યો, તેથી તેણે વિચાર કર્યો કે-રાજાને જઇને ખબર આપું કે-મારા ધણીએ તમારા મોરને માર્યો છે એમ વિચાર કરી રાજાની પાસે જઇ ઉપરની બીના જણાવી, તે સાંભળી "સિંહ" રાજાએ પ્રભાકરને બોલાવી તેને કહ્યું કે દુષ્ટ! તેજ માગ મોરના પ્રાણ લીધા છે તેથી મારા મોરને આપી દે, નહિંતર આ તરવારથી તારૂં મસ્તક છેદી નાખું છું ત્યારે પ્રભાકરે ઘણી જાતના કાલાવાલા કર્યા, પણ રાજા ન માન્યો ત્યારે પ્રભાકરે કપટથી સંતાડેલ મોર પાછો રાજાને આપ્યો, અને તે રાજાની નોકરી તથા સ્ત્રી તથા લોભાનન્દી મિત્રને છોડી ચાલી નીકળ્યો

શાસન (ધર્મ) મા રહી આપના સ્વધામ પ્રયાણ પછી હુ દારા થઇ ડયા છે અને યતિના નામને ધા ણુ ઠગનારા તેઓ તેના શરીરના દર્શન માત્રથી આ યતિવર્ય છે એવી બુદ્ધિવાળાઓની પુણ્યોરૂપી સ પત્તિઓનુ હરણ કરે છે તેથી ક્યા સુધી પુ કા રૂ મારીએ? (સહન કરીએ,) કારણકે રાજા વગરના દેશમા તેવા લોકોને આપે ન રાખવા જોઇએ શુ તેઓ દસ્યુ તુલ્ય ચોર રૂપ નથી? અર્થાત્ તેવા છે ૪૯

## કુસાધુઓના મનને ક્રૂર કરનારા ઉપાદાનો-નિદાનો-દર્શાવે છે.

सर्वैरुत्कटकालकूटपटलैः सर्वैरपुण्योच्चयै-
स्सर्वव्यालकुलैस्समस्तविधुराख्याग्निदुग्रग्रहैः ।
नून क्रूरमकारि मानसममु दुर्मार्गमासेदुषा,
दौरात्म्येन निजघ्नुषां जिनपथ वाचैपसेत्यूचुषाम् ॥५०॥

જગતમાના બધીજાતના ઝેરના સમૂહો થી, બધા પાપોના રાશિથી, સર્વ સર્પોના કુળોથી બધા દુ ખ, મન પીડા રોગો, તથા દુષ્ટ એવા મ ગલાદિ પાપ ગ્રહોથી આ કુમાર્ગે (અધમને માર્ગે) ગયેલા આ કુ યતિઓનુ મન ક્રૂર (નિર્દય) કરાયુ છે કા રણ કે તેઓ શુદ્ધ જિન માર્ગનુ ખડન કરી રહ્યા છે અને વાણીથી અધર્મ માર્ગ ને "આ શુદ્ધ જૈન ધર્મ માર્ગ છે" એમ બોલી રહ્યા છે અર્થાત્ ભ્રાન્ત ચિત્તવાળા થઈ ગયા છે તેથી ઉપરની સ ભાવના છે ૫૦

## કુસાધુઓના કથન શ્રવણથી બચવાની જરૂર.

दुर्भेदस्फुरदुग्रकुग्रहतमःस्तोमास्तधीचक्षुषा,
सिद्धान्तद्विषतां निरन्तरमहामोहाद्दहमानिनाम् ।
नष्टानां स्वयमन्यनाशनकृते बद्धोद्यमाना सदा,
मिथ्याचारवता वचासि कुरुते कर्णे सकर्णः कथम् ॥५१॥

દુર્ભેદ્ય પ્રસિદ્ધ ભય કર ખરાબ આગ્રહરૂપી અ ધારાના સમૂહથી પાખ ડયુક્ત બોધથી જેઓના બુદ્ધિરૂપી નેત્રો હરાય ગયેલા છે અને તેથી સિદ્ધાન્તો (ધર્મોના શુદ્ધ તત્ત્વો) ની નિંદા ક વાવાળા તથા નિરન્તર મહા અજ્ઞાનથી મિથ્યાભિમાન વાળા પોતે નષ્ટ થયેલા અને હમેશા બીજાઓનો નાશ કરવા (ધર્મ ભ્રષ્ટ કરવા) સારૂ ઉદ્યમોને બાધનારા મિથ્યા આચારવાળા આ કુસાધુઓના વચનોને કર્ણ (જ્ઞાન) શક્તિવાળો (સહૃદય) મનુષ્ય શાવાસ્તે કાને કરેછે? અર્થાત્ ધ્યાન દઇ સાભળેછે? ૫૧

હવે વિશેષ કહેવાથી શું ? સત્પુરૂષનો સંગ મહાન્ ફળદાયક છે જેમકે સમુદ્રના કાંઠા ઉપર જે વૃક્ષો છે તેના ક્યારા સમુદ્રની વેળના પાણીથી ઉછળેલ રત્નોથી ભરપૂર છે ૧૭

## સુસંગતિની મહત્તા.

कान्तारभूमिरुहमौलिनिवासशीलाः,
प्रायः पळायनपरा जनतीरगेन ।
कूजन्ति तेऽपि हि शुकाः खलु रामनाम,
सङ्गः स्वभावपरिवर्तविधौ निदानम् ॥ १८ ॥

જંગલના વૃક્ષોના શિખર ઉપર વાસ કરનારા, મનુષ્યોને જોઇ ઉડી જનારા એવા જે શુક પક્ષીઓ રામ નામ જપે છે, તે સ્વભાવ બદલવાનું મૂળ કારણ સત્સંગતિ છે એમ નિર્ણય થાય છે ૧૮

## અજ્ઞાન માણસ કુમાર્ગે ચાલે તેમાં તેનો શો અપરાધ ?

एकं हि चक्षुरमलं सहजो विवेकस्तद्वद्भिरेव सह संवसतिर्द्वितीयम् ।
एतद् द्वयं भुवि न यस्य स तत्त्वतोऽन्धस्तस्यापमार्गचलने खलु कोऽपराधः ॥१९॥

સહજ એવો જે વિવેક ( જ્ઞાન ) તે એક નિર્મળ નેત્ર કહેલ છે અને વિવેકી ( જ્ઞાનિ ) પુરૂષોની સાથે રહેવું એ બીજું નેત્ર છે પૃથ્વીમાં આ બે નેત્રો ( આંખો ) જેને નથી તે પુરૂષ તત્વથી ( શુદ્ધ જ્ઞાનથી ) આંધળો છે એમ જાણવું તેથી તેનો ખરાબ માર્ગ તરફ ચાલવામાં કયો અપરાધ ( ગુન્હો ) છે ?

અર્થાત્ કે જેને વિવેક અને વિવેકીનો સંગ નથી, એવો પુરૂષ કુમાર્ગે ચાલે તે સ્વાભાવિક છે માટે સુજ્ઞ પુરૂષે પ્રથમનું નેત્ર મેળવવા માટે વિવેકી પુરૂષોનો સંગ કરવો અને આ બન્ને નેત્ર મળવાથી જરૂર કુમાર્ગથી તે અટકી શકશે એવો ભાવાર્થ છે. ૧૯

## સજ્જનોની સંગતિ મનુષ્યોનું શું શું ભલું કરી શકતી નથી ?

### मन्दाक्रान्ता.

हन्ति ध्वान्तं हरयति रजः सत्त्वमाविष्करोति,
प्रज्ञां सूते वितरति सुखं न्यायवृत्तिं तनोति ।
धर्मे बुद्धिं रचयतितरां पापबुद्धिं धुनीते,
पुंसां नो वा किमिह कुरुते सङ्गतिः सज्जनानाम् ॥ २० ॥

### ચોપાઇ

શાંતિનાથ તુમ શાંતિ કરે, ગોળ કપાશીયા મોઘા કરે,
એના માથે ચોટી મરે, એનો ભય બેતાને ઘરે ૫૫

### ભજન

જિનકા વેશ લજાયા કે જિનવર કુંન પાયા એ-જિનકા-ટેક
ઘરકુ છોડ કર શિર મુડાયા એસા બનકે યોગી
યોગ માર્ગકા મર્મ ન જાના અંતરમે હય ભોગી ૫૬
સંસારિક સબ કલેશ છોડ કે ગચ્છ મમતા ઘર એગ
વાદ વિવાદે મગ્ન રહે નિત લડના જૈસા ઘગ—જિનકા૦ ૫૭
ક્રોધ કરીને જગમા પોને મુનિ નામને લજાવે રે
ભોળા જનને વેશ બતાવી કલેશ તણા બી વાવે—જિનકા૦ ૫૮
કલેશોત્પાદક બોધ દેઇને મૂરખને ભરમાવે રે
પક્ષકાર થઇ દંભ વડે તે કટુ વાણીથી તપાવે—જિનકા૦ ૫૯

### મનહર

ફૂલ્યો ફિરે ભૂલ્યો મોહ મદિરાકી છાક માહિ
ધાર્યો નહિ આતમ અધ્યાતમ વિચારકુ
પંડીત કહાયો બહુ ગ્રંથ પઢિ આયો નાહિ
સાચો ભેદ પાયો ધાયો વિષય વિચારકુ
પ્રભુતાઈ ધારે નવિ પ્રભુકો સંભારે મુખ
જ્ઞાનનો ઉચારે નવિ મારે સોમનાર કુ
ખોટો ઉપદેશ દેવે અતિ અનાચાર સેવે
તેનો નહિ પાવે ભવ ઉદધિ કે પારકુ ૬૦

બગ ધરે ધ્યાન શુક કથે મુખ જ્ઞાન મચ્છ
કચ્છ અમનાન પયપાન શિશુ જાણિયે
ખર અંગ છાર ધાર કુણિપોનકો આહાર
દીપ શીખા અંગ જાર પતંગ પિછાણિયે
ભેડ મૂળ ચાવે લંકા પશુ અન પઢા અડ
જટા ધારવે કે રૂખ વૃક્ષ જુ બખાણિયે
આસન ઉંધેતો રહે ગિદ્ધી સદા કાલ તાકિ
ઇત્યાદિક કરણી ન નિર્ગુણતિમે આણિયે ૬૧

उत्क्षिप्ताश्वपलाशयेन मरुता पश्यान्तरिक्षे सखे !
तुङ्गानामुपरि स्थितिं क्षितिभृतां कुर्वन्त्यमी पासवः ॥ २३ ॥

સદા જે રજ (ધૂડ) જાતિથી હલકી છે, તેમ ક્યાંઇ પણ જે ગણના (હીસાબ) મા ગણાતી નથી અને મનુષ્યોએ પોતાના પગથી જેનુ મર્દન (ચૂર્ણ) કરી નાખ્યુ છે, માટે જે લાબા વખત સુધી ભૂમિમા ગતાઈ રહી છે અને હમણા વેગવાળા પવનથી ઉચી ફેકવામા આવી છે, માટે હે મિત્ર! તુ તેને આકાશમા જો કે આ રજ ઉચા પર્વતોની ઉપર સ્થિતિ કરી રહી છે, આમ સત્સગ હલકા પ્રાણીને પણ ઉચ્ચ સ્થિતિ ઉપર બેસાડી દે છે, એટલા માટે તુ સત્સગ કર આમ કથનીય છે ૨૩

## સન્મહાત્મા વસ્ત્રાદિથી સુશોભિત ન હોય તો શુ તેને માન ન આપવુ ?

कर्णे चामरचारुकम्बुकलिकाः कण्ठे मणीनां गणः,
सिन्दूरप्रकरः शिरःपरिसरे पार्श्वान्तिके किङ्किणी।
लब्धश्चेन्नृपवाहनेन करिणा चन्द्रेन भूषाविधि-
स्तत्किं भूधरधूलिधूसरतनुर्मान्यो न वन्यः करी ॥ २४ ॥

કાનની પાસે ચામરના કરેલા સુદર કર્ણભૂષણ, કઠમા મણિઓના સમૂહનો હાર, ગડસ્થલ ઉપર સિદૂરનુ ચિત્ર અને આજુબાજુમા ઘટડીઓ, એ પ્રકારના આ ભૂષણ (રાજ્ય) હસ્તિને મળે છે, તોપણ પૃથ્વીની ધૂળથી ધૂળવાળુ કરેલુ છે પોતાનુ શરીર જેણે એવો વનમા રહેનારો હસ્તિ શુ માન્ય નથી? એટલે તેને માન ઘટતુ નથી? અર્થાત્ આપવુ ઘટે છે જ એટલે સત્પુરૂષની પરીક્ષા ઉપરના ડોળથી થતી નથી પરતુ તેના અતઃકરણનુ નિરીક્ષણ કરી તે સન્મહાત્માનો સગ કરવો ૨૪

## હવે સત્સગનો મહિમા ગુર્જર કાવ્યોથી કહે છે.

### इन्द्रविजय

*ફૂલકે સગ ફુલેલ ભયો તિલ તેલ તેતો સહુકે મન ભાવે,
પારસ કે પરસ ગથી દેખિએ લોહાજુ કચન હોય વિકાવે,
ગગમે જાય મિલ્યો સરિતા જલતેહુ મહા જગ ઉપમા પાવે,
સગત કો ફલ દેખ ચિદાનદ નીચ પદારથ ઉચ કહાવે. ૨૫

* ચિદાનદજી

મહાત્માઓના પગ પાસે પોતાના રાજ્યની સર્વ વિભૂતિ–ઐશ્વર્ય અર્પણ કરતા હતા તેમના સામે હાથ જોડી ઉભા રહેતા હતા, અને આ મહાત્માઓ પણ વત્તભાવના ઓમા, તત્વચિંતનમા,સ્વકર્તવ્યમા એટલા મસ્ત રહેતા હતા કે એ સર્વથી લેશ પણ ડગતા નહિ કે ઘમંડ કરતા નહિ પરંતુ ક્યાછે એ મનોહર ચિત્ર,ક્યાછે એ ઉત્તમ વાતા વરણથીયુક્ત સ્થાનકો,ક્યાછે એ જ્ઞાની ચારિત્ર્યશીલ સાધુ મહાત્માઓ, ક્યા છે એ ધર્મ પર રૂચિરાખનારા શ્રદ્ધાળુ શ્રોતા વર્ગ, ક્યાં છે એ વખતના શ્રેષ્ઠ શ્લાઘ્ય પરિણામો ? શી કાળની વિચિત્રતા, ગ્રહના અવળા યોગ ! શી અગમ્ય કારણોની પરંપરા ! આજ એમાનુ કશુ નથી. 'કશુ નથી' એટલે કેવળ શૂન્ય છે એમ નથી, અમારા આ ઉદ્ગાર સમગ્ર રીતે છે નહિ, હોય શકે પણ નહિ, ગમે તેમ તોએ માનવદૃષ્ટિ પરિચ્છિન્ન છે, અમુક મર્યાદાથી બહાર તેની ગતિ નથી, એટલે આ દૃષ્ટિની પરિચ્છિન્નતા,તથા જ્ઞાનની અલ્પતાના અંશ, એ ઉદ્ગાર કહાડવાના કારણોમા ભળી જાયજ આવી સ્થિતિમા ઉચ્ચારાયલા આ ઉદ્ગાર માટે ક્યાય ત્યાગી સાધુ મહાત્માઓ તથા શ્રાવક વર્ગ ક્ષમાદૃષ્ટિ રાખશે એવી આશા છે

વસ્ત્ર પાત્રાદિ ઉપકરણોની તાવ મેલ, શિષ્ય સેવ અને પુસ્તકેષણા, આહાર પાણીની તજવીજ અને ગોચરીનાજ નિયમોનુ પઠન પાઠન જ્ઞાન, તથા ગામ ગપાટામા સાધુ જીવન વ્યતીત થાય તો તેથી વધારે શોકની વાત કઈ છે વારૂ ? કેટલેક સ્થળે તો સમજ્યા વગરના સૂત્ર સિદ્ધાન્તોના અશુદ્ધ મુખપાઠ સિવાય અન્ય શાસ્ત્રના વાચનનો, કાવ્ય વ્યાકરણ સાહિત્ય ફિલોસોફી આદિના અભ્યાસનો, વિદ્વચ્ચર્ચાનો, અન્ય ધર્મના વિચારોના સંસર્ગનો વગેરેનો નિષેધ હોઇ જ્ઞાન અને સુધારાના દ્વાર બંધ થયા છે ધર્મને નામે સંકુચિત દૃષ્ટિ, વ્હેમ, જડતા ઉપદેશાય છે અને કઇ પણ સત્ક્રિયા થાય તો ધર્મનો ભંગ થાય, સમકિત નાશ થાય કર્મબંધ થાય એવી માન્યતાથી કેવળ અહંત્વ પૂર્વક આત્મપરાયણ રહેવામાં ધર્મ અને મુનિત્વ સમાયલા સમજાય છે મુનિત્વ શામા છે એનો શાસ્ત્ર તેમ વ્યવહારની દૃષ્ટિએ વિચાર કરતા એમ તો નહિજ જણાય કે, નિયમ બદ્ધ ખાનપાનના પાલનમા, ઢોળ ઢમાક વાળા ટાપટીપીઆ ભાષણમા, નાટકીયાં ગાયનો રચવામા અને જેવા તેવા પુસ્તકો બહાર પાડવામાં મુનિત્વ સમાયલુ છે, તો પછી પરસ્પર વિદ્વેષ કરવામા અન્યના છિદ્રો તપાસવામા, અન્યના જરા જેટલા દોષને મ્હોટો કરી બતાવવામા ઝીણી ઝીણી વાતોને મનમા રાખી કુસંપ વધારવામા, પોતાના વાડામાના ઘેટાએ બીજાના વાડામા ન ઘુસી જાય તે માટે એક નાહાન ભરવાડ જેટલા જ જુસ્સાથી મ્હોટા ડાંગોરા લઈ સામ સામા શબ્દ વિષયથી ભર્યાં પ્રહારો કરવામા, શિષ્ય કરવા માટે એક અમુક ગૃહસ્થ જેટલી ચિંતા સેવી ગમે તેવ પ્રપંચોમા પડવામા, અને બિચારા ભોળા અજ્ઞાન વર્ગને ફસાવવામા મુનિત્વ શાનુંજ

મ્યાનમાથી કહાડી પોતે નિહાળી ત્યારે બીલકુલ ખરાબ અને માત્ર નામની જ તરવાર કહેવાય તેવી લોખંડના પતરાની બુઠી–નકામી જણાઇ તેથી તે તરવાર મ્યાન કરી ડોશીને પાછી આપી, તેથી તે તરવાર મ્યાનમાથી કહાડી ડોશી ધારી ધારીને જેમ કોઇએ પોતાની તરવાર બદલાવી લીધી હોય તેનો ભાવ બતાવતી તરવારને નિહાળવા લાગી, તેથી શાહે પૂછ્યુ કે "બાઇ ! અશક મુદ્રા વડે તરવાર તરફ ધારી ધારીને શુ જુવો છો ?" તે સાભળી હાથ જોડી દીન વાણી વડે બોલી કે "ગરીબ પરવર હુ મારી તરવાર બદલાઇ છે એવી કાઇ શકા લાવી જોતી નથી પણ એ જોઉ છુ સાક્ષાત પારસ સમાન આપના હાથનો મારી તરવારને સ્પર્શ થયો છતા પણ મારા કમનસીબ છે ? કે સોનાની કેમ ન બની ? તે તપાસુ છુ " આ પ્રમાણે તેનુ ચમત્કારિક યુક્તિ ભર્યુ બોલવુ સાભળી તેની ચાતુરી તથા દિન પ્રતિદિન દીર્ઘ દૃષ્ટિ કરી તે ડોશીને તરવાર ભારોભાર સોનુ આપવાનો હુકમ કર્યો અને તેને સતોષી તેની દુખાવસ્થા દૂર કરી, તેમ ડોશી પણ શુભાશીર્વાદ આપી પોતાને ઘેર ગઇ

महता सङ्गे विपदपि वरं

અર્થાત્

## મહાન્‌ના સગમા વિપત્તિ પણ શોભે છે

## अनुष्टुप्

महता प्रार्थनेनैव, विपत्तिरपि शोभते ।
दन्तभङ्गो हि नागानां, श्लाघ्यो गिरिविदारणे ॥१॥

મહાન્ નરોની સાથે હરિફાઇ કરતા વિપત્તિ થાય તે પણ શોભે છે, જેમકે પર્વતને ત્રોડવામા થયેલો હાથીઓના દાતનો ભગ વખાણવા યોગ્ય છે ૧

## ઉપદેશ ન આપે તો પણ સત્પુરૂષોનો સગ ન છોડવો.

## आर्या (૨-૩)

उपचरितव्याः सन्तो, यद्यपि कथयन्ति नैकमुपदेशम् ।
यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ॥ २ ॥

સત્પુરૂષો જો કે એક પણ ઉપદેશ (વાકય) ને ન કહેતા હોય તો પણ તેઓની સાથે રહીને તેઓની સેવા કરવી, કારણ કે તેઓની સ્વાભાવિક વાર્તાઓ પણ શાસ્ત્ર હોય છે એટલે તેમની સ્વાભાવિક વાર્તામા શાસ્ત્રોપદેશ રહેલો છે ૨

આથી મુનિવર્ગ ઉપર પણ અસર થવા માડી છે એ વર્ગ પણ પોતાની ખરી મહત્તા શામા છે તે આસ્તે આસ્તે સમજવા લાગ્યો છે જો કે પ્રમાણમા અજ્ઞાન, અધકાર અને અથડામણ વિશેષ છે ખરા, તો પણ કઇક સતોષ થાય એવી સ્થિત સૂચક ચિન્હ જોવામા આવે છે ખરા

મુનિઓએ કેવા થવુ અને શુ કરવુ એ બે પ્રશ્નો હમેશા વિચારવા જોઇએ તેમના કેટલાક ધર્મો દેશકાલાદિની દૃષ્ટિએ ફેરવાય છે, કેટલાક નથી ફેરવાતા જ માનાનો વિચાર કરી પ્રજાહિત માટે તેમણે તત્પર રહેવુ જોઇએ ભગવાન્, શકર, બુદ્ધ, પતજલી વગેરે પૂર્વાત્ય અને કેન્ટ, મીલ, હર્બર્ટ, સ્પેન્સર વિગેરે પાશ્ચાત્ય તત્વજ્ઞ, અર્થશાસ્ત્રી, ન્યાયશાસ્ત્રીના વિચારોનો પ્રવાહ, સબધ, સહવાસ અને આ જુબાજુની હવાને અગે બેસતા કેટલાક સસ્કારો એ સર્વ પર લક્ષ આપી હાલની કર્તવ્ય યોજના ઘડવાનો દીર્ઘ દૃષ્ટિથી અભ્યાસ કરનાર, ઘડેલી યોજનાને અમલમા મૂકનાર તેમજ મૂકાવવાની શક્તિ ( સત્તા ) ધરાવનાર મુનિવર્ગની અત્યારે જરૂર છે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોના ઉલ્લેખો અને સ્વતત્ર લેખોથી વાકેફ થઇ નવ શિક્ષિત યુવકોને નવીન પદ્ધતિએ જૈન ધર્મના રહસ્યભૂત તત્ત્વો સમજાવવાની અગત્ય છે નવીન ફિલોસોફી સાથે જૈન તત્ત્વજ્ઞાનને સરખાવી સર્વ હકીકત બરાબર રીતે સમજાવવા-ઉપદેશવા પૂરતી જ્ઞાન સામગ્રી મેળવવી જોઇએ પ્રજાની જરૂરીઆતો અને પરિસ્થિતિ સમજી તેમના ઉદ્ધાર માટે વિચાર પૂર્વક ઉપદેશ પદ્ધતિ ઘડવી જોઇએ પ્રજાહિત અને આત્મહિતના વિશુદ્ધ સકલ્પો અને સત્ય વિચારોમા નિમગ્ન રહેવુ જોઇએ એમ અનેક વિધિઓ જમાનાની નજરે બતાવી શકાય એમ છે

સમાજરૂપ ગાડાને યોગ્ય માર્ગે દોરી જવાનુ સારથીપણુ જેને પ્રાપ્ત થયુ છે એવો મુનિ વર્ગ યોગ્ય માર્ગના જ્ઞાનવાળો, તેને માર્ગે દોરી જવાથી શક્તિવાળો કુશળ, વિવેકી હોવો જોઇએ એ નિ સદેહ છે એ વર્ગ તેવો થાય તે માટે પ્રયાસ લેવાનુ કામ સર્વનુ છે વાસ્તવિક રીતે મુનિઓનો કર્તવ્ય પ્રદેશ સકુચિત નહિ પણ વિશાળ છે વિસ્તાર ભયથી અહિ તો કઇક દિગ્દર્શન આ પ્રમાણે થઇ શકે —

( ૧ ) મુનિજીવનનો પાયો વિશુદ્ધ વૈરાગ અને વિવેક ઉપર રચાવો જોઇએ

( ૨ ) વિવેક—વૈરાગ સપન્ન શાન્તિ મુનિ હોય તેજ પોતાના કર્તવ્ય પ્રદેશનુ સ્વરૂપ સમજી તેમા ચારે ખૂણે વિચરી શકે છે

( ૩ ) કર્તવ્ય જાણવાની ઇચ્છા, કર્તવ્ય સમજવાની શક્તિ અને કર્તવ્ય પાળવાની દૃઢતા એ કર્તવ્ય નિષ્ઠાના ત્રણ અગ છે, આ ત્રણમાથી એક પણ અગ જેમા ન્યૂન ન હોય તેજ કર્તવ્યનિષ્ઠ રહી શકે છે

## તેથી સાંસર્ગિક દોષ કહે છે

### उपजाति

गवाशिना वै सगिरः शृणोति, अहञ्च राजन् मुनिपुङ्गवानाम् ।
न चास्य दोषो न च मद्गुणो वा, संसर्गजा दोषगुणा भवन्ति ॥४॥

હે નૃપ તે ગાયોને ભક્ષણ કરનાના મ્લેચ્છ મનુષ્યોના વચનને સાંભળે છે અને હું પવિત્ર મુનિઓના વચન સાંભળું છું તેથી આનો દોષ નથી અને મારો ગુણ નથી કારણ કે દોષ અને ગુણ સંસર્ગથી જ ઉત્પન્ન થાય છે ૪ *

## સંગથી થતું તુંબડીને સુખ દુઃખ

### मन्दाक्रान्ता

एके तुम्बा व्रतिकरगताः पात्रतामानयन्ति,
गायन्त्यन्ये सरसमधुरं शुद्धवंशे विलग्नाः ।
एके तावद् ग्रथितसगुणा दुस्तरं तारयन्ति,
तेषां मध्ये ज्वलितहृदया रक्तमेके पिबन्ति ॥ ५ ॥

કેટલાક તુંબડા યોગી પુરૂષોના હાથમાં પાત્ર રૂપે રહેલ છે, કેટલાક શુદ્ધ વંશ (વાંસ) ને છેડે લગાડવાથી રસભર મધુર શબ્દ કરે છે, કેટલાક દોરડાથી ગુંથી શરીરની સાથે બાંધવાથી વિકટ જળસ્થાનમાંથી તારે છે, અને તે માંહેના કેટલાએક એવા પણ છે કે જે અંતઃકરણ બાળીને રક્ત પીએ છે ૫

## સજ્જનોને સત્પુરૂષના સંગથી જ પ્રેમ ઉદ્ભવે છે.

### शार्दूलविक्रीडित

नैवास्वाद्यरसायनस्य रसनात्पीयूषपानाच्च नो,
नो साम्राज्यपदाप्तितः प्रतिदिनं नो पुत्रलाभादपि ।
नैवायत्नसुरत्नलाभवशतो नैवान्यतोप्यस्ति सा,
या सम्प्रीतिरुदेति सज्जननृणां सद्भिः समं सङ्गमात् ॥ ६ ॥

સજ્જન મનુષ્યોને સત્પુરૂષોની સાથે સંગમ (મીલાપ) થવાથી જે ઉત્તમ પ્રીતિ (આનન્દ) ઉદય પામે છે તેવો પ્રેમ ખાદ્ય (જમવા યોગ્ય એવા લાડુ વગેરે)

* આ શ્લોક, તથા તેની પહેલાનો શ્લોક મ્લેચ્છના ઘરમાં રહેનારા કોઇ શુક પક્ષીએ મુનિ ને ઘેર રહેતા પોતાના સહોદર ભાઇના કુસંગના પરિણામને સાંભળી એક રાજાને કહેલ છે

મ આપ્યો છે એ યોગથી તીનામા કઈ વિરૂદ્ધ લખાયુ હોય તો તે માટે ક્ષ
મળશે એમ તેને વિશ્વાસ છે

અ તમાં મુનિનુ નિશ્ચિત અવ્યગ્ર જીવન ગાળવાનુ સદ્ભાગ્ય જેઓને મ
છે તે વગ તે જીવનનુ સ્વરૂપ અને ઉદ્દેશ યથાવત્ સમજી તેનો સદુપયોગ
અને તેના કુશળ સારથીપણાથી સમાજ ઉચ્ચ સ્થાનને પામે એવી પ્રાર્થના

આ કુસાધુ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

# यतिशिक्षोपदेश—अधिकार.



ઉત્તમ પ્રકારના સાધુ થવાને માટે પ્રત્યેક સાધુએ યતિશિક્ષાનો ઉપદેશ ગ્રહણ કરવા જેવો છે યમા લેવો જોઇએ જેના હૃદયમાં યતિશિક્ષાનો ઉપદેશ આરૂઢ થયો નહોય તે સાધુ પોતાના ચારિત્ર ધર્મને મેળવી શકતો નથી તેવો સાધુ કુસાધુ ગણાય છે, વિષે ઉપરના કુસાધુ અધિકારમા કહેવામા આવ્યુ છે કુસાધુના લક્ષણો લ રાખવાથી સુસાધુ બનવાની ઇચ્છા પ્રગટી આવે છે, તેથી તે કુસાધુના અધિકાર સુસાધુ થવા માટે ઉપયોગી એવો આ યતિશિક્ષાના અધિકારનો પ્રાર ભ કર આવે છે

## વૈરાગ્ય વગરના સકામ તપના કરતા ગૃહસ્થાવાસ ઘણે દરજ્જે સારો છે.

### अनुष्टुप्

वर गार्हस्थ्यमेवाद्य, तपसो भाविजन्मन. ।
सुस्त्रीकटाक्षलुण्टाकैर्लुप्तवैराग्यसम्पदः ॥ १ ॥

સુ દર સ્ત્રીના કટાક્ષરૂપી લુ ટારાઓએ જેમા વૈરાગ્યની સ પત્તિ લુટી લીધી અને જેથી ભવિષ્યમા પાછો જન્મ લેવા ઇચ્છા રાખી છે, તેવા તપના કરતા સ્થાવાસ ઘણે દરજ્જે સારો છે ૧

## સાધુના વેશમાત્રથી મોક્ષ મળતો નથી

### उपजाति (૨ થી ૧૧)

स्वाध्यायमाधित्ससि नो प्रमादैः, शुद्धा न गुप्ती समितीश्च धत्से
तपो द्विधा नार्जसि देहमोहादल्पे हि[1] हेतौ दधसे कषायान् ॥ २ ॥

१ अल्पे ऽपि इति पाठान्तरं

જે સમયે પ્રજાનો મોટો ભાગ અશુદ્ધ વિચારને સેવતા હોય છે તે સમયે અતકરણને પવિત્ર રાખવાનુ કાર્ય વિકટ હોય છે, એવુ જે કોઈ કોઇ સ્થળે પ્રતિપાદન કરાયલુ છે, તે કેવળ સત્ય છે

જેમ જેમ શુદ્ધ વિચારને સેવનાર ઘણા મનુષ્યો થાય છે, તેમ તેમ તે સ્થળે શુદ્ધ વિચારનુ વાતાવરણ બધાતુ જાય છે, અને જેમ જેમ અશુદ્ધ વિચારને સેવનાર ઘણા મનુષ્યો થાય છે, તેમ તેમ તે સ્થળે અશુદ્ધ વિચારનુ વાતાવરણ બધાતુ જાય છે, અને આથી જ કરીને જે સ્થળે નિરતર શુદ્ધ વિચારો સેવાતા હોય છે, એવા સત્પુરુષોના આશ્રમમા પ્રવેશ કરતા મનુષ્યોને અનાયાસ પોતાના વિકારો દબી ગયેલા ભાસે છે, તથા શાતિનુ ભાન થાય છે, અને જે સ્થળે નિરતર અશુદ્ધ વિચારો સેવાત હોય છે, એવા કસાઇખ નામા, ખુન વગેરે ઘોર કર્મો થતા સ્થળોમા, અયોગ્ય શૃંગારને ભજવનાર નાટકગૃહોમા, તથા એવા જ વિવિધ દોષવાળા સ્થળોમા પ્રવેશ કરતા, મનુષ્યોના વિકારો અનાયાસ ઉદ્ભવે છે, પુષ્ટિને પામે છે, તથા તેઓનો રાજસ તામસ ગુણ વધી તેમને વ્યાકુળતા તથા અશાતિનુ ભાન થાય છે આમ હોવાથી સુખ અને શાતિને સર્વત્ર પ્રવર્તાવવાની ઇચ્છા રાખનારે વિચારનુ વાતાવરણ સુધારવુ, એ તેમનુ પ્રથમ કર્તવ્ય છે

આ પ્રમાણે કહી આ **સુસગતિ** અધિકાર પૂર્ણ કરવામા આવે છે

## ગ્રથ સગ્રહિતા.

## गीति

विनयविजयमुनिनाय, तृतीयपरिच्छेद एवमत्रैव ।
ग्रथितश्चै सुगमार्थं तु, व्याख्यातॄणा मुदे सदा भूयात् ॥

વિનયવિજય મુનિએ આ ( વ્યાખ્યાનમાહિત્યસગ્રહ નામના ) ગ્રથનો તૃતીય પરિચ્છેદ વ્યાખ્યાન કરનારાઓ ( અને શ્રોતાઓ ) ની સુગમતા માટે સગ્રથિત કર્યો છે, તે સદા વ્યાખ્યાન કરનાર સાધુ તથા સાધ્વીઓ ( અને શ્રોતાવર્ગ ) ના આનદને માટે થ ઓ

## तृतीय परिच्छेद परिपूर्ण



૧ चकार ગ્રહણ કરવાથી श्रोतॄणा એ શબ્દ અધ્યાહાર છે એમ સૂચવે છે

ઇએ બાકી તો મેરૂ પર્વત જેટલાં ઓઘા મુહુપત્તિ કર્યા તેમા પણ કાંઈ આત્માનુ વળ્યુ નથી ૨-૩ +

## તારા કયા ગુણ માટે તુ ખ્યાતિની ઇચ્છા રાખે છે ?

न कापि सिद्धिर्न च तेऽतिशायि, मुने क्रियायोगतपःश्रुतादि ।
तथाप्यहङ्कारकदर्थितस्त्वं, ख्यातीच्छया ताम्यसि धिङ् मुधा किम् ॥ ४ ॥

હે મુને ! તારામા નથી કોઇ ખાસ સિદ્ધિ કે નથી ઉંચા પ્રકારના ક્રિયા, યોગ તપસ્યા કે જ્ઞાન, છતા પણ અહંકારથી કદર્થના પામેલો પ્રસિદ્ધિ પામવાની ઇચ્છાથી હે અધમ ! તુ નકામો પરિતાપ શા માટે કરે છે ?

ભાવાર્થ—અણિમા વિગેરે આઠ સિદ્ધિ[1], તારામા હોય અથવા ઉંચા પ્રકારની આતાપના લેવા રૂપ કે ઘોર પરીષહ ઉપસર્ગાદિ સહેવારૂપ ક્રિયા હોય કે યોગવહન*

---

+ ૨ થી ૨૭ અધ્યાત્મક ૫ દ્રુમ

૧ આઠ સિદ્ધિઓ નીચે પ્રમાણે છે—

૧ અણિમા સિદ્ધિ એથી શરીર અણુ સૂક્ષ્મ કરી શકાય છે કે જેમ સોયના કાણામાથી દોરો ચાલ્યો જાય છે તેમ તેટલી જગામાથી પોતે પસાર થઇ શકે

૨ મહિમા સિદ્ધિ આણુમા સિદ્ધિથી ઉલટી એટલુ મોટુ રૂપ કરી શકે કે મેરૂ પર્વત પણ તેના શરીર આગળ જાનુ પ્રમાણ થાય

૩ લઘિમા સિદ્ધિ પવનથી પણ વધારે હલકા ( તોલમા ) થઇ જાય છે

૪ ગરિમા સિદ્ધિ વજ્રથી અત્યંત ભારે થઇ જાય. એ ભાર એટલો બધો થાય કે ઇંદ્રાદિક પણ સહન કરી શકે નહિ.

૫ પ્રાપ્તિ શક્તિ સિદ્ધિ શરીરની એટલી બધી ઉંચાઇ કરી શકે કે ભૂમિ ઉપર રહ્યા છતા અગુલિના અગ્ર ભાગ વડે મેરૂ પર્વતની ટોચ અને ગ્રહાદિકને સ્પર્શે ( વૈક્રિય શરીરથી નહિ )

૬ પ્રાકામ્ય શક્તિ પાણીની પેઠે જમીનમા ડૂબકી મારી શકે અને જમીનની પેઠે પાણીમા ચાલી શકે

૭ ઇશિત્વ. ચક્રવર્તી અને ઇંદ્રની ઋદ્ધિ પ્રગટ કરવાને શક્તિવાન્ થાય.

૮ વશિત્વ સિંહાદિ ક્રૂર જતુઓ પણ વશ થઇ જાય—આદિશ્વર ચરિત્ર સર્ગ ૧ શ્લો ૮૫૨–૮૫૯

* યોગવહન—સૂત્ર સાધુથી વાચી શકાય, અમુક વર્ષના દીક્ષાપર્યાય પછી વાચી શકાય અને યોગવહન ની ક્રિયા કર્યા પછી વાચી શકાય આ ત્રણે બાબત બહુ ઉપયોગી છે પણ તેના હેતુ સબંધી વિશેષ વિવેચન કરવાનુ અત્ર સ્થળ નથી પરતુ શાસ્ત્રના ઉપયોગી રહસ્ય ઉપર એ હકીકત બંધાયની છે શ્રાવક આરભમા રક્ત હોય ત્યા રહસ્યની વાત જાણવામા આવતા અપવાદ સેવી જાય. સાધુ પણ અમુક દીક્ષા પર્યાય પછીજ અપવાદ માર્ગો ગ્રહણ કરી શકે કારણ કે સયમમા અમુક વખત સુધી રમણતાથી અને યોગવહન કરવાથી મન વચન કાયાપર યોગ્ય અંકુશ આવે એ યોગવહનના સામાન્ય હેતુ છે

વાનુ કે તે પ્રકરણમા ગુણોના લક્ષણો જાણવાથી જેમ તે ઉપાદેય ( ગ્રહણ કરવા યોગ્ય ) છે તેમ દોષોનુ પણ જાણવામા આવે તો તેઓનુ હેયત્વ ( ત્યજવા પણુ ) થાય છે જેથી આ અધિકારણોક્ત કુલક્ષણોનુ પણ સ્વરૂપ જાણવાની જરૂર છે કારણ કે વિશ્વની સમગ્ર વ્યક્તિઓ પોતે જે જે સયોગોમા, સસ્થાઓમા નિયુક્ત થઇ છે તેમા પોતાના આચાર વિચારને ગુણ રૂપજ માને છે તેમા અત્મ દોષ નિરીક્ષણ કરનાર કોઇક જ વ્યક્તિ અપવાદ તરીકે હશે પુન આગળ વિચાર કરતા જે જે જન સમાજને આત્મદોષ નિરીક્ષણ કરવાનુ જ્ઞાન આપી તે દૂર કરવા માટે જગતમા અનેક પ્રકારો છે તેમા સાધુઓ પ્રથમ પદે છે કારણ કે તેના મહા ત્માઓના બોધથી તે તે જનસમાજ દૂષણનુ સ્વરૂપ જાણી તેમાથી મુક્ત થઇ શુદ્ધ સ્વરૂપ બને છે પરતુ તે પોતે ઉપદેષ્ટાઓ જ તેવા દુર્લક્ષણોથી ગ્રસિત હોયતો બીજાના દોષોનુ પૃથક્કરણ કરી શકે નહિ, તેથી તેવા ગુરૂઓ, સાધુઓ, મહાત્માઓ આ પરિશ્રમના પરિશીલનનો લાભ લઇ સ્વય શુદ્ધ થઇ બીજાઓને શુદ્ધ કરશે જેથી વ્યાખ્યાન કર્તાના આ પરિશ્રમનો સફળતા થશે એવી આકાક્ષા પુરસર આ અધિકારનો આરભ કરવામા આવે છે

## નિર્મળ ભાવ રહિત સાધુના ફળ.

### अनुष्टुप् (૧ થી ૮)

*अग्निहोत्र वने वासः, स्वाध्यायो दानसत्क्रिया ।
तान्येवैतानि मिथ्यास्युर्यदि भावो न निर्मलः ॥ १ ॥

( સાધુ પુરૂષમા ) જો નિર્મળ ભાવ ન હોય તો અગ્નિ હોત્ર, વનમા વાસ, શાસ્ત્રાભ્યાસ, દાન, સારી ક્રિયા, તે આ બધા નક્કી મિથ્યા જ થાય છે ૧+

## કેવળ બાહ્ય ક્રિયાઓથી સાધુતા નથી.

मुण्डनाच्छ्रमणो नैव, सस्काराद्ब्राह्मणो न च ।
मुनिर्नारण्यवासित्वाद्वल्कलान्न च तापसः ॥ २ ॥

મસ્તકમા મુડાવવાથી યતિ નથી જ ( કહેવાતો ) અને સસ્કાર ( માત્ર ) થી બ્રાહ્મણ નથી કહેવાતો જગલમા રહેવાથી મુનિ ( ન કહેવાય ) અને વલ્કલ ( ઝાડની છાલ પહેરવા ) થી તપસ્વી ન ( કહેવાય ) ૨

* ઘણાખરા શ્લોકોમા જૈનેતર ઉક્તિ છે
+ ૧ થી ૭ પુરાણ

ભાવાર્થ—તુ નશીબનો મોળો છે, પરભવે દાનાદિ કર્યા નથી છતા આ ભવમા પ્રસિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખે છે અને નથી મળતી ત્યારે ખેદ પામે છે, પણ તેમા તારી ભૂલ છે, કોઇ પણ બાબતની ઇચ્છા રાખ્યા પહેલા તેને માટે લાયક થવાની ઘણી જરૂર છે જો સ્તુતિ મેળવવાની તારી ઇચ્છા હોય તો ગુણવાન્ થા, અભ્યાસ કર, તારી ફરજ બજાવ, સ્તુતિ એવી વસ્તુ છે કે જે તેને ઇચ્છે છે તેનાથી તે દૂર જાય છે, પણ જે તેને લાત મારી તેના કારણો મેળવે છે તેને તે વળગતી આવે છે મતલબ, સ્તુતિને ઇચ્છવાની જરૂર નથી, પણ ગુણ પ્રગટ કરવા માટે પ્રયાસ કરવાની જરૂર છે

અને ખાસ કરીને તુ કોણ છે? એક રીતે જોઇશ તો તુ તદ્દન વહેવારૂ જીવ છે, અનત જીવ સમુદાયમાના માત્ર એક સમુદાયમાનો તુ એક છે, ત્યારે સ્તુતિ શી? કેટલો વખત ચાલશે? કોણ ય નાખશે? વળી બીજી રીતે જોઇશ તો તુ સાધુ છે, વીર પરમાત્માનો જ્યેષ્ઠ પુત્ર છે, તેનુ શાસન તારાપર વર્તે છે, વીર પરમાત્મા કદિ સ્તુતિની ઇચ્છા કરતા હતા? ઇંદ્રના ગ_ત્સવથી કે દશાર્ણભદ્રના સામૈયાથી તેઓના મનપર જરા પણ અસર થઇ હતી? તારા વડીલ–તારા ઉપકારીને પગલે ચાલ, લાયક થા અને આવો સારો પ્રસ ગ મળ્યો છે તેનો સદુપયોગ કરી લે -

છતા પણ જો તુ સ્તુતિની ઇ છા કરીશ તો તેથી તને શુ લાભ છે? ગુણ વગર કોઇ તારી સ્તુતિ કરશે? નહિ કરે, એટલે તને ખે થશે વળી સ્તુતિ મેળ વવા માટે તારે ફોકટ પ્રયાસ કરવો પડશે તે લાભમા રહેશે

બાકી તો અત્ર સ તાપ અને પરત્ર દુર્ગતિ છે માટે પહેલા લાયક થા અને પછી ઇચ્છાકર ૫

## પરિગ્રહ ત્યાગ

परिग्रहं चेद्व्यंजहा गृहादेस्तत्किं नु धर्मोपकृतिच्छलात्तम् ।
करोषि शय्योपधिपुस्तकादेर्गरोऽपि नामान्तरतोऽपि हन्ता ॥ ६ ॥

ઘર વિગેરે પરિગ્રહને તે તજી દીધા છે તો પછી ધર્મના ઉપકરણને બ્હાને શય્યા, ઉપધિ, પુસ્તક વિગેરેનો પરિગ્રહ શા માટે કરે છે? ઝેરને નામાતર કર્યાથી પણ તે મારે છે

ભાવાર્થ—ધન, ધાન્ય, દ્વિપદ, ચતુષ્પદ વિગેરે સર્વ સાસારિક પરિગ્રહનો હે મુને! તે ત્યાગ કર્યો છે તે મહા કષ્ટ વેઠી આ પૈસા અને ઘર મહેલ વિગેરે પ રનો મોહ ઉતર્યો છે, આવી રીતે તુ સ સાર સમુદ્ર તરી જવાની અણી ઉપર આ વી ગયો છે, ત્યારે હવે તારી પાસે શય્યાની પાટ, પુસ્તક કે બીજા ઉપકરણો છે તેનો પરિગ્રહ શા માટે કરે છે? તે વસ્તુની મૂર્છારૂપ પરિગ્રહ પણ તજી દે

१ व्यमिति वा पाठ

સર્પ કરડે તો એક વખત મરણ થાય, પણ કુગુરૂ સેવનથી અનતા મરણ થાય છે તેથી સર્પ સેવન કરવુ તે સારૂ છે પણ હે ભોળા જીવ ! કુગુરૂ સેવન કદી પણ કરશો નહિ ૧૬

## નિર્ગુણીનો ત્યાગ.

### इन्द्रवज्रा

एभिर्गुणौघैः परिवर्जिता ये, प्रद्वेषपोषाय सखीभवन्तः ।
सारम्भलोकव्यवहारभृङ्गा रामारमारागवशीकृताङ्गाः ॥ १७ ॥

આ ગુણોના સમૂહોથી જેઓ વર્જિત છે ( અને ) દ્વેષના પોષણ માટે મિત્ર રૂપ થતા આરભ સહિત લોક વ્યવહારમા ભ્રમર તુલ્ય ( સસારમા અત્યત લુબ્ધ થયેલા ), સ્રી, ધનોના સ્નેહથી જેના અ ગો વશ કરાયેલા છે તેવા ૧૭ તથા—

### उपजाति. (૧૮ થી ૨૧)

कुसङ्गलीला हृतसङ्गशीलाः, कुग्राहमूलाः प्रमदानुकूलाः ।
अत्यन्तमोहाः कुगतिप्ररोहाः, विज्ञेन ते दूरत एव हेयाः ॥१८॥

ખરાબ સ ગોમા રમવા વાળા ( અને ) તેવા દુ સગથી જેઓનુ સુશીલ નષ્ટ થયુ છે, અને ખરાબ આગ્રહ જેનુ મૂળ છે અને જેઓ સ્રીઓને અનુકૂલ છે, અત્યન્ત અજ્ઞાનવાળા, ખરાબ ગતિના પ્રરોહો ( નવાકુરો) રૂપ તે દુષ્ટ ( સાધુઓ ) ને વિદ્વાન્ પુરૂષે છેટેથી જ તજી દેવા ૧૮ *

### બાહ્ય વેશધારી સાથે શુ કરવુ ?

स्वलिङ्गिनो वा परलिङ्गिनो वा, सुमार्गबाह्याः कुगुरुस्वरूपाः।
स्वयं प्रमादोज्झिततत्त्वरूपाः, कूपा इव त्याज्यपदे विधेयाः ॥१९॥

પોતાના ચિન્હો ( વેશ ) વાળા, અથવા બીજાના ચિન્હો ( વેશ ) વાળા અને સન્માર્ગથી બાહ્ય કુત્સિત ( ખરાબ ) ગુરૂના સ્વરૂપને ધારણ કરનારા પોતે પ્રમાદને લીધે તત્ત્વથી તથા સ્વરૂપથી ભ્રષ્ટ થયેલા ( આવા ગુરૂઓ ) ને કુવાઓની માફક તજીદેવા ૧૯

### પ્રતિકૂળ સ યોગ વખતે શુ કરવુ ?

गतार्थसार्थस्य वरं विदेशो, भ्रष्टप्रतिज्ञस्य वरं विनाशः ।
कुबुद्धिसङ्गाद्वरमेकताऽऽ, वरं दरिद्री बहुपापचितात् ॥ २० ॥

* ૧૮ થી ૨૪ નરધર્મચરિત્ર

સાથે ખાસ સંકળના ધરાવનો હોય એવું ધોરણ નથી છતા આ* શ્લોક મા પરીષહ સહન કરવાનો મુખ્ય ઉપદેશ છે હે મુનિ! જે દ્વારા નવા કર્મો આવતા અટકે એને શાસ્ત્રકાર સંવર કહે છે વિભાવ દશામાં મનોવૃત્તિ ઘણુ કરીને વિનાશને (અધો) માર્ગે જ ગમન કરે છે, કારણ કે તેના પર આધિપત્ય રાગદ્વેષ વિગેરેનુ હોય છે આ જીવને પ્રતિકૂળ વિષયો મળે છતા પણ ચલાવી લેતા શીખવવુ, અને રાગાદિ શત્રુઓનો દોર અટકાવવો એ સંવરનુ કામ છે અને તે ખાસ કરીને પરીષહોને જીતવાથી જ બની શકે તેમ છે એ પરીષહો જૈન શાસ્ત્રકાર બાવીશ ગણાવે છે જેમાના કેટલાક અનુકૂળ પણ હોય છે એનુ વિશેષ સ્વરૂપ અત્ર સ્થળ સંકોચથી લખી સકાતુ નથી એ પરીષહ સહન કરવાથી નવીન કર્મોની રાશિ અટકી પડે છે અને પૂર્વોપાર્જિત પ્રબળ કર્મો ક્ષય પામે છે એ બહુજ મોટો લાભ થાય છે હે મુનિ! તારા જીવનમા આ પરીષહસહન તો બહુજ અગત્યનો ભાગ બજાવે એમ હોવુ જોઈએ અને યાદ રાખજે કે જો અત્ર તે ખુશીથી સહન કરવામા પાછો પડીશ તો કુંભીપાક અથવા ગર્ભવાસના દુ:ખો તો ખમવા જ પડશે, ફેર એટલો કે અત્ર સ્વવશથી અને થોડો વખત પરીષહો સહન કરવા પડશે જ્યારે ભવાંતરમા એથી વિપરીત થશે. ૭

महातपोध्यानपरीषहादि, न सत्त्वसाध्यं यदि धर्तुमीशः ।
तद्भावनाः किं समितीश्च गुप्तीर्धत्से शिवार्थिन्न मनःप्रसाध्याः ॥ ८ ॥

ઉગ્રતપસ્યા, ધ્યાન, પરીષહ વિગેરે સત્ત્વથી સાધી શકાય તેવા છે તે સાધવાને તુ શક્તિવાન્ ન હોય તોપણ ભાવના, સમિતિ અને ગુપ્તિ જે મનથી જ સાધી શકાય તેમ છે તેને હે મોક્ષાર્થી! તુ કેમ ધારણ કરતો નથી?

**વિવેચન**—*છ માસાદિક તપસ્યા અને મહા પ્રાણાયામાદિક ધ્યાન તેમજ મોટા ઉપસર્ગ પરીષહો સહન કરવાનુ કદાચ પંચમ કાળના પ્રભાવે હાલ શારીરિક બળ ન હોય તોપણ તેઓ માટે રસ્તા બંધ નથી તેઓ પણ ધારે તો લાભ પ્રાપ્ત કરી શકે તેમ છે મનપર અંકુશ હોય તો તેને અનુસારે ઇંદ્રિય દમન, આત્મસંયમ, યોગરૂંધન વિગેરે શારીરિક કષ્ટ વગરના મહા વિકટ કાર્યો પણ બની શકે છે તેથી જ ઉપર કહ્યુ છે કે તારાથી માસખમણ વિગેરે તપસ્યા, મહા પ્રાણ-વાયુદમન (મહા પ્રાણાયામ) વિગેરે ધ્યાન અથવા સ્થૂળ બાવીશ પરીષહ સહન વિગેરે ન બને તોપણ તારે ધર્મ બુદ્ધિને અંગે ઉત્પન્ન થતી સંસારની અનિત્યતા ભાવવી, તારૂ એકત્વપણુ વિચારવુ, શરીરને અશુચિનો પિંડ સમજી તેના પરની મમતા ઘટાડવી વિગેરે સુપ્રસિદ્ધ બાર ભાવના ભાવવી એ તારૂ ખાસ કર્તવ્ય છે, તેમજ વર્ણવેલી મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય

* જુઓ આગળ શ્લોક ૧૨

દાંભિક પુરૂષો પહેલા અમૃતની ધારાની માફક બહાઇવાળી વાણી બોલે છે પુન (ફરી) પરિણામે તે જ વાણી બધા દોષોને ધારણ કરનારી થાય છે અને આશ્ચર્ય છે કે ઝેર કરતા પણ વધી જાય છે ૨૪

## કુસાધુઓના સંગથી સંસારમા ડૂબવાપણું.

न भावि धर्मैरविधिप्रयुक्तैर्गामी शिव येषु गुरुर्न शुद्धः ।
रोगी हि कल्पो न रसायनैस्तै र्येषा प्रयोक्ता भिषगेवमूढः ॥ २५ ॥

જેઓમા વિધિહીન જોડી કાઢેલ ધર્મો પ્રમાણે ચાલનાર ગુરૂ છે તે શુદ્ધ ગુરૂ નથી, અને (તેઓનુ) કલ્યાણ થતુ નથી (ત્યા દૃષ્ટાંત કહે છે કે) જે ઔષધોનો પ્રયોક્તા (આપનાર) વૈદ્ય જ મૂઢ હોયતો ચોક્કસ તે ઔષધોથી રોગી શક્તિમાન્ ન થાય (સાજો ન થાય) ૨૫ તેમજ—

समाश्रितस्तारकबुद्धितो यो, यस्यास्त्यहो मज्जयिता स एव ।
ओघ तरीता विपम कथ स तथैव जन्तुः कुगुरोर्भवाब्धिम् ॥२६॥

તારનાર છે એવી બુદ્ધિથી જેણે જેનો આશ્રય કર્યો છે તેજ તેને ડુબાવે છે, તો તે શીરીતે જળપ્રવાહ તરી શકે? તેમજ જીવ કુસાધુ-કુગુરૂથી ભવ સમુદ્રને કે તેમા રહેલ (વિષમય) વિષયને કેમ તરી શકે? ૨૬*

## કુપથ્યનુ ફળ.

माद्यस्यशुद्धैर्गुरुदेवधर्मैर्धिग्दृष्टिरागेण गुणानपेक्षः ।
अमुत्र शोचिष्यसि तत्फले तु, कुपथ्यभोजीव महामयार्तः ॥२७॥

ધિક્કાર વાળી દૃષ્ટિના રગથી (શમદમાદિ) ગુણોની અપેક્ષા ન રાખનારો તુ અશુદ્ધ એવા ગુરૂ દેવના ધર્મોથી મત્ત બને છે તેથી તેના પરિણામ રૂપ પર લોકમા તુ શોક કરીશ (ત્યા દૃષ્ટાન્ત કહે છે કે) જેમ કુપથ્ય (રોગોત્પાદક) અન્નને ખાનાર પુરૂષ મહા રોગથી ઘેરાય છે (પીડાય છે) તેમ ૨૭

## તત્ત્વ ન જાણનારનુ ઉભય ભ્રષ્ટપણુ

मुण्डी जटी वल्कलवांस्त्रिदण्डी, कपायवासा व्रतकार्शिताङ्गः ।
त्यक्तैहिको वा यदि नाप्ततत्त्वस्तदा तु तस्योभयमेव नष्टम् ॥२८॥

મસ્તક મુડાવનાર, જટા ધારણ કરનાર, વલ્કલ (ઝાડની છાલ) ના વસ્ત્ર ધારણ કરનાર, ત્રણ દડ ધારણ કરનાર, ભગવા વસ્ત્ર પહેરનાર, વ્રતો (ઉપવાસો) થી દુબળા

*૨૬, ૨૭, ૨૮ અધ્યાત્મ કલ્પ દ્રુમ

જ્યારે મોટા ઋષિમુનિઓ કર્મની નિર્જરા માટે ઉદીરણા કરીને પણ આતાપનાદિ સહન કરે છે તો તુ મોક્ષની ઇચ્છા રાખે છે ત્યારે પોતાની મેળે પ્રાપ્ત થયેલ અત્યંત અલ્પ કષ્ટને પણ હે સાધુ ! તુ કેમ સહન કરતો નથી

ભાવ—કર્મનો ઉદયકાળ પ્રાપ્ત થયા પહેલા તેને પુરૂષાર્થથી આકર્ષણ કરી ભોગવી લેવાતેને ' ઉદીરણા ' કહે છે ( પૂર્વબદ્ધ કર્મોની નિર્જરા કરવા માટે તેની સ્થિતિ પ્રાપ્ત થયા પહેલા તેને ઉદયમા લાવી ભોગવીને આત્મપ્રદેશથી ખખેરી નાખવા માટે કષ્ટાદિ સહન કરવું તે ' ઉદીરણા ' કહેવાય છે ) અદ્ભુત ચારિત્રવાળા મહાત્માઓ આ લાભની પ્રાપ્તિ માટે કષ્ટને શોધે છે, પરમાત્માની પ્રાર્થના કરે છે કે ' અમને એવા કષ્ટ આપો ' विपद सन्तु नः शश्वत् અમને નિરંતર વિપત્તિ હો—આ પ્રમાણે સ્તુતિ કરીને પણ શુદ્ધ દૃષ્ટિથી આત્મકલ્યાણ માટે વિપત્તિ ભોગવનાર ધીર, વીર પુરૂષાર્થ કરનાર મધ્યાન્હે નદીની વેણુમા આતાપના લે છે, પોસ માસની ખરી ઠંડીમા કપડા વગર નદીના તીર જેવા અતિ ઠંડીના સ્થળો ઉપર કાઉસ્સગ્ગ ધ્યાને રહે છે અને બીજા અનેક કષ્ટ શોધીને ખમે છે મોક્ષ સન્મુખ થવાની ઇચ્છા હોય તેને આ પ્રમાણે કરવાની ખાસ જરૂર છે, અને હે સાધુ ! તારી ઇચ્છા તો તે જ પ્રાપ્ત કરવાની છે, છતા જરા કષ્ટ પડે કે તુ હાય વોય કરે છે અથવા નિસાસા મૂકે છે એ તને છાજતુ નથી. ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે કેટલાક સ્વાર્થનો પણ ભોગ આપવો પડે છે, પરંતુ અહીં તો તેવુ પણ કાંઇ નથી આગંતુક કષ્ટ પણ સહન કરવામા તુ પાછો શા માટે પડે છે ? આને બદલે ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવી એ તારો સ્વાર્થ છે

+વળી દુનીયામા કોઇ પણ વસ્તુ એવી નથી કે જે અભ્યાસથી સાધી શકાય નહિ ધર્મસંગ્રહમા કહ્યુ છે કે —

एव च विरतेरभ्यासेनाविरतिर्जीयते । अभ्यासादेव सर्वक्रियासु कौशल्यमुन्मिलति, अनुभवसिद्ध चेद, लिखनपठनसख्यानगाननृत्यादिसर्वकलाविज्ञानेषु सर्वेषामुक्तमपि—

अभ्यासेन क्रिया· सर्वा, अभ्यासात्सकला: कला· ।
अभ्यासाद् ध्यानमौनादि, किमभ्यासस्य दुष्करम् ॥

વિરતિનો અભ્યાસ પાડવાથી અવિરતિનો પરાજય થાય છે, અભ્યાસથી સર્વ ક્રિયામા કુશળતા પ્રાપ્ત થાય છે, લેખન, પઠન, સંખ્યા, ગાયન, નૃત્ય વિગેરે સર્વ કળાવિજ્ઞાન અભ્યાસથી થાય છે, એ પ્રમાણે સર્વ વિદ્વાનોને અનુભવ સિદ્ધ છે કહ્યુ છે કે ' અભ્યાસથી સર્વ ક્રિયાઓ થઇ શકે છે, અભ્યાસથી સર્વ કળાઓ પ્રાપ્ત કરાય છે, અભ્યાસથી ધ્યાન મૌન વિગેરે થાય છે, અભ્યાસ પાસે શુ મુશ્કેલ છે ? "
આવી રીતે અભ્યાસ પાડવાની જરૂર છે ગુરુએ પ્રવચન માત કહેવામા આવે છે,

(એક ધૂર્ત ગુરૂ સ્વ સેવકને છેતરે છે) કે તારા માબાપ આ ધર્મ સ્થાનમા યાત્રા નિમિત્ત આવી (રહેતા) અથવા આ માસમા આ ઠેકાણે આ શેઠે જે યાત્રા (સેવા) કરી છે, તારે પણ તેની રીતે યાત્રાઓ (પૂજાઓ) (માતા પિતાના પુણ્યાર્થે) કરવી જોઇએ ગૃહસ્થોનો આ ધર્મ છે આ પ્રમાણે ધૂર્ત સાધુઓ અનુચિત રચના (બનાવટો) શા વાસ્તે કરે છે? ૩૨

## કપટ જાળથી મુક્ત રહેવાની સાધુની ફરજ.

### मालिनी

भवति नियतमत्रासयमस्स्याद्विभूषा, नृपतिककुदमेतल्लोकहासश्च भिक्षोः ।
स्फुटतर इह सङ्गः सातशीलत्वमुच्चै रिति न खलु मुमुक्षोरसङ्गत गद्दिकादि ॥ ३३

નક્કી મુમુક્ષુ સાધુ પુરૂષને ગાદી તકીઆ વિગેરે રાજોપચાર યોગ્ય નથી (ત્યા કારણ જણાવે છે કે) આમા નક્કી ઇન્દ્રિયોનો સયમ થઇ શકતો નથી તેમ ત્યા અનેક જાતની શોભા થાય છે અને આ રાજ્યાસન છે (રાજાને યોગ્ય છે) અને ભિક્ષુ પુરુષને તો આ લોકોના હાસ્યનુ ઠેકાણુ છે કરણ કે અહિ પ્રસિદ્ધ રીતે લોકોનો સગ થાય છે ને ઉચ્ચ પ્રકારના શીલનો નાશ થાય છે આ કારણથી યતિને ગાદિ પર્યંકાદિ રાજોપચાર વર્જ્ય છે ૩૩

## ઉપદ્રવ ન થાય તેવા વચનની જરૂર.

### मन्दाक्रान्ता

इत्थ मिथ्यापथकथनया तथ्ययापीह कश्चिन् ,
मेद ज्ञासीदनुचितमथो मा कुपत्कोऽपि यस्मात् ।
जैनभ्रान्त्या कुपथपतितान्प्रेक्ष्य नॄंस्तत्प्रमोहा–
पोहायेद किमपि कृपया कल्पित जल्पित च ॥ ३४ ॥

આવી રીતે સત્ય છે તોપણ માર્ગના મિથ્યા લક્ષણો (દુર્લક્ષણો) ના કથનથી કોઇ પુરૂષ આને અયોગ્ય ન જાણો અને કોઇ પણ ગુસ્સે ન થાઓ કારણકે જૈન ધર્મની ભ્રાન્તિથી ખોટે રસ્તે પડેલા માણસોને દેખીને તેઓના અજ્ઞાનના નાશ માટે કાંઈ પણ આ (ગુરૂ દેવની) કૃપાથી રચ્યુ છે અને કહ્યુ છે અર્થાત્ જૈન ગુરૂની ભ્રાતિથી કુગુરૂમા ફસાવુ નહીં ૩૪*

*૩૪ થી ૩૬ સઘપટ્ટકની ટીકાના.

હાવતોનું આચરણ, ચાર કષાયનો ત્યાગ, મન, વચન, કાયાના યોગોપર અંકુશ અગર નિરોધ અને પાંચ ઇંદ્રિયોનું દમન—એ સત્તર પ્રકારે સંયમ છે આ તપ, યમ અને સંયમને પાળવામાં થતા બાહ્ય કષ્ટને યંત્રણા કહે છે એ કષ્ટો છે પણ તે સ્વહસ્તે વહોરેલું અને પરિણામે શુભ ફળ આપનારૂં છે એ દુખને ભવિષ્યમાં મહાન્ લાભ દેનાર જાણી સહન કરવામાં આવે તો તેમાંથી પણ આનંદ મળે છે, અને મનમાં શાંતિ રહે છે વળી બીજી પંક્તિમાં કહે છે કે તે બહુ અગત્યનું છે **સ્વવશપણે** સહન કરવામાં બહુ લાભ ભર્તૃહરિ કહે છે કે —

अवश्य यातारश्चिरतरमुषित्वापि विषया
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून्।
व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः,
स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधते ॥

ઘણા વખત સુધી રહ્યા પછી પણ વિષયો આખરે તો જવના જ છે લોકો જો તેને પોતાની મેળે તજી ન દે તો પણ તેનો વિયોગ થવાનો તેમાં કાંઈ બે મત છે જ નહિ જો તેઓ પોતાના મેળે જશે તો મનપર મહા શોકની અસર મૂકીને જશે, જ્યારે આપણે જો તેઓને તજી દઈએ તો મહા શાંતિ આપે છે આ હકીકત અનુભવ સિદ્ધ છે ઘડપણમાં ઇંદ્રિયોના વિષયો શરીરની નબળાઈથી તજવા પડે છે, ત્યારે પછી પૂર્વની ઇચ્છાને લીધે બાળ ચેષ્ટાઓ કરવી પડે છે દાખલા તરીકે ગાંઠીઆનો લોટ કરવો પડે છે અને પાનને સુડીમાં મૂકી કાપવું પડે છે મોટી વય સુધી વિષયો તજવાની ટેવ ન પડવાને લીધે આવી હાસ્યાસ્પદ સ્થિતિ પ્રાપ્ત થાય છે તેને બદલે જો તે ઉમ્મર પ્રાપ્ત થયા પહેલા સ્વયમેવ વિષયોને તજવામાં આવે તો બહુ આનંદ થાય છે

વળી આ મનુષ્યભવમાં દશ વીશ પચ્ચીશ કે પચ્ચાશ વરસ સંયમ પાળી સ્વવશપણે જે આત્મવિભૂતિ પ્રાપ્ત થાય છે, તેનું ફળ જ્યારે ચિરકાળ સુધીના સ્વર્ગના સુખ વા અનંતકાળ સુધીના મોક્ષના સુખ થાય છે ત્યારે અનુભવમાં આવે છે, અને અહીં જો તેમાં ગફલતી કરવામાં આવે છે તો પરભવે પરવશપણે અત્યંત દુખ સહન કરવા પડે છે, અને લાભ કાંઈ પ્રાપ્ત થતો નથી આવી રીતે આજ ભવમાં પરીષહ સહન કરવામાં જ્યારે અનેક પ્રકારના લાભ છે ત્યારે તે પરભવ ઉપર મુલતવી રાખવામાં દેખીતું નુકશાન છે એ બાબતનો વિચાર કરી અત્ર શુદ્ધ વર્ત્તન રાખી તપ, જપ, ધ્યાન, સંયમ, ઇંદ્રિય દમન વિગેરે બાબતમાં વારંવાર-વધારો કરવા ચીવટ રાખવી યોગ્ય છે ૧૨

( જગતમા ) જે કઇ અસત્ય ( ખોટુ ) છે, અને જે અયોગ્ય છે, અને જે દુનિયા તથા તેના લોકોમા ઉતરેલુ છે ( પ્રસરેલુ છે ) અને જે સસારી જીવોને સસાર ( જન્મ જરા મરણ ) ના કારણરૂપ છે અને જેને શાસ્ત્રોમા પીડા કરનારૂ કહેલ છે તે તે ( વર્તન--આચરણને ) કુત્સિત બુદ્ધિવાળા યતિઓ ધર્મ એવી રીતે કહે છે અને તદનુયાયી મૂઢ લોકો તેને અર્હન્ ભગવાનના મતની ભ્રાન્તિથી. ( આ અર્હન્મત છે એવી ભૂલથી ) ગ્રહણ કરે છે તેને ખેદ પુર સર કહેવુ પડે છે કે દુરન્ત ( દુ ખરૂપ અન્તવાળુ ) દશામા આશ્ચર્યનુ ગર્જિત છે ૩૭

## ગુણશીલ વર્જિત કુસાધુઓની મોહદશા.

निर्वाहार्थिनमुज्झित गुणलवैरज्ञातशीलान्वय,
तादृग्वशजतद्गुणेन गुरुणा स्वार्थाय मुण्डीकृतम् ।
तद्विख्यातगुणान्वया अपि जनालग्नोग्रगच्छग्रहा
देवेभ्योऽधिकमर्चयान्ति महतो मोहस्य तज्जृम्भितम् ॥३८॥

નિર્વાહ (ઉદર ભરવા, ના અર્થવાળો અને જેમા લેશ પણ ગુણ નથી તેમ જેના સ્વભાવ વ શની કોઇને ખબર નથી અને જે તેવાજ વ શમા જન્મેલા અને તેવા ગુણવાળા ગુરૂથી સ્વાર્થ માટે (પોતાના ધનાદિનો વારસો આપવા સારૂ) મુડાએલ છે તેવા પુરૂષ (કુસાધુ) ના તે તે પ્રસિદ્ધ ગુણ તથા વ શવાળા અને ઉગ્રા ગચ્છરૂપી ગ્રહોમા પકડાએલા ઉત્તમ જનો પણ દેવો કરતા અધિક પૂજા કરે છે તે (આ) મહા મોહ (અજ્ઞાન) નુ ગર્જિત છે (પ્રકટ સ્વરૂપ છે) ૩૮*

## વેષધારી કુટિલ સાધુઓથી થતો અનર્થ.

क्षुत्क्षामः किल कोऽपि रङ्कशिशुकः प्रव्रज्य चैत्ये क्वचित्,
कृत्वा कञ्चनपक्षमक्षतकलिः प्राप्तस्तदाचार्यक,
चित्र चैत्यगृहे गृहीयति निजे गच्छे कुटुम्बीयति,
स्व शक्रीयति बालिशीयति बुधान्विश्व वराकीयति ॥३९॥

ક્ષુધાથી કૃશ-દુર્બળ થયેલો કોઇપણ ર કનો બાળક કોઇ દેવસ્થાનમા પ્રવ જ્યા લઇ અને કોઇ ( ગચ્છ ) ના પક્ષનો આશ્રય કરી લ્યે કે પોતામા કળિ-ક્રોધ લેશપણ ઓછો થયો નથી તોપણ આચાર્ય પદને પ્રાપ્ત થાય છે ત્યા આશ્ચર્ય છે કે તે કુયતિ દેવસ્થાનને ઘર કરે છે, પોતાના ગચ્છ ( અનુયાયી ) ગ ણમા કુટુબ જેવુ કરી મૂકે છે, પોતાનો કોઇ ( સ બ ધી હોય ) તેને ઇન્દ્રતુલ્ય ધનાઢ્ય કરે છે અને

*૩૮ થી ૪૯ સઘપટ્ટક

લોકરંજન એ વાસ્તવિક રીતે શું છે ? થોડા થોડા વખત કહે કે અમુક યતિ સારા છે એમાં વળ્યું શું ? જ્યાં સર્વ સુખ દુઃખનો આધાર કર્મબંધ ઉપર છે ત્યાં બાહ્યદૃષ્ટિની કિંમત કેવળ મીંડા માત્ર છે વળી બને છે એમ કે શુદ્ધ વર્તનવાળા પુરૂષને કેટલાક કારણસર કેટલીકવાર નુકશાન જાય છે ત્યારે લોકો તેની નિંદા કરે છે, પણ સાધુને તેવું કાંઈ હોતું જ નથી મલ્લિનાથના સ્તવનમાં ઉપાધ્યાયજીએ લોકરંજન અને લોકોત્તર રંજનનો તોલ કરી લોકોત્તર રંજનને પ્રાધાન્ય આપ્યું છે અનંત કાળચક્રના રેલામાં ઘસડાઇ જનાર પામર જીવ ! તારા માની લીધેલા નાના સર્કલના ઉપર ઉપરના વખાણ માટે તું બધું ગુમાવી દેવાની ભૂલ કરીશ નહિ ૧૩

## યતિ સાવદ્ય આચરે તેમાં પરવંચનનો દોષ.

### *उपजाति (१४-१५)

वेषोपदेशाद्युपधिप्रतारिता ददत्यभीष्टानृजवोऽधुना जनाः ।
भुङ्क्षे च शेषे च सुखं विचेष्टसे, भवान्तरे ज्ञास्यसि तत्फलं पुनः ॥१४॥

વેશ, ઉપદેશ અને કપટથી છેતરાયલા ભદ્રક લોકો તને હાલ વાંછિત વસ્તુઓ આપે છે, તું સુખે ખાય છે, સુવે છે અને ફરતો ફરે છે, પણ આવતા ભવે તેના ફળ જાણીશ

**ભાવાર્થ**—તેરમા શ્લોકમાં આ બાબતમાં બહુ કહ્યું છે હે યતિ ! ભદ્રક જીવો તને ગુણવાન્ ધારીને પોતે ન ખાય તેવી વસ્તુઓ તને ખાવા માટે આપે છે, તેમ જ તને દરેક પ્રકારની સગવડ કરી આપે છે, તેનો તું ગેરલાભ લે છે સાધુપણાને યોગ્ય તારૂં વર્તન ન હોય તો તારો તે વસ્તુપર કોઇપણ પ્રકારનો હક નથી હક વગર તું કાંઇ પણ ગ્રહણ કરીશ તો દેવાદાર થઇશ અને તે ઉપરાંત દંભ કરવાથી મહા દુર્ગતિમાં જવું પડશે

દંભ કરનારને ભવાંતરે તો મહા કષ્ટ થાય છે પણ અત્રે બહુ ઉપાધિ થઇ પડે છે, ખોટો દેખાવ જાળવી રાખવા અનેક ખટપટો કરવી પડે છે અસત્ય બોલવું પડે છે ખુશામત કરવી પડે છે અને છના પણ ખુલ્લા પડી જવાના ચાલુ ભયમાં રહેવું પડે છે ઉપરના શ્લોકોમાં કહેલી હકીકત ઉપાધ્યાયજી ટુંકા શબ્દોમાં કહે છે " જે જૂઠો દીએ ઉપદેશ, મનરંજનને ધરે વેશ, તેનો જૂઠો સકળ કલેશ હો લાલ—માયા મોસ ન કીજે " ત્યારે ઉપદેશ અને વર્તન જુદાં રાખવા એ **માયામૃષાવાદ** થયું એટલી વાત હાલ તુરત ધ્યાનમાં રાખવી આગળ ઉપર પ્રસંગે એ બાબતપર વધારે ખુલાસો થશે ૧૪

* ઇંદ્રવંશા અને વંશસ્થનો સંકર થવાથી ઉપજાતિ થાય છે આ ઉપજાતિ તે જાતનો છે જુઓ છંદોનુશાસન

सर्वाकृत्यकृतोऽपि कष्टमधुनात्याश्चर्यराजाश्रिताः,
स्थित्वा सन्मुनिमूर्धसूद्धतधियस्तुष्यन्ति पुष्यन्ति च ॥४२॥

સર્વ સ્થાનોમા જતા પાચ પ્રકારના સયમોને નહીં રક્ષણ કરનારા, (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ રૂપી) તે તે પોત પોતાના વિષયોમા સર્વ ઇન્દ્રિઓને આસક્ત રાખનારા, વધી પડેલા ગૌરવથી (મ્હોટાઇથી) જીવને દડ કરાવનાર એવા પાપી મન-વચન-કાયા રૂપી ઘોડાઓ જેના નિયમમા નથી એવા અને કષાયો (ક્રોધ-માન-માયા-લોભ) રૂપી સર્પોનુ પોષણ કરનારા, સર્વ અકૃત્યો (ન કરવાના કાર્યો) ને કરનારા, (વસ્તુતાએ આવા છે) તોપણ ખેદથી કહેવુ પડે છે કે હમણા આશ્ચર્ય સહિત રાજાઓના આશ્રિતપણની ઉદ્ધત બુદ્ધિવાળા આ કુસાધુઓ શ્રેષ્ઠ મુનિઓના મસ્તકો ઉપર ઉભા રહી પ્રસન્ન થાય છે અને પુષ્ટ બને છે. ૪૨

## ગૃહસ્થ કરતા પણ તેવા યતિઓની હીનતા.

सर्वारम्भपरिग्रहस्य गृहिणोऽप्येकाशनाद्येकदा,
प्रत्याख्यायनरक्षतो हृदि भवेत्तीव्रानुतापस्सदा ।
यद्कृत्वस्त्रिविधत्रिवित्यनुदिन मोऽप्यावि भञ्जन्ति ये
तेषां तु क्व तपः क्व सत्यवचन क्व ज्ञानिता क्व व्रतम् ॥४३॥

બધા ધનગૃહ વિગેરે પરિગ્રહવાળા ગૃહસ્થને પણ ' હુ એક વખત ભોજન કરીશ અર્થાત્ એકાસણુ આદિ કરીશ " એમ પ્રતિજ્ઞા કરીને તે પ્રતિજ્ઞા પ્રમાદથી પાળી ન શકાય તો હૃદયમા હમેશા ઘણો પરિતાપ-ખેદ થાય છે કે મે પ્રતિજ્ઞાનો ભગ કર્યો ત્યારે જે યતિઓ હમેશા પ્રાત અને સાયકાળે કાયિક, વાચિક અને માનસિક અને તે કરવુ, કરાવવુ અને અનુમોદન આપવુ એમ ત્રિવિધે-ત્રિવિધે પચ્ચખાણ કરે છે તોપણ તે પ્રતિજ્ઞાનો ભગ કરે છે તેઓનુ તપ કયા? સત્ય વચન કયા? જ્ઞાનિપણુ ક્યા? અને વ્રત કયા? ૪૩

## ધર્મના નામે કુસાધુની ધૂર્તતા.

देवार्थव्ययतो यथारुचि कृते सर्वर्तुरम्ये मठे,
नित्यस्था' शुचिपट्टतल्पिशयनाः सद्गब्दिकाद्यासनाः ।
सारम्भा॰ सपरिग्रहा॰ सविषयाः सेर्ष्याः सकाङ्क्षाः सदा,
साधुव्याजविटा अहो सितपटा कष्ट चरन्ति व्रतम् ॥४४॥

દેવ ભગવાન્ (જિનમ દિર)ને માટે વ્યય (ખર્ચના) બ્હાનાથી પોતે પોતાની મરજી મુજબ સુન્દર આશ્રમ (ઉપાશ્રયાદિ) બનાવે છે કે જેમા શીત ઉષ્ણ વર્ષા વિગેરે બધી

છે, તારા જેવા ઢબી, લોક સત્કારના અર્થીને વસ્ત્ર કે અન્ન આપવાથી આપનારને લાભ થાય અને તેનું નિમિત્ત તું હોવાથી તને લાભ થાય એવો દાંભિક ખ્યાલ છોડી દે, પણ સમજી લેજે કે આવા વર્તનથી તો તું બેવડો ભારે થાય છે, મહા પાપપંકમાં ખરડાય છે અને અનેક ભવ સુધી ઊંચો આવી શકે નહિ એવા સંસાર સમુદ્રમાં ગળે પથ્થર બાંધીને ડૂબતો જાય છે

હે યતિ ! તારા હાથમાં સંસારસમુદ્રને તરવાનું વહાણ આવી ગયું છે તેને આવી રીતે વાપરવાની તારી મૂર્ખતા તજી દે, કપ્તાન થા, પવન જો અને પેલે છેડે મોક્ષનગર છે તે મંદિરબિંદુ નજરમાં રાખી ત્યાં પહોંચવા યત્ન કર વચ્ચે ખરાબા કે ડુંગરો આવે છે તે ધ્યાનમાં રાખ અને મનમાં હિંમત રાખ આ નૌકાનો જે સાધુ ઉપયોગ કરતા નથી અને તેનો સ્વતઃ નાશ કરી બચવાના સાધનોને જ ઉલટા ડૂબાડવાના સાધનોમાં ફેરવી નાખે છે તે કોઈ પણ રીતે પોતાનો તેમજ પોતાના આશ્રિતોનો ઠેકાણાનો માર્ગ લેતા નથી અને સંસારસમુદ્રમાં રખડયા કરે છે અથવા તળીએ જઈને બેસે છે ૧૬

## ગુણ વગર સ્તુતિની ઇચ્છા કરનારું ઋણ

गुणैर्विहीनोऽपि जनानतिस्तुतिप्रतिग्रहान् यन्मुदितः प्रतीच्छसि ।
लुलायगोऽश्वोष्ट्रखरादिजन्मभिर्विना ततस्ते भविता न निष्क्रयः ॥ १७ ॥

તું ગુણ વિનાનો છે છતાં પણ લોકો તરફથી વંદન, સ્તુતિ, આહાર પાણીનું ગ્રહણ વિગેરે ખુશી થઈને મેળવવા ઇચ્છા રાખે છે, પણ યાદ રાખજે કે પાડા, ગાય, ઘોડા, ઉંટ કે ગધેડાના જન્મ લીધા વગર તું તે દેવામાથી છૂટો થઈ શકીશ નહિ

ભાવાર્થ—દેવું ભારોભાર તોળી આપવું પડશે, લેણદેણ પતાવવી પડશે અને હિસાબ ચૂકતો કરવો પડશે તું સમજીશ નહિ કે લોકો વાંદે છે, પૂજે છે, આહાર વહોરાવવા સારૂ આડા પડીને ઘેર લઈ જાય છે તે તને મફત પચી જશે જો અત્રે તારી ફરજ બજાવીશ તો તું તે સર્વ મેળવવા માટે હકદાર છે, નહિ તો આવતા ભવમાં બળદ કે પાડા થઈને ભાર ખેંચી દેવા પૂરા કરવા પડશે અથવા ગધેડા કે ઘોડા થઈને વાહન ખેંચવા પડશે ભરૂચના પાડા થઈને દેવું આપવું પડશે માટે ગુણ વગર સ્તુતિની ઇચ્છા રાખ નહિ ગુણ માટે પ્રયાસ કર પડછાઇ પછવાડે પૂછડું ચાલ્યું આવે છે, તેમ ગુણ પછવાડે સ્તુતિ તો ચાલી જ આવે છે ૧૭

## ધર્મના નિમિત્તથી રાખેલ પરિગ્રહ.

परिग्रहात्स्वीकृतधर्मसाधनाभिधानमात्रात्किमु मूढ तुष्यसि ।
न वेत्सि हेम्नाप्यतिभारिता तरी, निमज्जयत्यङ्गिनमम्बुधौ द्रुतम् ॥ १८ ॥

कष्टं नष्टदिशां नृणां यद्दृशां जात्यन्धवैदेशिकः,
कान्तारे प्रदिशत्यभीप्सितपुराध्वान किलोत्कन्धरः ।
एतत्कष्टतरन्तु सोऽपि सुदृशः सन्मार्गगास्तद्विद–
स्तद्वाक्यान्यनुवर्त्तिनो हसति यत्सावज्ञमज्ञानिव ॥४७॥

હા કષ્ટ છે કે દિશા ભૂલી ગયેલા આંધળા માણસોને જન્માન્ધ વિદેશી પુરૂષ અરણ્યમા ઉંચી કંધરા (ડોક) રાખીને જે નક્કી ઇચ્છિત શહેરનો રસ્તો બતાવે છે એટલુજ નહિ પરંતુ આનાથી પણ બીજુ એક મહા કષ્ટ છે કે ને જન્માન્ધ પુરૂષ સુન્દર દૃષ્ટિવાળા, સારા માર્ગમા ચાલનારા, અને તે માર્ગના સત્યત્વને જાણનારા પુરૂષોને તથા તેવા મહાત્માઓના વાકયોને અનુસરનારાઓને અવજ્ઞા પૂર્વક અજ્ઞાનીઓની માફક હસે છે ૪૭

## મોક્ષપદમા પ્રવેશ કરવા શિવાય બધા વ્યાપાર વ્યર્થ છે.

किं वेदैः स्मृतिभिः पुराणपठनैः शास्त्रैर्महाविस्तरैः,
स्वर्गग्रामकुटीनिवासफलदैः कर्मक्रियाविभ्रमैः ।
मुक्त्वैकं भवदुःखभाररचनाविध्वंसकालानलं,
स्वात्मानंदपदप्रवेशकलनं शेषैर्वणिग्वृत्तिभिः ॥४८॥

સંસારની દુઃખ રૂપ રચનઓ (કલ્પનાઓ) નો નાશ કરવામા પ્રલય કાળના અગ્નિતુલ્ય એક સ્વકીય (પોતાના) આત્માના આનન્દમય પદમા પ્રવેશ કરવા (મોક્ષ પ્રાપ્તિ) નો જે વિચાર તેને છોડીને અર્થાત્ આ વિચારને એક તરફ મૂકી દઇ બીજા વ્યાપરીઓની (આ લોકની) કમાણી જેવા (વધારેમા વધારે) સ્વર્ગ, ગામ-કુટી (ઝુપડી) ના નિવાસના ફળને આપનારા અને કર્મ ક્રિયાઓના ભ્રમવાળા વેદ, સ્મૃતિઓ, અને પુરાણોના પાઠોથી તથા મહા વિસ્તારવાળા ધર્મ શાસ્ત્રોથી શું ? અર્થાત્ કાંઇ ફળ નહિ એટલે મોક્ષ તેજ પરમ પુરૂષાર્થ છે ૪૮

## મોક્ષ માર્ગની પ્રવૃત્તિ વિરૂધ સ્વકીય પશ્ચાત્તાપ.

न्यस्ता मुक्तिपथस्य वाहकतया श्रीवीर ये प्राक्त्वया,
लुण्टाकास्त्वदतेऽभवन् बहुतरास्त्वच्छासने ते कलौ ।
विभ्राणा यतिनाम तत्तनुधियां मुष्णन्ति पुण्यश्रियः,
फूत्कुर्मः किमराजके ह्यपि तलारक्ष्या न किं दस्यवः ॥४९॥

હે શ્રીમાન્ વીરસ્વામી ! આપે મોક્ષ માર્ગના વાહક પણાથી (ચલાવનાર પણાથી) જેઓને પૂર્વકાળથી ભૂમીમા રાખ્યા છે, તેવા ઘણા કુસાધુઓ આપના જૈન

ભાવાર્થ—પ્રમાદ કરવાથી સંસારસમુદ્રમાં પાત થાય છે, સાધુધર્મમાં આત્મજાગૃતિ રાખવી એ મુખ્ય ધર્મ છે જાગૃત રાખ્યા વગરનો વ્યવહાર નિંદ્ય છે, હેય છે, અધઃપાત કરાવનારો છે આત્મજાગૃતિ ચૂકનાર પ્રમાદને વશ પડે છે અથવા પ્રમાદવશ પડેલો હોય તે આત્મજાગૃતિ કરી શકતો નથી આ બન્ને વચન બરાબર સત્ય છે સાધુને અપ્રમત્ત અવસ્થામાં રહેવાનું તેટલા માટે જ ફરમાન છે.* અને છદ્મસ્થપણામાં અપ્રમત્તદશા તેમજ પ્રમત્તદશાની સ્થિતિના સંબંધમાં જે શાસ્ત્રકારનો લેખ છે તે યથાસ્થિત છે અત્ર તો વિશાળ અર્થવાળા પ્રમાદાચરણ, મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રામાં ન પડવાનો ઉપદેશ છે એ પ્રમાદ કરનારો જીવ અવશ્ય ઉત્ક્રાંતિમાં નીચો પડી જાય છે, અને સાથે જો મત્સર-ઇર્ષ્યા કરે તો તો પછી અધઃપાત થતી વખતે ગળે મોટો પથરો બાંધે છે તેથી એનાથી તરીને ઉપર જ આવી શકાતું નથી અને બિચારો ક્ષણિકસુખ ખાતર અનંત કાળ સુધી સંસારસમુદ્રને તળીએ સબડ્યા કરે છે

અત્ર પરમત્સર ન કરવો, પરઅવર્ણવાદ ન બોલવા અને પ્રમાદ ન કરવો એ ઉપદેશ છે સાધુજીવનમાં આ ઉપદેશ ખાસ ઉપયોગી છે, પણ બીજાને તેનું ઉપયોગીપણું ઓછું નથી ૧૯

## वसन्ततिलका (૨૦ થી ૩૧)

जानेऽस्ति संयमतपोभिरमीभिरात्म-
न्नस्य प्रतिग्रहभरस्य न निष्क्रियोऽपि ।
किं दुर्गतौ निपततः शरणं तवास्ते,
सौख्यञ्च दास्यति परत्र किमित्यवेहि ॥ २० ॥

મારા જાણવા પ્રમાણે હે આત્મન્! આવા પ્રકારના સંયમ અને તપથી તે (ગૃહસ્થ પાસેથી લીધેલા પાન, ભોજન વિગેરે) વસ્તુઓનું ભાડું પણ પૂરૂં થતું નથી ત્યારે દુર્ગતિમાં પડતા તને શરણ શું થશે? અને પરલોકમાં સુખ કોણ આપશે? તેનો તું વિચાર કર

ભાવાર્થ—+ બાહ્યાચાર માત્ર વેશ રાખવામાં આવે અથવા તદ્દન બાહ્યાડંબર માટે કરવામાં આવે તેનું ફળ શું તે અત્ર વિચારે છે ગૃહસ્થ પાસેથી ભોજન, વસ્ત્ર, પાત્ર વિગેરે યતિને મફત મળે છે, જેને માટે સૂરિમહારાજ કહે છે કે ઉપર દેખાતા માત્ર તપ સંયમથી તો તેનું ભાડું પણ વળતું નથી માટે હે યતિ! તા

* समयं गोयम मा पमायए 'ગૌતમ! સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહીં' એ વાક્ય માદનું અત્યંત અનર્થકારીપણું બતાવવા માટે જ સમય સરખા સૂક્ષ્મ કાળને માટે પ્રવર્તેલું કેમકે સમયપ્રમાણ ઉપયોગ છદ્મસ્થને હોતો નથી, પણ અંતર્મુહૂર્ત પ્રમાણ જ હોય છે

## જૈન મંદિરમા શુદ્ધ અર્હન્મતાનુસારી મહાત્માઓ વસતા નથી.

### स्रग्धरा–(૫૨—૫૩).

गायद्गन्धर्वनृत्यत्पणरमणिरणद्वेणुगुञ्जन्मृदङ्ग–
मेङ्खत्पुष्पस्रगुद्यन्मृगमदलसदुल्लोलचञ्चज्जनौघे ।
देवद्रव्योपभोगध्रुवमठपतिताशातनाभ्यस्त्रसन्तः,
सन्तः सद्भक्तियोग्ये न खलु जिनगृहेऽर्हन्मतज्ञा वसन्ति ॥५२॥

જે જિન ભગવાનની ભક્તિ કરવાને યોગ્ય છે અને જેમા ગંધર્વો ગાન કરી રહ્યા છે, ગણિકા નાચી રહી છે, વેણુઓ વાગી રહ્યા છે મૃદંગો ધિકતાન્ કરી રહ્યા છે ફુલોની માળાઓ હેકી રહી છે અને જે કસ્તુરિ આદિના પરિમલથી મત્ત આમતેમ ચાલતા જન સમૂહથી ભરપૂર છે એવા જિનગૃહ (જીન મંદીર) મા અર્હન્ ભગવાન્ના શુદ્ધ મતને જાણનારા સત્પુરૂષો રહેતા નથી, કારણ કે તેઓ દેવના દ્રવ્યના ઉપયોગથી તથા આશ્રમોના નક્કી થયેલા ધણીપણાથી થતી આશાતનાથી ત્રાસ પામે છે ૫૨

## કુયતિઓ જનસમાજને છેતરવા માટે કરતા આડ બરો.

आकृष्टुं मुग्धमीनान् बडिशपिशितवद्विम्बमादर्श्य जैन,
तन्नाम्ना रम्यरूपानपि ग्ररकमठान् स्वेष्टसिद्ध्यै विधाप्य ।
यात्रास्नानाद्युपायैर्नमसितकनिशाजागराद्यैश्छलैश्च
श्रद्धालुर्नामजैनैश्छलित इव शठैर्वञ्च्यते हा जनोऽयम् ॥ ५३ ॥

અજ્ઞાની મીનતુલ્ય ભોળા લોકોને ખેંચવા સારૂ મત્સ્યવેધન (જાળમા રહેલ લોહશંકુ) મા રહેલા માસરૂપ જીન પ્રતિમાનુ દર્શન કરાવીને તે પ્રતિમાના નામથી સુન્દર મંદીર (દેરાસરો) પોતાનુ ઇચ્છિત પાર પાડવા સારૂ કરાવીને-બંધાવીને યાત્રા (પૂજા) સ્નાન (અભિષેક વિગેરે ઉપાયોથી તથા છળોથી (કપટ જાળથી) નમસ્કાર, રાત્રિના જાગરણો વિગેરે ઉપાયોથી ઇત્યાદિ બ્હાનાએ કરી જૈનાચાર્યના નામને ધારણ કરનારા શઠોથી (નીચ પુરૂષોથી) શ્રદ્ધાળુ એવો આ જનસમાજ છેતરાયેલ છે અને હજી પણ આગળ છેતરાતો હોય તેમ જણાય છે ) ૫૩

## પ્રસ્તાવિક ઉદાહરણો.

### દોહા

* દો કોડીકા ગોપીચદન, દો કોડીકી વાની,
દો કોડીકી લીની તૂમડી, છ કોડીમે સ્વામી ૫૪

* ચિતન દજી

હરેક ક્રિયા કરતા પણ સામયિકમા જ છે, ઉત્તમમા વર્ને છે, એક ક્ષણ માત્ર સામયિકમા હોય તો ઉપર કહ્યુ તેટલુ તો સ્થુળ સુખ મળે છે આવુ મહા ઊચા પ્રકારનુ સાધુનુ જીવન તને પ્રાપ્ત થયુ છે હવે જરા પ્રમાદ કરીને જો તુ આળસમા વખત કાઢીશ કે વિષય કષાયમા પ્રવૃત્તિ કરીશ તો અનત સસાર વધશે, ઉપર કહેલો મોટો લાભ મળશે નહિ અને ફરીવાર પછી સયમની પ્રાપ્તિ થવી પણ મુશ્કેલ પડશે. ૨૭

## બુદ્ધિમાન્ મનુષ્ય ઉંચામાં ઉંચા તપથી ભ્રષ્ટ થવામાં ભય રાખતો નથી, એ આશ્ચર્યની વાત છે

शय्यातलादपि तु कोऽपि भय प्रपातात्,
तुङ्गात्ततः खलु विलोक्य किलात्मपीडाम् ।
चित्र त्रिलोकशिखरादऽपि दूरतुङ्गाद्,
धीमान् स्वय न तपसः पतनाद्बिभेति ॥ २८ ॥

કોઇ બુદ્ધિમાન મનુષ્ય શય્યાથી પણ પડવામા અને તેનાથી ઉચા ભાગમાથી પડવામા પોતાના આત્માને પીડા થાય, એમ ધારી ભય પામે છે પણ આશ્ચર્યની વાત એ છે કે, ત્રણ લોકના શિખરથી પણ વધારે ઉચા એવા તપથી પડવામા તેવો તે ભય પામતો નથી ૨૮ *

## પ્રાપ્ત કરેલા સયમનો ત્યાગ કરનારા વિષે આશ્ચર્ય.

सन्त्येव कौतुकशतानि जगत्सु किन्तु,
विस्मापक तदलमेतदिह द्वय नः ।
पीत्वामृत यदि वमन्ति विसृष्टपुण्याः,
सम्प्राप्य सयमनिधि यदि च त्यजन्ति ॥ २९ ॥

આ જગત્મા સેંકડો કાૈતુક બન્યા કરે છે, પરતુ અમોને પૂર્ણરીતે આશ્ચર્ય કરનારાતો બે કાૈતુક છે એકતો પુણ્યરહિત મનુષ્યોને જો કદ અમૃતનુ પાન મળ્યુ તો પણ તેનુ વમન કરી નાખે છે અને કદિ સયમરૂપ દ્રવ્યનો ભડાર મળ્યો તો પણ તેને ત્યજી દે છે ૨૯

## અલ્પ પણ વિષયાભિલાષ ઘણો અનર્થ ઉત્પન્ન કરે છે

दृष्ट्वा जन व्रजसि किं विषयाभिलाष,
स्वल्पोऽप्यसौ तव महज्जनयत्यनर्थम् ।

* ૨૮ થી ૩૩ અધ્યાત્માનુશાસન.

## છપ્પો

* વગર મ્હેનતે ખાય, પારકા માગી મેવા,
વગર મહેનતે ખાય, હરાયા સાંઢા જેહવા,
જીવે પારકુ ખાય, ડીલનો ડોળ વધારે,
દીલમા દાનત બૂરી, હાથમા માળા ધારે,
એ માલ પારકો ખાઇને, નિજ મનમા હરખાય છે,
દુનિયા મૂર્ખ બની એમને, મલીદો આપે જાય છે

\+ લંગટાની જમાતો આવતી રે, અ ગ દિસે ન લુગડુ એક,
રહી નાગા નિ દે છે નાથને રે ટેક ૬૩
ડીલ આખુ દિગ બર દીપતુ રે, ધીક ધીક ઉ ધી એ ટેક રહી૦
હોય એવી ઇચ્છા જો ઇશ્વરી રે, કેમ ત્યારે ઉગેજ કપાસ રહી૦
પાપ શેનુ અ ચળને ઓઢવા રે, નહીં પે'યે શેનો સ ન્યાસ! રહી૦ ૬૪
એબ ઢાકયાની ઈચ્છા ઇશ્વરી રે, ખાસ દીસે કર્યાથી તપાસ, રહી૦
છાલ પાને ઢાકે જન જ ગલી રે, આતો પ્રભુ વિરૂદ્ધ પ્રયાસ રહી૦ ૬૫
પડે આવો પ્રચાર શીત દેશમારે, થોડિવારે સે'જે બ ધ થાય, રહી૦
જખમારી મૂકી દેવો પડેરે, નિકર ટાઢે તુરત મરી જાય રહી૦ ૬૬
ગામ વચ્ચે ફરે તે નાગડારે, ઘણી એથી બે અદબી થાય, રહી૦
બ ધ રાખી શકે શુ બાઇલારે, બાઇડીઓ તેની કને જાય રહી૦ ૬૭
કોઇ ભુડુ બોલે શ્રી સૂણતારે, ત્યારે તેને કરડવા ધાય, રહી૦
હશે ભુડા શીરે શુ શીંગડારે? એજ ભુડાથી ભુડુ ગણાય રહી૦ ૬૮
કોઇ એવા લ્હેરી પણ લોકછેરે, ઘરે તેડી આણે ઉલટાજ, રહી૦
પછી પાયે પડે ત્યા પ્રેમથીરે, સૂત ઓચાદી સર્વ સમાજ રહી૦ ૬૯
હોય શુરા યૂરોપિઅન જો ઠહીરે, અને આવી બેઅદબી જોય, રહી૦
ઠેર કરી નાખે ત્યાજ તેમનેરે, ફરી એવુ કરે નહિ કોય. રહી૦ ૭૦

## ઝુલણા છ દ.

† ક ઠિ ધાર ટિકા ક્રિયા લેખનિકા, અને ડિક ડિકા ચલે રાવનમે,
સબે પાય લાગે ધરે લેટ આગે, બહુ ચાતુરી લોક બોલાવનમે
સાખિ બોત શિખિ કરે વાત તિખી, ધની રિતકાને ગુન ગાવનમે,
બ્રહ્માન દ કહે બોત જ્ઞાન જાને, તેરા તાન તો શઠ રીઝાવનમે ૭૧

* સજ્જન સન્મિત્ર + સુબોધ ચિંતામણિ ૧ (કુદરતિ.) † બ્રહ્માન દ.

અહિતમાં પ્રીતિ કરનાર માણસ પોતાને પસદ એવી સ્ત્રીના તરફથી થયેલો અપકાર એકજ વખત સાભળવામા આવે તો તત્કાળ તે સ્ત્રીનો ત્યાગ કરી દે છે, આ ત્મહિતમા તત્પર એવો ડાહ્યો માણસ ભવેભવ પ્રત્યક્ષ દોષ જોવા છતા પણ વિષયરૂપ વિષના ગ્રાસ લેવાનો અભ્યાસ કેમ કરે છે? એ કાંઈ સમજાતુ નથી ૩૩

## જ્ઞાની પણ પ્રમાદને વશ થાય તેના બે કારણો.

### शार्दूलविक्रीडित (૩૪ થી ૩૭)

शास्त्रज्ञोऽपि धृतव्रतोऽपि गृहिणीपुत्रादिबन्धोज्झितोऽ
प्यङ्गी यद्यतते प्रमादवशगो न प्रेत्यसौख्यश्रिये ।
तन्मोहद्विषतस्त्रिलोकजयिनः काचित्परा दुष्टता,
बद्धायुष्कतया स वा नरपशुर्नूनं गमी दुर्गतौ ॥ ३४ ॥

શાસ્ત્રને જાણનારો હોય, વ્રત ગ્રહણ કરેલા હોય તથા સ્ત્રી પુત્ર વિગેરેના બ ધનથી મુક્ત હોય છતાં પ્રમાદ વશને પડીને પારલૌકિક સુખરૂપ લક્ષ્મી માટે આ પ્રાણી કાંઇ યત્નો કરતો નથી તેમ ત્રણ લોકને જીતનાર મોહ નામના શત્રુની કોઈ અવાચ્ય દુષ્ટતા કારણરૂપ હોવી જોઇએ અથવા તો તે નરપશુ અગાઉ આયુષ્ય બાધેલ હોવા ને લીધે જરૂર દુર્ગતિમા જનાર હોવો જોઇએ

**ભાવાર્થ**—ઉપરના શ્લોકમા કહ્યું તેમ હે યતિ! તારે સ જોગો બહુ અનુકુળ છે, દુનિયાના સામા ય માણસો કરતા તારી સ્થિતિ બહુ સારી છે, વળી તુ જ્ઞાની છે, વ્રતધારી છે, ગૃહ કે સ્ત્રીના બ ધનથી રહિત છે, છતા પણ તારી ફરજ બજાવતો નથી અને અસ્તવ્યસ્ત પણે ઇંદ્રિય અશ્વો જ્યા ઉપાડી જાય ત્યા જાય છે તેનુ કારણ શુ? મને તો લાગે છે કે જે મોહ રાજા પોતાનુ સામ્રાજ્ય ચલાવી આ આખા જગતને પ્રમાદ મદિરાનુ પાન કરાવી નચાવે છે તેણે તને પણ છટકવા દીધો નથી, તુ પણ તેના પજામા સપડાઇ ગયેલો છે, અથવા તો તુ અવશ્ય નરકમા જનારો છે

બન્ને કારણોમા વાત એકની એકજ છે મોહવશ પ્રાણી ઇંદ્રિયદમન, આત્મસ - યમ કરી શકતો નથી અને તેથી પ્રશસ્ત ઉદ્યમ થતો નથી, આયુષ્યબધ ભોગવ્યા વિના છુટકો નથી છતા પણ અસાધારણ વીર્યોલ્લાસ ફોરવે તો સ જોગોને એવા અનુકૂળ કરી મૂકે કે એ અશુભ આયુષ્ય ભોગવતી વખતે પાછી ફરીને અશુભ કર્મોની સ તતિ ઉત્પન્ન ન થાય હે મુનિ! તારા સરખા પવિત્ર ઋષિ સન્ય સીએ તો મોહ—મારા પણાની બુદ્ધિ અને હુ પણ તેનો ત્યાગ કરવો જોઇએ ૩૪ *

## ધર્મોપકરણપર મૂર્છા-તેથી દોષ.

रक्षार्थं खलु सयमस्य गदिता येऽर्था यतीनां जिनै-
र्वासःपुस्तकपात्रकप्रभृतयो धर्मोपकृत्यात्मका¹ ।

---

૧ દ્દ્વ્રતાઽપીતિ પાઠ * ૩૪ થી ૩૬ અધ્યાત્મ કલ્પદ્રુમ

## કુંડલીઆ છંદ

ભેખ બનાયા સતકા પુકી ધરત હે પાવ, વાનર ઉપર સિંહને કિયા કપટકાદાવ,
કિયા કપટકા દાવ દેખિ વાનર મન ભાયા, યહ કોઉ મત સાચા તિન્ન તન ભક્તિ છાયા,
દાખત બ્રહ્માનંદ ચહુત વાનરકુ ખાયા, કુકી ધરતહે પાવ સ્રતકા ભેખ બનાયા ૮૦
શરને આયા સિંહકે સાચા સાધુ જાન, લપટ જપટ મુખ મેલીયા નિપટ કપટકી ખાન,
નિપટ કપટકી ખાન જાન વાનર હશિ દિના, સિંહ પર્યો મન સોચ ભઇ યહવા વનવિના,
પૂછત વિકસ્યા વદન વાનરા વનપર ધાયા, સાચા સાધુ જાન સિંહકે શરને આયા ૮૧
વન પર રોવે વાનરા બુરિ કરિ તે વીર, યા વન વિશ્વામી ઘને તાકિ મોકુ પિર,
તાકી મોકુ પીર સતકા ભેખ બિગાયા, પેટ કાજ કરી કપટ ભક્તિકા માવમ ખોયા,
દાખત બ્રહ્માનંદ દુષ્ટ સબકી પત્ય ખોવે, બુરી કરી તે વીર વાનરા વનપર રોવે ૮૨

## ત્રિભંગી છંદ

ભટ વેદ પઢદા સંધ્યા વદા કર્મ ન કદા ઉઝુદા,
ઓંકાર જપદા સુન્ય રેહદા અંતર મદા સુકુંદા,
ઓં પૂની કથા કહદા લોક ઠગદા વિકલ ફિરદા વરતદા,
સદ્ગુરૂકા બદા બ્રહ્માનંદા સાચ કહદા સબહદા ૮૩
સંન્યાસ સહુતા ખિન ન થરૂતા ફિરત વગુતા જગ ખુતા,
માયાકે પૂતા નગર રહુતા ધરન વિભૂતા ધનધૂતા,
ભેખ અરૂ ભૂતા જપત સજુતા રડિરૂતા ન વરદા,
સદ્ગુરૂકા બદા બ્રહ્માનંદા સાચ કહદા સબહદા ૮૪
જગ કાવત જોગી સબ વિધી ભોગી અંતર રોગી અઘ ઓઘી,
મદમાસ ભખોગી ભૂલ જપોગી લજ્યા ખોગી કામોગી,
તનકા નકટોગી બેશુદ્ધ હોગી ફરત હે પૂગી કુકદા,
સદગુરૂકા બદા બ્રહ્માનંદા સાચ કહદા સબહદા ૮૫
અરૂ જંગમ કહાવે લીંગ લટકાવે ઘંટ બજાવે શિવ ગાવે,
પુની ભીખ મંગાવે પૈસા પાવે ત્રપત ન આવે તન તાવે,
ફિર ધ્યાન લગાવે લોક હસાવે ભેખ લજાવે શરમદા,
સદ્ગુરૂકા બદા બ્રહ્માનંદા સાચ કહદા સબહદા ૮૬
અરૂ ફકિરા ફરતા કલમા ભરતા અંતર જરતા નહિ ઠરતા,
જિવનકુ મરતા શક ન ધરતા જુહર કરતા નહિ ડરતા,
બોલત બરબરતા કઠહુ કરતા પછીમ ધરતા ધૂમદા,
સદ્ગુરૂકા બદા બ્રહ્માનંદા સાચ કહદા સબહદા ૮૭

જેવી ગણે છે આવાઓને ખરેખર ધિક્કાર છે! તેઓ જલદી દુર્ગતિમા જવાના છે (અનતા દ્રવ્યલિંગ પણ આવી દશામા વર્તવાથી જ નિષ્ફળ થયા છે)

ભાવાર્થ—સાસારિક સવ ભાવો અપમાનને પાત્ર છે ગરીબ કુળ, પરની અપેક્ષા, દાસપણુ, પરતત્રતા વિગેરે સસારને અગે થતા અનિવાર્ય સહચારી ભવો છે એનો ત્યાગ થવો એ મહા પુણ્યનો ઉદય છે, ગુરૂ મહારાજની મહા કૃપા થાય ત્યારે જ સદુપદેશ ધારા આ જીવરૂપ ક્ષેત્રમા પડે છે, તેથી મુનિપણાનો ઉદ્ગમ થાય છે, અને ઉક્ત અપમાનના સ્થાનકોનો ત્યાગ બની આવે છે આવો મહાન્ લાભ પ્રાપ્ત થયા પછી જીવ શાસ્ત્રાભ્યાસ કરે છે, પડિતપદ વિગેરે પદવીઓ મેળવી પડિત તરીકે દુનિયામા પ્રસિદ્ધ થાય છે અને વ્યાખ્યાન આપવા બેસે છે યોગ્ય જીવો ઉપદેશ સાભળી દાન શીળાદિ તથા પૂજા પ્રભાવનાદિ ધાર્મિક કાર્યો કરે છે, પરતુ આ જીવ બિચારો ધર્મક્રિયામા પણ સસાર ચલાવે છે, એટલે સાસારિક ભાવ—પૌદ્ગલિક ભાવનોત્યાગ કરી શકતો નથી, અને તે વખતે અહકાર આવે છે કે અહો! મારા ઉપદેશથી આ ધર્મ કરે છે, મારો હુકમ માને છે, હુ રાજા જેવો છુ વિગેરે

અત્ર તારો હુકમ માને છે, એમ લાગે છે પણ વસ્તુતાએ તેમ નથી, સિપાઇ વારટ લઇને આવે તો તાબે થનાર પ્રાણી સિપાઇના હુકમને તાબે થતો નથી, પણ માજીસ્ટ્રેટ તરફથી નીકળેલા વારટને તાબે થાય છે, તેમ તારી પાસે ધર્મનુ વારટ(જિનેશ્વર મહારાજના વચન રૂપ સિક્કો અને તેઓએ પહેરવા ફરમાવેલ વેશરૂપ [1]યુનીફોર્મ) છે તેને જ તેઓ તાબે થાય છે, અને તેને જ માન આપે છે એમા તારા અગત માનની માન્યતા હોય તો એ બન્ને તારી પાસે નહોતા તે વખતની તારી અગાઉની સ્થિતિ તપાસી લે, યાદ કર

શ્રી ઉપમિતિ ભવ પ્રપચના પીઠબધમા ગ્રથ કર્તા શ્રીસિદ્ધર્ષિગણિ પોતાનુ ચરિત્ર આપે છે, તેમા નિષ્પુણ્યક નામનો પોતાનો રક જીવ ગુરૂના પ્રસાદથી સાધુભાવ પામે છે ત્યારે પાછો અહકાર કરી કેવો અધ પાત પામે છે એનુ સ્પષ્ટ ચિત્ર આપ્યુ છે (જુઓ મૂળ પૃષ્ઠ ૧૪૨ ભાષાતર પૃષ્ઠ ૧૬૫) અને વાસ્તવિક હકીકત પણ એજ છે વિષય કષાય મિશ્રિત દભથી ગમે તેટલી ધર્મકરણી કરવામા આવે તેમા કાઇ લાભ નથી એમા પુણ્યબધ થાય તો તે પણ સસાર છે માટે પૌદ્ગલિક ફળની અપેક્ષા રાખ્યા વગર શુદ્ધ અધ્યવસાયથી ધર્મક્રિયા કરવી અભિમાનથી તો આ જીવ અનેક વખત ધન ખર્ચે છે, ક્રિયા કરે છે, કષ્ટ વેઠે છે, અને પ્રાણાત ઉપસર્ગો પણ ખમે છે, પરતુ એનો આશય શુદ્ધ નથી તેથી તેવી ફળ પ્રાપ્તિ થતી નથી ૩૬

૧ દરેક પોલીસ અથવા લશ્કરીને હોદ્દાની રૂએ પહેરવો પડતો એક સરખો ડ્રેસ.

ભેખ માઇ તો ભેલ પડી છે તે કાલિગાનુ કામ,
બાજીમા રાજી થઇ બેઠા ત્યાથી ઉઠયા રામ,
ત્યાથી ઉઠયા રામ તે કોપી વાસે લાજ ધર્મની લોપી,
કહે ગોવિંદરામ સંત થઇને મતિ બગડી છે,
ભેખ માઇ ઇનો ભેલ પડી છે તે કાલિગાનુ કામ. ૯૫

જ્યા કામ ક્રોધ ને લોભ રહે છે એ પ્રગટ નર્કનો પંથ,
એ માર્ગે તો અંધા ચાલે પણ કેદિ ન ચાલે સંત,
કેદિ ન ચાલે સંત તે કેવા ધ્રુ પ્રહલાદ સનકાદિક જેવા,
કહે ગોવિંદરામ એમ ગીતા કહે છે,
જ્યા કામ ક્રોધ ને લોભજ રહે છે એ પ્રગટ નર્કનો પંથ ૯૬

બગડયા એ બાવો ને બાવી નવરાં લે છે નામ,
કલંક ભર્યા કાનજ કુકી કઇંક બગાડયા ગામ,
કઇંકે બગાડયા ગામ તે કેવા અંધ ગુરૂ તેના ચેલા પણ એવા,
કહે ગોવિંદરામ ગુરૂની ગમનો નાવી,
બગડયા એ બાવો ને બાવી નવરા લે છે નામ ૯૭

ભેખમાઇ ભડવાપણુ પેઠુ ખોઇ ધરમની લાજ,
આગળ તો કાંઇ એવુ નોતુ પણે એવુ મંડાણુ આજ;
એવુ મંડાણુ આજ શે માટે કામ ક્રોધ ને લોભ તે માટે,
કહે ગોવિંદરામ બન્લાનુ બેઠુ,
ભેખમાઇ ભડવાપણુ પેઠુ ખોઇ ધરમની લાજ. ૯૮

મોર ગુરૂ ને વાસે ચેલા નવરા નરકે જાય,
ગુરૂ મરીને શ્વાનજ સર્જે શિશ ગીંગોડા ખાય,
શિષ ગીંગોડા ખાય તે શામાટે ઠગીને દ્રવ્ય લીધુ તે માટે,
કહે ગોવિંદરામ જમપુરીમા પહેલા,
મોર ગુરૂ ને વાસે ચેલા તે નવરા નરકે જાય ૯૯

શીતલદાસ પણ બળતી સગડી બડબડ કાઢે બોલ,
જ્ઞાન ગુથી તે જાણે નહીં જાણીયે ભુકયો ખોલ,
જાણીયે ભુકયો ખોલ તે ખોલો ને રેણી કરણીની કોરનો પોલો,
કહે ગોવિંદરામ બાવું પેઠુ તેનુ ઘર ગયુ બગડી,
શીતલદાસ પણ બળતી સગડી બડબડ કાઢે બોલ ૧૦૦

આ પ્રમાણે ધર્મના નામે દુનિયાને અનાચાર અને અધર્મમા દોરી જનાર

સંસારમાં કોઇ પણ જાતનો મોહ કે મમત્વ રહી જવાથી અથવા સાધુ અવસ્થા પ્રાપ્ત થવા છતાં ત્યાજ્ય કરેલ ભાવનામાં વૃત્તિ જવાથી તેવા અર્ધદગ્ધ સાધુની શી સ્થિતિ થાય તે જાણવાને આ અધિકાર લખવામાં આવે છે

## અસ્થિર ચિત્તમાં અશાંતિ

### अनुष्टुप्–(१-२)

वने रतिर्विरक्तानां, रक्ताना च जने रतिः ।
अनवस्थितचित्ताना, न वने न जने रति. ॥१॥

સંસારથી વિરક્ત પુરૂષોને વનમાં આનંદ રહે છે સંસારમાં આસક્ત પુરૂષોને જનસમાજમાં આનન્દ રહે છે, અને અસ્થિર ચિત્તવાળાઓને તો અરણ્ય અગર જનસમાજ બન્નેમાં આનન્દ હોતો નથી ૧

## હિત શિક્ષાનો દુરૂપયોગ

अपथ्यसेवको रोगी, सद्वेषो हितवादिषु ।
नीरोगोऽप्यौषधप्राशी, मुमूर्षुर्नात्र सशय ॥२॥

રોગી છતા જે પુરૂષ અપથ્ય-રોગોત્પાદક પદાર્થોને સેવે છે અર્થાત્ તેવા ભોજનાદિ ઉપયોગમાં લે છે અને જે પુરૂષ હિત-કલ્યાણકારક ઉપદેશ આપનારાઓમાં દ્વેષ રાખે છે તથા જે પુરૂષ નીરોગી છતાં ઔષધો ખાધા કરે છે આ ત્રણેય પુરૂષો મૃત્યુને ચાહનારા છે તેમાં સંશય નથી ૨

## ગુરૂ ગુરૂમાં રહેલો તફાવત

### उपजाति

काष्ठे च काष्ठेऽन्तरता यथास्ति दुग्धे च दुग्धेऽन्तरता यथास्ति ।
जले जले चान्तरता यथास्ति, गुरौ गुरौ चान्तरता तथास्ति ॥३॥

જેમ કાષ્ઠ કાષ્ઠમાં તફાવત છે એટલે એક કાષ્ઠ-લાકડુ થોડી કિંમતે મળે છે, અને બીજું લાકડું તેનાથી સો ગણી કિંમતે પણ તેટલું મળી શકતું નથી, જેમ દૂધ દૂધમાં તફાવત છે અને જેમ પાણી પાણીમાં અન્તર છે તેમ ગુરૂ ગુરૂમાં પણ તફાવત છે ૩

## અધિકારનું સ્થાન

### मन्दाक्रान्ता

प्राप्त पुण्णो भवति महिमानोपतापाय यस्मात्,
कालेनास्त क इह न गताः के न यास्यन्ति चान्ये ।

कीया है के "नीम हकीम खतरये जान, नीम मुल्ला खतरये इमान!" यानी आधा हकीम जानको जोखममें डाल देता हय, और अर्धदग्ध धर्मगुरु धर्मका नाश करनेवाला होता हय. दुर्भागी भारतवर्षमें इस कहावतकी सत्यताका हम आजकल प्रत्यक्ष अनुभव कर रहे हयें. साधु नामधारी शयतान अयसे दाभिक और गलकट्टे होते हयें के परमात्मा बचावे! अनेक प्रकार के पाखंडोंका विस्तार करके अज्ञान पुरुष वर्ग और भाविक स्त्रीवर्गको वो भ्रममें डाल देते हयें, और उन्के धन, शील, तथा सर्वस्वका हरण करके स्वय महात्मा बने अमनचमन उडाते हयें. सिर्फ इतना ही नहीं, बर्नो साधु–अहिंसा परमो धर्मका प्रतिपादन करनेवाले साधु–मनुष्य हिंसा और स्त्रीहत्या करनेको तो अपना परमधर्म मानते हयें– कहिये महाशय! अयसे साधुओंको आर्यावर्त्तमें होना क्या आर्यावर्त्त के उदयका चिह्न हय? मयें अयसेही एक सयतान साधुका चेला था, और अपनी अज्ञानावस्थामें शयतान गुरुकी आज्ञानुसार मयें खुद अयसे कनिष्ट कर्म करता था–मगर जब आखो खुली तो अयसे कर्मो पर तिरस्कार तथा धिक्कार होने लगा. गुरु शिष्य के सबधका तोड डाला और पवित्रतामें जीवनको व्यतीत करके जनसमाजको अयसें साधुओंके कपट जालसे बचनेका मार्ग दिखला देनेका निश्चय कर लिया मोरी सर्व महाशयाओंका यही प्रार्थना हय के किसी साधुमें विश्वास करते समय पात्र अपात्रका विचार करो, अधश्रद्धालु न बनो, और विना कारण दीन करके धनका नाश न करो. अपात्रको दान देनेसे मनुष्य पाप भागी होता हय, ये क्या आप नहीं जानते? मगर आजकल बहुधा रेशमकी गदी उपर बयठने वाले हाथीकी स्वारी करनेवाले, व्यभिचारमें रत रहने वाले, और वैभवोंके भोगनेवाले कुपात्र साधुओंकोही दान दिया जाता हय, और सचे साधुओंका वो दाभिक न होने के कारण अपमान किया जाता हय यही कहावत ठीक मालुम होती हय के 'भरेको सब कोइ भरता हय, और गरीबोंको देना हो तो तीनपाच करता हय.' रुग्ण, अन्नवहीन तथा साधनहीन किंवा सुशील कर्त्तव्यपरायणोंका परिपालन करो उन्के दुःखोंका क्षालन करो; परतु पापी कलकित साधुओंके सगका त्याग करो–उन्के दर्शनसे दुर रहो; नहीं तो जिन्दगीकी बरबादी होगी, और हर घरमें और सारे मुलकमें खाना खराबकी आबादी होगी–"

## સાધુવેષના આડબરની નિંદા.

### शार्दूलविक्रीडित (१ थी ४)

कट्या चोलपटं तनौ सितपटं कृत्वा शिरोलुञ्चनं,
स्कन्धे कम्बलिकां रजोहरणकं निक्षिप्य कक्षान्तरे ।
वक्त्रे वस्त्रमथो विधाय ददतः श्रीधर्मलाभाशिषं,
वेषाडम्बरिणः स्वजीवनकृते विद्मो गतिं नात्मनः ॥१॥

કેડ પર ચોલપટ્ટાને ધારણ કરીને, શરીરપર શ્વેત વસ્ત્ર (કપડા) ઓઢીને, મસ્તકનો લોચ કરીને, ખાંધે કામળી રાખીને, બગલમાં રજોહરણ (ઓઘો) નાખીને, તથા મુખ ઉપર વસ્ત્ર (મુખવસ્ત્રિકા) રાખીને શ્રી ધર્મલાભ એવા આશીર્વાદને દેતા તથા પોતાની આજીવિકાને માટે વેશનો આડબર કરતા એવા આત્માની (જીવની) કઇ ગતિ થશે ? એ અમે જાણતા નથી ૧

## પરિગ્રહની નિંદા

वस्त्रं पात्रमुपाश्रयं बहुविधं भक्ष्यं चतुर्धौषधं,
शय्यापुस्तकपुस्तकोपकरणं शिष्यं च शिक्षामपि ।
गृह्णीमः परकीयमेव सुतरामाजन्म वृद्धा वयं,
यास्यामः कथमीदृशेन तपसा तेषां हहा निष्क्रयम् ॥२॥

ઘણા પ્રકારના વસ્ત્ર, પાત્ર, ઉપાશ્રય, ચાર પ્રકારનો આહાર, ઔષધ, શય્યા, પુસ્તક, પુસ્તકના ઉપકરણ (સાપડા, પાટલી વિગેરે), શિષ્ય અને ઉપદેશ, આ સર્વ પારકી વસ્તુનેજ જન્મથી આરભીને અમે વૃદ્ધો અત્યંત ગ્રહણ કરીએ છીએ, એટલે કે દીક્ષા ગ્રહણ કરી ત્યારથી આરભીને અત્યારે વૃદ્ધ થયા છીએ ત્યા સુધી પારકી વસ્તુઓજ ગ્રહણ કરી છે તો અહો ! તે સર્વ વસ્તુના નિષ્ક્રયને (ઋણ રહિતપણાને) આવા તપથી અમે શી રીતે પામશુ ? અર્થાત્ કાંઇપણ ઉત્કૃષ્ટ તપ કરતા નથી તેથી ત લીધેની વસ્તુઓનો પ્રતીકાર કોઇ રીતે પણ થઇ શકશે નહીં ૨

## પાખડની નિંદા.

अन्तर्मत्सरिणां बहिः शमवतां प्रच्छन्नपापात्मनां,
मद्यम्भःकृतशुद्धिमद्यपरणिग्दुर्वासनाशालिनाम् ।
पाखण्डव्रतधारिणां बकदृशां मिथ्यादृशामीदृशां,
वद्धोऽहं धुरि तावदेव चरितैस्तन्मे हहा का गतिः ॥३॥

* ૧ થી ૩ કાવ્યમાના ગુચ્છક સાતમો

અત્યંત નિંદ્ય રાગ્યુત્સવ વ્યભિચારમય વિધિ—સાથે એ પૂજાનો અંત થાય છે એ શાક્તવિધિ શ્રીચક્ર અથવાતો પૂર્ણાભિષેકના નામથી ઓળખાય છે

ખરી રીતે જોતા એ અપવિત્ર વિધિઓનો મૂળ તંત્રોમા નિષેધજ કરાયલો છે, છતા વામમાર્ગીઓએ વિધિને પરમ ઇષ્ટ વિધિ માને છે અને એમા પૂર્ણ ભાવના રાખે છે

આર્યાવર્ત્ત મા એ શક્તિધર્મના અનુયાયિ જનોની સંખ્યા ઘણીજ મોટી છે અને તેમા પણ બ્રાહ્મણોનુ પ્રમાણ વિશેષ છે એ શાક્તધર્મમા થિઓસોફિલ સોસાયટી અને સ્વામી નારાયણના પંથ પ્રમાણે સર્વ જાતિ કે ધર્મનો ભેદ ન માનતા સર્વને સમાન ગણવામા આવે છે બહાર જુદી જુદી જાતિના અને જુદા જુદા ધર્મના લોકો પોતાના જાતિભેદ કે ધર્મભેદને ધારણ કરે છે, અને પોતે શાક્ત નથી એમજ બતાવે છે પરંતુ સિંદુરના તિલક અને કટિએ લાલ રેશમના કકડાથી તેઓ શક્તિ તરીકે તરત ઓળખાઇ આવે છે

દક્ષિણાચારી અને વામમાર્ગીઓ ઉપરાંત શાક્તોનો એક બહુજ અશ્લીલ ત્રીજો પંથ પણ છે અને તે 'કાચુલીય' માર્ગના નામથી પ્રસિદ્ધ છે એ કાચુલીય માર્ગનો દક્ષિણ દેશમા વિશેષ પ્રચાર છે ગુજરાત અને કાઠિયાવાડમા એ પંથને ચોળી માર્ગના નામથી ઓળખવામા આવે છે એ પંથવાળાઓની ધર્મક્રિયાઓ કૌલ અથવા વામાચારીઓ જેવીજ છે માત્ર એક વિશેષ વિધિથી એ પંથ બીજા શાક્ત પંથોથી ભિન્ન છે સ્ત્રી મૈત્રીના પ્રબંધિઓને પુરૂષ સાથે મેળવી દેવી અને દેવીભક્તોમા સ્ત્રીઓના સમુદાયનો વધારો કરવો એટલુંજ નહી, પણ જે સ્વાભાવિક લજ્જાબંધન હોય તેને પણ તોડીને નિરંકુશ થઇ વર્તવુ એવો એ વિધિનો આશય છે એમ કહેવામા આવે છે કે એ કાચળીયા રથવાળાના ધર્મ વિધિના સમયમા સર્વ સ્ત્રીઓ પોતપોતાની ચોળીઓ ઉતારીને ગુરૂના અધિકારમા ત્યા પડેલી એક પેટીમા મૂકે છે જ્યારે સાધારણ ધર્મક્રિયાની સમાપ્તિ થાય છે, ત્યારે પ્રત્યેક પુરૂષ તે પેટીમાથી એક એક ચોળી ઉપાડી લે છે જે સ્ત્રીની ચોળી જે પુરૂષના હાથમા આવે, તે સ્ત્રી ગમે તો તે પુરૂષની નિકટતમ સંબંધીની એટલે કે ભગિનિ કે પુત્રી હોય તોપણ તેટલા સમયને માટે તે પુરૂષના કામ વ્યાપારની ભાગિની થાય છે એટલે નિસર્ગકૃત નીતિના સ્વાભાવિક દુર્ગને પણ એ વિધિથી તોડી નાખવામા આવે છે

મકરાણ પ્રદેશમા જે હિંગુલા દેવીનુ સ્થાન આવેલુ છે, તે બહુધા વામમાર્ગીઓ અને એ કાચળીયા પંથના દેવીભક્તોનુંજ તીર્થસ્થાન છે।। પ્રતિવર્ષ ત્યા હજારો શાક્ત મતવાદીઓ યાત્રા માટે જાય છે જે પ્રદેશમાં એ સ્થાન આવેલુ છે ત્યાની ભૂમિમા પરવાળા જેવા એક જાતના દાણા થાય છે અને તેનો રંગ લાલ

પસ્યા ખર્ગની ધારા જેવી ભાસે છે, સ્વાધ્યાય (સઝાયધ્યાન) કાનમા સોય જેવો ભાસે છે, અને સયમ (ચારિત્ર) યમરાજની જેવો વિષમ ભાસે છે ૫

આમ પશ્ચાત્તાપ દર્શાવતા **સાધુઆત્મનિદા** અધિકાર પૂર્ણ કરવામા આવે છે

# गुरु गृहस्थ भेद–अधिकार

સાધુ પુરૂષોને ત્યાગગુણ એટલો તો મહાન્ છે કે તેથી તેમનામા રહેલ તેજ અલૌકિક પ્રભાવશાળી જોવાય છે કેટલાકનુ માનવુ છે કે સસારમા ગૃહસ્થ તરીકે રહીને પણ લોભ, માન, માયા વિગેરે દુર્ગુણોનો ત્યાગ કરવાથી પવિત્ર અને પ્રભાવશાળી જીવન પ્રાપ્ત થઇ શકે છે પરતુ તે બાબતમા કેટલેક અશે ભૂલ છે અલબત એટલુ ખરૂ છે કે સદ્ગુણના સેવનથી ગૃહસ્થજીવન પ્રસશનાય લેખાશે પરતુ ગૃહસ્થજીવનમા રહ્યા થકા જૂદા જૂદા પ્રસગોમા વ્યવહાર દૃષ્ટિએ આવરણો આવી પડવાથી તેવા નિર્મોહજીવનમા કવચિત્ અતરાય આવી પડવાના દરેક સભવ રહે છે અને તેથી ગૃહસ્થને ગુરૂપદની ઉપમા વાસ્તવીક રીતે ઘટી શકતી નથી મત લબ કે ગુરૂપદને યોગ્ય થવા માટે પ્રથમ ત્યાગની જરૂર છે તેથી ગૃહસ્થ ગુરૂ કહી શકાય નહિ તેની ખાત્રી માટે આ અધિકાર લખવામા આવે છે

*પ્રશ્ન—આપે પ્રથમ સમ્યકત્વ પ્રાપ્તિના પ્રસગમા કહ્યુ છે કે–તે જીવ-શુદ્ધ તત્ત્વના ઉપદેશક નિરારભી ગુરૂ વિના અનેરા ગૃહસ્થાદિકને વિષે ગુરૂભાવ લાવે નહીં, તો ગૃહસ્થ, ગુરૂભાવને યોગ્ય ન હોય તેથી તેમ કહ્યુ છે કે કોઇબીજા કારણથી કહ્યુ છે?

ઉત્તર—મુખ્યપણે તો ગૃહસ્થ ગુરૂભાવને યોગ્ય જ નથી ગુરૂ શબ્દનો અર્થ શાસ્ત્રમા એમ કર્યો છે કે–ધર્મ વસ્તુતત્ત્વના જાણુ, ધર્મના જ કરનાર, ધર્મમા સદા રહેનાર અને ધર્મના જ ઉપદેશક જે હોય તેને ગુરૂ કહીએ એ કહેલા ગુરૂના લક્ષણ ગૃહસ્થમા હોય નહીં તેથી તેનામા ગુરૂભાવની યોગ્યતા નથી એમ અમે કહ્યુ છે

પ્રશ્ન—રજોહરણાદિ મુનિના ચિન્હ ધારણ ન કરવાથી ગૃહસ્થમા ગુરૂપણુ નથી કે કોઇ જ્ઞાનાદિકના અભાવના કારણથી નથી?

ઉત્તર—હે ભદ્ર! વેષનો અભાવ તો સર્વ મનુષ્યો દેખી શકે છે તેમા વિશેષ શુ? પણ ધર્મ-વસ્તુતત્ત્વના જાણુ એ પ્રથમ કહેલુ ગુરૂનુ લક્ષણ તેનામા હોતુ નથી તેથી તેનામા ગુરૂપણુ નથી

*तत्त्वज्ञाता

કહેવાય છે બાકી, હાથીના દાતની પેઠે દેખાડવાના પણ ન્યારા, અને ચાવવાના પણ ન્યારા છે, તેમના નામને તો દોઢ ગાઉનો નમસ્કાર! ! ભો ભવ્યો વિવેક ચક્ષુ ખોલી સુગુરૂ અને કુગુરૂ-સાચા ધર્મગુરૂ અને ધર્મ ઠગને બરાબર ઓળખી લોભી, લાલચુ, અને દ ભી, કુગુરૂનો કાળા નાગની માફક સર્વથા ત્યાગ કરી, અશરણ શરણ ધર્મ-ધુર ધર અને સિ હ કિશોર સમાન સમર્થ સાચા સર્વજ્ઞ પુત્રોનુ પરમ ભક્તિ ભાવે સેવન કરવા તત્પર થાઓ ? જેથી સર્વ જન્મ જરા અને મરણની ઉપાધી ટાળી,તમે અ તે અક્ષય પદ વરી શકો ? ઉત્તમ સારથી કે ઉત્તમ નિયામક જેવા સદ્દગુરૂનાજ દઢ આલ બનથી પૂર્વે પણ અસ ખ્ય પ્રાણીયો આ દુ ખમય સ સારનો પાર પામ્યા છે આપણને પણ એવાજ મહાત્માનુ સદા શરણ હો ! એવા પરોપકારશીલ મહાત્મા કદાપિ પ્રાણાતે પણ પરવ ચન કરેજ નહીં કિ તુ જગતને એકાંત હિતકારીજ હોય

## મનન કરી ધારણ કરવા યોગ્ય વિચારશ્રેણિ

*પોતાના મનમા મસ્ત રહેવુ, જગતની પરવા કરવી નહિ, કઇ પણ કામકાજ કરવુ નહિ, આળસમાં દિન વ્યતીત કરવા કે ધર્મને નામે મિથ્યાચાર સેવવા એને સાધુપણુ કેટલેક સ્થળે સમજવામા આવે છે

જીવનમા પ્રમાદ, આળસ, અવ્યવસ્થા, સ કુચિતતા વ્યગ્રતા અને ચિ તાએ ધામા નાખ્યા છે, કર્તવ્ય નિષ્ઠા, શ્રદ્ધા, ઉદારતા, પ્રેમ અને સત્યનિષ્ઠાને સ્થાને તેમનામા કર્તવ્ય વિમુખતા, વ્હેમ, સ્વાર્થ, સ કોચ, મોહ, કૃપણતા, પ્રપ ચ અને પ્રતારણાએ પ્રવેશ કર્યો છે, કેટલાક સ્થળેતો બહારના આડ બર, દ ભ અને ડોળના જ નાટક ભજવવામા આવે છે તોપણ શ્રદ્ધાનુ તત્વ આપણ લોકને પર પરાએ માતાના ધાવણની સાથેજ મળતુ હોવાથી એ જીવન પ્રત્યેની આપણી સન્માનવૃત્તિને લીધેજ હજી એ જીવન સુધારી લેવામા આવે તો બહુ સારૂ કામ કરી શકે એમ છે

પ્રત્યેક સુવચારક જાણે છે કે, કોઇ પણ સમાજની કે ધર્મની ઉન્નતિ, પ્રચાર, કે અવનતિનો આધાર તેના ઉપદેશક વર્ગ ઉપર રહે છે, અને ધાર્મિક ઉન્નતિ વિના સામાજીક સુધારણાની આશા વ્યર્થ છે સ સારિક અભ્યુદય અને પારમાથિ ક નિ શ્રેયસ્ ના ઉપદેશો યોગ્ય અચાર્યોદ્વારા નીકળતા અને શાસન ઉન્નત અવસ્થાએ પહોચતુ એ વાત પણ આપણા ઇતિહાસથી સુસિદ્ધ છે જ બુસ્વામી, ભદ્રબાહુસ્વામી, હેમચદ્રાચાર્ય, હરિભદ્રસૂરિ, મુનિસુ દર વગેરે આચાર્યોના પ્રયાસ પ્રત્યેક જૈન ધર્માભિમાનીને સુવિદિત જ હશે કાળે કરી ઉપદેશક વર્ગમા શિથિલતા આવી, ગચ્છભેદના કલહ વધ્યા, પરસ્પર વિદ્વેષના બીજ રોપાયા, ઉપદેશક વર્ગ તરફથી તેમા જળ સિ ચન થતુ ગયુ, એક જૈન ધર્મ અનેક શાખા પ્રશાખામા વ્હેચાઇ ગયો, સ ઘ શક્તિ-સ ગુકતબળ છિન્ન ભિન્ન થઇ ગયુ, અને વ્યવહાર તેમ પરમાર્થના તેમ જૈન

*શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ હેરલ્ડ ઓગષ્ટ, સપ્ટેમ્બર ૧૯૧૩

ગુરૂનુ બીજુ લક્ષણ કહ્યુ છે તેનો પણ તેનામા અભાવ છે વળી સાધુ, માત્ર ધર્મોપદેશના કરનારા છે તેમ ગૃહસ્થ, માત્ર ધર્મોપદેશના કરનારા નથી, તેઓ તો સાસારિક ઉપદેશ પણ કરે છે તારે પુત્ર નથી માટે બીજી સ્રી પરણ, તારી પુત્રી મોટી થઇ છે તેના લગ્ન કર, દાણાનો, ઘીનો, તેલનો અથવા કપાસ વિગેરેનો બજાર તેજ થવાનો છે તેથી તેની ખરીદી કર ઇત્યાદિ અનેક આરભના પણ કહેનારા હોય છે તેથી ધર્મોપદેશકરૂપ ગુરૂના ત્રીજા લક્ષણનો પણ તેનામા અભાવ છે, તથા જેમ સાધુ રાત્રિ દિવસ ધર્મ વ્યાપારમાજ રહે છે તેમ ગૃહસ્થ રાત્રિ દિવસ ધર્મ વ્યાપારમા વર્તતા નથી, તેઓ કવચિત્ દેવપૂજાદિ ધર્મ કાર્યમા રહે અને કવચિત્ સ્નાન ભોજન કામ વિલાસ વ્યાપાર રોજગારાદિ ,પાપ કાર્યમા પણ પ્રવર્તે છે તથા ધર્મમા સ્થિતિરૂપ ગુરૂના ચોથા લક્ષણને પણ તેનામા અભાવ છે એટલે ' धर्मज्ञो धर्मकर्ता च धर्मोपदेष्टा धर्मस्थो गुरुरुच्यते ' એ ચાર લક્ષણનો અભાવ હોવાથી ગૃહસ્થ ગુરૂ થઇ ન શકે

**પ્રશ્ન**—હે મહારાજ ! સાધુ પણ આહારાદિક તો કરે છે ભિક્ષા લાવ, વસ્રાદિ ધોઇ આપ, એમ શિષ્યોને આજ્ઞા કરે છે, એટલે સ્વાપ ઉપદિશે છે, નિદ્રાદિકમા રહે છે, એટલે આપે કહેલા ચારે લક્ષણ સાધુમા પણ નિરતર ઘટતા નથી, તેનામા પણ ગુરૂપણુ ઘટી શકશે નહીં

**ઉત્તર**—હે ભવ્ય ! સાધુઓનુ શરીર ધર્મનુ સાધન છે શરીર વિના ધર્મ સાધી શકાય નહીં તેથી તે શરીરને ટકાવવાના કારણરૂપ આહારને, વસ્રપાત્રાદિ ઉપકરણ ગવેષીને લાવવા ધોવા શિવવા પડે છે તેમજ બહિર્ભૂમિગમન નિદ્રાકરણ વિગેરે કરવુ પડે છે પણ તે સર્વ તેને ધર્મ ફલનેજ છે તેથી તેઓ રાતદિન ધર્મ વ્યાપારમાજ રહે છે એમ સમજવુ, માટે તેનામા કહેલા લક્ષણો ઘટી શકે છે

**પ્રશ્ન**—હે મહારાજ ! પૂર્વકાળના ઉત્તમ સાધુઓ તેવા હતા તેથી તેમના બધા કૃત્યો ધર્મ કૃત્ય તરીકે કહી શકાય પણ આ કાળમા તો શરીરને રૂષ્ટ પુષ્ટ કરનારા શોભનિક રાખનારા, હીના, શિથિલ વિહારી, પાસથ્થા ઘણા દેખાય છે, ખરે ખરા સાધુ દેખાતા નથી, તેથી તેમના કરતા તો ગૃહસ્થ ગુરૂ શુ ખોટા છે ?

**ઉત્તર**—હે ભદ્ર એવા વચન ન બોલવા, એમ બોલવાથી મહા દોષ લાગે પાચમા આરાના અત સુધી વીર ભગવાને ચતુર્વિધ સઘની સ્થિતિ કહી છે વળી તુ રૂષ્ટ પુષ્ટ વિગેરે વિશેષણોવાળાને દેખીને ભડકે છે પણ શાત પરિણામ કરી તેનો હેતુ સાભળ-પૂર્વકાળે ભરતક્ષેત્રમા પાચે પ્રકારના નિયઠા એટલે નિગ્રથ વિચરતા હતા પરતુ આગમમા આચાર પ્રાયે કષાય કુશીળ નિગ્રથોને ઉચિત પ્રરૂપ્યો છે કારણ કે તે મધ્યમ નિગ્રથ હોય છે આ પાચમા આરામા તો બે પ્રકારના નિયઠાજ વિચરે છે બુક્કસને કુશીલપડિસેવી તેમા બુક્કસઆગમ બોધાદિ ગુણે કા

દેશકાળ પરિસ્થિતિમા નામ લાગી શકે તેવી ઉત્તમ છે આ ધર્મે સ્ત્રીઓને વીસરી નથી, મોક્ષનો અધિકાર તેના હાથમાથી છીનવી લીધો નથી તેને પણ પરમ ગતિ પામવાનો અધિકાર સ્વીકાર્યો છે, અને વિવેક વિરાગ સપન્ન મોક્ષેચ્છુ તેમજ શાસ્રોક્ત લક્ષણ યુક્ત સ્ત્રી ઇચ્છાનુસાર પુરૂષની પેઠેજ દીક્ષા લઇ શકે છે આવા સાધ્વીના વર્ગ માટે કેટલાક ઉચા પ્રકારના બધારણો બાધવમા આવ્યા છે ઉપદેશનો લાભ સ્ત્રી વર્ગ ચોક્કસજ મર્યાદામા પામી શકે છે, તેમનો સહવાસ અમુક નિયમો બાધી ન રહી સેવી શકે છે અર્થાત્ એ વર્ગનો વધારે લાભ લઇ શકાય એમ નથી આ શ્રાવિકા વર્ગની ઉન્નતિ માટે સાધ્વીનો વર્ગ બધાયો છે સસારની કટુતામા સ્ત્રી વર્ગ તરફથી વધારો નહિ પણ ઘટાડો કરવા, તેને સ્વર્ગમય બનાવવા, સ્ત્રીના કર્તવ્ય તેને યથાવત્ સમજાવવા, કર્તવ્યમા ઉત્સાહ લેતી કરવા, ધર્મ અને નીતિના સસ્કારો ભરવા, તે સાધ્વી વર્ગને કેળવવાની કેટલી અગત્ય છે એ વગેરે બાબતનુ વિવેચન કરવાનો અહિ પ્રસગ નથી એટલે એ સબધમા મૌન રાખવુ પડે છે તોપણ સુવિચારક વિવેકી વાચક જોઇ શકશે કે આ ધર્મ અને નીતિના સસ્કારથી સસ્કૃત થયેલા સાધ્વી વર્ગથી શિખી સ્ત્રી વર્ગ ધાર્મિક અને નીતિમય જીવન શિખી સસાર સુધારી શકે છે, પોતાને અને પોતાના કુટુમ્બીઓને ઉચ્ચ ગતિએ લઇ જઇ શકે છે પુરૂષ અને સ્ત્રી વર્ગ જે રાત્રિ દિવસ સસારના કાર્યના ભારથી દબાએલો, ધર્મ અને પરમાર્થ જ્ઞાન પામી શકવાને અનુકૂળ નહિ તેવી સ્થિતિમા રહેલો છે, તેમને સાધુ અને સાધ્વી વર્ગ કે જે ઉપાધિ રહીત, નચિત છે, ધર્મ અને પરમાર્થના તથા નીતિ અને વ્યવહારના સ્વરૂપને યથાવત્ સમજી તેમ સમજાવી શકે છે, ઉત્તમ પ્રકારના ચારિત્ર શીલ છે, તે ધર્મના સુવ્યવસ્થિત બધારણોને લેઇ પોતાનો લાભ આપે—અભ્યુદય અને નિશ્રેયસ્સાધક ઉપદેશ આપે એ બધારણ કેટલુ બધુ ઉત્તમ છે? ધર્મ, નીતિ, ચારિત્ર સયમ, તપ આદી સાત્વિક વૃત્તિ અને પ્રવૃત્તિઓના વાતાવરણ યુક્ત સ્થાનકો, ઉત્તમ સસ્કાર વાળા સયમી ચારિત્ર શીલ શાસ્રનિર્દિષ્ટ લક્ષણથી યુક્ત સાધ્વી વર્ગ અને શ્રદ્ધા—તત્પરતા-યુક્ત ભોળો ભલો ધર્મ ઉપર રૂચિવાળો શ્રાવક શ્રાવિકાનો વર્ગ આ સર્વનો સુઘટિત સયોગ, અહો આ દર્શન કેટલુ બધુ રમ્ય, આકર્ષક અને રોચક છે? આ કેટલુ બધુ ઉન્નતિકર બધારણ છે? ધન્ય છે તે શાસનના રચનારાઓને! ધન્ય છે તેમની તત્ત્વ ભાવના તથા ક્રિયા—કાડાદિના રહસ્ય જ્ઞાનવાળા ઉપદેશક વર્ગને, કે જેમના પ્રયાસથી, શુદ્ધ સકલ્પોથી સત્ય વિચારોથી જૈનધર્મ એક વખત સર્વોપરી પદને પામી ચૂકયો હતો, અકબર અને જહાગીર જેવા બાદશાહો પાસે પોતાના તીર્થ સ્થળમા હિસા બધ કરવાના પરવાના લેઇ શકયો હતો! એક વખત મ્હોટા મ્હોટા રાજા રાણાઓ આ શાસનની સત્તામા મસ્તક નમાવતા હતા, નિસ્પૃહી ત્યાગી સાધુ

# कुवक्ता–अधिकार.

"વક્તા" શબ્દ કાંઈ થોડી મહત્તાવાળો નથી કારણ કે જગત્‌માના તમામ ધર્મો વક્તા પુરૂષોની વકતૃત્વ શકિતથી વિસ્તારને પામી શકે છે પરંતુ જોઇએ તો વ્યાખ્યાન કર્તાઓમા સુવક્તા ઘણા થોડા હોય છે પણ વિદ્યાભ્યાસને અભાવે અગર તો અંધશ્રદ્ધા કે ગર્વબુદ્ધિથી કુવકતાઓનુ બાહુલ્ય હોય છે, એક નીતિશાસ્ત્રમા કહેલ છે કે —

शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः ।
लक्षेषु जायते दाता वक्ता कोटिषु दुर्लभः ॥

અર્થાત્ સો મનુષ્યમા એક શૂરવીર પુરૂષ નિકળે છે, હજાર પુરૂષોમા એક વિદ્વાન્ પુરૂષ મળી શકે છે, લાખ પુરૂષોમા એક દાતા પુરૂષ પ્રાપ્ત થાય છે, જ્યારે વક્તા પુરૂષ તો ક્રોડ મનુષ્યોમા એક મળવો પણ દુર્લભ થાય છે એટલે વિષય સબન્ધ વિગેરે સાથે ન્યાયથી બોલનાર વક્તા દુર્લભ હોય છે જ્યારે વિષયાન્તર કરી વાર્તાઓના અપ્રાસગિક ગપાષ્ટકો હાંકવા સાથે આડકતરા ગીતો ગાવાવાળા ઘણા પુરૂષો હોય છે અને તે પુરૂષો એમ પણ સમજતા નથી કે–"अनालोकित कार्यस्य वाग्जाल वाग्मिनो वृथा निमित्तादपराद्धेषोर्धानुष्कस्येव वल्गितम् "

એટલે કે જેમ લક્ષ્યથી જેનુ બાણ ખસી ગયુ છે તેવા ધનુષ્યધારીની લડાઈ વ્યર્થ છે, તેમ પ્રસગ વિગેરેના કાર્યની જેનામા જ્ઞાન શક્તિ નથી એવા વાચાળ પુરૂષનુ બોલવુ વ્યર્થ છે આવી રીતે વકતવ્ય તેમ વકતાના ગુણ જ્ઞાન ઉપર ધર્મની મહત્તા અને વિશાળતા આધાર રાખે છે, તેથી વકતાની પીછાણ થવા સાથે કુવકતાના ભેદ સમજી શકાય તેટલા માટે આ કુવકતા—અધિકારનો આરંભ કરવામા આવે છે

### અસભવિત વકતવ્ય.

### अनुष्टुप् (૧ થી ૩)

असम्भाव्य न वक्तव्य प्रत्यक्ष यदि दृश्यते ।
यथा वानरसगीत तथा तरति सा शिला ॥ १ ॥

જો પ્રત્યક્ષ નેત્રથી જોયુ હોય તોપણ જે અસભવિત છે, તે ન બોલવુ જેમ વાનરોનુ ગીત અને શિલાનુ તરવુ અર્થાત્ "પથ્થર તરે છે" તે વાત ૧

(૪) આ વિવેક વૈરાગશીલ, જ્ઞાની, કર્તવ્યનિષ્ઠ મુનિનો કાર્ય પ્રદેશ વિશાળ હોય છે અને વગર બતાવ્યે તે તેમા ઘૂમી શકે છે અને ઉચ્ચતમ પરિણામો લાવે છે

જ્યા જ્યા વિહાર કરવાનો હોય ત્યા ત્યા લોકોની સ્થિતિ, ધર્મરૂચિ, જરૂરીઆતો વગેરેનુ, જ્ઞાન મેળવી, પછી લાગો વિચાર કરી તદનુસાર ઉપદેશ પદ્ધતિ રાખવી અને કઇને કઇ સારૂ કામ કરાવવુ.

ધર્મની કેળવણીનો, પુસ્તકાલયોનો, સદ્દજ્ઞાનનો પ્રસાર કરવો ધર્મવૃત્તિને સતેજ બનાવી સમાજમા ધર્મવૃદ્ધિ કરવી

કુસપ, વિદ્વેષ, ઝઘડા, તડ વાધાનો સમૂળ નાશ થાય તે માટે બનતા પ્રયાસ કરવા

શાસ્ત્ર જ્ઞાન પામી તેનુ રહસ્ય લોકોને સમજાવી ધર્મને નામે ચાલતી કેટલીક વિનાશક રૂઢિઓનો નાશ કરવો, લોકોને ભ્રમમાથી કાઢી સાચી હકીકતથી વાકેફ કરવા

સાધુશાળા અને સાધ્વીશાળા ખોલાવવી તથા સાધુ સાધ્વીનો વર્ગ ઉચ્ચ પ્રકારનો નીવડે એવા પ્રયાસ લેવા

નમાલા ગ્રથો બહાર પાડવાની જગત્‌ની જૂઠી મ્હોટાઈ મેળવવાની, અને જે પ્રવૃત્તિ સામાન્ય ગૃહસ્થો પણ મેળવી શકે તેવી પ્રવૃત્તિઓમા પડી કવિ–પડિત–લેખક ગ્રથકાર કહેવડાવવાની લાલસાને અટકાવી માગધી અને સસ્કૃત ભાષામા નિષ્ણાત થઇ ધર્મ શાસ્ત્રોના ગભીર રહસ્યોના ચિતનમા મસ્ત થઇ અપૂર્વ તત્વો બહાર લાવી નવીન પ્રકાશ પાડવો ઉડા ઉતરી ખરા મોતી બહાર લાવવા, સપાટી ઉપર તરવાથી કે કાંઠે કાંઠે રખડવાથી તો નમાલા શખલા અને કોડીઓજ મળશે આવા શખલા અને કોડીથી રમવાની બાલ રમતો મુનિને શોભે નહિ

ધર્મના પ્રદેશમાથી પ્રપચ, પાખડો દૂર કરવા

પ્રજાના હિત શોધનમા નિષ્કામ ભાવે મસ્તિષ્કનુ વ્યય કરવુ

જૈન સમાજમાથી યોગનુ નામ જતુ રહ્યુ છે યોગનો ઉપદેશ તો કોઇકજ સ્થળે થતો હશે તો આપણુ એક કર્તવ્ય છે યોગ સાધવાને મુનિઓને કેટલીક અગવડો છે ખરી, પણ એક એવુ આસમડળ સ્થાપી એકાત સ્થળમા એ શાસ્ત્રનો અભ્યાસ થાય, કઇંક અનુષ્ઠાન થાય, અને યોગ–વિદ્યા ખીલે તો અવશ્ય કઈ સિદ્ધિ જણાય આ વિષય એવો છે કે તેના પર વિસ્તારથી લખવાની જરૂર છે સુજ્ઞ મુનિવરો વિચારશે.

લેખક પોતાને ઉચ્ચસ્થાને બેસાડી કર્તવ્યનો ઉપદેશ આપવાનુ ઘમડ નથી ધરાવતો, તે પણ એક સાધારણ વ્યક્તિ છે તેને ઇચ્છાઓ મહાન્ છે ખરી, એ ઇચ્છા પાર પાડવાની અનુકુળતા તેને હાથ નથી આવી ઇચ્છાના વેગે આ લેખને જ

## નાટ્ય શાસ્ત્રોથી સંભાળવાની જરૂર.

## उपजाति. ( ६ थी ८ )

किं मोदसे पण्डितनाममात्राद्, शास्त्रेष्वधीती जनरञ्जकेषु ।
तत्किंचनाधीष्व कुरुष्व चाशु, न ते भवेयेन भवाब्धिपातः ॥ ६ ॥

મનુષ્યોને માત્ર રંજન કરનારા નાટકાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરનાર તું "હું પંડિત છું" આવા નામ માત્રથી શું આનન્દ પામી રહ્યો છે? અર્થાત્ તે બધા શાસ્ત્રો મોક્ષ માર્ગમાં કાંઈ કરી શકતા નથી તેથી કાંઈક એવું શાસ્ત્ર ભણ, ને તે કામ તુર્ત કર કે જે ભણવાથી તથા ક્રિયામાં લાવવાથી તારે સંસાર સમુદ્રમાં પડવું ન પડે ૬

## ઉપદેશનું પાત્ર પ્રમાણ.

विचारसारा अपि शास्त्रवाचो मूढैर्गृहीता विफला भवन्ति ।
मितपचग्राम्यदरिद्रदारा कुर्वन्त्युदारा अपि किं सुजातीः ॥ ७ ॥

વિચાર કરતાં જેમાં ઘણો સાર ભરેલ છે, એવી શાસ્ત્રની વાણીઓ પણ મૂર્ખ લોકોએ ગ્રહણ કરેલી હોય તો તે નિષ્ફળ થઈ જાય છે દૃષ્ટાન્ત છે કે કંગાલપણાને લીધે થોડું રાંધનારી ગ્રામ્ય (કુવડ) એવી સ્ત્રીઓને મોટા પ્રમાણમાં ભોજનની સામગ્રીઓ આપવાથી તે સુંદર જાતની કરી શકતી નથી, પરંતુ ઉલટી બગાડી નાખે છે।

## કુવકતાની જડતા.

जडात्मको धारणया विमुक्तो वक्तुं न वेत्ता विशदस्ववाङ्गी ।
प्रस्तावपर्षद्विषयाद्य वेदी व्याख्याधिकार्येषु जनः कथं स्यात् ॥ ८ ॥

જે વકતા પોતે જડાત્મા (મૂર્ખ) છે ધારણાથી હીન છે બોલી શકતો નથી અથવા બોલે છે તો યદ્વાતદ્વા બોલી રહ્યો છે અને પ્રસ્તાવ, સભા, વિષય (પ્રસંગ) વિગેરેને જાણતો નથી, આવો પુરૂષ વ્યાખ્યાનના મુખ્ય કાર્યમાં કેમ જોડી શકાય? ૮

## આત્મશ્લાઘાથી જ્ઞાનાવરોધ.

## वंशस्थ ( ९–११ )

अधीतिनोऽर्चादिकृते जिनागमं
प्रमादिनो *दुर्गतिपापतेर्मुधा ।

* दुर्गतिपतनशीलस्य जनं पापनेति पत्पाति पति हो सारादगवाद्दिचाबत्रियाकतिदिनि सूत्रमवच्ट्या स

परीषहान्नो सहसे न चोपसर्गान्न शीलाङ्गधरोऽपि चासि ।
तन्मोक्ष्यमाणोऽपि भवाब्धिपारं, मुने ! कथं यास्यसि वेषमात्रात् ॥२॥ युग्मम्

હે મુનિ ! તું વિકથાદિ પ્રમાદ કરીને સ્વાધ્યાય (સજઝાય ધ્યાન) કરવા ઇચ્છતો નથી, વિષયાદિ પ્રમાદથી સમિતિ અને ગુપ્તિ ધારણ કરતો નથી, શરીરપર મમત્વથી બન્ને પ્રકારના તપ કરતો નથી, નજીવા કારણથી કષાય કરે છે, પરીષહ તથા ઉપસર્ગ સહન કરતો નથી, (અઢાર હજાર) શીલાંગ ધારણ કરતો નથી તે છતાં તું મોક્ષ મેળવવા ઇચ્છે છે, પણ હે મુનિ ! વેશમાત્રથી સંસારસમુદ્રનો પાર કેવી રીતે પામીશ?

**વિવેચન**—+અત્ર વ્યતિરેકરૂપે મુનિઓએ શું કરવું જોઇએ તે કહે છે

૧ પાંચ પ્રકારનો સ્વાધ્યાય મુનિએ દરરોજ કરવો જોઇએ

**વાચના** (વાંચવું તે), **પૃચ્છના** (શંકા પૂછવી તે), **પરાવર્તના** (સંભારવું-રીવીઝન), **અનુપ્રેક્ષા** (વિચારણા) અને **ધર્મકથા**; આ પાંચ પ્રકારના સ્વાધ્યાય છે

૨ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ને **પ્રવચનમાતા** કહેવાય છે અને સાધુપણાનું ખાસ લક્ષણ છે નિર્જીવ માર્ગે સૂર્ય ઉગ્યા પછી સાડા ત્રણ હાથ આગળ દૃષ્ટિ રાખી, જોઇને ચાલવું તે **ઇર્યા સમિતિ**

નિરવદ્ય, સાચું, હિતકારી અને પ્રિયવચન વિચારીને બોલવું તે **ભાષા સમિતિ.**

અન્ન, પાણિ વિગેરે બેતાળીશ દોષ રહિત લેવા તે **એષણા સમિતિ**

કોઈ પણ વસ્તુ જીવ રહિત ભૂમિ જોઇને તથા પ્રમાર્જના કરીને મૂકવી કે લેવી એ **આદાન ભંડમત્ત નિક્ષેપણા સમિતિ**

મળ, મૂત્રાદિ જીવ રહિત ભૂમિએ તજવા તે **પારિષ્ઠાપનિકા સમિતિ**

મનપર અશુભ ચિંતવન માટે પૂર્ણ અંકુશ રાખવો અથવા સર્વથા મનોવ્યાપાર નકરવો એ **મનોગુપ્તિ**

કોઇ પણ પ્રકારનું સારૂં કે ખરાબ વચન બોલવું નહિ અથવા સવિદ્ય વર્જી નિરવદ્ય બોલવું તે **વચન ગુપ્તિ**

કાયાને અજયણાએ પ્રવર્તાવવી નહિ અથવા સર્વથા પ્રવર્તાવવી નહિ તે **કાય ગુપ્તિ**

૩ સાધુએ બે પ્રકારના તપ કરવા જોઇએ

**બાહ્યતપ**—ઉપવાસાદિ કરી બીલકુલ ખાવું નહિ, ઓછું ખાવું, ઓછી વસ્તુઓ ખાવી, રસવાળી વસ્તુઓ ઘી વિગેરે ન ખાવા, કર્મ ક્ષય કરવા માટે શરીરને કષ્ટ આપવું અને અંગોપાંગ ઇંદ્રિઓ અને મનને સંકોચી રાખવા આ સ્થૂળતપ કહેવાય છે

**અભ્યંતરતપ**—કરેલ પાપકૃત્યનું પ્રાયશ્ચિત લેવું, જિન દિ દર્શનો યથાયોગ્ય વિનય કરવો, જિનાદિ દશનું યોગ્ય વૈયાવચ્ચ કરવું, વાચના વિગેરે

स्वनुष्ठितं किंतु तदीरितैः खरो,
न यत्सितायां वहनश्रमात्सुखी ॥ १० ॥

જેવી રીતે સાકરનો બોજો ઉપાડવાના શ્રમથી ગધેડો કાંઈ સુખી નથી, તેમ માત્ર અભ્યાસથીજ ભવાંતરમાં ઇચ્છિત સુખ આપીને આગમો ફળતા નથી, પરંતુ તેમાં બતાવેલ શુભ અનુષ્ઠાનો કરવાથી આગમો ફળે છે ૧૦

ભાવાર્થ—માત્ર અભ્યાસ કરી પરભવમાં તેથી સુખ કલ્પવું એ વાત અસંભવનીય છે, અધ્યયન ઉચ્ચ પ્રકારનું સુખ પ્રાપ્ત કરવાનું એક કારણ છે ખરૂં પણ એકલા અધ્યયનથી તે ફળ મળેજ છે એમ નથી, કારણકે અભ્યાસી હોવા છતાં વર્તનની અધમતાથી તેવું ફળ મળતું નથી એમ બને છે તેમજ વળી અભ્યાસી ન હોય છતાં સદ્વર્તનથી ફળ પ્રાપ્તિ થાય છે એમ પણ બને છે, આથી માત્ર અભ્યાસ ઉપર કાંઈ પણ આધાર નથી સુખ–આત્મિક સુખ મેળવવાનો ઉપાય શાસ્ત્રમાં ફરમાવેલા અનુષ્ઠાન–ચરિત્ર–વર્તનમાં છે જેવી રીતે ગર્દભ સાકરનો બોજો ઉપાડે તેથી તેને કંઈ મીઠાશ આવતી નથી, તેવી રીતે જ્ઞાન પણ વર્તન વગર માત્ર બોજોજ છે એટલે જ્ઞાન પ્રમાણે વર્તન કરે તોજ જ્ઞાનની મીઠાશ પ્રાપ્ત થાય છે ઉપદેશમાળામાં ધર્મદાસગણિ કહે છે કે —

जहा खरो चंदणभारवाही, भारस्स भागी नहु चंदणस्स ।
एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी नहु सुग्गइए ॥

જેવી રીતે ચંદનનો–સુખડનો ભાર વહન કરનારો ગધેડો ભારનો ભાગી છે, પણ ચંદનનો નથી તેવીજ રીતે વર્તન વગરનો જ્ઞાનને જાણનારો જ્ઞાનનો ભાગી છે, પણ સુગતિનો નથી આ હકીકત ઉપરના શ્લોકમાં પણ તેજ રૂપમાં કહી છે

શાસ્ત્રાભ્યાસ સંબંધે વર્તનની સરળતા માટે જણાવવાનું કે જેઓ અભ્યાસની ખાતરજ અભ્યાસ કરતા હોય, સભાઓ જીતી પોતાના વિજય ડંકા વગાડવાની ઈચ્છા રાખતા હોય, અકારણે શાસ્ત્રનો શુષ્કવાદ કરવાનું આમંત્રણ કરતા હોય તેઓએ તેરમો શ્લોક ગોખી રાખવા જેવો છે આ ઉપરાંત કહેવાતા પંડિતો ઉપર આ અધિકારમાં સખત ચાબખો છે ચોક્કસ ગંભીર શબ્દો યુક્ત ભાષામાં બોલવા આવતાં ડોળ વાલુઆની તે વખતની બોલવાની ઢબછબ, મુખનો રંગ અને આંખના અને હાથના ચાળા જોયા હોય તો જાણે મહા ઊંડા તત્વજ્ઞાનીનું ભાષણ ચાલ્યું વળી તે વખત શ્રોતાને એમ પણ લાગે કે આવા માણસ તો અત્રેથી ઉઠીને બાર બાહિકમાં કે આશ્રમમાં પ્રવર્તતા પણ નહીં હોય, પણ ખાનગી રીતે જો ખાવા પીવામાં, સાંસારિક સુખભોગમાં, વ્યવહારમાં, લેણદેણમાં અને પ્રમાદિકપણામાં

પ્રમાણે –યોગ ત્રણ છે મનયોગ, વચનયોગ, કાયયોગ, કરણ ત્રણ છે કરવુ, કરાવવુ અને અનુમોદવુ સજ્ઞા ચાર છે, આહાર સજ્ઞા, ભયસજ્ઞા, પરિગ્રહ સજ્ઞા અને મૈથુનસજ્ઞા ઇંદ્રિય પાચ છે, સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેદ્રિય, પૃથ્વીકાયા રભાદિક દશ પૃથ્વીકાય આરભ, અપ્કાય આરભ, તેઉકાય આરભ, વાઉકાય આરભ, વનસ્પતિકાય આરભ, બે ઇંદ્રિય આરભ, તે ઇદ્રિય આરભ, ચૌરિદ્રિય આરભ, પચેદ્રિય આરભ અને અજીવ આરભ[1] યતિ ધર્મ દશ છે ક્ષમા, માર્દવ, આર્જવ, નિર્લોભપણુ (મુકિત), તપ, સજમ, સત્ય, શૌચ, અંકિચનપણુ અને બ્રહ્મચર્ય આમાના દરેકનુ એકેક પદ લઇ જૂદા જૂદા ભેદ કરવાના છે પ્રથમ ભેદ દાખલા તરીકે નીચે પ્રમાણે કરાય–" મને કરી આહારસજ્ઞા રહિત થઇ શ્રોત્રેદ્રિયને સવર કરી ક્ષમાયુકત રહી પૃથ્વીકાયનો આરભ કરે નહી" આ વાકય કાયમ રાખી 'ક્ષમાયુકત' શબ્દને બદલે માર્દવયુકત વિગેરે દશ ધર્મો મૂકે ત્યારે દશ ભેદ થાય, પણ તે બધા પૃથ્વીકાય સબધે જ થયા તે જ્યારે અપ કાય વિગેરે ઉપર જણાવેલા દશ ભેદ સાથે દશ દશ ભેદ કરે ત્યારે સો ભેદ થાય તે બધા શ્રોત્રેદ્રિયે થયા, અને તેવી જ રીતે બાકીની ચાર ઇંદ્રિયો સાથે મેળવતા પાચસે ભેદ થાય તે દરેકને આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન સજ્ઞા સાથે મેળવતા બે હજાર ભેદ થાય મન, વચન, કાયાના યોગ સાથે મેળવતા છ હજાર ભેદ થાય અને તેને કરવુ, કરાવવુ અને અનુમોદવુ એ ત્રણ કરણ સાથે મેળવતા અઢાર હજાર ભેદ થાય

આ ભેદને માટે શ્રી પ્રવચન સારોદ્ધાર ગ્રથના પૃષ્ઠ ૩૩૯ મે ( પ્રકરણ રત્નાકર ભાગ ૩ જો ) એક કોષ્ટક આપેલુ છે તેની ખૂબિ એવી છે કે તે નજર આગળ રાખવાથી ૧૮૦૦૦ ગાથા બનાવી શકાય છે જિજ્ઞાસુઓએ તે જરૂર વાચવુ, કારણ કે તે ઉપયોગી હોવા સાથે કર્ત્તાની અપૂર્વ વિદ્વત્તા બતાવે છે

મોક્ષાર્થી જીવે ઉપર પ્રમાણે વર્તન કરવુ જોઇએ તુ નથી કરતો સ્વાધ્યાય તેમજ નથી રાખતો સમિતિ ગુપ્તિ, વળી નજીવા કારણસર કષાય કરી નાખે છે અને તપસ્યા કરતો નથી, તેમજ પરીષહ ઉપસર્ગ પણ સહન કરતો નથી અને સદરહુ શીલાગ ધારણ કરતો નથી તુ જાણે છે કે મોક્ષે જવાના ઉપાય તો ઉપર કહ્યુ તેમ સજ્ઝાય વિગેરે છે, તો પછી તુ વાંછે છે મોક્ષ જવાનુ અને કાય કરે છે તેની વિરૂદ્ધના આ મોક્ષનગર દૂર છે, ત્યા પ્હોચવા માટે સસાર સમુદ્રનો પાર પામવો જોઇએ, તેને યોગ્ય નાવ તો તુ તૈયાર રાખતો નથી, ત્યારે તુ ત્યાં કેવી રીતે જઇશ? તારે યાદ રાખવુ કે વેશ માત્રથી મોક્ષ મળતો નથી વેશાનુસાર કરણી–વર્તન જો

૧ જીવની બુદ્ધિથી અજીવને મારવાથી તેમજ ઉપકરણાદિકની પડિલેહણ નહિ કરવાથી જે આરભ થાય તે અજીવ આરભ ક્હેવાય છે.

અને સ્કન્દકાચાર્યના પાચશે શિષ્યોની ગતિ શી થઇ અને તેઓની પોતાની ગતિ જ્ઞાન છતા પણ શમના અભાવે કેવી થઇ? તે વિચારવાથી ખાત્રી થશે કે જ્ઞાન સાથે ઉચ્ચ વર્તન, ઇંદ્રિય-દમન, ચિત્તપર અકુશ વિગેરે હોય તોજ ધારેલ લાભ થાય છે

આ વિષયને અગે શ્રી હરિભદ્રસૂરિ મહારાજનુ નવમુ અષ્ટક બહુ મનન કરવા યોગ્ય છે જ્યાસુધી વિષયપ્રતિભાસ જ્ઞાન હોય છે, ત્યાસુધી બહુ લાભ થતો નથી

આજુ જમાનામા જ્ઞાનની તગી નથી, જ્ઞાનીની પણ નથી, પણ બહુધા ઉપર કહ્યું તેજ જ્ઞાન જોવામા આવે છે, આના પરિણામે ત્યાગ અને ગ્રહણનુ શુદ્ધ સ્વરૂપ પણ મળતુ નથી અને તેથી ત્યાગ વૈરાગ્ય પણ થતા નથી, શાસ્ત્રકારો આ જ્ઞાનને અજ્ઞાનજ કહે છે જ્યારે વસ્તુ સ્વરૂપનુ શુદ્ધ ભાન કરાવનાર તત્ત્વસંવેદન જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારેજ જ્ઞાની હોવાનો દાવો કરી શકાય અને તેવા જ્ઞાની માટે આ આખા અધિકારમા કાઇ કહેવા જેવુ રહેતુ નથી અત્ર જે આક્ષેપ છે તે પ્રથમના જ્ઞાન માટેજ છે

## શાસ્ત્રાભ્યાસીને સયમની જરૂર.

*धिगागमैर्माद्यसि रञ्जयञ्जनान्, नोद्यच्छसि मेत्य हिताय सयमे ।*

दधासि कुक्षिम्भरिमात्रतां मुने क ते क तत् कैव च ते भवान्तरे ॥११॥

"હે મુનિ? સિદ્ધાતવડે તુ લોકોને રજન કરતો ખુશી થાય છે અને તારા પોતાના આમુષ્મિક હિત માટે યત્ન કરતો નથી તેથી તને ધિક્કાર છે? તુ માત્ર પેટ ભરાપણુજ ધારણ કરે છે, પણ હે મુનિ? ભવાતરમા તે તારા આગમો કયા, જશે તે તારૂ જનરજન કયા જશે, અને તારો સયમ કયા જશે?"

ભાવ—શાસ્ત્રાભ્યાસ કરીને શુ કરવુ તે ઉપર સામાન્ય શબ્દોમા કહ્યું, અ[illegible] સ્પષ્ટ શબ્દોમા મુનિને ઉદ્દેશીને કહે છે કે જો પાચ ઇંદ્રિયોપર સયમ ન હોય તે[illegible] અભ્યાસ વ્યર્થ છે,-પેટ ભરાપણુ જ છે, એટલે કે સર્વ સ પત્કરી ભિક્ષાનો અધિકારી તુ થઇ શકતોજ નથી આવા સાધુઓ નથી સાધતા આ ભવનુ અને નથી સાધત[illegible] પરભવનુ, તેવીજ રીતે પડિત હોવાનો દેખાવ કરનારા કેટલાક શ્રાવકો પણ તે[illegible] સ્થિતિમા હોય છે જે 'શુકપાઠી' કહેવાય છે તે આ વર્ગમા આવે છે, અભ્યાસન[illegible] ફળ આત્મપરિણતિ સુધારવી એજ છે, એ ન બને તો પછી અભ્યાસ વધ્ય થાય છે[illegible] ગ્રથકાર પોતે તો નીચેની બારમી ગાથામા આથી પણ નીચી હદે તે વાત મૂકે છે[illegible] જીવનનો હેતુ-અભ્યાસનો હેતુ શો છે, કયા રહી શકે છે તે વિચારો લોકરજન ન[illegible]

અથવા યોગચૂર્ણાદિ+ તને પ્રાપ્ત થયા હોય વા ઘોર તપસ્યા–માસખમણાદિ તે કરેલ હોય અથવા તો સૂત્ર સિદ્ધાતનુ રહસ્ય પામવા જેટલુ તેમજ વિદ્યાદિકનુ ગીતાર્થ યોગ્ય જ્ઞાન તે મેળવ્યુ હોય અને માન મેળવવાની વાછા કરતો હોય તો જાણે સમજ્યા ( જો કે એવા વિદ્વાન્ કે તપસ્યાવાન્ કદિ માન કરતાજ નથી ) પણ તુ તે શુ જોઇને અભિમાન કરે છે ? તારામા એવો કયો અસાધારણ ગુણ છે કે તુ પ્રસિદ્ધિ મેળવવાની ઇચ્છાથી કદર્થના પામી તે મળતી નથી એટલે સતપ્ત રહ્યા કરે છે અરે સાધુ ! ગુણ તો કસ્તુરી જેવો છે, તેથી જો એ હોય છે તો પોતાની મેળે ભભુકી ઉઠે છે, માટે નકામા ફાફા મારવા મૂકી દે અને તારૂ કર્તવ્ય કર તારામા લાયકાત હશે તો સ્વાભાવિક રીતે ખ્યાતિ વધશે એ તુ નિ સશય સમજી રાખજે ૪

## નિર્ગુણ હોય છતા સ્તુતિની ઇચ્છા રાખે તેનુ ફળ.

हीनोऽप्यरे भाग्यगुणैर्मुधात्मन्, वाञ्छस्तवार्चाद्यनवाप्नुवंश्च ।
ईर्ष्यन् परेभ्यो लभसेऽतितापमिहापि याता कुगतिं परत्र ॥ ५ ॥

હે આત્મા* તુ નિષ્પુણ્યક છે છતા પણ પૂજા વિગેરેની ઇચ્છા રાખે છે અને તે મળતાં નથી ત્યારે બીજા ઉપર દ્વેષ કરે છે (પણ તેમ કરવાથી ) આ ભવમા બળતરા વહોરી લે છે અને પરભવે કુગતિમા જવાનો છે

---

યોગવહનની ક્રિયામા અમુક વિધિ અને તપસ્યા કરવા પછી પાઠ વાંચવાનો આદેશ મળે છે અને ઉદ્દેશ કહેવામા આવે છે એથી વધારે યોગ્યતા થાય ત્યારે ગુરુમહારાજ એ પાઠનુ પુનરાવર્તન કરવા અને સ્થિર કરવા તથા તે સબધમાં શકા સમાધાન વિગેરેની વાતચીત કરવાની રજા આપે છે એ સમુદ્દેશ. એથી પણ વધારે યોગ્યતા થાય ત્યારે તેજ પાઠો ભણાવવાની, સભળાવવાની અને તેનો ગમે તે લાયક ઉપયોગ કરવાની રજા આપવામાં આવે તે અનુજ્ઞા. આ ત્રણ બાબત ધ્યાનમાં રાખવા યોગ્ય છે

+ યોગચૂર્ણ પુદ્ગલની અનત શક્તિ છે બે વસ્તુના સયોગથી અથવા ઘણી વસ્તુના સયોગથી એવા પ્રકારના ચૂર્ણો નીપજાવી શકાય છે કે તેથી ઘણા ચમત્કાર બતાવી શકાય દાખલાતરીકે એ ચૂર્ણ પાણીમા નાખવાથી માછલા થઇ જાય, સિદ્ધ થઇ જાય, જળ માર્ગ આપે વિગેરે વિગેરે અનેક આશ્ચર્ય થઇ શકે છે પુદ્ગલની અનત શક્તિ છે તે (વસ્તુ વિજ્ઞાન શાસ્ત્ર)ના અભ્યાસીને તુરત સમજાઇ જાય તેવુ છે

* આત્માની અચિત્ય શક્તિ અને નિર્લેપપણુ યાદ દેવરાવી પોતાના સ્વભાવમા રમણતા કરવા માટે યતિનાયકને ઉદ્દેશીને આ સબોધન મૂક્યુ છે

અથવા યતિનાયકને પોતાને ઉદ્દેશીને આખો ગ્રથ વાચતો કે વિચારતો હોય તો તેના શુદ્ધ સ્વરૂપને ઉદ્દેશીને પોતાના આત્માને આવી રીતે કહી શકે તેટલા માટે આ સબોધન મૂકવામા આવ્યુ છે

પડે છે, તેમ વીતરાગદશા, શુદ્ધ માર્ગ કથન, અપેક્ષાઓનુ શુદ્ધ સ્થાપન, નય સ્વરૂપનો વિચાર અને સ્યાદ્વાદ વિચારશ્રેણી એ આપ્તની પરીક્ષા માટે પૂરતા છે વિશેષ ક્ષયોપશમ હોય અને અનુકૂળતા હોય તેણે વિશેષ પ્રકાર પરીક્ષા કરવાનો અત્ર નિષેધ નથી, પરંતુ ગમે તેમ કરી આપ્તના વચન પ્રમાણે અનુષ્ઠાન કરવાની આવશ્યકતા અત્ર સ્વીકારી છે

અત્ર જે માર્ગનુ દર્શન કરાવવામા આવ્યુ છે, તેમા પણ જ્ઞાન પ્રાપ્ત કરવાનો નિષેધ નથી, પણ દુર્વિકલ્પોનો ત્યાગ કરવાનો ઉપદેશ છે એ ખાસ ધ્યાનમા રાખવાનુ છે ૧૨

## માનપદના અભિલાષીની સ્થિતિ.

### शार्दूलविक्रीडित (१३-१४)

मोदन्ते बहुतर्कतर्कणचणाः केचिज्जयाद्वादिनाम्,
काव्यैः केचन कल्पितार्थघटनैस्तुष्टाः कविख्यातितः ।
ज्योतिर्नाटकनीतिलक्षणधनुर्वेदादिशास्त्रैः परे,
ब्रूमः प्रेत्यहिते तु कर्मणि जडान् कुक्षिम्भरीनेव तान् ॥ १३ ॥

ઘણા ન્યાયશાસ્ત્રોના તર્કમા નિપુણ એવા કેટલાક નૈયાયિક પુરુષો, વાદી પુરૂષોને જીતી જવાથી આનન્દ પામે છે અને કેટલાક કવિ મનુષ્યો અર્થની ઘટનાથી રચેલ એવા કાવ્યોથી "કવિ" એવી ખ્યાતિ પામીને સતુષ્ટ થાય છે, અને બીજા વિદ્વાનો જ્યોતિષ, નાટક, નીતિ, સામુદ્રિક શાસ્ત્રો ધનુર્વેદ આદિક* શાસ્ત્રોથી સતોષ માની રહ્યા છે પરતુ આવતા ભવમા હિતકારી કાર્ય તરફ જો તેઓ અજ્ઞ (બેદરકાર) હોય તો અમે તો તેઓને ઉદરભરિ (પેટભરા) જ કહીએ છીએ ૧૩

**ભાવાર્થ**—કેટલાક ન્યાયની કોટીમા ઉડા ઉતરી આનદ માને છે, જ્યારે કેટલાક કવિ થાય છે, કેટલાક જોશી, નાટકકાર, રાજદ્વારી નીતિમા કુશળ, સામુદ્રિક જ્ઞાનમા કુશળ, શસ્ત્રવિદ્યામા કુશળ અને કેટલાક પૃથક્કરણશાસ્ત્રી, આકડાશાસ્ત્રી, અર્થશાસ્ત્રી, ખગોળવેત્તા, ભૂતળવેત્તા, વનસ્પતિવિદ્યાકુશળ, ગણિતશાસ્ત્રમા પ્રવીણ, વૈયાકરણી વિગેરે વિગેરે થાય છે, ઉદ્યોગ, ગુરૂકૃપા અને ક્ષયોપશમ પ્રમાણે વિદ્વત્તા મેળવે છે, પણ જો તેમને ભવની બીક નથી તો આવતા ભવમા હિતકારી ધર્માનુષ્ઠાન કરી શકતા નથી અને ધર્માનુષ્ઠાન કર્યા સિવાય આવતા ભવ માટે મોક્ષ તૈયાર નથી અને તે ધર્મી હોવા કરતા ધર્મી હોવાનો દેખાવ માત્ર કરે છે આ પ્રમાણે

* આદિ શબ્દ વાપરવાથી બ્રહ્મધામ ન, રૂનધામ ન, વાસ્તુશાસ્ત્ર, કાત્યાયન વાત્સ્યાયન અને શકુન શાસ્ત્રનો સમાવેશ થાય છે

આ પ્રસંગે પરિગ્રહ શું છે અને પરિગ્રહ કોને કહેવાય તે સમજવું ઉપયોગી થઇ પડશે ઉપકરણો તજી દેવાનો કે પુસ્તકોનો ત્યાગ કરવાનો અત્ર ઉદ્દેશ નથી પરિગ્રહ એટલે મૂર્છા मुच्छा परिग्गहो वुत्तो. એક વસ્તુ ઉપર મારાપણાની બુદ્ધિ થાય-મમત્વ થાય એનો ત્યાગ કરતા ખેદ થાય, એ પરિગ્રહ છે એવા પ્રકારની મૂર્છા કોઇ પણ ઉપર રાખવી નહિ ધર્મના ઉપકરણને નામે પણ સાસારિક રાગ સાધુમા કોઇવાર થઇ જાય છે એ મનુષ્ય સ્વભાવની નબળાઇ કહો કે પંચમ કાળનો પ્રભાવ કહો કે વિભાવ દશાને સ્વભાવદશામા પલટન પામેલી સ્થિતિનો આવિર્ભાવ કહો, ગમે તે કહો, પરંતુ એટલો સ્થૂળ પરિગ્રહ પણ ત્યાજ્ય છે જે વસ્તુઓ ધાર્મિક ક્રિયામા સાધનરૂપ છે તે તેટલે અંશે રાખવા યોગ્ય છે, પણ તેના ઉપર મારાપણાની બુદ્ધિ અથવા તો એનો વારસો મુકરર કરવાની પોતાની સત્તા કે એને લગતી કોઇ પણ જાતની ખટપટ ત્યાજ્ય છે આ બાબતમા જો કાંઈ પણ અપવાદ હોય તો તે ગુણનિષ્પન્ન ગીતાર્થ અધિપતિ માટે છે, જેના સંબંધમા અત્ર ઉલ્લેખ નથી આ છ શ્લોકમા આ વિષય બહુ દૃષ્ટાંત આપીને ચર્ચ્યો છે અધિપતિ વ્યતિરિક્ત વ્યક્તિએ શાસ્ત્રમા ગણાવેલા ઉપકરણથી અધિક રાખવા એ પણ પરિગ્રહ છે એ ઉપલક્ષણથી સમજી લેવું

હે મુનિ! તું કોઇ પણ વસ્તુને ધાર્મિક ઉપકરણનું નામ આપી તેનાપર મૂર્છા કરીશ તો તે તને ભવાંતરમા દુ ખ આપશેજ, નામ ફેરવવાથી કાંઇ પરિણામ ફરી જતું નથી પરિણામ તો અભિપ્રાય ફેરવવાથી ફરે છે ઝેરી કિંપાકને 'ફળ' કહી નામાંતર કરવામા આવે તો તેથી તેનું દારુણ ફળ મળ્યા વગર રહેતું નથી, અથવા 'મીઠાઈ'નું નામ આપવાથી ઝેર પોતાનું ફળ આપ્યા વગર રહેતું નથી, એવી જ રીતે પરિગ્રહને બીજું કંઈ પણ કલ્પિત નામ આપવાથી કામ થતું નથી તારી મરજી હોય તો તેને ધર્મોપકરણ કહે કે ગમે તે કહે પણ જો તેના ઉપર તારી મૂર્છા હશે તો તે તને પોતાનો દુર્ગુણ બતાવ્યા વગર રહેશે નહીં ૬

## પરિષહ સહન-સંવર

शीतातपाद्यान्न मनागपीह, परीषहाञ्चेत्क्षमसे विसोढुम् ।
कथं ततो नारकगर्भवासदुःखानि सोढासि भवान्तरे त्वम् ॥ ७ ॥

આ ભવમા જરાપણ ટાઢ, તાપ વિગેરે પરીષહો સહન કરવાને શક્તિવાન્ થતો નથી તો પછી ભવાંતરમાં નારકીના તેમજ ગર્ભવાસના દુ ખો કેવી રીતે સહન કરી શકીશ?

ભાવાર્થ—હવે જૂદા જૂદા વિષયો ઉપર પ્રકીર્ણ શ્લોકોમા ઉપદેશ આપે છે એનું સાધ્ય મુનિજીવન છે અને બહુધા એક વિષય બીજા વિષય

પડે છે, તેમ વીતરાગદશા, શુદ્ધ માર્ગ કથન, અપેક્ષાઓનુ શુદ્ધ સ્થાપન, નય સ્વરૂપનો વિચાર અને સ્યાદ્વાદ વિચારશ્રેણી એ આપ્તની પરીક્ષા માટે પૂરતા છે વિશેષ ક્ષયોપશમ હોય અને અનુકૂળતા હોય તેણે વિશેષ પ્રકાર પરીક્ષા કરવાનો અત્ર નિષેધ નથી, પરતુ ગમે તેમ કરી આપ્તના વચન પ્રમાણે અનુષ્ઠાન કરવાની આવશ્યકતા અત્ર સ્વીકારી છે

અત્ર જે માર્ગનુ દર્શન કરાવવામા આવ્યુ છે, તેમા પણ જ્ઞાન પ્રાપ્ત કરવાનો નિષેધ નથી, પણ દુર્વિકલ્પોનો ત્યાગ કરવાનો ઉપદેશ છે એ ખાસ ધ્યાનમા રાખવાનુ છે ૧૨

## માનપદના અભિલાપોની સ્થિતિ.

### शार्दूलविक्रीडित (૧૩-૧૪)

मोदन्ते बहुतर्कतर्कणचणाः केचिज्जयाद्वादिनाम्,
काव्यैः केचन कल्पितार्थघटनैस्तुष्टाः कविख्यातितः ।
ज्योतिर्नाटकनीतिलक्षणधनुर्वेदादिशास्त्रैः परे;
ब्रूमः प्रेत्यहिते तु कर्मणि जडान् कुक्षिम्भरीनेव तान् ॥ १३ ॥

ઘણા ન્યાયશાસ્ત્રોના તર્કમા નિપુણ એવા કેટલાક નૈયાયિક પુરૂષો, વાદી પુરૂષોને જીતી જવાથી આનન્દ પામે છે અને કેટલાક કવિ મનુષ્યો અર્થની ઘટનાથી રચેલ એવા કાવ્યોથી "કવિ" એવી ખ્યાતિ પામીને સતુષ્ટ થાય છે, અને બીજા વિદ્વાનો જ્યોતિષ, નાટક, નીતિ, સામુદ્રિક શાસ્ત્રો ધનુર્વેદ આદિ* શાસ્ત્રોથી સતોષ માની રહ્યા છે પરતુ આવતા ભવમા હિતકારી કાર્ય તરફ જે તેઓ અજ્ઞ (બેદરકાર) હોય તો અમે તો તેઓને ઉદરભરિ (પેટભરા) જ કહીએ છીએ ૧૩

ભાવાર્થ—કેટલાક ન્યાયની કોટીમા ઉડા ઉતરી આનદ માને છે, જ્યારે કેટલાક કવિ થાય છે, કેટલાક જોશી, નાટકકાર, રાજદ્વારી નીતિમા કુશળ, સામુદ્રિક જ્ઞાનમા કુશળ, શસ્ત્રવિદ્યામા કુશળ અને કેટલાક પૃથક્કરણશાસ્ત્રી, આકડાશાસ્ત્રી, અર્થ શાસ્ત્રી, ખગોળવેત્તા, ભૂતળવેત્તા, વનસ્પતિવિદ્યાકુશળ, ગણિતશાસ્ત્રમા પ્રવીણ, વૈયાકરણી વિગેરે વિગેરે થાય છે, ઉદ્યોગ, ગુરૂકૃપા અને ક્ષયોપશમ પ્રમાણે વિદ્વત્તા મેળવે છે, પણ જો તેમને ભવની બીક નથી તો આવતા ભવમા હિતકારી ધર્માનુષ્ઠાન કરી શકતા નથી અને ધર્માનુષ્ઠાન કર્યા સિવાય આવતા ભવ માટે મોક્ષ તૈયાર નથી અને તે ધર્મી હોવા કરતા ધર્મી હોવાનો દેખાવ માત્ર કરે છે આ પ્રમાણે

* આદિ શબ્દ વાપરવાથી શકુનશાસ્ત્ર, રત્નયામલ, વાસ્તુશાસ્ત્ર, કાત્યાયન વાત્સાયન અને શકુન શાસ્ત્રનો સમાવેશ થાય છે

એ ચારે ભાવના નિરતર ભાવવી એ પણ તારી ફરજ છે એ ઉપરાત કોઇ પણ વસ્તુ લેતા મૂકતાં, ચાલતા, બેસતા, બોલતા ઉપયોગ રાખવો એમા સમિતિનો સમાવેશ થાય છે, જ્યારે મનવચન કાયાની પ્રવૃત્તિપર અકુશ રાખવો એ ગુપ્તિ કહેવાય છે એ સમિતિ ગુપ્તિ ધારણ કરવી તે તારા મનોબળપર આધાર રાખે છે, અને તુ ધારીશ તો એને અગે ઘણુ કરી શકીશ ૮

## યોગરૂધનની આવશ્યકતા.

×हत मनस्ते कुविकल्पजालैर्वचोप्यवद्यैश्च वपुः प्रमादैः ।
लब्धीश्च सिद्धीश्च तथापि वाञ्छन्, मनोरथैरेव हहा हतोऽसि ॥ ९ ॥

તારૂ મન ખરાબ સકલ્પ વિકલ્પથી હણાયેલુ છે, તારા અસત્ય વચન અને કઠોર ભાષણથી ખરડાયા છે અને તારૂ શરીર પ્રમાદથી બગડ્યુ છે, છતા પણ તુ લબ્ધિ અને સિદ્ધિની વાછા કરે છે ખરેખર ! તુ ( મિથ્યા ) મનોરથથી હણાયો છે

ભાવ—'મનસાધ્યુ તેણે સઘળુ સાધ્યુ' તથા વચન, કાયાનો નિગ્રહ કરવાની જરૂરીઆત છે એ ત્રણે યુગોને છૂટા મૂકીને પછી લબ્ધિ સિદ્ધિની ઇચ્છા રાખવી એ તદ્દન મિથ્યા છે, અસભવિત છે અવિચારી છે એવે પ્રસગે લબ્ધિ થવાની કે સિદ્ધિ થવાની ઇચ્છા રાખવી એ મનમા નકામો કલેશ કરાવનાર થઇ પડે છે એનુ પરિણામ કાઇ આવતુ નથી અને એ થવાથી ઉલટી આત્મઅવનતિ થાય છે માટે ત્રિકરણ યોગોને મોકળા મૂકી દઇ લબ્ધિ સિદ્ધિ મેળવવાના નકામા મનોરથો કરવા જ નહિ ગૌતમ સ્વામીને લબ્ધિઓ પ્રાપ્ત થઇ હતી એ આપણે જાણીએ છીએ, પરતુ એનુ યોગવશીકરણ એટલુ તો ઉત્તમ હતુ કે વીરપ્રભુપર રાગ ન હોત તો પરમ જ્ઞાન પણ ઘણુ જલ્દી મેળવી શકયા હોત હે સાધુ ! યોગ વશ કરવાની બહુજ જરૂર છે સસાર દુ ખનો આત્યતિક નાશ અને સિદ્ધિલક્ષ્મીનો પ્રસાદ તેનાથી બહુજ જલદી પ્રાપ્ત થાય છે એટલુ ધ્યાનમા રાખવુ ૯

## નિર્જરા નિમિત્ત પરીષહ સહન.

महर्षयः केऽपि सहन्त्युदीर्याप्युग्रातपादीन्यदि निर्जरार्थम् ।
कष्ट प्रसङ्गागतमप्यणीयोऽपीच्छन् शिव किं सहसे न भिक्षो ! ॥१०॥

× प्रथम पक्तिस्थाने '' हत मनो मे कुविकल्पजालै '' चतुर्थ पक्तिस्थाने '' मनोरथैरेव हहा हितोऽस्मि'' इति वा पाठ આ પાઠાતરમા બીજા પુરુષને ઉદ્દેશીને કહેવાને બદલે આત્માને ઉદ્દેશીને પ્રથમ પુરુષમા તેજ ભાવ રહે છે એ પાઠ પણ સમીચીન છે એનો અર્થ '' મારૂ મન કુવિકલ્પોથી બળી ગયુ છે, વચન અસત્ય અને કઠોર ભાષણથી ખરડાયા છે અને શરીર પ્રમાદથી બગડ્યુ છે છતાં પણ લબ્ધિ સિદ્ધિની વાછા કરીને અરેરે ! હુ મનોરથથી હણાયો છુ '' આ અર્થનો ભાવ સમન્વય તેવો છે + ×

વિવેચન—વિદ્યા અને મુક્તિ પ્રાપ્તિને કેવો સંબંધ છે તે વિચારવા જેવું છે વિદ્વાનોને જ મોક્ષ મળે છે એમ નથી, પણ અભ્યાસની સાથે સરળતા—અદ્ભર્શન જોઈએ

સ્માઈલ્સ નામનો એક પ્રખ્યાત ગ્રંથકાર કહે છે કે અસાધારણ વિદ્વત્તાની સાથે હલકામાં હલકા દુર્ગુણો કેટલીકવાર મળેલા હોય છે, અને ઉચ્ચ ચારિત્રને વિદ્યા સાથે કાંઈ પણ ખાસ સંબંધ નથી, દેવ, ગુરૂ, ધર્મપર શુદ્ધ શ્રદ્ધા, શુદ્ધ વર્ત્તન અને સરળ સૌમ્ય પ્રકૃતિથી ઘણા ભદ્રક જીવો તરી ગયા છે હકીકત આમ છે છતા પણ વિદ્યાવાનને સંસાર તરવો સહેલો પડે છે, એમા તો જરા પણ શક નથી જ્ઞાનીને વિચરણા—વર્ત્તન સારા થઈ જવા બહુ સંભવ છે અને અજ્ઞાની કરોડો વર્ષે જે કર્મક્ષય કરે તે જ્ઞાની એક શ્વાસોશ્વાસમા કરી શકે છે, પણ આવી સગવડ છે તે સાથે જ જો જ્ઞાની પ્રમાદી થઈ જાય, આડંબર કરનારો થઈ જાય, વાહવાહ બોલનારો થઈ જાય, આશાભાવ રાખી ધર્માચરણ કરે, તો તેને મોટુ નુકશાન થાય છે અથવા ટુંકામા તેનો અધઃપાત થાય છે જેમ કર્મક્ષયનુ પ્રબળ સાધન જ્ઞાનીના હાથમાં રહે છે, તેમ તીવ્ર કર્મબંધ અને જવાબદારીનુ જોખમ પણ તેને માથે વધારે છે જ્ઞાનવાને—વિદ્યાવાને બહુ વિચારીને દરેક કાર્ય કરવાની જરૂર છે મૂળ શ્લોકમા શાસ્ત્રનો નહીં અભ્યાસ કરનાર એમ કહ્યુ છે, તે અલ્પ અભ્યાસ કરનાર માટે હોય એમ સમજાય છે આ શ્લોકથી અજ્ઞાનવાદને પુષ્ટિ આપી નથી તે ખાસ સમજવાની જરૂર છે આ આખા અધિકારમા જ્ઞાનને અલ્પાર્થે પદ આપવામા આવ્યુ હોય ત્યા વિષય પ્રતિભાસ જ્ઞાનને અંગે તે કથન છે એમ સમજવુ તત્ત્વસંવેદન જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય, ત્યારે તો આ અધિકારમા વર્ણવેલી સ્થિતિ હોય જ નહીં તે જ્ઞાનવાનને હેય ઉપાદેયનો શુદ્ધ નિશ્ચય હોય છે, તેની વૃત્તિ સ્વસ્થ હોય છે * તેવા જ્ઞાનવાળાનુ વર્ત્તન બહુ શુદ્ધ હોય છે અને તેની અને અલ્પ અભ્યાસની કદિ પણ સરખામણી થઈ શકે જ નહીં, શાસ્ત્રકાર અજ્ઞાનવાદની કદિ પણ પુષ્ટિ આપતા નથી, એ ખાસ ધ્યાનમા રાખવાનુ છે બાકી જ્ઞાનના પુસ્તકોનો ભંડાર કબજામા રાખવાથી અને મોટી સભાઓ જીતવા માત્રથી કાંઈ બહુ લાભ નથી એ અંત ઉદ્દેશ છે ૧૪

આ પ્રમાણે કહી આ કુવક્તા અધિકાર પૂર્ણ કરવામા આવે છે



* હરિભ. અષ્ટક ( ૯-૬ )

તેનું કારણ પણ એ જ છે એ બરાબર પ્રાપ્ત કરવાથી ભગવાનની સર્વ આજ્ઞા પ થાય છે હવે પછીના શ્લોકમા મુનિને સીધી રીતે અને આક્ષેપરૂપે શિક્ષા આપી છે, ને બહુ ઉપયોગી છે તે પ્રકીર્ણ હોવા સાથે યથાસ્થિત છે તેથી તે પર ધ્યાન આપવાની ખાસ જરૂર છે ૧૦

## ચારિત્ર પ્રાપ્તિ-પ્રમાદ ત્યાગ.

प्राप्यापि चारित्रमिदं दुराप, स्वदोषजैर्यद्विषयप्रमादैः ।
भवाम्बुधौ धिक् पतितोऽसि भिक्षो, हतोऽसि दुःखैस्तदनन्तकालम्॥११॥

મહાકષ્ટથી પણ મળવુ મુશ્કેલ એવુ આ ચારિત્ર પ્રાપ્ત કરીને પોતાના દો ષથી ઉત્પન્ન કરેલા વિષય અને પ્રમાદો વડે હે ભિક્ષુ ! તુ સસારસમુદ્રમા પડતો જાય છે અને તેના પરિણામે અનતકાળ સુધી દુ ખ ખમીશ

**ભાવ**—+કર્મબધન દ્વારા તારા પોતાના ઉત્પન્ન કરેલા વિષયપ્રમાદો છે અને તેનો જો પ્રચાર થવા દઇશ તો પછી અનતકાળ સુધી તારે દુ ખો ખમવા પડશે મુખ્ય વાત એજ છે કે વિષય પ્રમાદ અને તજ્જન્ય ક્રિયા ભવભ્રમણનો જ હેતુ થાય છે સુજ્ઞજીવ વિચાર કર્યા વગર પ્રવૃત્તિ કરતો નથી, એમ જાણવા છતા આ જીવ ગમે તેવુ વર્તન ચલાવે તો પછી વાસ્તવિક રીતે અનત દુ ખસમુદ્રમા ડુબતો જાય તેમા નવાઇ નથી ૧૧

## પરીષહ સહન કરવાનો ઉપદેશ (સ્વવશતામા સુખ.)

### द्रुतविलम्बित

सह तपोयमसंयमयन्त्रणां, स्ववशतासहने हि गुणो महान् * ।
परवशस्त्वतिभूरि सहिष्यसे न च गुण बहुमाप्स्यसि कञ्चन ॥ १२ ॥

તુ તપ, યમ અને સયમની નિયન્ત્રણા સહન કર, પોતાને વશ રહીને (પરી ષહાદિનુ દુ ખ) સહન કરવામાં મોટો ગુણ છે પરવશ પડીશ ત્યારે તો દુ ખ બહુ ખમવુ પડશે અને તેનુ ફળ કાંઇ પણ થશે નહિ

**વિવેચન**—તપ બાર પ્રકારનો છે છ બાહ્ય અને છ અભ્યતર બાહ્યતપમા ઉપવાસ વિગેરે આવે છે, અને અતરગ તપમા પ્રાયશ્ચિત વિગેરે આવે છે + યમ પાચ છે જીવ વધત્યાગ, સત્ય વચન ઉચ્ચારણ, અસ્તેય ( નષ્ટ થયેલુ, પડેલુ, વિસ્મ રણ થયેલુ અથવા દાટેલુ પરદ્રવ્ય ન લેવુ તે અથવા સર્વથા ચારે પ્રકારના અદત્તનો ત્યાગ કરવો તે ), અખડ બ્રહ્મચર્ય અને ધનની મૂર્છાનો ત્યાગ, એટલે ટુકામા કહી એ તો પાચ અણુવ્રતો કે મહાવ્રતોનુ આદરવુ એ યમ છે ઉપર લખેલા પાચ મ

* गुणो महान् इतिस्थाने शिव गुण इति वा पाठ

સર્પની ફણમા ઉત્તમ મણિ રહેલો છે છતા, મણિસહિત સર્પનો ત્યાગજ કરવો જોઇએ નહિ તર જરૂર તેમાથી વિઘ્ન ઉત્પન્ન થાય છે તેમ સૂત્ર અથવા જિન વાણીનુ ઉલ્લઘન કરી ઉપદેશ દેવાવાળો કદાચ ક્ષમાદિ ગુણ અથવા વ્યાકરણાદિ શાસ્ત્રમા નિષ્ણાત હોય તો પણ અવશ્ય તેવા માણસનો ત્યાગ કરવો ૨

## પ્રસશા અર્થે ઉત્સૂત્રભાષિની સ્થિતિ.

इयरजणससणाए जि उस्सूत्तभासीए ण भय ।
हा हा ताण णराण दुराइ जइ मुणइ जिणणाहो ॥ ३ ॥

અન્ય જીવોની પ્રશસા કરવાથી, તેઓ મને સારી રીને માન આપશે એવા કારણથી જે જિન સૂત્ર વિરૂદ્ધ બોલવામા ભય રાખતો નથી તે જીવને ધિક્કાર છે તે જીવનને આગામી ભવ ગ એટલું બધુ દુખ પ્રાપ્ત થાય છે કે તે દુખ જાણવાને કેવળી ભગવાન વિના અન્ય જીવમા સામર્થ્ય નથી ૩

## ધીર પુરૂષોનો તે તરફ અભાવ.

उस्सुत्तभासियाण बोहिणासो अणन्तसमारो ।
पाणव्वए विधीरा उस्सुत्त लाण भासन्ति ॥ ४ ॥

જે જીવ જિન સૂત્રનુ ઉલ્લઘન કરી ઉપદેશ દે, તેને સમ્યક્ત્વની પ્રાપ્તિ રૂપ બોધિકનો નાશ થાય છે અને અનત સસાર વારવાર ભોગવવો પડે છે અર્થાત ધીર પુરૂષો પ્રાણનાશ સહન કરે છે પણ સૂત્રવિરૂદ્ધ કયારે પણ બોલવુ કે સાભળવુ સહન કરતા નથી ૪

## વિપરીત આચરણની પ્રશસામા દોષ.

मुद्धाण रजयणत्थ अविहियसस कयावि ण करिज्ज ।
किं कुलवहुणो कत्थवि थुणन्ति वेसाण चरियाइ ॥ ५ ॥

મૂર્ખોને પ્રસન્ન કરવા માટે મિથ્યાત્વીના વીપરીત આચરણની કયારે પણ પ્રશસા કરવી યોગ્ય નથી કુલવધૂ શુ વેશ્યાના આચરણની સ્તુતિ કરે છે ! અર્થાત નથી જ કરતી ૫

## સસાર ભ્રમણનો ભય.

जिणआणाभङ्गभय भवभयभीआण होइ जीवाण ।
भवभयअभीरुयाण जिणआणाभञ्जन कीडा ॥ ६ ॥

જે જીવ સસારથી ભયભીત છે તેને ભગવાનની આજ્ઞા ભગનો ભય રહે છે જેને સસારનો ભય નથી, તેને જિન ભગવાનની આજ્ઞાનો ભગ કરવો તે રમત માત્ર છે ૬

## લોક સત્કારનો હેતુ, ગુણ વગરની ગતિ.

### वंशस्थविल

गुणांस्तवाश्रित्य नमन्त्यमी जना, ददत्युपाश्रयभैक्ष्यशिष्यकान् ।
विना गुणान् वेषमृषेर्बिभर्षि चेत्, ततष्ठकानां तव भाविनी गतिः ॥१३॥

આ લોકો તારા ગુણોને આશ્રયીને તને નમે છે અને ઉપધિ, ઉપાશ્રય, આહાર અને શિષ્યો તને આપે છે હવે જો ગુણ વગર ઋષિ (યતિ)નો વેશ તુ ધારણ કરતો હોઇશ તો ઠગના જેવી તારી ગતિ થશે

ભાવાર્થ—અર્થ સ્પષ્ટ છે મૂળ તારા સેવકો સારા કપડા તને આપવા ઇચ્છે છે ઘરમા સારી વસ્તુ કરે તો તને પ્રથમ આમ ત્રણ કરે છે પોતે ઝુપડામા રહે છતા તને મહેલ જેવા ઉપાશ્રયો રહેવા આપે છે અને છેવટે પોતાના વહાલા પુત્ર પુત્રીને પણ તારા શિષ્યપણે અર્પણ કરી દે છે,[1] એ બધુ તારામા સાધુપણાના ઉત્તમ ગુણો વિગેરે દશ યતિ ધર્મો છે, એમ ધારીને આપે છે આ ગુણો વગરના તારા જીવતને તો દભી-પાપી-ધુતારાની ઉપમા અપાય અને જીદગીનુ ફળ પણ તેવુ જ મળે

આ તેરમા શ્લોકમા લોકરજનથી અટકી મુનિપણાનો ગુણ ગ્રહણ કરવા ઉપદેશ કર્યો છે દભ-કપટ વિગેરે કરીને બહારથી દેખાવ કરનારને આ ઉપરથી બહુ સમજવાનુ છે સ્વમાનના સ્વરૂપમા આ જમાનામા દભને સારૂ રૂપ આપવામા આવે છે બુદ્ધિમાન યતિએ તેમા દભ શુ છે તે સમજી જવુ જોઇએ આ મીઠો અવગુણ બોધિવૃક્ષનો ઘાત કરે છે અને પ્રાણીને પોતાની ખરી ફરજ શુ છે તેનો ખ્યાલ આવવા દેતો નથી દરેક યતિ-સાધુએ યાદ રાખવુ કે તેનુ કામ લોકોને કેવળ ખુશી કરવાનું નથી, પણ બરાબર શુદ્ધ માર્ગે દોરવાનુ છે, દુનિયાના ઉપદેશક હોવાનો દાવો એકાતમા કુકર્મ કરે એવા શોખીનોને માટે તો અર્ધો લોક તૈયાર છે, પણ અત્ર કલ્પેલા મુનિવર્ય તો મનમા પણ ખરાબ વિચાર લાવે નહિ અને કાયાનુ વર્તન તો બહુજ શુદ્ધ રાખે આવા મુનિ તેજ સાધુ કહેવાય, બાકી તો **યતિના જતિ અને ગુરૂજીના ગોરજી** થઇ ગયા છે તે શબ્દની માફક વર્તનમા પણ અપભ્રશ બતાવે છે વીર પરમાત્મા શુદ્ધ પવનનો ફેલાવો કરે !

---

૧ આ શ્લોક પરથી વૈરાગ્યવાન્ પુત્રપુત્રીને શિષ્ય તરીકે વહોરાવવાનો પ્રચાર અગાઉ હતો એમ જણાય છે એ બાબતમાં ગૃહસ્થો અને માતા ઉદાર ચિત્ત રહેતા હતા તેમજ સાધુઓ પણ શિષ્યને વહોરી લેતા હતા એમ જણાય છે એ સબધમા હીરવિજયસૂરિ વિગેરેના દૃષ્ટાત પ્રસિદ્ધ છે એ સબધમા શ્રીમદ્ હેમચદ્રાચાર્ય યોગશાસ્ત્રમાં ત્રીજા પ્રકાશને છેડે સાત ક્ષેત્રના નિરૂપણમા પુત્રપુત્રી વહોરાવવાનો ક્રમ સ્પષ્ટ બતાવે છે અને તે જ વિષયમાં શ્રી માનવિજયજી ઉપાધ્યાય ધર્મ સગ્રહમા સ્પષ્ટ ઉલ્લેખ કરે છે

# आज्ञाभंग दोष–अधिकार.

મહાન પુરૂષોની આજ્ઞા વિરૂદ્ધ બોલવું કે વિરૂદ્ધ સમજાવવુ તે જેમ દોષ છે તેજ રીતે આજ્ઞાનો ભંગ કરવો એટલે ફરમાનો વિરૂદ્ધ વર્તવુ તે પણ દોષનું કારણ છે કેમકે મહા પુરૂષોની આજ્ઞા હમેશા હિતમય હોય છે તેવા તેના ગારવને અને હેતુને સમજવા વગર કે ઇરાદા પૂર્વક તેનાથી વિરૂદ્ધ વર્તન કરવાથી અનેક આપત્તિઓ આવી પડે છે તેમજ પરભવનું બગડે છે આવા આજ્ઞાભંગના પ્રસંગો કેવી રીતે બને છે અને તેવા અજ્ઞાવિરાધકો કેવી અવસ્થાને પ્રાપ્ત કરે છે? તે બતાવવા આ આજ્ઞાભંગ દોષ અધિકારનો આરંભ કરવામા આવે છે

## આજ્ઞાનો અનાદર કરવાથી સર્વ ક્રિયાઓ નિષ્ફળ છે.

### आर्या ( १ थी ९ )

इयराण चक्कुराण वि आणाभङ्गे वि होई मरणदुहम् ।
किं पुण तिलोयपहुणो जिणिन्ददेवाहिदेवस्स ॥ १ ॥

ચક્રવર્તી અથવા અન્ય રાજાની આજ્ઞા ભંગ કરવાથી ભયંકર દુખ પ્રાપ્ત થાય છે, ત્યારે ત્રણ લોકના પ્રભુ દેવાધિદેવ જિનેન્દ્ર ભગવાનની આજ્ઞા ભંગ કરવાથી શું દુખ ઉત્પન્ન ન થાય? અવશ્ય થાય ૧ *

## આજ્ઞામા હિતકર ભાવના.

जगगुरुजिणस्स वयण सयलाण जियाण होइ हियकरण ।
ता तस्स विराहणया कह धम्मो कह णु जीवदया ॥ २ ॥

જગદ્ગુરૂ જિનેન્દ્ર ભગવાનનું વચન સમસ્ત જીવને હિતકારી છે તે વચન વિરૂદ્ધ આચરણ કરવાથી ધર્મ કયાથી મેળવી શકાય? અથવા કેવી રીતે જીવદયા પાળી શકાય? ૨

## અજ્ઞાન ભાવે તપશ્ચર્યા.

किरियाफडाडोव अहिंसा हति आगमविहूण ।
मुद्धाण रजणत्थ सुद्धाण होलणत्थाए ॥ ३ ॥

જે જીવ આગમ રહિત તપશ્ચર્યાદિ ક્રિયાનો આડબર બહુ રીતે કરે છે તેથી મૂર્ખ પુરૂષો પ્રસન્ન થાય છે, પણ જ્ઞાનીઓ તો તેના તરફ નિંદાભાવથી જુએ છે ૩

* ૧ થી ૬ ઉપદેશ સિદ્ધાંત રત્નમાળા

## નિર્ગુણ મુનિની ભક્તિથી તેને તથા ભક્તોને ફળ થતુ નથી.

आराधितो वा गुणवान् स्वय तरन्, भवाब्धिमस्मानपि तारयिष्यति ।
श्रयन्ति ये त्वामिति भूरिभक्तिभिः, फल तवैषा च किमस्ति निर्गुण ! ॥ १५ ॥

આ ગુણવાન્ પુરૂષની આરાધના કરી હોય તો તે ભવસમુદ્ર તરે ત્યારે આ પણને પણ તારશે એવા પ્રકારની બહુ ભક્તિથી ઘણા માણસો તારો આશ્રય કરે છે તેથી હે નિર્ગુણ ! તને અને તેઓને શુ લાભ છે ?

ભાવાર્થ—આ સાધુ ગુણવાન્ છે એમ ધારી કેટલાક શ્રાવકો ભક્તિભાવથી તને વહોરાવે છે પણ તેથી તેઓને પુણ્યબધ થશે એમ કલ્પી તેના કારણભૂત થવાથી તને પુણ્યબધ થશે એમ તુ ધારતો હો તો તારી ભૂલ છે, કારણ કે તારામા તેના ધારેલા સારા ગુણો જરા પણ નથી તારામા ગુણ હોય અને ભવસમુદ્ર તરવાની શક્તિ હોય તો જૂદી વાત છે બાકી ખાલી કલ્પનાઓ કરવામા તને કાંઈ પણ લાભ થવાનો નથી, એટલુ જ નહિ પણ હવે પછીના શ્લોકમા જણાવવામા આવશે એમ આ તારા વર્તનથી તો પાપનો બધ જ થશે

બિચારા અલ્પજ્ઞાની જીવો ભદ્રકભાવથી તારો ધર્મબુદ્ધિએ આશ્રય કરે છે તે સસારસમુદ્ર તરવામા તારી સહાયની ઇચ્છાથી કરે છે, એવી સહાય તો તુ કાઇ આપતો નથી આપી શકતો નથી, ત્યારે તેને શુ લાભ થાય? ૧૫

## નિર્ગુણ મુનિને પાપ બધ થાય છે.

### વશસ્થવિલ. (૧૬ થી ૧૯)

स्वय प्रमादैर्निपतन् भवाम्बुधौ, कथ स्वभक्तानपि तारयिष्यसि ।
प्रतारयन् स्वार्थमृजन् शिवार्थिनः, स्वतोऽन्यतश्चैव विलुप्यसऽहसा ॥१६॥

તુ પોતે પ્રમાદવડે સસારસમુદ્રમા પડતો જાય છે ત્યા પોતાના ભક્તોને તે કેવી રીતે તારવાનો હતો ? બિચારા મોક્ષાર્થી સરળ જીવોને પોતાના સ્વાર્થ માટે છેતરીને પોતાથી અને અન્ય દ્વારા પાપવડે તું ખરડાય છે

ભાવાર્થ—મોક્ષ મેળવી સસારજાળથી ફારેગ થવાની ઇચ્છાવાળા સરળ જીવો તારો આશ્રય કરી તારા ઉપદેશ પ્રમાણે વર્તન કરે છે, તેઓને છેતરીને તુ 'અન્યદ્વારા' પાપબધ કરે છે અને તે લીધેલા પચ્ચખાણ (મહાવ્રતો) નો વિષય કષાયાદિપ્રમાદસેવનથી ભગ કરી 'પોતાથી' પાપબધ કરે છે આવી રીતે હે મુને ! તુ નિર્ગુણ છે તેથી તને લાભ થતો નથી એતો નિસશય

# आज्ञाभंग दोष-अधिकार.

મહાન પુરૂષોની આજ્ઞા વિરૂદ્ધ બોલવું કે વિરૂદ્ધ સમજાવવુ તે જેમ દોષ છે તેજ રીને આજ્ઞાનો ભંગ કરવો એટલે ફરમાનો વિરૂદ્ધ વર્તવુ તે પણ દોષનુ કારણ છે કેમકે મહા પુરૂષોની આજ્ઞા હમેશા હિતમય હોય છે તે છતા તેના ગૌરવને અને હેતુને સમજવા વગર કે ઇરાદા પૂર્વક તેનાથી વિરૂદ્ધ વર્તન કરવાથી અનેક આપત્તિઓ આવી પડે છે તેમજ પરમાર્થ બગડે છે આવા આજ્ઞાભંગના પ્રસંગો કેવી રીતે બને છે અને તેવા આજ્ઞાવિરાધકો કેવી અવસ્થાને પ્રાપ્ત કરે છે? તે બતાવવા આ આજ્ઞાભંગ દોષ અધિકારનો આરંભ કરવામા આવે છે

## આજ્ઞાનો અનાદર કરવાથી સર્વ ક્રિયાઓ નિષ્ફળ છે.

### आर्या (૧ થી ૯)

इयराण चक्कुराण वि आणाभङ्गे वि होई मरणदुहम् ।
किं पुण तिलोयपहुणो जिणिन्ददेवाहिदेवस्स ॥ १ ॥

ચક્રવર્તી અથવા અન્ય રાજાની આજ્ઞા ભંગ કરવાથી ભયંકર દુઃખ પ્રાપ્ત થાય છે, ત્યારે ત્રણ લોકના પ્રભુ દેવાધિદેવ જિનેન્દ્ર ભગવાનની આજ્ઞા ભંગ કરવાથી શું દુઃખ ઉત્પન્ન ન થાય? અવશ્ય થાય ૧ *

## આજ્ઞામા હિતકર ભાવના.

जगगुरुजिणस्स वयण सयलाण जियाण होइ हियकरण ।
ता तस्स विराहणया कह धम्मो कह णु जीवदया ॥ २ ॥

જગદ્ગુરૂ જિનેન્દ્ર ભગવાનનુ વચન સમસ્ત જીવને હિતકારી છે તે વચન વિરૂદ્ધ આચરણ કરવાથી ધર્મ ક્યાથી મેળવી શકાય? અથવા કેવી રીતે જીવદયા પાળી શકાય? ૨

## અજ્ઞાન ભાવે તપશ્ચર્યા.

किरियाफडाडोव अहिमा हनि आगमविहूण ।
मुद्धाण रञ्जणत्थं सुद्धाण होलणत्थाए ॥ ३ ॥

જે જીવ આગમ રહિત તપશ્ચર્યાદિ ક્રિયાનો આડંબર બહુ રીતે કરે છે તે મૂર્ખ પુરૂષો પ્રસન્ન થાય છે, પણ જ્ઞાનીઓ તો તેના તરફ નિંદાભાવથી જુવે છે

* ૧ થી ૬ ઉપદેશ સિદ્ધાંત રત્નમાળા

હે મૂઢ ! ધર્મના સાધનને ઉપકરણાદિનુ નામ માત્ર આપીને સ્વીકારેલા પરિગ્રહથી તુ કેમ હર્ષ પામે છે ? શુ જાણતો નથી કે વહાણમા જો સોનાનો પણ અતિ ભાર ભર્યો હોય તો તે પણ બેસનાર પ્રાણીને તુરત જ સમુદ્રમા બૂડાડે છે !

ભાવાર્થ—સોનુ સર્વને પ્રિય લાગે છે, તેનો રગ જોઇને પ્રાણી મોહમા પડે છે, છતા પણ એક વહાણમા તેનો અતિ ભાર ભરવામા આવે તો તે વહાણ પણ ડૂબે છે અને બેસનારને ડબાડે છે, તેવી જ રીતે પરિગ્રહ પ્રિય લાગે છે, બાહ્ય રૂપ જોઇ તેના પર મોહ લગાડે છે અને ખાસ કરીને ધર્મને નિમિત્તે કરવામા આવતો પરિગ્રહ તો જરા પણ ખોટો છે એમ કેટલીકવાર વિચાર કર્યા વગર પ્રમજવામા પણ આવતુ નથી, છતા પણ યતિજીવનરૂપ વહાણમા એ બહારથી સુદર દેખાતા પરિગ્રહરૂપ સર્વનો અતિ ભાર[1] ભરવામા આવે તો ચારિત્રનૌકા સસારસમુદ્રમા નાશ પામે છે અને એનો આશ્રય કરનાર મૂઢ જીવ પણ ડૂબે છે

આવી રીતે જીવ આત્મવચન કરે છે એ માને છે ધર્મ, પરતુ પોતાને મૂર્છા થાય છે તે સમજતો નથી, પુસ્તકની મોટી લાઇબ્રેરી રાખો કે ભડાર રાખો તેની સાથે અત્ર સબધ નથી અત્ર કહેવાનો ઉદ્દેશ એ જ છે કે કોઈ પણ વસ્તુ ઉપર ધર્મને નામે પણ હૃદયમા મારા પણાની બુદ્ધિનો અહમમ ભાવનો ત્યાગ કરો, એ પ્રમાણે થશે નહિ ત્યાસુધી તમે પરિગ્રહથી મુક્ત છો એમ કહી શકાશે નહીં અલબત, પોતાની પસે પૈસા રાખવા, અથવા અમુક નિમિત્ત મનમા કલ્પી શ્રાવકને ત્યા જમે રાખવા કે શાસ્ત્રનો આદેશ દૂર કરી ઉત્સર્ગ અપવાદના નિમિત્ત વગર વધારે વસ્ત્રપાત્રાદિ રાખવા એ તો અત્યાચાર જ છે અને બહુધા સસાર વધારનાર જ છે, અને તે જે હોય તેનાપર મમત્વબુદ્ધિ તજવાનો ઉપદેશ છે ૧૮

## મત્સરત્યાગ.

ध्रुवः प्रमादैर्भववारिधौ मुने, तव प्रपात परमत्सरः पुनः ।
गले निबद्धोरुशिलोपमोऽस्ति चेत्कथ तदोन्मज्जनमप्यवाप्स्यसि ॥ १९ ॥

હે મુનિ ! તુ પ્રમાદ કરે છે તેને લીધે સસારસમુદ્રમા તારો પાત તો જરૂર નક્કીજ છે પરતુ વળી પાછા બીજા ઉપર મત્સર કરે છે તે ગળે બાધેલી મોટી શિલા જેવો છે ત્યારે પછી તો તુ તેમાથી ઊચો પણ કેવી રીતે આવી શકીશ ?

---

૧ સયમના નિર્વાહ માટે કામે લાગતા વસ્ત્ર પાત્રાદિકને ' ઉપકરણ ' કહેવામા આવે છે અને જે નકામા મમતા બુદ્ધિથી એકઠા કરેલાં હોય તેવા ઉપકરણોને અધિકરણ કહેવામા આવે છે ( યતિદિનચર્યા ) આજ હેતુથી તેવા અધિકરણને અત્ર અતિભારરૂપ કહેવામા આવેલ છે

दान दीधु कहेवाय छे कारण के तेमनी आज्ञानो जे भग करवो, ते ऊ‍चा धर्म ग णुनो होय तो ते धर्मनो पताळ (ढोतरा)नी माफक नकमो जाणीने तजी देवो ७*

## आज्ञाभगथी थतु भवभ्रमण.

भमिओभवोअणंतो तुहआणा विरहिएहिंजीवेहिं ।
पुणभमियव्वो तेहिं, जेहिं नगीकया आणा ॥ ८ ॥

हे भगवान, जे जीवो आपनी आज्ञानु उल्लघन करे छे, ते जीवो आ ससारमा वारवार गोथा खाय छे, एटलुज नहि पण हे भगवान, जे प्राणीओ तमारी आज्ञा फरी स्वीकारशे नहि, ते प्राणीओ आ ससारमा भटकया करशे ८

## आज्ञा भग थनारनी त्रणे लोकमा स्थिति

जो न कुणइ तुहआण, सो आण कुणइ तिहुअणजणस्स ।
जोपुणकुणइ जिणाण, तस्साणा तिहुवणेचेव ॥ ९ ॥

हे भगवान्, जे मनुष्य तमारी आज्ञा पाळे नहि तो ते मानुष्यने त्रण लोकनी आज्ञा पाळवी पडे छे (सर्वत्र ठोकर खावी पडे छे) जे मनुष्य जिनेश्वर भगवाननी आज्ञा स्वीकारे, तो तेमनी आज्ञा त्रण लोक उठावे छे

(अर्थात भगवाननी आज्ञा सेवनार भगवान तुल्य बने छे तेथी तेमनी आज्ञा त्रण लोक सेवे, ए स्वाभाविक सिद्ध छे) माटे भगवाननो जे जे उपदेश होय ते ते सर्व मनुष्ये ग्रहण करवो जोइए, एवो अभिप्राय छे ९

आ प्रमाणे कही आ आज्ञाभग दोष अधिकार पूर्ण करवामा आवे छे

# क्रियाहीन ज्ञान निष्फळ अधिकार

सद्भाग्ये कोइ मनुष्य आज्ञा विरुद्ध न वर्ते, परतु केवळ आज्ञाना अभ्यासथी कार्यसिद्धि थती नथी केमके जगतमा ज्ञा (जाणवा) मात्रथी कृतार्थता नथी पण ते मुजब वर्तन करवु जोइए एटले क्रिया वगरनु ज्ञान व्यर्थ छे एम कहीए तो पण खोटु नथी ते बाबत एक टुक दाखलो आपीये छीए के "एक वखत एक स्त्री पुरुषनु जोडु पोताना भुवनमा रात्रिना वखते शयनगृहमा हतु, त्या घरमा चोर आव्यो तेने जोइ स्त्रीए पोताना स्वामीने कह्यु के चोर आव्यो प्रत्युत्तरमा पतिए जणाव्यु के हु जाणु छु पछी ते चोरे आवी पेटी तोडी यथेच्छित

* ७ था ८ गोपनीपिकासमीर

દેવુ ફેડવા માટે પણ તારે તારૂ વર્ત્તન બહુ જ ઉચા પ્રકારનુ રાખવાની જરૂર છે, જેઓ દુનિયાના ઉપદેશક હોવાનો દાવો કરતા હોય તેઓનુ ચારિત્ર તો એવુ સરસ અને અનુકરણીય હોવુ જોઇએ કે એમા બે ભેદ પડે જ નહીં બાહ્ય દેખાવ જૂદો અને આંતર વર્ત્તન તદ્દન જૂદા પ્રકારનુ એ વાત શુદ્ધ દશામા વર્ત્તનારા જીવોની કલ્પનામા પણ આવે નહીં અને લોકો પોતાને માટે શુ ધારે છે એવો તો એના મનમા ખ્યાલ પણ ન હોય તેને કાઇ પણ ખ્યાલ હોય તો તે પોતાની ઉચા પ્રકારની ફરજનો ખ્યાલ હોય છે આત્માના આ ભવ અને પરભવના સુખ માટે વેશ અને વર્ત્તનની ઐક્યતા કરવાની ખાસ જરૂર છે

+ આવા શ્લોકોમા બાહ્યાડબર—વેશ ધારણ કરનારને માટે બહુ કહ્યુ છે ગોરજી, શ્રીપૂજ્યો, જતિ અને સવેગી પક્ષમા પણ કેટલાક માત્ર વેશધારી હોય તેમણે આટલી હકીકત ઉપરથી બહુ બહુ સમજવાનુ છે દોરા ધાગા કરી, ગૃહકાર્યાદિ સાવદ્ય કામોમા સલાહ કારક બની દૃષ્ટિરાગી ભગતો બનાવી, મુગ્ધ પ્રાણીઓને ધર્મને નામે છેતરનાર, ધર્મને બ્હાને આજીવિકા ચલાવનાર, કેશના પટીઆ પાડી ધર્મને દુનિઆની દૃષ્ટિમા હલકો પાડનાર આવા મૂર્ખદત્તો પોતાની જાતને સસારસમુદ્રમા પાડે છે અને સાથે ડોકમા આશ્રિત જનને ડુબાડવાના પાપરૂપપથ્થર બાધે છે તેથી તે ફરીને ઉચા આવતાજ નથી વળી કેટલીકવાર સવેગી પક્ષ જેવા શુદ્ધ પ્રવાહમા પણ કેટલાક નાપસદ કરવા લાયક દેખાવો જોવામા આવે છે સભળાય છે ખસુસ કરીને ત્રેવી શુદ્ધ ગુરૂણીજીઓના સમુદાયમા પણ કેટલીકની સ્થિતિપર ધ્યાન આપવાની બહુ જરૂર જણાય છે વેશથી કાઇ લાભ નથી અને તેથી લોકોને છેતરવારૂપ નુકશાન છે એ સ્પષ્ટ છે વળી આટલુ લખતા સૂરિમહારાજ સારી રીતે જાણે છે કે વેશથી કોઇ વખત પ્રાણી શરમની ખાતર—દેખાવ ખાતર પણ અયોગ્ય રસ્તે જતા અટકે છે સાધુ—મહત—ત્યાગી—વૈરાગી જેવા ભાવનામય જીવનનો દેખાવ રાખ્યાથીજ લોકો મહા ઉતમ વર્તનની આશા રાખે છે અને તેજ જગોએ જ્યારે કાઇ પણ ચારિત્ર ન હોય ત્યારે કટલુ ખેદ કરવા જેવુ ગણાય એ વિચાર કરવાથી સમજાઇ જાય તેવુ છે + + ૨૦

## વેશમાત્રથી કાઇ વળતુ નથી

आजीविकार्थमिह यद्यतिवेशमेषं,
धत्से चरित्रममल न तु कष्टभीरुः ।
तद्वेत्सि किं न न बिभेति जगज्जिघृक्षु-
र्मृत्युः कुतोऽपि नरकश्च न वेषमात्रात् ॥ २१ ॥

१ मेव इत्यपि पाठान्तर दृश्यते । २ जगज्जिघत्सुरिति पाठान्तरम्

વિવેચન—કેવળજ્ઞાને કરીને પૂર્ણ એવા કેવલી પણ પોતાને ઉચિત ધર્મોપદેશ, વિહાર, યોગ નિરોધ, શૈલેશ્ય ગમનાદિ સ્વયોગ્ય ક્રિયાનું આચરણ કરે છે, કારણ કે પૂર્વોક્ત ક્રિયા વિના શેષ રહેલા કેવલીના કર્મ પણ ક્ષય પામતા નથી તો છદ્મસ્થનું શું કહેવું ? તે માટે દૃષ્ટાંત કહે છે કે પ્રદીપ પોતે ઉદ્યોતવાળો છતાં તેલ પૂરવાની અને વાટ વિગેરેની અપેક્ષા કરે છે તેવી રીતે જ્ઞાન પણ મોક્ષ સાધવામાં સહકારી ક્રિયાની અપેક્ષા કરે છે ૨

## ઉપદેશ પ્રમાણે આચરણમાં મુશ્કેલી.

उपदेष्टु च वक्तु च, जन सर्वोऽपि पण्डित ।
तदनुष्ठानकर्तृत्वे, मुनयोऽपि न पण्डिता. ॥ ३ ॥

શાસ્ત્રનો ઉપદેશ કરવાને અને ભાષણ કરવાને તો સર્વ જન (મનુષ્ય) સમૂહ પંડિત છે, પણ તે મુજબ વર્તવાને તો મુનિયો પણ પંડિતો નથી, અર્થાત્ કહેલા મુજબ વર્તવું મુનિયોને પણ કઠિન છે ૩ *

## ક્રિયાથી પાંડિત્ય પ્રાપ્તિ.

पठक पाठकश्चैव, ये चान्ये शास्त्रचिन्तका ।
सर्वे व्यसनिनो ज्ञेया य. क्रियावान् स पण्डित' ॥ ४ ॥

શાસ્ત્રોને ભણનારો અને ભણાવનારો, અને બીજા શાસ્ત્રોનું ચિન્તન કરનારા પુરૂષો છે તે બધાઓ ફોગટ વ્યસનવાળા-દુ ખી જાણવા પરન્તુ જે પુરૂષ શાસ્ત્ર મુજબ ક્રિયાવાળો છે તે પંડિત ગણાય છે બીજાઓ ગણાતા નથી ૪

## ક્રિયા વિના શાસ્ત્રાભ્યાસ તથા જ્ઞાનતપાદિકની નિષ્ફળતા.

### उपजाति

अधीत्य शास्त्राणि भवन्ति मूर्खा यस्तु क्रियावान् पुरुष स विद्वान् ।
सुचिन्तितं चौषधमातुर हि न ज्ञानमात्रेण करोत्यरोग ॥ ५ ॥

ક્રિયાહીન પુરૂષો શાસ્ત્રો ભણીને પણ મૂર્ખ રહે છે, પરતુ જે શાસ્ત્ર મુજબ ક્રિયાવાળો પુરૂષ છે, તેજ વિદ્વાન્ ગણાય છે ઔષધ સારી રીતે વિચારેલું હોય તો પણ તે જ્ઞાન માત્રથી આતુર-રોગી મનુષ્યને નીરોગી કરી શકતું નથી ૫

## ક્રિયાહીન ઉપદેશકની સ્થિતિ.

### वसन्ततिलका

शास्त्रावगाहपरिघट्टनतत्परोऽपि, नैवाबुध समधिगच्छति वस्तुतत्त्वम् ।
नानाप्रकाररसमध्यगतापि दर्वी, स्वाद रसस्य सुचिरादपि नैव वेत्ति ॥ ६ ॥

* ૩ થી ૬ સૂક્તિમુક્તાવળી

स्नेहाद्युपक्रमजुषो हि यथातुरस्य,
दोषो निशिद्धचरण न तथेतरस्य ॥ ३० ॥

હે મુનિ! બીજા માણસને જોઇ તુ વિષયાભિલાષ તરફ શામાટે વળે છે? એ વિષયાભિલાષ અલ્પ હોય તોપણ મોટા અનર્થને ઉત્પન્ન કરે છે, જેમ રાગી માણસ તેલ વગેરે ખાવાનો ઉપક્રમ કરે તો તેનેમાટે જેવો તે નિષિદ્ધ આચરણ કરવારૂપ દોષ ગણાય છે, તેવો નીરોગી માણસને માટે ગણાતો નથી ૩૦

## ઉત્તમ મુનિ સયમને સાધવાથી મુઝાતો નથી.

रम्येषु वस्तुवनितादिषु वीतमोहो, मुह्येद्वृथा किमिति सयमसाधनेषु ।
धीमान् किमामयभयात्परिहृत्य भुक्तिं, पीत्वौषध व्रजति जातुचिदप्यजीर्णम् ॥३१॥

રમણીય એવી વસ્તુ અને સ્ત્રી વગરેમા મોહને છોડી દેનારો પુરૂષ સયમના સાધનોથી શુ વૃથા મુઝાઇ જાય? અર્થાત્ મુઝાય નહિ, જે બુદ્ધિમાન્ મનુષ્ય રોગ થવાના ભયથી ભોજન છોડી દે અને ઔષધ પીવે, તેને શુ કદિ પણ અજીર્ણનો રોગ થાય? અર્થાત્ નજ થાય ૩૧

## મુનિએ વિષરૂપ વિષય ને માટે તપનો ત્યાગ કરવો ન જોઇએ.

### हरीणि (૩૨-૩૩)

त्यजतु तपसे चक्र चक्री यतस्तपसः फल,
सुखमनुपम स्वोत्थ नित्यं ततो न तदद्भुतम् ।
इदमिह महच्चित्र यत्तद्विष विषयात्मक,
पुनरपि सुधीस्त्यक्त भोक्तु जहाति महत्तपः ॥ ३२ ॥

જે ચક્રવર્તી તપને માટે ચક્રનો ત્યાગ કરે છે, કારણ કે તપનુ ફળ આત્માથી ઉત્પન્ન થનાર નિત્ય અનુપમ સુખરૂપ છે તો તેમા કાંઇ આશ્ચર્ય ની વાત નથી, પરંતુ મોટા આશ્ચર્યની વાત તો એ છે કે, સદ્બુદ્ધિમાન્ પુરૂષ ત્યજી દીધેલા વિષયરૂપ વિષને પાછુ ભોગવવા માટે મોટા તપનો ત્યાગ કરેછે ૩૨

## વિષયરૂપ વિષના ગ્રાસ લેનારો મુનિ પોતાનું અહિત કરે છે.

अहितविहितप्रीतिः प्रीत कलत्रमपि स्वय,
सकृदपकृत श्रुत्वा सद्यो जहाति जनोऽप्ययम् ।
स्वहितनिरतः साक्षाद्दोष समीक्ष्य भवे भवे,
विषयविषवद्ग्रासाभ्यास कथ कुरुते बुद्धः ॥ ३३ ॥

" ब्राह्मणस्यचदेहोऽय क्षुद्रकामायनेष्यते । कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च

અર્થાત્ બ્રાહ્મણનો આ દેહ તુચ્છ વિષયભોગ ભોગવવા સારૂ નથી, પરંતુ ત અને કષ્ટ ભોગવવા વાસ્તે છે તેમ કરવાથી ફળ એ ઉ પન્ન થાય છે કે આ દેહ ત ન પછી અનંત સુખ (મોક્ષ) મળે છે પરંતુ ઉક્ત શ્લોક પ્રમાણે જે બ્રાહ્મણો વ કષ્ટ આદિ સ્વધર્મના શાસનેથી અન્યથા-બીજી રીતે વર્તે છે, તેઓને માટે ભારત દિમાં તેની નિંદાનું કથન પણ કરવામાં આવ્યું છે, અને તે ભાગ ઉપર જો તે બ્ર હ્મણસમૂહ લક્ષ આપી સુધરશે, તો તેને ઐહિક તેમજ પારલૌકિક બન્ને લોક સુખની પ્રાપ્તિ થશે તેમ અન્ય વાચકવૃન્દ પણ આ લેખનનો લાભ લઇ તેઓ સુધરવાનું જણાવશે તો પણ તેઓ શુદ્ધ ધર્મનું તત્ત્વ જોઇ સુખી થશે જે કારણ આ અધિકરણનો આરંભ કરવામાં આવે છે

## અધમ બ્રાહ્મણના લક્ષણો.

### अनुष्टुप्-(૧ થી ૨૫)

कृषिवाणिज्यगोरक्षा राज्यसेवा चिकित्सितम् ।
ये ब्राह्मणा प्रकुर्वन्ति वृषलास्ते न संशय. ॥ १ ॥

કૃષિ-ખેડ, વ્યાપાર, ગાય વિગેરેની સેવા કરી તેના દુધ, દહિં, ઘી વગેરે વિ ક્રય કરી વૃત્તિ ચલાવવી તે, અને વૈદું, રાજ્યની નોકરી જે બ્રાહ્મણો કરે છે, તેઓ શૂદ્ર તુલ્ય છે, એમાં સંશય નથી ૧

## સ્ત્રી સેવક બ્રાહ્મણો.

ये स्त्रीवशं गता नित्य, विश्वासोपहताश्च ये ।
ये स्त्रीपादरजःस्पृष्टास्तेऽपि शूद्रा युधिष्ठिर ॥ २ ॥

હે ધર્મરાજા ! જે બ્રાહ્મણો હમેશા સ્ત્રીઓને આધીન છે અને બીજાના વિ શ્વાસથી જેઓ મૃતતુલ્ય થયા છે, અને જેઓ સ્ત્રીઓના ચરણ ની રજથી સ્પર્શ કરાયેલા છે અર્થાત્ સ્ત્રીઓના દાસરૂપ થઇ ગયા છે તે પણ બ્રાહ્મણો શૂદ્રતુલ્ય છે એમ શાન્તિપર્વમાં ભીષ્મપિતામહે રાજા યુધિષ્ઠિરને કહ્યું છે ૨ વળી

## ખેતીકાર બ્રાહ્મણો.

हलकर्षणकार्यं तु, यस्य विप्रस्य वर्त्तते
न हि स ब्राह्मणःप्रोक्त. सोऽपि शूद्रो युधिष्ठिर ॥ ३॥

* ૧ થી ૧૩ પુરાણ, મહાભારત તથા મનુસ્મૃતિ

मूर्छन्मोहवशात्त एव कुधिया संसारपाताय धिक्,
स्वं स्वस्यैव वधाय शस्त्रमधिया यद्दुष्प्रयुक्तं भवेत् ॥ ३५ ॥

વસ્ત્ર, પુસ્તક અને પાત્રા વિગેરે ધર્મોપકરણના પદાર્થો શ્રી તીર્થંકર ભગવાને સંયમની રક્ષા માટે યતિઓને બતાવ્યા છે તે છતાં મંદ બુદ્ધિવાળા-મૂઢ જીવો વધારે મોહમાં પડીને તેને સંસારમાં પડવાના સાધનભૂત બનાવે છે તેઓને ખરેખર ધિક્કાર છે! મૂર્ખ માણસ વડે અકુશળતાથી વપરાયલું શસ્ત્ર (હથિઆર) તેના પોતાનાજ નાશનું નિમિત્ત થાય છે.

**ભાવાર્થ**—આ ઉપદેશ વધારે સ્પષ્ટ શબ્દોમાં છે મૂર્છા એજ પરિગ્રહ છે એમ સમજાઈ જાય તો પછી આ હકીકતમાં વિશેષ પ્રકાશ પાડવાની જરૂર રહેતી નથી. વાત એ છે કે આ જીવ સમજતો નથી કે પદાર્થ પ્રાપ્તિમાં સુખ નથી પણ સંતોષમાં સુખ છે. આ તો ભગવાને દીર્ઘ વિચાર કરી રાખવાની રજા આપેલી એવી ઉપધિ-પાત્રા કે પુસ્તકાદિ વસ્તુ જે રાખવાનો ઉદ્દેશ સંયમ પ્રવૃત્તિનોજ છે તેજ મમતાથી સંસાર વધારે છે, તેમાં પાડે છે અને પાછો ઉંચો આવવા દેતી નથી. શસ્ત્રથી પરને ભય ઉત્પન્ન કરાય છે, હરવાય છે, અને પ્રાણ પણ લેવાય છે પણ બંદુકનો ખરો ઉપયોગ કરી ન જાણનાર જો દારૂ લગીને તેને પોતાની તરફ જ તાકે તેથી પોતાનું જીવન પણ ખોઈ બેસે છે, તેવીજ રીતે સંસારનો નાશ કરવાના પ્રબળ સાધનરૂપ ધર્મોપકરણ પર મૂર્છા રાખવાનું થાય તો યતિજીવનનો બહુધા નાશ થાય છે.

હે મુનિ! અનુભવીના ઉપર લખેલા શબ્દો પર બરાબર મનન અને નિદિધ્યાસન કરજે. એ ચમત્કારી ચાર લીટીમાં બહુ ઉત્તમ શિક્ષાનો સમાવેશ કરવામાં આવ્યો છે. સમજુ વર્ગને ઉપદેશેલા પદ્યપર વિશેષ ટીકાને અવકાશ આપવાની આવશ્યકતા અલ્પ જણાય છે. ૩૫

### નિષ્પુણ્યકની ચેષ્ટા, ઉદ્ધત વર્તન-અધમ ફળ.

रङ्कः कोऽपि जनाभिभूतिपदवीं त्यक्त्वा प्रसादाद्गुरो-
र्वेषं प्राप्य यतेः कथञ्चन कियच्छास्त्रं पदं कोऽपि च ।
मौखर्यादिवशीकृतर्जुजनतादानार्चनैर्गर्वभाग्-
आत्मानं गणयन्नरेन्द्रमिव धिग्गन्ता द्रुतं दुर्गतौ ॥ ३६ ॥

કોઈ ગરીબ-રાંક માણસ લોકોના અપમાનને યોગ્ય સ્થાનક તજી દઈને ગુરૂમહારાજની કૃપાથી મુનિનો વેશ પામે છે, કાંઈક શાસ્ત્રોનો અભ્યાસ કરે છે અને કોઈ પદવી મેળવે છે, ત્યારે પોતાના વાચાળપણાથી ભદ્રક લોકોને વશ કરીને તે રાગી લોકો જે દાન અને પૂજા કરે છે તેથી પોતે ગર્વ માને છે અને પોતાની જાતને રાજા

તેમા બાર જન્મો સુધી ખર, સાઠ જન્મો સુધી સૂકર ( ડુક્કર ) અને સીત્તેર જન્મો સુધી શ્વાન-કૂતરા-ના જન્મને પામે છે એમ મનુએ કહ્યુ છે ૮

### અધમ વૃત્તિના બ્રાહ્મણોનું સ્થાન.

सत्यं नास्ति तपो नास्ति, नास्ति चेन्द्रियनिग्रहः ।
सर्वभूतदया नास्ति, एतच्चाण्डाललक्षणम् ॥ ९ ॥

બ્રાહ્મણમા જો સત્ય નહોય, તપ નહોય, ઇન્દ્રિયોનો નિગ્રહ નહોય, સર્વ ભૂત (પ્રાણી) ઉપર દયા ન હોય, તો એ ચાડાલનુ લક્ષણ છે અર્થાત્ તે બ્રાહ્મણ ચાડાલ તુલ્ય જાણવો ૯ તેમજ

चतुर्वेदयपि यो भूत्वा, चण्डकर्म समाचरेत् ।
चण्डालस्स तु विज्ञेयो, नवेदास्तत्र कारणम् ॥ १० ॥

જે બ્રાહ્મણ ચાર વેદોને જાણનારો હોય તો પણ જો ઉગ્ર-બ્રાહ્મણ ધર્મ વિરૂદ્ધ કર્મ કરે તેને ચાડાલ જાણવો તેમા-બ્રાહ્મણપણામા-વેદો કારણરૂપ નથી ૧૦

### બ્રાહ્મણોને તજવા યોગ્ય માર્ગ.

वार्धकारसेवका-चैव, नक्षत्रतिथिसूचकाः ।
एते शूद्रसमा विप्रा मनुना परिकीर्तिताः ॥ ११ ॥

જે બ્રાહ્મણો વ્યાજ ઉત્પન્ન કરી નિર્વાહ ચલાવનારા છે, બીજાની નોકરી કરવા વાળા છે, નક્ષત્રો અને તિથિઓને સૂચવનારાવાળા અર્થાત્ જોશીના કામને કરનારા છે, આ બ્રાહ્મણોને મનુરાજ ઋષિયે શૂદ્ર સમાન કહ્યા છે ૧૧ વળી—

### અયોગ્ય વર્તનથી નિંદ્ય અવસ્થા.

क्रूराश्चण्डाश्च पापाश्च, परद्रव्यापहारिणः ।
निर्दयाः सर्वभूतेषु, चाण्डालास्सर्वजातिषु ॥ १२॥

જે બ્રાહ્મણો અત્યન્ત ક્રોધવાળા, પાપ કર્મ કરનારા, બીજાના ધનને ચોરવાવાળા, અને સર્વ પ્રાણી માત્રમા દયા વગરના છે, તેઓ સર્વ વર્ણમા ચાડાલતુલ્ય છે ૧૨

### અધમ બ્રાહ્મણને ભોજન પ્રીતિ.

मोदका यत्र लभ्यन्ते, न दूरं पञ्चयोजनी ।
वटका यत्र लभ्यन्ते, न दूरं दशयोजनी ॥ १३ ॥

લાડુભટોને લાડુ મળતા હોય તો ૨૦ ગાઉ પણ દૂર નથી અને જો વડાનુ ભોજન મળતુ તો ૪૦ ગાઉ પણ દૂર નથી અર્થાત્ ભોજન સારૂ આટલો પન્થને પણ ગણતા નથી ૧૩

## ઇંદ્રિયરૂપી ચોરોથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી રત્નોની રક્ષા.

दासत्वं विषयप्रभोर्गतवतामात्मापि येषां पर-
स्तेषां भो गुणदोषशून्यमनसां किं तत्पुनर्नश्यति ।
भेतव्यं भवतैव यस्य भुवनप्रद्योति रत्नत्रयं,
भ्राम्यन्तीन्द्रियतस्कराश्च परितस्त्वं तन्मुहुर्जागृहि ॥ ३७ ॥

હે મુનિ! જેઓ વિષયરૂપી સ્વામીના દાસ થઇ ગયા છે, તેમનો જો કે આત્મા ઉત્કૃષ્ટ છે, પણ તેમનું મન ગુણ અને દોષથી શૂન્ય થઇ ગયું છે, એટલે તેમને પછી નાશ પામવાનું કાંઇ રહ્યું નથી, તેથી તેમને જાગ્રતિ રાખવાની જરૂર નથી, પરંતુ તારે તો બ્હીતા રહેવું કારણ કે, આ ભુવનને પ્રકાશિત કરનારા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્નો જે તારી પાસે રહેલા છે, તેમને ચોરી લેવા માટે તેની આસપાસ ઇંદ્રિયરૂપી ચોર લોકો હમેશા ફર્યા કરે છે ૩૭

### યતિને માટે ટુંક શિખામણ.

**મનહર.**

* ભુલે ફિરે ભ્રમ તે કહત કછુ ઔર ઔર,
કરત ન તાપ દૂરી કરત સંતાપકુ,
દક્ષ ભયો રહે પુની દક્ષપ્રજાપતિ જેસે
દેત પર દીક્ષણા ન દીક્ષા દેત આપકુ
સુંદર કહત એસે જામે ન જુગતી કછુ,
ઔર જાપ જપ ન જપત નીજ જાપકુ,
બાલ ભયો જવાન ભયો વય વીતે વ્રધ ભયો,
વપુ રૂપ હોઇકે વીસરી ગયો આપકુ ૩૮

આ પ્રમાણે બોધ આપતા આ યતિશિક્ષોપદેશ અધિકાર પૂર્ણ કરવામા આવેછે

# अर्धदग्ध साधु अवस्था—अधिकार.

કુસાધુના હિતાર્થે અને આત્મતેજ ઓળખાવવા યતિશિક્ષાપદેશ અધિકાર પૂર્વે લખાયો છે પરંતુ જ્યાં સુધી મનરૂપી ઘોડાની સ્થિતિ સાધુ અવસ્થામાં દઢ થતી નથી ત્યાં સુધી ફક્ત સાધુવેશ પહેરવાથી આત્મકલ્યાણ સાધી શકાતુ નથી પણ ઉલટું અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવી અવસ્થા થઇ રહે છે

* સુંદરદાસ

તરવાર બાંધી આજીવિકા ચલાવનાર એટલે લશ્કરની નોકરી કરનાર, ગળી વેચનાર, અથવા લેખન કરનાર, ધન લઈ દેવની પૂજા કરનાર ગામોટ અર્થાત્ જે આખા ગામનું ગોરપણું કરે છે તે, એક ગામથી બીજે ગામ સંદેશા અથવા પત્રો આપી વૃત્તિ ચલાવનાર, આ વૃત્તિ કરનારા બ્રાહ્મણોને આપેલું દાન નિષ્ફળ થાય છે ૧૮ વળી—

पाककर्तुः परस्यार्थे, कवये गदहारिणे ।
अभक्ष्यभक्षकस्यापि, दत्त भवति निष्फलम् ॥ १९ ॥

બીજા માટે પાક ( રસોઇ કરનાર ), કવિતા કરી ધન લેનાર, વૈદનો ધંધો કરનાર અને અભક્ષ્ય-લશુન-પલાંડુ-વિગેરે પદાર્થોને ભક્ષણ કરનાર એવા બ્રાહ્મણને આપેલું દાન નિષ્ફળ જાય છે ૧૯ અને—

शूद्रान्नभोजिनश्चैव, शूद्राणा शवदाहिन. ।
पौंश्चलान्नभुजश्चापि, दत्त भवति निष्फलम् ॥ २० ॥

શૂદ્રોના અન્નનું ભક્ષણ કરનાર, શૂદ્રોના શબ-મુડદાંને દાહ કરનાર અને વેશ્યા સ્ત્રીઓ તથા તેના જાર પુરૂષોના અન્નનું ભક્ષણ કરનાર એવા બ્રાહ્મણને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે ૨૦

## બ્રાહ્મણોને નરકમાં જવાનો સિધ્ધો રસ્તો.

विश्वासघातिनां चैव मर्यादाभेदिनां तथा ।
परान्नलोलुपानां च, नरक शृणु दारुण ॥ २१ ॥

વિશ્વાસઘાત કરનારા, ધર્મની મર્યાદાને ભેદનારા, અને બીજાઓના અન્નનું ભક્ષણ કરવામાં લોલુપ-લોભવાળા-એવા બ્રાહ્મણોને દારૂણ નરકની પ્રાપ્તિ થાય છે, એમ તું શ્રવણ કર ૨૧ તથા—

प्रतिग्रहरता ये च, ये वै नक्षत्रपाठका ।
ये च देवलकान्नानां, भोजिनस्ताञ्शृणुष्व मे ॥ २२ ॥

જે બ્રાહ્મણો દાન લેવામાં પ્રીતિવાળા છે, અને જેઓ નક્ષત્રનો પાઠ કરનારા અર્થાત્ જ્યોતિ શાસ્ત્રથી નિર્વાહ ચલાવનારા છે અને જેઓ દેવલોક-દેવપૂજા કરી ધન ગ્રહણ કરનાર-બ્રાહ્મણોનું અન્ન ભક્ષણ કરનારા બ્રાહ્મણો છે, તેઓને નરકની પ્રાપ્તિ છે, એમ તું મારી પાસેથી સાંભળ ૨૨

## પતિત બ્રાહ્મણના લક્ષણ.

अव्रती कितव स्तेन , प्राणिविक्रयकोऽपि वा ।
प्रतिमाविक्रय यो वै, करोति पतितस्तु सः ॥ २३ ॥

एतावत्तु व्यथयति यदा लोकबाह्यैस्तमोभि–
स्तस्मिन्नेव प्रकृतिमलिनैर्व्योम्नि लब्धोऽवकाशः ॥४॥

પ્રાતઃકાલે સૂર્યનો મહિમા મારા ઉપતાપ માટે નથી એટલેકે પ્રાતઃકાલે સૂર્યના ઉદયથી અન્ધકારનો નાશ થઈ જાય છે તેમા મને કશો ઉપતાપ નથી, કારણ કે આ જગતમા કાળથી કયા પદાર્થો અસ્ત પામતા નથી અથવા બીજા કયા પદાર્થો અસ્ત નહિ પામે ? અર્થાત્ તેમ સર્વનુ થતુ આવ્યુ છે પરન્તુ આમા આટલી બાબત મને પીડા કરે છે કે સ્વભાવથી મલિન એવા તે લોક બાહ્ય અન્ધારાએ તે આકાશમા જ જગ્યા–રહેઠાણ મેળવ્યુ છે અર્થાત્ સૂર્યે અન્ધકારને જ્યાથી કાઢી મૂકયુ છે તે સ્થાનના એક ભાગમા અંધારૂ રહ્યુ છે તે બાબતની પીડા થાય છે ૪

ઇંદ્ર વિજય.

માનિકુ હોય ન મદૃવતા ગુણ,
મદૃવતા તવ કાહેકો માનિ,
દાનિ ન હોય અદત્ત જિકોજુ,
અદત્ત ભયો તેતો કાહેકો દાનિ,
ધ્યાનિકુ ચંચલતા નવિ વ્યાપત,
ચંચલતા તબ કાહેકો ધ્યાની,
જ્ઞાનિ ન હોય ગુમાની ગુણી નર,
માન અહેતવ કાહેકો જ્ઞાનિ ૫

આ પ્રમાણે **અર્ધદગ્ધ સાધુની** સ્થિતિ સમજાવતા આ અધિકાર પૂર્ણ કરવામા આવે છે



# साधु आत्मनिन्दा–आधिकार.



સાધુ ( ત્યાગી અને સજ્જન ) પુરૂષમા, મનોનિગ્રહ, મમત્વ ત્યાગ તેમજ માન માયાનો વિનંસ હોવો જોઇએ અને તેમ હોય તોજ વેશ શોભા યુક્ત હોઇ શકે, કે મકે ત્યાગ અને મોહ એ ઉભયનો સંબંધ એક સ્થાને હોઈ શકતો નથી આટલુ છતા પૂર્વે સાધુના અયોગ્ય વર્તનમાટે કહેવામા આવ્યુ છે. આવા દુર્ગુણોથી મુક્ત થવા વિચાર કરવો અને તે તજવાને મથન કરવુ તેમજ પોતાના દોષ–ભૂલ માટે પસ્તાવો કરવો તે પોતાની ખોવાએલ બાજી હાથ કરવાને મોનેરી તક છે અને તેથી સાધુ પુરૂષોને પોતાની ભૂલ સુધારવા માટે અને આત્માને ઓળખવા માટે આત્મનિંદાનો આ અધિકાર લખવામા આવે છે

* બ્રાહ્મણ ભટ્ટા, નિત લાડુનુ ગાડુ હને નહિ ચાલશે
ભિક્ષા વૃત્તિ, ભુડામા ભુંડો ગણિ ધંધો જાલજે ૨૯૦
તુ માગી ખાય ચપટી ચપટી, તને લાજ નથી પડનાજ લગી,
તારૂ ડહાપણ શાખ બધુ ઇપટી, બ્રાહ્મણ ભટ્ટા૦
મર મોત બનેલુ બહુ ખોટુ, પણ તુ ન ગણે મોટુ છોટુ,
તારૂ તો ચિત લાડુમા ચોંટ્યુ બ્રાહ્મણ ભટ્ટા૦ ૩૩
તુ લોહિ કોળિયા મૂખ ભરે, નહિ અંત કાળ લાડુથી ડરે,
તને કેમ શિખામણ અસર કરે, બ્રાહ્મણ ભટ્ટા૦ ૩૪
તન તારૂ હરામ થયેલુ છે, વળિ મન વિદ્યા વણ મેલુ છે,
તને સમજાવ્યાનુ ન સે'લુ છે બ્રાહ્મણ ભટ્ટા૦ ૩૫
તુજ દાઢ ગળ્યામા સળકી છે, તેથી તેમા પ્રીતિ વળગી છે,
પણ નીતિથી એ અળગી છે, બ્રાહ્મણ ભટ્ટા૦ ૩૬
બહુ દિન ઘૃત ખાધુ પીધુ, કહિ "સ્વસ્તિ પ્રસન" સીધુ લીધુ,
હવે બસકર બહુ સારૂ કીધુ, બ્રાહ્મણ ભટ્ટા૦ ૩૭
તને હાથ પગો પ્રભુએ આપ્યા, નાથ ભાગિ પડયા નથીરે કંપ્યા,
નથિ મોટા કરી તમને થાપ્યા, બ્રાહ્મણ ભટ્ટા૦ ૩૮
નથિ લાભ તને પણ ભિક્ષાથી, શ્રીમંત ન કોઇ થયો આથી,
ગરિબાઇ સદા થઇ છે સાથી, બ્રાહ્મણ ભટ્ટા૦ ૩૯
ચંડાળ તણો ધંધો સારો, પણ તેથી ભુંડો છે તારો,
ઉપદેશ વિચારી જો મારો, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪૦
બહુ પ્રજા વધી પડી વિપ્રતણી, સૌએ ગ્રહિ ગુરૂપદની કરણી,
એથી અડચણ એમા આવી ઘણી, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪૧
જુજ જજમાનો ને ગોર ઘણા, પણ ઉદ્યમ ન કરે સર્વજણા,
તેથી રંક પણામા રહિ ન મણા, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪૨
મહારાજ પડયુ છે નામ હવે, તે કેવળ બ્રાહ્મણ મૂર્ખ થવે,
જાણે આવ્યા અવતાર નવે, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪૩
વિદ્યા છે વારો કુળ દેવી, તે સમય પ્રમાણે તુ સેવી,
મેળવ પછી પંડિત જેવી, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪૪
તુ પૂર્વજને જો સંભારી, ઋષિવર વિદ્વાન હતા ભારી,
મર મૂઢ પેટ પાળીમારી, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪૫
તે નામ બોળ્યુ બ્રાહ્મણ કેરૂ, તુ થયો કાંકરો મટિ મેરૂ,
કીધા આળસ શ્રમને બેરૂ, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪૬

* સુબોધ ચિંતામણિ

અંતઃકરણમાં મત્સર (દ્વેષ) ને ધારણ કરનાર, બહારથી શમતાને ધારણ કરનાર, ગુપ્ત રીતે પાપ કરનાર, નદીના જળથી (આત્માની) શુદ્ધિ કરનાર, મદિરા પાનવાળા વણિકની જેમ દુષ્ટ વાસના અને આશાને ધારણ કરનાર, પાખંડ વ્રતનો અંગીકાર કરનાર, બગલાની જેવી દૃષ્ટિવાળા (બગધ્યાની), આવા મિથ્યાદૃષ્ટિઓના અગ્રભાગને વિષે તેવાજ આચરણોથી હું બંધાયેલો છું તો અહો ! મારી શી ગતિ થશે ? અર્થાત્ આવા ચારિત્રોથી મારી દુર્ગતિ થશે ૩

## જ્ઞાનીની સ્તુતિપૂર્વક અજ્ઞાનીની નિંદા.

ब्रह्मज्ञानविवेकनिर्मलधियः कुर्वन्त्यहो दुष्कर,
यन्मुञ्चन्त्युपभोगभाञ्ज्यपि धनान्येकान्ततो निःस्पृहाः ।
सम्प्राप्तान्न पुरा न सम्प्रति न च प्राप्तौ दृढप्रत्यया,
वाञ्छामात्रपरिग्रहानपि परं त्यक्तुं न शक्ता वयम् ॥४॥

અહો ! બ્રહ્મજ્ઞાનના વિવેકે કરીને નિર્મળ બુદ્ધિવાળા પુરૂષો દુષ્કર કાર્યને કરે છે કારણ કે તેઓ એકાંતપણે નિઃસ્પૃહ (ઇચ્છા રહિત) થઈને ઉપભોગમાં ઉપયોગી ધનનો પણ ત્યાગ કરે છે પરંતુ અમને તો પહેલા (પૂર્વ જન્મમાં) પણ પ્રાપ્ત થયેલા નથી, અત્યારે (આ ભવમાં) પણ પ્રાપ્ત થતા નથી, અને (હવે પછી એટલે આવતા ભવમાં) પ્રાપ્ત થશે કે નહીં તે વિષયમાં અમે દૃઢ વિશ્વાસવાળા નથી તો પણ તે પરિગ્રહની માત્ર વાંછાને પણ અમે ત્યાગ કરવા સમર્થ થતા નથી, એ અતિ ખેદની વાત છે ૪

## ચારિત્ર પર અરૂચિ થવાના કારણો પૂર્વક આત્મનિંદા.

### स्रग्धरा

किं भावी नारकोऽहं किमुत बहुभवी दूरभव्यो नभव्यः,
किं वाऽहं कृष्णपक्षी किमचरमगुणस्थानकः कर्मदोषात् ।
वह्निज्वालेव शिक्षा व्रतमपि विषवत्खड्गधारा तपस्या,
स्वाध्यायः कर्णसूची यम इव विषमः संयमो यद्विभाति ॥५॥

શું હું કર્મના દોષને લીધે નારકી થવાનો હઈશ ? કે બહુભવ (ઘણા સંસારવાળો) હઈશ ? કે દૂર ભવી હઈશ ? કે અભવ્ય હઈશ ? કે કૃષ્ણપખીયો હઈશ ? કે પહેલા ગુણસ્થાનક (મિથ્યાત્વ ગુણસ્થાન) વાળો હઈશ ? કે જેથી કરીને મને ધર્મ શિક્ષા (ઉપદેશ) અગ્નિજ્વાળા જેવી ભાસે છે, વ્રત પણ વિષ જેવું ભાસે છે, ત

બળેવ આવે ત્યારે ભટજી રક્ષા બધનથી ( રાખડી બાંધી ) બીજાના દુખકા પવાને પરગજુ થઇ પડે સવારથી સાંજ સુધીમા ઘરે ઘર અને ઉબરે ઉબરા ફરી વળે ઘરનાં નાના મોટા સ્ત્રી પુરૂષો તથા છૈયા છોકરાને રક્ષા બધન કરે એટલુ જ નહિ, પણ ખડીયા, કલમ, દોતણીઆરૂ, રજીયા, ચોપડા, ઘોડીયા અને ઢોરા ઢાખરને પણ રાખડી બાધવા ચુકે નહિ તેનુ કારણ કે કાઇ પણ કરતા ઘરધણી ખુશી થઇ, દાણા યા પાઇ પૈસાની દક્ષીણા આપે એ રીતે રક્ષા બધનના ટહલાણુસારી કામ સારૂ ભાઈગધ, દોસ્તદારો, ઓળખીતા, જોએલા, સાંભળેલા, ને છેવટ રસ્તાની ઝપટમા આવતાની હાજરી લીધા વગર છોડે નહિ, એમના વર્ષને રોજ પણ તેજ મુજબ આશીર્વાદ આપવા નિકળે આથી કરીને ભટજીની યથેચ ઓળખાણ, કદાચ આપણે ભૂલી ગયા હોઇએ, પરતુ આ તેહેવાર ઉપર તે તો ખસુસ કરીને યાદ લાવી દર્શન આપેજ આપે આવી ભટજીની વર્તણુકથી કેટલાક કટાળેલા લોકોએ આખી બ્રાહ્મણની કોમને " બ્રાહ્મણભાઇ માગે ને મગાવે " એમ પ્રસિદ્ધ રીતે કહેવા માડ્યુ, જો કે સર્વે તેમ હોતા નથી

વર્ષના અમુક ભાગમા એક વખત ટેલીઆ ભટ બની ટેલ નાખવા માડે શિયાળો હોય તો ડગલાની ટેલ નાખે, લાબા સાદથી " ટેલીઆ ભટની ટેલ છે, દાતારને મન સેહેલ છે, ડગલો ડગલો થાય છે. શિયાળો વહી જાય છે, ડગલે ડગલે પીળો પટી તે ડગલો ભટે પેહેર્યો નથી, ડગલે ડગલે ગતી કોર, તે ડગલો પહેર્યાનો કોડ " એવા એવા લાબા ઘાટાના કાન ફોડનારા, તથા જે સાભળી રોતા છોકરા છાના રહે ને ઉઘતા જાગી ઉઠે, તેવા અવાજથી પહેલી ને પાછલી રાતે શેહેરમા સાદ પાડે કેટલાક દિવસ તેની ટેલ થાય, એટલે શેરીના કે શેહેરના મુખ્ય માણસો ખરડો કરી ભટજીની વાન્છના મુજબ ડગલા કે બીજી ચીજો પૂરી પાડે

કોઈ વખત કકુના ચાદલા કરી રૂપીઆ મેળવવાની ટેલ કરે એટ થાળીમા ચેર દોઢચેર કકુ લઇને જે માણસો રસ્તામા મળે તેમને ચાદલો કરે, ને ઘેર ઘેર ફરીને ચાલ્લા ઉપરાત ઘરના બારણાની સાખે કકુના થાપા મારે એમ બે ચાર મહિના ફર ફર કરી, છેવટ તમામને કટાળો આપે ના કહે તો મને નહિ, ને પોતાનુ કામ કરે જ જાય, છેવટ દક્ષિણાની ઉઘરાણી શરૂ કરે દક્ષિણામા રૂપા નાણું જોઇએ) ઘણા દહાડાની મહેનત મ તે વગર તો ચાલે કેમ ? વળી આટલા દિવસ તો મુગે મોઢે ચાદલા કરવાના હતા, પણ હવે તો બીજી યુક્તિ કરવી જોઇએ, તેથી કોઇએ ખરેખરૂ આપ્યુ હોય, યા ન આપ્યુ હોય, તો પણ લાબા ઘાટાથી " એક રૂપીઓ ખોયડભાઇના ઘરનો આવ્યો છે, કાશી ક્ષેત્રમા વાવ્યો છે, અડધો રૂપીઓ કાલીબાએ આપ્યો છે "

**પ્રશ્ન**—ગૃહસ્થો પણ મહા પંડિત હોય છે તો તેઓ ધર્મ-તત્ત્વના જાણ કેમ ન હોય ? તેનામા એ લક્ષણનો અભાવ ઘટી શકતો નથી

**ઉત્તર**—હે ભદ્ર ! પુત્રોને જણવાની પીડાથી પીડાતી અને રૂદન કરતી અનેક સ્ત્રીઓની પાસે બેસવાથી જો વંધ્યા સ્ત્રીને તેની પીડાનો અનુભવ થાય તો કાવ્ય, વ્યાકરણ, ન્યાય, તર્ક, છંદ, અલંકાર, કર્મગ્રંથ પર્યંત પ્રકરણો વિગેરે ઘણા શાસ્ત્રોનો જાણ અને ઘણા આગમોના સાભળનાર ગૃહસ્થ મહા પંડિતો આગમના અભ્યાસી નિરારંભી મુનિની જેવો ધર્મ વસ્તુનો અનુભવ જાગે પરંતુ તેમ થતુ નથી તેથી ગૃહસ્થ મહા પંડિતો ને પણ નિરારંભી મુનિના જેવો ધર્મ વસ્તુનો અનુભવ જાગવો અસંભવિત છે, તેથી અમે તે લક્ષણનો અભાવ કહ્યો છે

**પ્રશ્ન**—હે મહારાજ ! ગૃહસ્થને મુનિની જેવો ધર્મના સ્વરૂપનો ભાસ નહીં જાગવાનુ કારણ શુ ?

**ઉત્તર**—હે ભવ્ય ! ગૃહસ્થની આગમ ભણવારૂપ અયોગ્યતા હોવાથી તેને મુનિ જેવો અનુભવ જાગતો નથી, સર્વ કાર્યની સિદ્ધિ કરનારી યોગ્યતા ન હોવી તે મુખ્ય કારણ છે, બીજા સર્વ તેના સહકારી કારણ છે

**પ્રશ્ન**—ગૃહસ્થને આગમ ભણવાની યોગ્યતા ન હોવાનુ શુ કારણ ?

**ઉત્તર**—તેનુ સવિશેષ કારણ તો કેવલીગમ્ય છે અમે તો સર્વજ્ઞોએ આગમમા ગૃહસ્થોને સિદ્ધાંત ભણવા ભણાવવાનો નિષેધ કરેલો છે તે ઉપરથી એમ જાણીએ છીએ, કે—અયોગ્યતા વિના સર્વ જીવોના પરમ ઉપકારી અરિહંત ગણધર જે કર્તવ્ય જેને સુખદાઈ હોય તેને તે કર્તવ્યનો નિષેધ કરે નહીં માટે અયોગ્યતા સિદ્ધ છે

**પ્રશ્ન**—આગમમા કેવી રીતે નિષેધ કરેલો છે ?

**ઉત્તર**—આગમમા એમ કહ્યુ છે કે—' જે કોઈ સાધુ અન્ય તીર્થીને તથા ગૃહસ્થને સિદ્ધાંતની વાચના આપે અથવા અનેરા પાસે અપાવે અથવા જે પોતાની મેળે આપતો હોય તેને અનુમોદે તે સાધુને એક માસી અથવા ચાર માસી પ્રાયશ્ચિત્ત જાણવું ' ઇત્યાદિ લેખોથી ખુલ્લી રીતે ગૃહસ્થને આગમ ભણવા ભણાવવાનો નિષેધ સિદ્ધાંતમા પ્રતિપાદન કરેલો છે

**પ્રશ્ન**—શુ એટલા ઉપરથીજ ગૃહસ્થ ગુરૂ ન થઇ શકે કે બીજા પણ હેતુ છે?

હે ભવ્ય ! સર્વ અનર્થનુ મૂળ અજાણ પણુ એકલુંજ સર્વ અયોગ્યતાનુ મંદિર છે, તેથી બીજા હેતુની જરૂર રહેતી નથી તોપણ બીજા હેતુઓ છે તે આ પ્રમાણે—જેમ સાધુ, માત્ર ધર્મ કાર્યનાજ કરનારા હોય છે તેમ ગૃહસ્થ માત્ર ધર્મ કાર્યનાજ કરનારા હોતા નથી, તેઓ છકાયના આરંભ, વિષય ભોગ, પુત્ર પુત્રાદિકના વિવાહ વિગેરે સાસારિક કાર્યના પણ કરનારા હોય છે, તેથી સદા ધર્મકર્તા એવુ

આ રીતે ભટજી પોતે પૈસાની સારી રુડી ને સ્થાવર મીલકતનો ધણી થયો, પણ ધધો તો ભિક્ષાનો ને ભિક્ષાનો રાખે ગયો જાહેર વાતચિત ને સરકાર દરબારમા પણ પ્રસિદ્ધ રીતે ભિક્ષાનો ધધોજ ચલાવ્યે જાય એ વાતની કાઇ લાજ કે શરમ લે લેખવે નહી એક વખત કોર્ટમા ભટજીની કોઇએ સાહેદી આપી સમન્સ કઢાવ્યો, તેથી કોર્ટમા હાજર થવુ પડયુ ત્યા આગળ તેમનો ધધો પૂછવામા આવ્યો કે ભિક્ષાવૃત્તિનો બેધડક રીતે લખાવ્યો ને સાહેદી તો ખરેખરી પૂરી મૂળ કોર્ટે તો ભટજીના ભીખારી ધધનો ખ્યાલ નહીં લાવતા તે સાહેદી ઉપર વજન રાખી ફેસલો આપ્યો તે કામની છેવટ અપીલ હાયકોરટમા થઇ વિદ્વાન્ જડજે ભી ખારી ભટજીની સાહેદી ઉપર મોટી ટીકા કરી તેના બોલવાને નીચેની કોર્ટે વજન આપ્યુ હતુ તે ભૂલ ઠરાવી ભીખારી સાહેદી ઉપર ભરોસો નહીં રાખવા નીચેની કોર્ટનો ઠરાવ ફેરવ્યો આ ઉપરથી વાચનાર એ ધધાની કેટલી આબરૂ તે સમજશે?

એક વખત ભટજીએ વષ્ણવના મહિમા શ્રીમદ્ ભાગવતની સપ્તાહ માડી હતી તેની પૂર્ણાહુતિને રોજ કોડીલા વૈષ્ણવોએ મહારાજ સાહેબનો હાથી પૂરતા સાજ સહિત માગી આણી, ભટજીને હાથીપર બેસાડી ઘેર મૂકવા ચાલ્યા શ્રીમત વૈષ્ણવોએ વસ્ત્રાલકારથી ભટજીને રાજવશી જેવા બનાવી દીધા હતા આગળ ઢોલ, ત્રાસા, નગારા વાગે જાય છે, સેવકોના ટોળા ચાલ્યા જાય છે વચ્ચે વચ્ચે ઉડતા ગુલાલથી આકાશ રાતુ થઇ રહ્યુ છે પાછળ ભવિક સ્ત્રીઓ ઇશ્વર વિવાહના ગીતો મધુર સ્વરથી ગાય છે, તેમા ભટાણી પણ ચાલી આવે છે એવી અનેક તરેહની શો ભા થઇ રહી છે ચાલતા ચાલતા વરઘોડો શાકપીઠ આગળ આવી પહોચ્યો, ત્યા આગળ એક ગૃહસ્થ ધર્મ દાખલ મૂળા વહેચતો હતો, ને બ્રાહ્મણ સાધુને એકેક મૂળો આપતો હતો, તે જોઇ હાથીપર બેઠેલ ભટજીએ જાણ્યુ કે, **"માગ્યા વિના આ પણ પિરસતી નથી"** તો બોલ્યા વગર રહેવાથી શેઠને શુ ખબર પડશે કે આ બ્રાહ્મણ છે, તેને મૂળો આપુ ? અરે! તેમ થયુ તો મૂળો ઓયો તો! **"મફત કે મૂલેકી કેલે જેસી મજા"** આવવાની નહિનો! અહો જીવ! આતો ઠીક નહિ, એમ ધારી તુરત લાબે સાદેથી મૂળો માગ્યો, તે લેવા ભટાણી ઉભી રહી

એ વખતે એક પરદેશી કવિ ભટજીની સ્વારી જોવા ઉભો હતો, તે અત્યાર સુધી ભટજીને મોટો જમીનદાર કે સરદાર જાણતો હતો, પણ તેણે મૂળો માગ્યો, તેથી સમજ્યો કે આ કોઇ લોભી અને ભિક્ષુક છે તેને ઘણો ફિટકાર આપ્યો, અને ભટાણી જે મૂળો લેતીહતી, તેના પ્રત્યે કહ્યુ કે

' કથડા કુજર ચઢયો, કનક કડા દો હાથ,
માગ્યા મુક્તાફળ મળે, (પણ) ભિખને માથે લાઠ "

ઈક શ્રેષ્ઠ હોય, બાકી બાહ્ય ક્રિયામા તો ઘણુ કરીને બ ને તુલ્ય હોય, બુક્કસને પિ ડ વિશુધ્યાદિ ઉત્તર ગુણુમા ઘણા અતિચાર હોય અને કુશીળપડિસેવીને મૂળ ગુણુને ઉત્તર ગુણુ બન્નેમા ઘણા અતિચાર હોય, એકવીશ સ ળળ દોષથી તેનુ ચારિત્ર ચિત્ર કાબરૂ હોય પણ અનાચાર બ નેને ન હોય શરીરની શોભા વિભૂષા મુનિ પણામા થઇ શકે તેવી હસ્તપાદ મુખ પ્રક્ષાલનાદિરૂપ કરે, બાહ્ય વ્યવહારથી પાર્શ્વ સ્થાદિક જેવા દેખાય પણ પાર્શ્વસ્થાદિક વ્રતમા નિરપેક્ષ નિર્ધ્વસ પરિણામી હોય ને આ વ્રતમા સાપેક્ષ મૃદુપરિણામી હોય, તેથી આ કાળે પણ સાધુ છે અને તે મના કૃત્ય તેમના નિયકાની હદમા હોવાથી ધર્મમય છે

આ હકીકતથી ગૃહસ્થાવસ્થામા રાખવાના સદ્ગુણી વત નની મહત્વતા ઓછી સમજવાની નથી કેમકે ત્યાગી પુરૂષની અપેક્ષાએ સદ્ગુણી પુરૂષ શ્રેષ્ઠ પદે હોઇ શકે છે તે માટે પ્રશ્ન થાય છે કે—

*પ્રશ્ન—હે મહારાજ ? જૈન દર્શન તો સ્યાદ્વાદ રૂપ છે તો તે અપેક્ષાએ ગૃહ સ્થને ગુરૂ ભાવનો નિષેધ સર્વથા કેમ કહી શકાય ?

**ઉત્તર**—હે ભવ્ય ! ગુરૂભાવ અનેક પ્રકારનો છે, તે સર્વ પ્રકારનો અમે નિષે ધ્યો નથી અમે તો સર્વત્ર સર્વ જીવોને શુદ્ધ ધર્મોપદેશક ગુરૂભાવ ગૃહસ્થને ન હોઇ શકે તેથી તેનો નિષેધ કર્યો છે અન્યથા કોઇક ગૃહસ્થ કોઇક ભવ્ય જીવને ધર્માચા ર્યરૂપ ધર્મોપદેશક ગુરૂ થઇ શકે છે જેમ યુગબાહુને તેની સ્ત્રી મદનરેખા થઇ હતી, તેણીએ અ ત સમયે પોતાના પતિને ધર્મ પમાડયો હતો, તેથી તે તેની ધર્માચાર્ય થઇ અને તેથી યુગબાહુએ દેવપણે ઉત્પન્ન થઈને તેની પાસે આવતા પ્રથમ તેને વ દના કરી, પણ તેટલા ઉપરથી પાસે બેઠેલા વિદ્યાધરે તેને ઉત્તમ જાણ્યા છતા ગુરૂ ભાવે વાદી નહીં તેમજ ચારૂદત્તે બકરાને અ ત સમયે શુદ્ધ ધર્મ પમાડયો, તેથી તે નદીશર નામે દેવ થયો, ને દેવે આવી ચારૂદત્તને ધર્માચાર્ય જાણી ગુરૂભાવે વાદ્યા પણ પાસે બેઠેલા વિદ્યાધર મુનિના પુત્રોએ તેને ગુરૂભાવે ન વાદ્યા, આ પ્રકારે હોવાથી જિન વાણીના સ્યાદ્વાદપણામા વાધો આવતો નથી

આ પ્રમાણે ગુરૂ અને **ગૃહસ્થ ગુરૂ ભેદ** દર્શાવતા આ અધિકાર પૂર્ણ કર વામા આવે છે



* તત્ત્વવાર્તા

## વક્ર પ્રકૃતિનુ સ્વરૂપ

### वसन्ततिलका.

धत्तूरकन्टक फलमतिरोषमुध्या, वैर त्वयैर कुरुषे पनसेन सार्द्धम् ।
सन्तो हसन्ति न भजन्ति च चेतसा त्वा, भ्रान्ता भवन्ति पुरुषास्तसेवनेन ॥२॥

હે ધતૂરાના કાંટા ? તને જે ફળ ઉત્પન્ન થવા નથી તેમાં ફણસને દોષ નથી કે તુ ફણસની સાથે મિથ્યા વૈર કરે છે કારણ કે સાધુ પુરૂષો પ્રીતિથી તારી સેવા કરતા નથી, એટલુ જ નહીં પણ તારી ઉલટી મશ્કરી કરે છે, કારણ કે તારૂ સેવન કરવાથી મનુષ્યો ગાડા થાય છે ૨

### વક્રભાષિનુ દ્રષ્ટાંત.

*મુંદ્રામા એક આડેખા કરીને મિઆ હતો, તેને એવી તો વિચિત્ર ટેવ હતી કે કોઇ પૂછે તો તેનો જવાબ સીધી રીતે સામા માણસને આપે નહી. મિઆના લાભની વાત પૂછવામા આવે તેને પણ એવોજ જવાબ આપે, તો બીજી વાતનો આડો જવાબ આપે એમા નવાઇ શેની ? તેથી બનતા સુધી તેને કોઇ બોલાવતુ નહીં

એક દિવસ ધીરજરામ તથા સૂર્યરામ કરીને બે પડિત મિત્રોને પરસ્પર વાદ થયો, તેમા ધીરજરામ કહે કે જો આપણે ભલાઇ ને નરમ શથી વર્તીએ તો સૌ મા ણસો આપણી જોડે તેમજ વર્તે તે બાબતમા જે માણસ બીજા માણસોનો વાક કાઢે છે તે તેમની ભૂલ છે સામો માણસ આડો ચાલે તેનુ કારણ આપણેજ આપણા તરફથી આપેલુ હોવુ જોઇએ એ ન્યાયશાસ્ત્રનો ખાસ નિયમ છે"

બીજા પડિત સૂર્યરામે કહ્યુ કે "આપ કહો છો તે નિયમ છે ખરો, પણ એ સર્વેને લાગુ પડે તેમ નથી કેટલાક માણસોના સ્વભાવજ એવા હોય છે કે ભલાઇ ને નરમાશથી તેના સાથે વર્તીએ તો પણ તે તો સામેને ભામો થયા કરે છે કહેવાય છે કે"

બાર ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા,
બુઢાપણામા કેશ બદલે ( પણ ) લખણ ન બદલે લાખા.

આ રીત ધીરજરામને ગમી નહીં તેથી એનુ સમાધાન કરવા બને એક જગો એ બેઠા, ત્યા આગળ આડેખા મીયા નીકળ્યો તેની સાથે પોતાનો છોકરો આગળીએ વળગેલો હતો મિઆને જોઇએ સૂર્યરામે વાતચીત કરવા માડી

**સૂર્યરામ**—જમાદાર સાહેબ સલામ છે સલામ ?

**મિયા**—( સામુ જોઇને મનમા ) સલામવાલા કોનહય ? ( મોટેથી ) બોલ ક્યા, કમ હે કુચ્છ !

* કેઘુકમાળા

## નર્કગામી ત્રિપુટી.

अहो ! व्यसनविध्वस्तैर्लोकः पाषण्डिभिर्बलात् ।
नीयते नरकं घोरं, हिंसाशास्त्रोपदेशकैः ॥ २ ॥

આશ્ચર્ય છે કે ! વ્યસનો-સાંસારિક દુઃખોથી વિનાશ પામેલા, હિંસા જેમાં બતાવવામાં આવેલ છે, એવા શાસ્ત્રોનો ઉપદેશ કરનારા એવા પાખંડિ કુતર્કકતાઓ-બળાત્કારથી લોકોને ઘોર નરકમાં લઇ જાય છે. ૨

## પ્રાણિ હિંસાના મૃષા ઉપદેશકો.

प्रमाणीकृत्य शास्त्राणि यैर्वधः क्रियतेऽधमैः ।
सह्यते परलोके तैः श्वभ्रे शूलादिरोहणम् ॥ ३ ॥

ધર્મશાસ્ત્રોને પ્રમાણ કરીને જે નીચ પુરૂષો પ્રાણીઓની હિંસા કરે છે, તેઓ પરલોકમાં-યમનગર વિષે ખાડામાં શૂલ વિગેરે ઉપર ચડવાનું સંકટ સહન કરે છે ૩

## દૂષિત રસોમાં આસક્ત.

( आर्या—८-५ )

गणयन्ति नापशब्दं, न वृत्तभङ्गं क्षयं न चार्थस्य ।
रसिकत्वेनाकुलिता वेश्यापतयः कुकवयश्च ॥ ४ ॥

રસિકપણાથી આકુળવ્યાકુળ થયેલ એવા જાર પુરૂષો અને કુત્સિત કવિઓ કુતર્કતાઓ અપશબ્દને, વૃત્તના ભંગને અને અર્થના નાશને ગણતા નથી એટલે કે જાર પુરૂષો કોઇ પોતાને બે અવાચ્ય શબ્દો કહે તેને તથા શીલવ્રતના ભંગને અને પૈસાના નાશને ગણતા નથી અને કુકવિઓ કવિતામાં આવતા કુ-ખરાબ શબ્દને, અનુષ્ટુપ્ આદિ વૃત્તના ભંગને અને કોઇ સ્થળમાં શબ્દાર્થ ન મળતો હોય તો તેને પણ ગણતા નથી પરંતુ કેવળ દૂષિત રસોમાંજ આસક્ત રહે છે. ૪

## અભવિને ઉપદેશ.

कुग्गहग्गहगहिआण, मूढो जो देइ धम्मउवएसं ।
सो चम्मासीकुक्कुर, वयणम्मि खवेइ कप्पूरं ॥ ५ ॥

કદાગ્રહરૂપી ગ્રહથી ગ્રહિત અભવિને જે ધર્મોપદેશ આપે છે તે, ચર્મને ભક્ષણ કરનાર કૂતરાને સુંદર કપૂર આપ્યા રૂપ બેઅદબ કામ કરે છે ૫

મિયા—આહ! તુમ તો ક્યા, લેકીન તુમેરા બાવાસે ભી કીયા જાય હમ ડરનેવાલા નહીં વોહી દુસરા માનો! તુમકુ કિસ સબબ નહિ કેહે શકે ?

બગલોબગડ—જમાદાર, જવાદોને, તમારૂ નામકામ તો મે કાઇ લીધુ નથી, ને નકામા સામા થાઓ છો તો એમા માલ નહિ વખત પર મારા જેવો કોઇ મળ્યો તો વાસો હલકો કરશે

મિઆ—તુમ ક્યા મારનેવાલા! તેરી તાકાત ક્યા હય એક ઠોમામે જમીન પર ગીરા દઉં ગા! તેરી મરજી હોય તો આજા

બગલોબગડ—ઠીક, આવી જાઓ

એમ કહી બને વઢી પડયા મિઆએ કેટલીક માર ખાધો ત્યારે નરમ પડયો માણસો આવી પહોચ્યા તેમણે બન્નેને જૂદા પાડયા

આથી સૂર્યરામના કહેવાની ધીરજરામને ખાત્રી થઇ

આ પ્રમાણે વક્ર પ્રકૃતિની ઓળખ માટે કહી આ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

## व्रतभङ्ग दोष–अधिकार.

વ્રત આ શબ્દ ભિન્ન ભિન્ન વ્યક્તિઓમા ચરિત્ર, સદાચાર, શીલ વગેરે પવિત્ર આચરણોથી પ્રયોજાય છે તે વ્રતનો બીજો એવો પણ અર્થ થાય છે કે, અમુક કરેલ પ્રતિજ્ઞા–નિયમ વગેરે એટલે બન્ને રીને અર્થ કરતા વ્રત શબ્દ ઘણી મહત્તા વાળો છે તેથી તે સદાચરણરૂપે સદા પાલન કરવા યોગ્ય છે અને પ્રતિજ્ઞારૂપે સ્વી કારેલ હોય સો તેનુ પરિપાલન બહુજ પ્રેમથી શ્રદ્ધા પૂર્વક કરવુ જોઇએ એવો બીજો ઉદ્દેશ છે

સ્રીઓ વિવાહ વખતે કરેલ પ્રતિજ્ઞાની ખાતર કર્માનુસાર સ્વામીનુ મરણ થાય તો યાવતજ્જીવિત વૈધવ્ય પાળે છે તેમ ઇતિહાસના ભાગમાથી એમ પણ સાભ ળવામા આવ્યુ છે કે હજારો વીરવનિતા સતી સ્રીઓએ પોતાના શીળ ધર્મની ખાતર અગ્નિમા પડી પોતાના સર્વોત્તમ દેહને ભસ્મીભૂત કરેલ છે આવી રીતે વ્રત (શીલ) ની મહત્તા અનેક શાસ્રોમા છે તે સુજ્ઞ મહાશયો જાણે છે, છતા કેટલાક બહુલ સસારી જીવો તે મહાન બધારણને વિસરી જઇ વ્રતની મહત્તા ન સમજતા 'અબી બેટયા અબી ફોક' ના ન્યાયે વ્રત ભગ કરવા જોવાય છે આવા દુરાત્માના સ્વરૂપને ઓળખાવવા અને તેવાથી બચી જવાના અધ્યયન માટે આ વ્રતભગ દોષ અધિકા...

ज्योतिर्विमूढस्य हि दीपपातिनो
गुणाय कस्मै शलभस्य चक्षुषी ॥ ९ ॥

દુર્ગતિમા પડનાર પ્રમાદી પ્રાણી સ્વાત્મપૂજા માટે શાસ્ત્રનો અભ્યાસ કરે છે તે નિષ્ફળ છે દીવાની જ્યોતિમા ફસાયવા દીવામા પડનાર પતગિયાની આખો તેને શો લાભ કરનારી છે? ૯

ભાવાર્થ—આખ વગર જીવન અકારૂ છે, પણ તેજ આખોનો દુરૂપયોગ થાય તો તેઓજ આ જીવનનો નાશ કરે છે જેમકે પતગિયુ આખથીજ ફસાય છે શાસ્ત્રાભ્યાસ વગર દુર્ગતિનો નાશ થતો નથી, પણ જ્યારે તેજ અભ્યાસ પોતની પૂજા સત્કાર માટે તેમજ પહેલી ખુરશી મેળવવા માટે એટલે માનની પિપાસાથી થયો હોય ત્યારે નિષ્ફળ થાય છે એટલુજ નહિ પણ નુકસાન કરનાર થાય છે જરા માન મળે તેને લાભ કહો તો ભલે, પણ શાસ્ત્રકાર એને નુકશાન કહે છે શાસ્ત્રાભ્યાસના પરિણામે માન મળે છે, પ્રમુખની ખુરશી મળે છે કે ગ્રથકાર થવાય છે, પણ અભ્યાસીની અભ્યાસના ફળ તરીકે એ ઇચ્છા નહોવી જોઇએ, એ ઇચ્છા થઇ કે બધુ ગયુ એમ સમજવુ શ્રીમાન હરિભદ્રસૂરિ મહારાજ તેટલા માટે **વિષય પ્રતિભાસ જ્ઞાનની** વ્યાખ્યા કરતા કહે છે કે એ જ્ઞાનથી પ્રવૃત્તિ કેવી કરવી તે સબધમા તદ્દન નિરપેક્ષ વૃત્તિ રહે છે, એ વર્તન વગર જ્ઞાનથી લાભ થતો નથી તે જેમ અત્ર દૃષ્ટાત આપીને સ્પષ્ટ કરવામા આવ્યુ છે તેમ અષ્ટકમાં તેવા જ્ઞાનને મહા અપાયના કારણરૂપ કહ્યુ છે + આપણે વ્યવહારમા પણ એ વાતનો વારવાર અનુભવ કરીએ છીએ જેઓ અવ્યવસ્થિતપણે બહુ અભ્યાસ કરી ગયા હોય છે તેઓને પોતાની પ્રવૃત્તિના સબધમા બહુ વિવેક રહેતો નથી એકલુ મગજ કેળવાયુ હોય અને અતકરણ પર તેની છાપ ન પડી હોય ત્યારે આવુ ભયકર પરિણામ આવે છે અને અતકરણની કેળવણીનો તફાવત અત્ર સારી રીતે દૃષ્ટિગોચર થાય છે એક વિદ્વાન્ ગણાતા મનુષ્યને અશુદ્ધ વ્યવહારમા વર્તતો દેખવામા આવે તો સમજવુ કે તેનુ જ્ઞાન પ્રથમની પક્તિ ઉપરજ છે પ્રવૃત્તિમા આત્માને યથાસ્થિત લાભ અલાભનો સદ્ભાવ બતાવનાર જ્યા સુધી તેના જ્ઞાનનો વિષય થાય નહિ ત્યા સુધી જ્ઞાન આડબર માત્ર છે, અને તે જ્ઞાનને શાસ્ત્રકાર અનેક પ્રસગે અજ્ઞાનજ કહે છે ૯ *

## જ્ઞાનનો ક્રિયા સાથે સબધ.

अधीतिमात्रेण फलन्ति नागमाः
समीहितैर्जीवसुखैर्भवान्तरे ।

+ જુએ હરિભદ્રસૂરિના અષ્ટક નવમાનો ત્રીજો શ્લોક

* ૯ થી ૧૪ અધ્યાત્મકલ્પદ્રુમ

મનાવી લાવુ છુ જરા પણ અકળાતા નહીં એમ કહી તે ગુલામ જ્યાં હતો ત્યા ગયો અને બોલ્યા ચાલ્યા વગર જતાવેંત લાત મુકીઓની ગરમાગરમ મીઠાઈ ચખાડવા માડી જેથી ગુલામ ગભરાઇ બોલ્યો કે મહેરબાન મને શામાટે મારો છો હુ કયા આપની સાથે આવવા ના પાડુ છુ બીરબલે કહ્યુ કે ત્યારે ચા ઝટપટ આગળ એટલુ કહેતા તો તુરત તે ગુલામ આગળ થયો અને શાહના હજુર લાવી ખડો કર્યો તેને જોઇ પ્રેમઘેલો શાહ એકદમ ઉભો થઈને ભેટી પડયો અને પૂછયુ કે વ્હાલા અઇનાજ! તુને બીરબલ શુ કરીને દેઇને મનાવી લાવ્યો તે મને જણાવ ? અઇનાજે જણાવ્યુ કે બીરબલજીએ તો મને મનુને છત્રીશ શેરજ બોલ્યા ચાલ્યા વગર કરવા માડયો તેથી મે જાણ્યુ કે હુ જવાની હા નહીં પાડુ તો આ મારા હમણાને હમણાજ પ્રાણ કાહાડી નાખશે માટે તુરત આવવાની કબુલત આપી, અઇનાજનુ બોલવુ સાભળી શાહ બીરબલની વિચિક્ષણતા જોઇ એટલો તો ખુશી થયો કે તેને અમુલ્ય હીરાનો હાર ઇનાયત કરી દીધો

## દુર્જનની કૃપાનુ ફળ.

### अनुष्टुप् ( १ थी ३ )

अनवस्थितचित्तानां, प्रसादोऽपि भयंकरः ।
सर्पिण्यत्ति किल स्नेहात्स्वापत्यानि न वैरत. ॥ १ ॥

વૈર નહિ પણ સ્નેહાવેશમા સર્પિણી ( નાગણ ) જેમ પોતાના બચ્ચાને ખ જાય છે, તેમ અસ્થિર ચિત્તવાળા મનુષ્યોની મહેરબાની પણ ભયકર થાય છે એટ દુર્જનની કૃપા પણ દુ ખનુ કારણ છે માટે તેની કૃપાની પણ ઇચ્છા રાખવી નહિ

## હલકી કોટીના પ્રસ ગથી સોનાની શરમ.

टङ्कच्छेदे न मे दुःख, न दाघे न च घर्षणे ।
एतदेव महद्दुःख, गुञ्जया सह तोलनम् ॥ २॥

સોનુ કહે છે કે–ટાકણા મારી મને કાઢવામા આવ્યુ, કેતીમાથી જુદુ પાડ માટે બાળવામા આવ્યુ, અને તપાસ કરવામાટે ઘસવામા આવ્યુ, આ બાબત મને દુ ખ થયુ નથી, પણ ચણોઠીની સાથે તોળાવામા મને મહા દુ ખ ઉત્ થયુ છે ૨

## મિત્ર તથા વેરી તરીકે પણ ખલનો ત્યાગ કરવો જોઇએ.

वर्जनीयो मतिमता दुर्जन. सख्यवैरयोः ।
श्वा भवत्यपकाराय, लिहन्नपि दशन्नपि ॥ ३ ॥

તેઓનો વ્યવહાર જોયો હોય તો તેના જ્ઞાનની અસર માત્ર પણ તેઓમા જણાતી નથી આવા કેટલાક ડોળઘાલુઓ બહુ નુકશાન કરે છે, પોતે ડુબે છે અને પથ્થરના નાવની જેમ સાથે બેસનારને ડુબાડે છે, તેમજ ધર્મને પણ વગોવે છે અમુક હદ સુધી જ્ઞાન અને ક્રિયાની જરૂર છે આટલા ઉપરથી ક્રિયાને એકાત પક્ષ કરવાનો આ હેતુ છે એમ ધારવાનુ નથી, જ્ઞાનાભ્યાસની જરૂર બહુજ છે ને અમે સ્વીકારીએ છીએ, પણ કેટલાક પ્રમાદી જીવો તેનુ બ્હાનુ કાઢી ક્રિયા તરફ અપ્રીતિનો દેખાવ કરે છે એટલુજ નહીં પણ શુદ્ધ ક્રિયા કરનારને હસી કાઢે છે, તેઓને નીચેના બે મહાન વાક્યો લક્ષમા લેવાની આવશ્યક્તા છે

"ક્રિયા રહિત જ્ઞાન માત્ર નિષ્ફળ છે, કેમકે રસ્તાનો જાણનાર પણ ગતિ કર્યા વગર વાછિત નગરે પહોચતો નથી"

(જ્ઞાનસાર ૯-૨ શ્રી યશોવિજયજી)

"ક્રિયા વિના જ્ઞાન નહીં કબહું, ક્રિયા જ્ઞાન બીનુ નાહી,
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહત હે, જ્યૌ જલરસ જલમાહી
પરમ ગુરૂ જૈન કહો કયુ હોવે ॥"

આ પણ એજ ધુરધર વિદ્વાનનુ મહાવાકય છે કહેવાની મતલબ એજ છે કે દેખાવ કરો નહિ, શુદ્ધ વર્તન કરો, દરેક માણસ મોટો થવા કે ધનવાન્ થવા બધાયેલો નથી, પણ ભલો-સારો થવા બધાયેલો છે

આ અધિકારમાથી એટલુ પણ જણાય છે કે વિશેષ અભ્યાસ ન કર્યો હોય તો પણ શુદ્ધ શ્રદ્ધાથી ક્રિયા કરનાર જીવ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે છે

છેલ્લા શ્લોકમાં 'રાસભનું' દૃષ્ટાત મનન કરવા જેવુ છે જ્ઞાન ભણવાની પૂરે પૂરી-બહુજ જરૂર છે, પણ ભણીને પછી આગળ વધવુ, અહકાર કે દેખાવ કરવો નહિ, મુખ્ય રસ્તો એજ છે કે જ્ઞાનનો અભ્યાસ કરી પોતાને યોગ્ય ક્રિયા કરી શુદ્ધ વ્યવહાર કરવો, કારણ કે જ્ઞાનનુ ફળ જ વિરતિ છે નહિ તો તે જ્ઞાન વધ્ય છે તુ સાધુ હો તો સસારની અસારતા વિચાર, ધર્મોપદેશ આપી લોકોને યોગ્ય રસ્તે દોર, ઇંદ્રિયોપમ સયમ કર, મનપર અકુશ રાખ, તુ શ્રાવક હો તો વ્રત દૃઢતા રાખ, વ્યવહાર શુદ્ધ રાખ, ચિત્તવૃત્તિમાથી કચરો કાઢી નાખ, દેખાવ કરવાનો આ હનામા ફસાઈ જઈશ નહિ આ જમાનામા ફસાવાનુ કારણ બાહ્ય દેખાવ જ છે અને તેમા ઘણા માણસો લલચાઈ જાય છે

ચૌદ પૂર્વધર જ્યારે પ્રમાદવશ થઇ નિગોદમા રખડે છે, ત્યારે સાદી રીતે સામાયિક કરનાર મોક્ષે જાય છે તેનુ કારણ સૂક્ષ્મ બુદ્ધિએ વિચારવા યોગ્ય છે શ્રદ્ધા પૂર્વક અનુષ્ઠાન સિવાય **અગારમર્દકાચાર્ય**નુ જ્ઞાન શુ કામ આવ્યુ ?

ફતેખા ખડકીના બારણા ઉઘાડા મૂકી વચમા ઉભો ઉભો કહેવા લાગ્યો "એ જાલમખા જુલમી, હમેરા ઘરકી લાજ લેતા હૈ ! એ સબ હમેશ ઘરકે બીજબાન હૈ ઉન્હોકુ મારનેકુ આયા તે ઉનકી પેહેલા મૈ તુમેરી સાથ લડુગા મૈ ભી સિપાઇ બચ્ચા હૈ ! લડનેમે કુચ્છ કમતી નહિ હૈ ! "

જાલમખાએ આ બોલવાની કાઇ ગણત્રી કરી નહિ તે જાણતો હતો કે "ઉને પાણીએ કાંઈ ઘર બળવાનુ નથી !" પણ હજી ગામડીઆઓ ડગ્યા નહિ, માટે કાઇ તડાકો ભડાકો તો બતાવ્યા વિના છૂટકો નથી એમ ધારીને બદુક હાથમા લીધી પાચ હથ ગાળો પણ દીધી, અને 'અબે ફતેખા ઉસકુ નીકાલત હય કે નહિ દેખ તેરીભી કમબખ્તી આઈ હૈ !" એમ કહી ખાલી બદુકના બહાર કરવા માડ્યા આથી પટેલીઆઓને ચટપટી થઇ તે તુરત ઉભા થઇ નાશી જવાનો રસ્તો શોધવા મડીપડ્યા પણ વિચાર થયો કે ફતેખા તેમની તરફથી જબરી લડત કરશે એની આશાથી મન ફર્યું ને જવાનુ બધ રાખ્યુ વળી સાજ પડી જવા આવી હતી તેથી બીજે કઇ જવુ ગમતુ પણ નહોતુ આવી રીતનુ પટેલીઆઓનુ નિડરપણુ જોઇ ગોળી ભરી બદુક તૈયાર કરી ફતેખા ઉપર તાકી (મનમા તો ભીંત સામી નિશાની કરી હવે પછી એવા હાલ બધાના કરવાની ચેતવણી આપવાનો હેતુ હતો ) તુરત તેનો બહાર કર્યો ફતેખાએ પ્રથમથી જાણ્યું હતુ કે ગોળી વાગવાની નથી તેથી તેણે ખસી જવાની તજવીજ કરી નહિ તે ગોળી છૂટી તે હાથપર વાગી, તેથી લોહી વેહેવા માડ્યુ આ દેખાવ પટેલીઆએ જોયો કે પોતાના હાથ હેઠા પડ્યા તે તુરત વડી ઉપરથી ઠેકી ઠેકીને બીજે રસ્તેથી નાઠા તે નજીકના ગામમા અધારૂ થતા પહોચી ગયા

ફતેખાને વાગી જવાથી જાલમખા દીલગીર થયો, પણ તેમનો લડાઇનો હેતુ જશનો જશ મેળવી પટેલીઆઓને ખસરાવ્યા વિના નસાડવાનો હતો તે પાર ઉતરેલો જોઇ સંતોષ થયો

ફતેખાએ તેના મિત્ર જાલમખાને કહ્યું કે તુમ કહેતેથે કે, ' જશનો જાન ગયે મીલે એ બાત સચ્ચ હૈ

ફોકટનો જશ મેળવા ઇચ્છવુ એના જેવી નાદાની બીજી થોડીજ હશે તે ખરેખર કપટ છે, ને કોઇ રીતે ગુપ્ત રહેતુ નથી આખરતો જાહેર થાય છે જ તે વખત જશને બદલે જુતીઆ ખમવા પડે છે તેમજ કોઇ ફોકટમા જશ લેવા જાય છે તો તેને અસત્ય, વિશ્વાસઘાત વગેરે નીચ પાપી કામો કરવાં પડે છે ને છેવટ પોતાનો જાન પણ જોખમમા ઉતારવો પડે છે, એમ બતાવવાનો આ વાતનો હેતુ છે, માટે તેવા પ્રપચથી સદા દૂર રહેવુ જરૂરનુ છે

નાર અભ્યાસીનુ પેટભરાપણુ તેરમા શ્લોકમા વિસ્તારથી આવશે. આમાં ખાસ વિચારવા યોગ્ય એટલુ જ છે કે પરભવમા તુ કયા જઇશ? તારા આગમો કયા જશે? અને તારો સયમ કયા જશે? વળી તારૂ પ્રેત્ય હિત કયા જશે અને જેઓની પાસેથી તુ' કીર્તિની ઇચ્છા રાખે છે, તેઓ કયા જશે? જરા માની લીધેલાં માન નામના મનો વિકારને તૃપ્તિ આપવા ખાતર તારૂ બહુ બગડે છે અને તૃપ્તિ પણ પૂરી થતી નથી, અત્ર મરણ તો અનિવાર્ય છે અને ત્યારપછી તારી ગતિ તુ જાણતો નથી, અને છેવટે સસાર સમુદ્રના ઉંડા ખડક ઉપર તારૂ જીવન વહાણુ તને દૂર ફેંકી દેશે, ત્યારે પછી તારો કીર્તિનો લોભ અને તે ખાતર સહન કરેલા પરીષહો તને કાંઇ ઉપયોગી નહિ થાય, ઉદ્દેશ અત્ર એજ છે કે શાસ્ત્રાભ્યાસ કરીને સયમ રાખવો

ટીકાકાર નોટ લખે છે કે " પિતા પુત્રને શિખામણુ આપવા સારૂ તિરસ્કારનો શબ્દ લખે તે યુક્તજ છે "૧૧

## મુગ્ધબુદ્ધિ પડિત.

### वसन्ततिलका.

धन्यः स मुग्धमतिरप्युदितार्हदाज्ञारागेण यः सृजति पुण्यमदुर्विकल्पः ।
पाठेन किं व्यसनतोऽस्य तु दुर्विकल्पैर्यो दुस्थितोऽत्रसदनुष्ठितिषु प्रमादी॥१२॥

"માઠા સકલ્પો નહીં કરનારો અને તીર્થકર મહારાજાએ ફરમાવેલી આજ્ઞાઓના રાગથી શુભ ક્રિયા કરનારો પ્રાણી અભ્યાસ કરવામા મુગ્ધ બુદ્ધિવાળો હોય તોપણુ ભાગ્યશાળી છે, જે પ્રાણી માઠા વિચારો કર્યા કરે છે અને જે શુભ ક્રિયામા પ્રમાદી હોય છે, તેવા પ્રાણીને અભ્યાસથી અને તેની ટેવથી પણુ શો લાભ છે?" ૧૨

ભાવાર્થ—'તીર્થંકર મહારાજે કહ્યું છે તે ખરૂ છે બાકી સર્વ મિથ્યા છે' એવી સામાન્ય બુદ્ધિવાળા પ્રાણી સસાર સમુદ્ર તરી જાય છે, પણુ જે પ્રાણી માઠા વિચાર કરનો હોય, સસારમા રાચ્યોમાચ્યો રહેનો હોય, રાજકથાદિક વિકથામા આસક્ત હોય અને શુભ ક્રિયામા પ્રમાદી હોય, તે પ્રાણી વિદ્વાન્ હોય તો પણુ કામનો નથી શુદ્ધ શ્રદ્ધા કેટલો લાભ આપે છે તે અત્ર જોવાનુ છે શુદ્ધ શ્રદ્ધા વગર કાઇ થઈ શકતુ નથી, ગણુતરીમા પણુ જીવ ત્યારે જ આવે છે અતીંદ્રિય વિષયમા શ્રદ્ધા રાખવાની જરૂર છે મનુષ્ય પ્રવૃત્તિમા પ્રાણીને વિચાર કરવાનો પણુ વખત મળનો નથી, તેથી જેઓએ વિચાર કર્યો હોય તેઓ પર આધાર રાખી તેઓને પગલે પગલે ચાલવુ શ્રેષ્ટ છે મનુષ્ય જીવનનો કાળ અલ્પ છે, બુદ્ધિ મદ છે અને અન્ય વ્યવહારમા કાળક્ષેપ બહુ થાય છે, તેથી મોટે ભાગે તે જેઓના વચન આપ્ત લાગતાં હોય તેની પરીક્ષા કરીને તેને અનુસરવુ એજ માર્ગ ગ્રહણ કરવા યોગ્ય જણાય છે એક માણુ ભાત રસોઈ માટે ચુલાપર ચડાવ્યા હોય, તો તેની પરીક્ષા એક કણથી કરવી

## દુષ્ટના અમૂલ્ય સંગીનો ત્યાગ

### શાર્દૂલવિક્રીડિત (૨ થી ૫)

सौवर्णः कमलाकरः शशिशिलासोपानबन्धक्रमो,
वारि क्षीरसहोदरतटतरुश्रेणी सुखा' क्षोणयः ।
सर्वं ते रुचिर सरोवर परं निन्द्य. कुतोऽय विधि,
कूटग्राहभयात्त्वया त विमुखाः पान्था निदाघेऽप्यमी ॥ ३ ॥

હે સરોવર ! તારામા રહેલો કમલોનો સમૂહ સુવર્ણ સમાન રંગવાળો છે અને ચંદ્રકાન્ત નામના મણિઓથી તારા તીરના પગથીયાની સીડી બાંધેલી છે તેમ ક્ષીર (દુધ) સમાન તારૂં પાણી છે તથા કાઠાના વૃક્ષોની પંક્તિથી સુખરૂપી એવી તારા કાંઠાની ભૂમિ છે એમ તારૂં સર્વ સુન્દર છે છતા તને આ નિન્દવા યોગ્ય (વિધિ) દેવ કયાથી પ્રાપ્ત થયુ ? કે આ (ભયંકર) ઉષ્ણ ઋતુમા પણ મુસાફર લોકો ગુપ્ત રહેલા ગુડાની બીકથી વિમુખ (આડુ મુખ રાખનારા) થઈ ચાલ્યા જાય છે ? મતલબ કે સજ્જન પુરૂષો પાસે આવા ગુડ જેવા દુર્જનો હોય તો તેની પાસે કોઈ અર્થી જન જતો નથી ૩

### બાવળની નિરૂપયોગી પ્રથા. *

गात्र कण्टकसङ्कट प्रविरलच्छाया न चायासहृत,
निर्गन्ध' कुसुमोत्करस्तव फल न क्षुद्विनाशक्षमम् ।
बब्बूलद्रुम मूलमेति न जनस्तत्तावदास्तामहो,
ह्यन्येषामपि शाखिना फलवता गुप्त्यै वृतिर्जायसे ॥ ४ ॥

હે બાવળના વૃક્ષ ! તારૂં શરીર કાંટાના સંકટવાળુ છે, તારી આછી છાયા મનુષ્યના થાકને હરણ કરી શકતી નથી, તારા ફુલનો સમૂહ સુગન્ધ રહિત છે તેમ તારૂં ફળ મનુષ્યની ક્ષુધાને નાશ કરવામા સમર્થ નથી એટલુ જ નહિ પણ ફળવાળા બીજા વૃક્ષોને પણ ઢાકી દેવા સારૂં તુ વાડરૂપ થાય છે એટલે તેમાથી પણ ફળ બીજાને લેવા દેતો નથી, આવા તારા નિરૂપયોગી લક્ષણથી મનુષ્ય તારાથી બીએ છે ૪

### કુસંગ માટે ભ્રમરને ઉપાલંભ.

किं क्वापि मलयानलैर्विदविनो निर्दय भस्मीकृता.,
किं वा दैवगजेन पङ्कजवन निष्कन्दमुन्मूलितम् ।

* બાવળ એ કેવળ નિરૂપયોગી વસ્તુ નથી, પરંતુ દુર્ગુણીના ચોક્સ લક્ષણો ત્રાસનું કારણ છે તે ઘટાવવાને આવા દષ્ટાંતો આપવામાં આવે છે કર્તા

હોય તો જાણવુ કે તે માણસ પેટ ભરાજ છે અને કાળની સપાટીમા લાગનાર પવન અનુસારે તણાઇ જવાના છે અષ્ટકજીના ટીકાકાર કહે છે કે—

अवसेसिया मइ सम्मदिट्ठिस्स सा मइनाण ।
मइअन्नाण मिच्छादिट्ठिस्स सुयपि एमेव ॥

" સમ્યગ્દષ્ટિની-બુદ્ધિ તે ' મતિજ્ઞાન ' છે અને મિથ્યાદષ્ટિની બુદ્ધિ તે 'મતિઅજ્ઞાન ' છે મતિમા કાઈ ફેરફાર નથી શ્રુતજ્ઞાનના સબધમા પણ તેજ પ્રકારે સમજવુ " મહાતર્ક કરનાર હોય તો પણ જ્યાસુધી જ્ઞાનની અસર આત્મિક શુભ પ્રવૃત્તિમા થતી નથી, ત્યાસુધી તેવા જ્ઞાનને શાસ્ત્રકાર અજ્ઞાનજ કહે છે, અને અજ્ઞાન તો કષાયાદિ મહારિપુઓથી પણ વધારે ખરાબ છે આથી અમુક વ્યકિત વિદ્વાન્ હોય તો તેથી કાઇ બહુ ખુશી થઇ જવા જેવુ નથી વાસ્તવિક તુલના તો પ્રવૃત્તિ ઉપરજ રહે છે અને જેઓ અમુક કાર્ય તો આત્મિક ઉન્નતિ અવનતિને અગે શો સબધ છે તે વિચારતા નથી અથવા વિચાર કરવાની દરકાર કરતા નથી તેઓ વસ્તુત અજ્ઞાનીજ છે, સસાર રસિકજ છે, સસારમા રખડનારાજ છે અને તેથી તેઓને ' પેટભરા કહેવા યુકતજ છે જેઓ પોતાના પેટ પૂરતો વિચાર કરી બેસી રહે છે તેઓ પેટભરા કહેવાય છે અત્ર સસારના વધારનારને તે નામ આપવુ બહુ સાર્થ છે, વિચાર કરીને સમજવા યોગ્ય છે અને સમજાઇ જાય તેવુ છે

' અમે ' કહીએ છીએ એમ મુનિસુદર મહારાજ ભાર મૂકીને કહે છે ગ્રથકારને બહુ વચનથી લખવાનો હક છે એમા માન જેવુ કશુ નથી વસ્તુ સ્થિતિ લોકોના મન પર ઠસાવવા માટે ભાર મૂકીને કહેવાની આ પદ્ધતિ બહુ અસરકારક છે ટીકાકારના કહેવા પ્રમાણે તે સમાન ધર્મવાળાઓની એક વાકયતા એટલે સરખા વિચાર ધરાવનારાઓનો સર્વાનુમતે થયેલો નિર્ણય બતાવે છે ૧૩

धन्याः केप्यनधीतिनोऽपि सदनुष्ठानेषु बद्धादरा,
दुःसाध्येषु परोपदेशलवतः श्रद्धानशुद्धाशयाः ।
केचित्त्वागमपाठिनोऽपि दधतस्तत्पुस्तकान् येऽलसा,
अत्रामुत्र हितेषु कर्मसु कथ ते भाविनः मेत्यहाः ॥ १४॥

'કેટલાક પ્રાણીઓ એ શાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય તો પણ બીજાના જરા ઉપદેશથી મુશ્કેલીથી સાધી શકાય તેવા શુભ અનુષ્ઠાનો તરફ આદરવાળા થઇ જાય છે, અને શ્રદ્ધા પૂર્વક શુદ્ધ આશયવાળા થઇ જાય છે તેઓને ધન્ય છે! કેટલાક તો આગમના અભ્યાસી હોય અને તેના પુસ્તકો પાસે રાખતા હોય છતા પણ આ ભવ પરભવના હિતકારી કાર્યોમા પ્રમાદી થઇ જાય છે અને પરલોકને હણી નાખે છે તેઓનુ શુ થશે ?" ૧૪

### દંભનો પ્રભાવ.

दम्भविकारः पुरतो, वञ्चकचक्रस्य कल्पवृक्षोऽयम् ।
वामनदम्भेन पुरा, हरिणा त्रैलोक्यमाक्रान्तम् ॥ २१ ॥

શઠ લોકોને દંભનો વિકાર કલ્પવૃક્ષ સમાન છે કારણ કે પહેલા ભગવાને વામન રૂપનો દંભ કરીને આખું ત્રૈલોક્ય (બલિરાજાનું રાજ્ય) લઈ દબાવી દીધું હતું ૨૧

### વ્રતદંભનું સામ્રાજ્ય.

शमदमभक्तिविहीनस्तीव्रमनोदुर्ग्रहग्रस्तः ।
अभिभवति प्रतिपत्त्या साधुजनं कीर्तिचौरोऽसौ ॥ २२ ॥

શમ (ઇન્દ્રિયનિગ્રહ) દમ (મનોનિગ્રહ) અને ભક્તિથી હીન છતા પણ તીવ્ર એવા મનોરૂપી દુષ્ટ ગ્રહોથી ગળાયેલો એટલે અન્તઃકરણમા શમ દમ, ભક્તિ નથી તો પણ દંભ બતાવવા સારૂ અનેક ઉપવાસાદિ વ્રતને કરવાવાળો એટલે કીર્તિનો ચોર અર્થાત્ કે આમ ઉપવાસાદિ વ્રત કરૂં તો લોકો મને ધર્મિષ્ઠ કહે, એવી કીર્તિની અભિલાષા ખાતર ઉપવાસાદિ વ્રતને કરનારો દંભી પુરૂષ સજ્જન પુરૂષને વિશ્વાસ પેદા કરી તેનો પરાભવ કરે છે ૨૨

### ધૂર્તના ત્રણ લક્ષણ.

### अनुष्टुप् (૧-૨)

मुखं पद्मदलाकारं, वाचा चन्दनशीतला ।
हृदयं कर्तरीतुल्यं, त्रिविधं धूर्तलक्षणम् ॥ १ ॥

મુખ પદ્મ (કમળ) ના દલ સરખું છે અને વચન ચન્દનસમાન શીતલ (ઠંડું) છે, પરંતુ હૃદય તો કાતર તુલ્ય છે એટલે આ ત્રણ ધૂર્ત (ધૂતારા) મનુષ્યના લક્ષણો છે

### ધૂર્તના બીજા લક્ષણ.

धृष्टो दुष्टोऽपि पापिष्ठो, निर्लज्जो निर्दयः कुधीः ।
निःशङ्को यो भवेत्क्रूरः, एतद् धूर्तस्य लक्षणम् ॥ २ ॥

દંભીપુરૂષ બીજાનો પરાભવ કરનાર, દુષ્ટ, પાપી, લજ્જાહીન, દયારહિત, કુત્સિત ધ્યાન કરનારો (કુબુદ્ધિવાળો) અને ક્રૂર હોય છે છતા પણ તે મારે તે શંકારહિત હોય છે એટલે આ કહેવા દુર્ગુણો પોતામા છે છતા તે પોતામા નથી એમ બીજાને બતાવવા સારૂ શંકારહિત થઇ વિચરે છે ૨

હોય તો જાણવુ કે તે માણસ પેટ ભરાજ છે અને કાળની સપાટીમા લાગનાર પવન અનુસારે તણાઇ જવાના છે અષ્ટકજીના ટીકાકાર કહે છે કે—

अवसेसिया मइ सम्मदिट्ठिस्स सा मइनाण ।
मइअन्नाणं मिच्छादिट्ठिस्स सुयपि एमेव ॥

"સમ્યગ્દૃષ્ટિની બુદ્ધિ તે 'મતિજ્ઞાન' છે અને મિથ્યાદૃષ્ટિની બુદ્ધિ તે 'મતિઅજ્ઞાન' છે મતિમા કાઇ ફેરફાર નથી શ્રુતજ્ઞાનના સબધમા પણ તેજ પ્રકારે સમજવુ " મહાતર્ક કરનાર હોય તો પણ જ્યાસુધી જ્ઞાનની અસર આત્મિક શુભ પ્રવૃત્તિમા થતી નથી, ત્યાસુધી તેવા જ્ઞાનને શાસ્ત્રકાર અજ્ઞાનજ કહે છે, અને અજ્ઞાન તો કષાયાદિ મહારિપુઓથી પણ વધારે ખરાબ છે આથી અમુક વ્યકિત વિદ્વાન્ હોય તો તેથી કાઇ બહુ ખુશી થઇ જવા જેવુ નથી વાસ્તવિક તુલના તો પ્રવૃત્તિ ઉપરજ રહે છે અને જેઓ અમુક કાર્ય તો આત્મિક ઉન્નતિ અવનતિને અગે શો સબધ છે તે વિચારતા નથી અથવા વિચાર કરવાની દરકાર કરતા નથી તેઓ વસ્તુત અજ્ઞાનીજ છે, સસાર રસિકજ છે, સસારમા રખડનારાજ છે અને તેથી તેઓને 'પેટભરા કહેવા યુકતજ છે જેઓ પોતાના પેટ પૂરતો વિચાર કરી બેસી રહે છે તેઓ પેટભરા કહેવાય છે અત્ર સસારના વધારનારને તે નામ આપવુ બહુ સાર્થ છે, વિચાર કરીને સમજવા યોગ્ય છે અને સમજાઇ જાય તેવુ છે

'અમે' કહીએ છીએ એમ મુનિસુદર મહારાજ ભાર મૂકીને કહે છે ગ્રથકારને બહુ વચનથી લખવાનો હક છે એમા માન જેવુ કશુ નથી વસ્તુ સ્થિતિ લોકોના મન પર ઠસાવવા માટે ભાર મૂકીને કહેવાની આ પદ્ધતિ બહુ અસરકારક છે ટીકાકારના કહેવા પ્રમાણે તે સમાન ધર્મવાળાઓની એકવાકયતા એટલે સરખા વિચાર ધરાવનારાઓનો સર્વાનુમતે થયેલો નિર્ણય બતાવે છે ૧૩

धन्याः केप्यनधीतिनोऽपि सदनुष्ठानेषु बद्धादरा,
दुःसाध्येषु परोपदेशलवतः श्रद्धानशुद्धाशयाः ।
केचित्त्वागमपाठिनोऽपि दधतस्तत्पुस्तकान् येऽलसा,
अत्रामुत्र हितेषु कर्मसु कथ ते भाविनः मेत्यहाः ॥ १४ ॥

કેટલાક પ્રાણીઓ એ શાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય તો પણ બીજાના જરા ઉપદેશથી મુશ્કેલીથી સાધી શકાય તેવા શુભ અનુષ્ઠાનો તરફ આદરવાળા થઇ જાય છે, અને શ્રદ્ધા પૂર્વક શુદ્ધ આશયવાળા થઇ જાય છે તેઓને ધન્ય છે? કેટલાક તો આગમના અભ્યાસી હોય અને તેના પુસ્તકો પાસે રાખતા હોય છતા પણ આ ભવ પરભવના હિતકારી કાર્યોમા પ્રમાદી થઈ જાય છે અને પરલોકને હણી નાખે છે તેઓનુ શુ થશે?" ૧૪

સેવક ( નોકર ) ના વિવિધ વિનયોથી નવિન આવેલા પરોણા ( મેમાન ) ના ભાષણોથી વિલાસિની ( કામિની ) સ્ત્રીઓના રૂદનથી, અને ધૂર્ત જનોના વચન ના સમૂહોથી અહિં કોઇ પણ પુરૂષ ન છેતરાતો હોય તેમ નથી અર્થાત્ ઉપરના પ્રપચો સર્વ જન સમુદને છેતરે છે ૭

## ચાડીયો મનુષ્ય વિષધર કરતા પણ વિષમ છે.

### आर्या

विषधरतोऽप्यतिविषमः, खल इति न मृषा वदन्ति विद्वांसः ।
यदय नकुलद्वेषी, सकुलद्वेषी पुनः पिशुनः ॥ १ ॥×

ખળ પુરૂષ વિષધર ( સર્પ ) કરતા પણ મતિ વિષમ ( દુઃખ દાયક ) છે, આ પ્રમાણે વિદ્વાનો કહે છે તે વાત સત્ય જણાય છે કારણ કે સર્પ તે "नकुल" નોળીય ના દ્વેષને કરનારો છે અને ચાડીયો ( નીચ ) પુરૂષ "सकुल" કુળવાન્ મનુષ્યોનો દ્વેષ કરે છે એટલે નકુળનો દ્વેષ કરનાર કરતા સકુળનો દ્વેષ કરનાર અતિ વિષમ છે આ વિદ્વાનોનુ કથન સત્ય છે ૧

## ધુવડ અને ચાડીયાનુ સમાનપણુ.

दोषालोकननिपुणाः पुरुषगिरो दुर्जनाश्च घूकाश्च ।
दर्शनमपि भयजननं येषामनिमित्तपिशुनानाम् ॥ २ ॥

બીજાના દોષને જોવામા ચતુર ( ઘુવડ પક્ષે રાત્રિયે જોવામા નિપુણ ) કઠોર વાણીવાળા ( એટલે ઘુવડની વાણી પણ કઠોર હોય છે ) આવા પ્રકારના દુર્જન લોકો અને ઘુવડ નામના પક્ષીઓ છે કારણ કે નિષ્પ્રયોજન બીજાનુ ભુડુ સૂચવ વાવાળા ઘુડ તથા દુર્જન લોકોનુ દર્શન પણ ભયને ઉત્પન્ન કરનાર છે એટલે દુર્જનને જોઇને મનુષ્યને ભયની પ્રાપ્તિ થાય છે તેમ ઘુડને દેખીને પણ અનિષ્ટ ફળની ધ સ્તીથી મનુષ્ય ડરે છે ૨

## ચાડીયાની ચાલણીની સાથે સમાનતા

स्वमपि भूरिच्छिद्रश्चापलमपि सर्वतो मुखं तन्वन् ।
तितउस्तुल्यः पिशुनो, दोषस्य विवेचनेऽधिकृतः ॥ ३ ॥

જેમ પોતે ઘણા કાણાવાળી છતા પોતાના ચપળ મુખને ચોતરફ ફેરવતી ચાલણી ફોતરાનો વિભાગ કરવામા અધિકારને પામી છે તેમ પોતે ઘણા છિદ્ર (લા

× થી ૨૧ સુભાષિત રત્નભાંડાગાર

# उत्सूत्र भाषिदोष-आधिकार.

પૂર્વે આપણે જે કુવક્તાનુ સ્વરૂપ જોયુ તેમા મોટે ભાગે અ ાગપ્રસગાના અધિકારી અને આડ્ઢાડબરથી ભરપૂર વક્તાના સ્વરૂપનુ ભાન થાય છે જ્યારે કે ટલાક વક્તા-જોતા પોતાના જ્ઞાનને આડે માર્ગે લઇ જનારા પણ હોય છે કે જે વધારે અધમ છે

ધર્મપ્રવર્તકો અને મહાન જ્ઞાતા યાને ત્રિકાળદર્શી કહો કે પછી કેવળજ્ઞાનની કોઇ સ્થિતિએ પહોચેલા મહાપુરૂષો જે જે સૂત્રો-શાસ્ત્રો રચી ગયા છે તે સમજાવવામા અને વધારે સ્ફુટ કરવામા પોતાના સ્વાર્થને પુષ્ટિ મળે તેવા મનસ્વી તર્કો ઉમેરી મૂળ હેતુને ભુસી નાખવો અથવા આડે માર્ગે લઇ જવાનુ કામ અર્ધદગ્ધ આત્મ શ્લાઘાના ઉપાસકોમા વ્હેલુ હોય છે આવા શાસ્ત્ર વચનનુ ઉન્મૂલન કરનાર વર્ગ ઉત્સૂત્ર ભાષિ કહેવાય છે તેવા પુરૂષો ખરૂ કહીએ તો સ્વ-પરનુ અહિત કરે છે કેમકે સૂત્રને અનર્થમા લઇ જવાથી પોતે ડુબે છે અને બીજાને પણ આડે માર્ગે દોરી જઇ ડુબાવે છે તેવા ઉત્સૂત્ર ભાષિનુ સ્વરૂપ તથા તેના દોષની જવાબદારી આ અધિકારથી દર્શાવવામા આવે છે

## જીનાજ્ઞા ભગનુ ફળ.

### आर्या (૧ થી ૧૧)

जिणवरआणाभङ्ग उमगा उस्सुत्तले सदेसणय ।
आणाभङ्गे पावं ता जिणमयदुक्करधम्म ॥ १ ॥

જિનભગવાનની આજ્ઞાનુ ઉલ્લઘન કરી અશ માત્ર પણ ઉપદેશ દેવામા આવ્યો હોય તો જીનભગવાનનીજ આજ્ઞા ઉલ્લઘન કરી ગણાય, અથવા ચાલતા શુદ્ધ માર્ગનો ત્યાગ કરી અવળે માર્ગે પ્રવર્તન કર્યુ ગણાય કારણ કે જીનભગવાનની આજ્ઞા ભગમા એટલુ બધુ તો પાપ છે કે જિનધર્મ મેળવવો અતિશય કઠિન થઇ પડે છે ૧

## કેવા ઉપદેશકથી દૂર રહેવુ ?

बहुगुणविज्जाणिलओ उस्सूत्तभासी त हावि मुत्तव्वो ।
जह वरमणिजुत्तो विहुविग्घपरो विसहरो लोए ॥ २ ॥

---

* ૧ થી ૧૧ ઉપદેશ સિદ્ધાતરત્નમાળા

ચાડીયો ( નીચ પુરૂષ ) ની ગતિ કોઇ ઠેકાણે શું કહેવાય છે ? નહીંજ કારણ કે હલકી દૃષ્ટિવાળો પુરૂષ, પોતાને ( સાધવામાં ) બહુ શ્રમ પડે તેવું કાર્ય હોય, તો પણ ઝેરી નજરથી જોયેલું કે પોતાના ( ઝેરી ) કાનથી સાંભળેલું જે ( મનુષ્ય કે કાર્ય ) હોય તેનો દુ શીને ( અવળું બોલીને ) નાશ કરે છે ૭

શું ચાડીયાઓની જીભ ગુણના રસને જાણી શકતી હશે?

## शिखरिणी

अभूदम्भोराशेः सहवसतिरासीत्कमलया,
गुणानामाधारो नयनफलमिन्दुः प्रथयति ।
कथं सिंहीसूनुस्तमपि तुदति मौढदर्शनै—
र्गुणानामास्वादं, पिशुनरसना किं रसयति ॥ ९ ॥

ચન્દ્રમા કે જે સમુદ્રમાથી ઉત્પન્ન થયો છે અને ત્યાં લક્ષ્મીજીની સાથે ( બેન ભાઇ હોવાથી ) રહેનો એવો ગુણોના આધારરૂપી હોવાથી ( શાન્તિ આપી ) નેત્રના ફલને આપે છે એવા સુજન ચન્દ્રમાને પણ દાનોથી રાહુ શા વાસ્તે દુખ આપતો હશે ? એટલે જેમ ચાડીયા ( નીચ પુરૂષ ) ની જીભ ગુણોના સ્વાદને જાણી શકતી નથી, તેમ રાહુનો હેતુ સમજી શકતો નથી ૯

દોષ શોધક દુર્જનો

## मन्दाक्रान्ता

जिह्वोलोकः कथयति पुरा हन्त हित्वा गुणौघा—
नम्मः क्षारं गुणगणनिधेस्तस्य रत्नाकरस्य ।
विश्वे छिद्रानुसरणसमारूढसर्वेन्द्रियाणा,
दोषे दृष्टिः पिशुनमनसा नानुरागो गुणेषु ॥ १० ॥

કપટી લોક ગુણના ભંડારરૂપ રત્નાકર ( સમુદ્ર ) ના ગુણોને તજીને રત્નાકર નું પાણી ખારૂં કર્યું છે, એમ ( દોષ બતાવી ) બબડ્યા કરે છે, કારણ કે જગતના દોષ શોધવામાં આરૂઢ ઇંદ્રિયોવાળા, તથા ચાડીયા મનવાળા એવા દુષ્ટ પુરૂષોની દૃષ્ટિ દોષ જોવામાં રહે છે, પણ તેમની ગુણો ઉપર પ્રીતિ થતી નથી ૧૦

ચાડીયાનો જીભમાં કસ્તુરીની કિંમત

## शार्दूलविक्रीडित

धातस्तात तवैव दूषणमिदं यन्नाम कस्तूरिका,
कान्तारान्तरचारिणां तृणभुजां यन्नाभिमूले कृता ।

## તપશ્ચર્યાની નિષ્ફળતા.

ण सय ण पर को वा जइजि अ उस्सुत्तभासण विहिअ ।
ता हु बुसिणिज्झत णिरत्थय तव कुडाडोवं ॥ ७ ॥

જિનસૂત્ર વિરૂદ્ધ બોલવાથી જેમા આપણુ અથવા અન્યનુ કલ્યાણુ નથી એવા દોષથી યુક્ત હે જીવ! તુ નિ સ દેહ રીતે સ સાર સમુદ્રમા ડુબી ગયો, એટલુ જ નહીં પણુ તારા તપશ્ચર્યાદિ વૃથા જવાથી તે વૃથા આડબર રૂપ છે ૭

## ગર્વભાષિત વકતા.

त इयाहिमाणअहमा कारणरहिया अ णाणगव्वेण
जे जपन्ति उस्सुत्तं ते सिं धिद्धित्थु पडिते ॥ ८ ॥

જે જીવ ગર્વથી વગર કારણે અજ્ઞાનને લીધે સૂત્ર ઉલ્લઘન કરી જિનમત વિરૂદ્ધ બોલે, તો તે પાપી કરતા પણુ મહા પાપી છે, એમ માનવો, ને એવી વિદ્વત્તાને ધિક્કાર છે ૮

## ગર્વ ઉત્સૂત્ર ભાષાનુ ફળ.

ज वीरजिणस्स जिओ मरीइ उस्सूत्तलेसदेसणओ ।
सायरकोडाकोडिं हिंडिउ अइभीमभवरण्णेण ॥ ९ ॥

ता ज इ इम पि वयण वार वार सुणन्तु समयम्मि ।
दोसेण अत्ताणिगत्ता उस्सुत्तपयाइ सेवन्ति ॥ १० ॥

ताण कहं जिणधम्म कहणाण कह पहाणवेरग्ग
कूडाभिमाणपडिय णडिआ बुडुति णरयम्मि ॥ ११ ॥

શ્રી મહાવીર સ્વામીના જીવ મરીચે જીન સૂત્રથી વિરૂદ્ધ ઉપદેશ કર્યો તેથી કોડા કોડી સાગર પર્યંત અતિ ભયાનક ભવરૂપી વનમા ભમ્યો, આવા વચન શાસ્ત્રમા સાભળતા છતા દોષ ન ગણે, ને મિથ્યા સૂત્રના વચનનુ સેવન કરે, તો તેને જિન ધર્મ કે સમ્યકત્વની પ્રાપ્તિ થતી નથી, ત્યારે ઉત્તમ વરાગ્ય તો કયાથી હોય ? આવો મિથ્યાભિમાની જીવ—મૂર્ખ પડિત અવશ્ય નરકમા ડુબે છે ૯—૧૦—૧૧

આટલા પ્રમાણો કહી આ ઉત્સૂત્ર ભાષિ દોષ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

કાર કરવાવાળા ) તેનો મહાભાર લાગે છે તેમ વિશ્વાસઘાત કરનારા મનુષ્યોનો અતિભાર લાગે છે ૨

## દુષ્ટને કરેલો ઉપકાર અપકારજ થાય છે.

उपकारोऽपि नीचानामपकारो हि जायते ।
पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ॥ ३ ॥

જેમ સર્પને દૂધ પીવરાવવું તે કેવળ વિષની વૃદ્ધિ કરનારૂ છે તેમ ખળ પુરૂષોને કરેલ ઉપકાર (ઉલટો) અપકાર રૂપે (દ્રોહરૂપે) ગણાય છે ૩

## કેશ તથા કુપુરૂષો વક્રતા છોડતા નથી.

अलकाश्च खलाश्चैव मूर्धभिः सुजनैर्धृताः ।
उपर्युपरि सत्कारेऽप्याविष्कुर्वन्ति वक्रताम् ॥ ४ ॥

કેશ તથા ખલ પુરૂષોને સુજન લોકો પોતાના માથા ઉપર ધારણ કરે છે, અને તેઓનો ઉપરા ઉપર સત્કાર કર્યા કરે છે તોપણ તે (કેશ તથા ખલ પુરૂષો) પોતાની વક્રતા (વાંકાપણુ) ક્ષણે ક્ષણે પ્રકટ કરે છે ૪

## ખળને અહિત કરવાની પ્રથા.

खलाना धनुषा चापि सद्वंशजनुषामपि ।
गुणलाभो भवेदाशु, परहृच्छेदकारकः ॥ ५ ॥

ધનુષ જેમ સારા વંશ (વાંસડા) માથી ઉત્પન્ન થયેલ છે તેમ નીચ પુરૂષો ઉત્તમ વંશમા જન્મેલા હોય તો પણ તેને જો ગુણની (ધનુષ પક્ષે ગુણ-દોરી-પ્રત્યંચાની ) પ્રાપ્તિ થઇ હોય તો તે ગુણ-લાભ તુર્ત બીજાના હૃદયને ભેદનાર થાય છે માટે દુર્જનમા રહેલો ગુણ કશા કામનો નથી પણ ઉલટો દુખપ્રદ થાય છે ૫

## કત્રિમ નમ્રતાનુ અનિષ્ટ છેવટ.

स्वभावकठिनस्यास्य, कृत्रिमाम्बिभ्रतो नतिं ।
गुणोऽपि परहिंसायै, चापस्य च खलस्य च ॥ ६ ॥

સ્વભાવથી કઠિન, બનાવટી નમ્રતાને ધારણ કરનાર એવા આ ધનુષ તથા ખળ પુરૂષનો ગુણ ( ધનુષ પક્ષે પ્રત્યંચા ) પણ બીજાની હીંસા માટે છે ૬ *

* સુભાષિત રત્નભાંડાગાર

### ક્રિયાહીન પૂજા પણ નિષ્ફળ છે.

जं तत्तसि पुज्जसि वयणं हिलेसि तस्स राएण ।
ता कह वहसि पुज्जसि जिणवायहिय पि ण मुणसि ॥ ४ ॥

કોઈ અજ્ઞાની પુરૂષ ઠાકડમાળથી શ્રી જિનેન્દ્ર ભગવાનની ભક્તિ તથા પૂજા બહુ પ્રકારે કરે છે ખરા, પરંતુ તેમના વચન ( શાસ્ત્ર ) પ્રમાણે વર્તન ન કરે, તો ભગવાનની કરેલી ભક્તિ અર્થાત્ નમસ્કાર કે પૂજા નિષ્ફળ છે ૪

### કુદેવ અને કુગુરૂની પીછાણ.

लोएवि इय सुणिय जं आराहिज्ज तं ण कोविज्जो ।
मणिज्ज तस्स वयण जइ इच्छसि इच्छिय काउ ॥ ५ ॥

આ વાત તો જગત્ પ્રસિદ્ધ છે કે, રાજાદિકની સેવા કરીને, કાંઈ ફળ મેળવવું હોય, તો તેમની આજ્ઞા પ્રમાણે અવશ્ય ચાલવું જોઈએ કદાચ આજ્ઞા પ્રમાણે ન ચાલે તો ઉલટો દંડ થાય છે, માટે હે ભાઈ ! જો તું જિનેન્દ્રભગવાનની પૂજા કરે છે, તો તેમના વચન ( શાસ્ત્ર ) પ્રમાણે ચાલ તે શાસ્ત્રમાં કહ્યું છે કે –રાગ દ્વેષાદિક ઉત્પન્ન કરવાવાળા ક્ષેત્રપાલાદિ જે દેવ છે, તેને સુદેવ નહીં માનતા કુદેવ માનવા, અને પરિગ્રહધારી વિષયાભિલાષી જે ગુરૂ છે તેને સુગુરૂ નહીં માનતા કુગુરૂ માનવા ૫

ઉપર પ્રમાણે ભગવાનની આજ્ઞા છે, તે પ્રમાણે વર્તન નહી રાખવાથી, મોક્ષ કે જે ભગવાનની ભક્તિ–પૂજાથી ઉત્પન્ન થતું ફળ છે, તે કયારે પણ મળશે નહિ

### આજ્ઞા ભંગથી દુઃખ વૃદ્ધિ.

वंधण मरण भयाइ दुहाइं तिक्खाइ अणेयदुक्काइं ।
दुक्खाण दुहणिहाण पहुवयणासायणाकरण ॥ ६ ॥

આ લોકમાં બંધન ( કેદ ) કે મરણ એ મહા ભયંકર દુઃખ છે, છતાં જિનેન્દ્ર ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી જે અનેક જન્મમાં મહાદુઃખ ઉત્પન્ન થાય છે, તેની આગળ આ લોકનું દુઃખ કાંઈ હિસાબમાં નથી ( અર્થાત્ તુચ્છ છે ) ૬

### આજ્ઞાપાલન વૃદ્ધિની મહત્તા.

आणाइ तवो आणाइ संजमो तहय दाण माणाए ।
आणारहिओ धम्मो पलाल पुलव्व परिहाइ ॥ ७ ॥

જે ભગવાનની આજ્ઞાનું પાલણ પોષણ કરવું, તેજ તપ, તેજ સંયમ, તેજ

જેમ પાણીનો અધુરો ઘડો મસ્તક ઉપર ધારણ કર્યો હોય તો પણ જેમ તે ખળભળાટ કરે છે, તેમ અતિ મહેનતથી ગ્રહણ કરેલો હોય તો પણ નીચ પુરૂષ નક્કી ખળભળાટ કર્યા કરે છે ૧૧

## કૃતઘ્નનો ત્યાગ કરવારૂપ પૃથ્વીને ઉપદેશ.

## आर्या ( ૧૨ થી ૧૬ )

उपकारिणि विश्रब्धे, शुद्धमतौ यः समाचरति पापम् ।
तं जनमसत्यसन्धं, भगवति वसुधे कथं वहसि ॥ १२ ॥

હે ભગવતિ પૃથ્વિ ! ઉપકાર કરનાર, વિશ્વાસુ, શુદ્ધ બુદ્ધિવાળો એવો કોઇ મનુષ્ય હોય તેના ઉપર જે માણસ પાપનો આરોપ કરે છે, તેવા સત્યહીન (ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાળા ) પુરૂષને તુ કેમ વહન કરે છે ? ( અર્થાત્ તારા શરીરમા તેને ડુબાવી દે ) ૧૨

### કૃતઘ્નને કરેલો ઉપકાર નિષ્ફળ થાય છે.

व्योमनि शम्बा कुरुते, चित्रं निर्माति यत्नतः सलिले ।
स्नपयति पवनं सलिलैर्यस्तु खले चरति सत्कारम् ॥ १३ ॥

જે મનુષ્ય ખળ પુરૂષ ઉપર ઉપકાર કરે છે, તે આકાશમા બે વાર ( બે ગણુ દઇને ) હળ ખેડે છે, પાણીમા યત્ન પૂર્વક ચિત્ર કાઢે છે, અને પાણીથી પવનને સ્નાન કરાવે છે ( અર્થાત્ સર્વ નિષ્ફળ છે ) ૧૩ *

### કૂતરા કરતા પણ કૃતઘ્ન હલકો છે.

शोकं मा कुरु कुक्कुर, सत्त्वेष्वहमधम इति मुधा साधो ।
कष्टादपि कष्टतरं, दृष्ट्वा श्वानं कृतघ्ननामानम् ॥ १४ ॥

હે કુતરા તુ સર્વ પ્રાણીમા અધમ છો એમ માની વ્યર્થ શોક કર નહીં, કારણ કે તારાથી પણ અધિક કષ્ટકારી એવો કૃતઘ્ન નામનો શ્વાન ( કુતરો ) છે, તેને તો તુ જો ૧૪

### કૃતઘ્નને મચ્છરની તુલના

अर्थग्रहणे न तथा व्यथयति कर्णकूजितैर्यथा पिशुनः ।
रुधिरादानात्अधिकं दुनोति कर्णे क्वणन्मशकः ॥ १५ ॥

જેમ કાનને રુધિર [illegible] ( ગુણગણ ...ટ ) કાન [illegible] મચ્છર ( શરીરમા ચટકો ભરીને ) રુધિર—[illegible] પીડા કરે છે [illegible] રેતા વધારે વ્યથા ગુણગણ ટ શ

* ૧૩ થી ૧૫ સુ [illegible]

## ક્રિયાહીન પૂજા પણ નિષ્ફળ છે.

ज तंसि पुज्जसि वयण हिलेसि तस्स राएण ।
ता कह वदसि पुज्जसि जिणत्तायट्ठिय पि ण मुणसि ॥ ४ ॥

કોઈ અજ્ઞાની પુરૂષ ડાકડમાળથી શ્રી જિનેન્દ્ર ભગવાનની ભક્તિ તથા પૂજા બહુ પ્રકારે કરે છે ખરા, પરંતુ તેમના વચન ( શાસ્ત્ર ) પ્રમાણે વર્તન ન કરે, તો ભગવાનની કરેલી ભક્તિ અર્થાત્ નમસ્કાર કે પૂજા નિષ્ફળ છે ૪

## કુદેવ અને કુગુરૂની પીછાણ.

लोएवि इम सुणिय ज आराहिज्ज त ण कोविज्जो ।
मणिज्ज तस्स वयण जइ इच्छसि इच्छिय काउ ॥ ५ ॥

આ વાત તો જગત્ પ્રસિદ્ધ છે કે, રાજાદિકની સેવા કરીને, કાંઇ ફળ મેળવવું હોય, તો તેમની આજ્ઞા પ્રમાણે અવશ્ય ચાલવું જોઈએ કદાચ આજ્ઞા પ્રમાણે ન ચાલે તો ઉલટો દંડ થાય છે, માટે હે ભાઈ ! જો તું જિનેંદ્રભગવાનની પૂજા કરે છે, તો તેમના વચન ( શાસ્ત્ર ) પ્રમાણે ચાલ તે શાસ્ત્રમા કહ્યું છે કે -રાગ દ્વેષાદિક ઉત્પન્ન કરવાવાળા ક્ષેત્રપાલાદિ જે દેવ છે, તેને સુદેવ નહીં માનતા કુદેવ માનવા, અને પરિગ્રહધારી વિષયાભિલાષી જે ગુરૂ છે તેને સુગુરૂ નહીં માનતા કુગુરૂ માનવા ૫

ઉપર પ્રમાણે ભગવાનની આજ્ઞા છે, તે પ્રમાણે વર્તન નહી રાખવાથી, મોક્ષ કે જે ભગવાનની ભક્તિ-પૂજાથી ઉત્પન્ન થતું ફળ છે, તે કયારે પણ મળશે નહિ

## આજ્ઞા ભંગથી દુઃખ વૃદ્ધિ.

वंधण मरण भयाइ दुहाइ तिक्खाइ अणेयदुक्खाइं ।
दुक्खाण दुहणिहाण वहुवयणासायणाकरण ॥ ६ ॥

આ લોકમા બધન ( કેદ ) કે મરણ એ મહા ભયકર દુ ખ છે, છતા જિનેંદ્ર ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી જે અનેક જન્મમા મહાદુ ખ ઉત્પન્ન થાય છે, તેની આગળ આ લોકનું દુ ખ કાંઈ હિસાબમા નથી ( અર્થાત્ તુચ્છ છે ) ૬

## આજ્ઞાપાલન વૃદ્ધિની મહત્તા.

आणाइ तवो आणाइ सजमो तहय दाण माणाए ।
आणारहिओ धम्मो पलाल पुलव्व परिहाइ ॥ ७ ॥

જે ભગવાનની આજ્ઞાનું પાલણ પોષણ કરવું, તેજ તપ, તેજ સંયમ, તેજ

હે કરી દ્ર! હાથીના સ્વામી! જે તળાવમા તે ઠડુ પાણી પીધુ, જે કમળના અ કુરોનુ ભક્ષણ કર્યુ, તેમ તાપથી પીડાયેલા ને જે તળાવના મા નિમજ્જન [સ્નાન] કરીને પોતાને થાક ઉતાર્યો, તેજ તળાવના પાણીને મેલા તા કમળોનુ મર્દન કરતા કાઠાઓને ઉખેડી નાખતા એવા તને શરમ પણ નથી, માટે તને ધિક્કાર છે ૧૮

## ઉત્તમ સાધન છતા ખળની વક્રતા.

नो निर्धूतविष पिबन्नपि पयः सम्पद्यते पन्नगो,
निम्बाङ्घ्रि. कटुता पयोमधुघटैः सिक्तोऽपि नो मुञ्चति ।
नोशीरैरपि सर्वदा विलसित धान्य ददात्यूषर,
नैव मुञ्चति वक्रता खलजनः ससेवितोऽप्युत्तमै. १९

સર્પ દુધનુ પાન કરતો હોય તો પણ તેનુ ઝેર નાશ પામતુ નથી, લીં શરીર દુધ તથા મધુના ઘડાઓ વડે સેચન કરવામા આવે, તો પણ તે કડ છોડતુ નથી તેમ ઉત્તમ પ્રકારના સુગ ધીવાળા જલોથી હમેશા શોભાવવામા તો પણ રણની ખારી જમીન ધાન્યને આપતી નથી તેજ પ્રમાણે ખ ળ પુરૂષનું ઉત્તમ પુરૂષો સેવન કરે, તો પણ તે પોતાની વક્રતા (વાકાઇ) ને છોડતો નથી

## કૃતજ્ઞતાને બદલે કૃતઘ્નતા

### મનહર છદ

[1]ઝાડીમા અનાડી મધપૂડો પાડયો પારધીએ, પાપી વાઘ અ ગે પીડા પૂરણ પમા દયાળુ મનુષ્યે દીઠો, દયા તેને દીલ આવી, નેથી તેણે તારી બારી, કુશ્વાની ઉગાર છાપો મારી છોડનારનાજ તે છોડાવ્યા પ્રાણ, તેમા તે શી જગતમા બા'દુરી જગા કહે દલપતરામ, કૃતજ્ઞતા કરી તેને, ખરેખરી કૃતઘ્નતા, તે કરી દેખાડી છે — સિ હને શિકાર કરનાર નર નિરખીને, ચોપે એક અજ ચાલ્યો સિ હને ચેત જાણે ભાળી મારો ભ વ વિસારશે વેરભાવ, એથી મારે એની પાસે થઈ જવા અ ફૂંફાડો મારી સિ હે અજને વિદારી નાખ્યો, કહ્યુ શાણો થૈને, આવ્યો મને સમ અ તર વિચારી આમ, કહે દલપતરામ, જોરાવરને ન જૈએ ડાપણ શિખાવવા-

## કૃતઘ્ની સુરદાસનુ દૃષ્ટાત

સુરદાસકી દેકી, લગી તો લગી, નહિ તો રામશુક તો લગાઈ હે

* ચરોતરના એક ગામમા મથુરદાસ કરીને પાટીદાર રહેતો હતો તે સ વાન નહોતુ, ઘણી ઘણીઆણી બેઉ ધર્મપર સારી આસ્થા રાખતા હતા

૧ દલપત કાવ્ય ભાગ બીજો * કૌતુકમાળા

ધન ભૂષણાદિની ચોરી કરી તે અરસામા પાચ સાત વખત પોતાના ધણીને સ્ત્રીએ કહ્યુ કે આ ચોર ધન લઇ જાય છે વિગેરે તેના જવાબમા હુ જાણુ છુ એવો જ ઉત્તર પતિએ આપ્યા કર્યો અને છેવટ ચોર ચોરી કરી ચાલ્યો ગયો તો પણ જાણુ છુ, જાણુ છુ, આમ જવાબ તે સ્ત્રીનો ધણી આપતો રહ્યો ત્યારે છેવટમા બહુજ ગુસ્સે થઇ સ્ત્રીએ જણાવ્યુ કે તમારા જાણવામા ધૂડ પડી ચોર બધુ ધન લઇને ચાલ્યો ગયો' આ પુરૂષના જેવુ જ ક્રિયાહીન જ્ઞાનીનુ જ્ઞાન વ્યર્થજ સમજવુ માટે જ્ઞાન અને ક્રિયાનો સબધ સમજાવવા માટે આ પ્રસગ યત્કિચિત્ સમર્થન કરી આ અધિકરણનો આરભ કરાય છે

## ક્રિયાની આવશ્યકતા.

### अनुष्टुप् (१ थी ८)

ज्ञानी क्रियापरः शान्तो, भावितात्मा जितेन्द्रियः ।
स्वयं तीर्णो भवाम्भोधेः, पर तारयितु क्षमः ॥ १ ॥

**શબ્દાર્થ**—જ્ઞાની, ક્રિયાને વિષે તત્પર, શાત ભાવનાથી વાસિત છે જેનો આત્મા, જિતેદ્રિય, તેમજ ભવસમુદ્રને તરવાને અને બીજાને તારવાને સમર્થ છે ૧

**વિવેચન**—ગુરૂમુખથી સર્વજ્ઞ પ્રોક્ત આગમ જેણે ગ્રહણ કર્યા છે, તે જ્ઞાની કહેવાય, ક્રિયાપર એટલે ઉભયકાળે આવશ્યક પડિલેહણ, આહારશુદ્ધિ, ઉગ્રવિહારાદિ, ક્રિયાને વિષે ઉદ્યમવત, શાત એટલે જેણે વિષય કષાયનો સગ તજ્યો છે, ભાવિતાત્મા એટલે સમ્યક્ત્વ ભાવના, ધ્યાન અને શુભ અધ્યવસાયાદિએ કરીને જેનો માનસિક ઉપયોગ વાસિત છે, અને જિતેદ્રિય એટલે વિષય પ્રવૃત્તિમાથી ઇદ્રિયોનુ દમન કરીને પોતાને વશ જેણે કરી છે તે, પૂર્વોક્ત સમગ્ર ગુણોથી યુક્ત એવા મુનિ ભવરૂપી સમુદ્ર પોતે તરવાને અને પોતાથી અન્ય ભવ્ય જનેને તારવ ને સમર્થ છે માટે હે ચેતન, તુ પણ તેનો જ્ઞાન પૂર્વક ક્રિયા કરનારો થા મરૂદેવી મ તા હસ્તી ઉપર કેવલજ્ઞાન પામ્યા અને કાઇ ક્રિયા કરી નહોતી, એવુ આલબન લઇને ક્રિયામા જે તત્પર નથી, તે અજ્ઞાની જાણવા ૧

## સપૂર્ણ જ્ઞાનમા પણ ક્રિયાનુ આલબન.

स्वानुकूलां क्रियां काले ज्ञानपूर्णोऽप्यपेक्षते ।
प्रदीपः स्वप्रकाशोऽपि, तैलपूर्त्यादिकं यथा ॥ २ ॥

**શબ્દાર્થ**—સ્વપ્રકાશ પ્રદીપ જેમ તેલપૂર્તિઆદિની અપેક્ષા કરે છે, તેમ જ્ઞાને કરીને પૂર્ણ એવો પુરૂષ પણ સ્વ અનુકૂળ ક્રિયાની અપેક્ષા કરે છે ૨

* ૧-૨ જ્ઞાનસાર.

વાતા ઔર બીચમે ઉતરનેકા કહેતા હૈ, તો તુમકુ ભાડા નહિ મીલેગા, ચલ, 
ઔર હમારી ઓરત હોનેકુ ઉતાર દે ! ! !

પાટીદાર—મહારાજ ? તમારી ઓરત કયાં છે?

**સુરદાસ**—હમારી સગ ગાડીમા બેઠી હૈ એ। તુમ જાનતા હૈ ઔર 
કુ પૂછતે હો, કયા હમારી ઓરતકુ લે જાનેકા વિચાર હૈ ! ! !

પાટીદારની સ્ત્રી જે પાસે બેઠી બેઠી આ બધી રકઝક સાભળતી હતી 
વિસ્મિત થઇ ખેદ પામી કહેવા લાગી "મહારાજ! તમે તો મારા બાપ અને બા
ઠેકાણે છો અરે, તમે સાધુ થઈને આવુ અણુઘટતુ અને જુઠુ બોલો છો તે 
પાપી થાઓ છો, તમે નર્કમા પડશો, જલદીથી ઉતરી જાઓ નહિ તો જણ
રની કરી ઉતારવા પડશે " સુરદાસે ( મીજાજ ખોઇને ) કહ્યુ " અબે રડી ! તુ
ફીર જાતી હૈ ? કુનબી બડા ખબરદાર તેરેકુ બી ફીરા દીઇ ! લેકિન મૈ 
નહિ છોડનેવાલા, ચુપકીસે હમારી સગ ચલી આતી તો ઠીક હૈ, નહિતો અમ
રકી પાસ ફીરીયાદ કરૂગા"

પાટીદાર કહેવા લાગ્યો કે "આ તો ચીભડામાથી વરાળ નીકળી રાડને 
પ્રથમથીજ કહેતો હતો કે, અજાણ્યાને સાથે બેસાડવાનુ કહે મા પણ રાંડે મ
જ નહિ હવે આ પરદેશમા આપણુ કોણ સાહેદી ભરે ?" આવુ ત્રણે જા
બાઇડી બાબતના વાધાનુ બોલવુ સાભળીને ગામના લોકો ભેગા થઇ ગયા, 
તેમનાથી એ વાધો પતાવી શકાયો નહિ સુરદાસે તે ગામના અમલદારને 
કરી પાટીદાર તથા તેની ધણીઆણી એ બેઉને પકડાવ્યા

અમલદારે એક પછી એક એમ ત્રણે જણની હકીકત સાભળી લીધી, તે 
ત પોતાની છે એમ પાટીદાર કહેતો હતો પણ તે વખતે તે બાબતનો સબળ પુ
નહોતો બાઇડીના કહેવાપર વજન રાખવુ એ જેખમ ભરેલુ હતુ કદાચ સુ
તેનો ખરો ધણી હોય, પણ તેને છોડી દઇ બાઈની કણબી સાથે જવાની મરજી
હોય તો કણબીની બાઈડી છુ, એમ ખોટુ બોલે એ સભવિત છે સુરદાસને પે
ઓરત છે, તે બાબતનો તેનો પણ સબળ પૂરાવો નહોતો, પણ સુરદાસને ડા
જીમા પોતાના હાથ ઉપર છાપ લીધેલી હતી તેવીજ તે ઓરતના હાથપર પણ 
તેથી તે બેઉએ સાથે જાત્રા કરી છાપ લીધી હોય એમ સભવ હતો આવી 
શકાપૂર્વક અનુમાનો ઉપરથી ખરી રીતે તે ઓરત કોની છે, તે નક્કી ઠરાવી 
એમ જણાયુ નહિ, ત્યારે ન્યાયાધીશે એ ત્રણે જણને જૂદી જૂદી કોટડીમા પૂ
ઉપર પહેરો ચાલતો રાખી તેઓ રાતમા શુ બોલે છે, તે બરાબર રીતે સભળી
હુકમ કર્યો.

શાસ્ત્ર ભણવામા તથા તેનો ઉપદેશ આપવામા કુશળ પણ પોતે અબુધ (શાસ્ત્ર ઉપદેશ પ્રમાણે નહીં ચાલનાર) એવો માણસ હોય તો (શાસ્ત્રમા રહેલા) શુદ્ધ તત્વને જાણતો નથી, કારણકે નાના પ્રકારના રસોમા કાયમ રહેનારી કડછી સુદર રસનો સ્વાદ જાણી શકતી નથી ૬

## ચારિત્ર્યથી સર્વ સાધ્યપણુ.

### उपजाति

सद्दर्शनज्ञानतपोदमाढ्याश्चारित्रभाजः सफलाः समस्ताः ।
व्यर्थाश्चरित्रेण विना भवन्ति ज्ञात्वेह सन्तश्चरिते यतन्ते ॥ ७ ॥

सम्यक्त्व શાસ્ત્રનુ જ્ઞાન, તપશ્ચર્યા અને દમ (ઇદ્રિયનો નિગ્રહ) થી ભરપૂર (પરિપૂર્ણ) સયોગો હોય, પરતુ તે સર્વે જ્ઞાનતપાદિ ચારિત્રવાળા પુરૂષોનેજ ફળ દાયક થાય છે અને ચારિત્ર (સુવર્તન) વિના તે સર્વ વૃથા થાય છે એવુ જાણીને સત પુરૂષો ચારિત્રને વિષે પ્રયત્ન કરે છે ૭

## લોકમા શુદ્ધચારિત્રયુક્ત મહાત્માઓનુ વિરલાપણુ.

### शार्दूलविक्रीडित

केचित्काव्यकलाकलापकुशलाः केचिच्च सल्लक्षणाः,
केचित्तर्कवितर्कतत्त्वनिपुणा केचिच्च सैद्धान्तिकाः ।
केचिन्निस्तुषबीजशास्त्रनिरता ज्योतिर्विदो भूरय—
श्चारित्रैकविलासवासभवनाः स्वल्पाः पुनः सूरयः ॥ ८ ॥

કેટલાક પુરૂષો કવ્ય કળા-ચોસઠ કળાના સમૂહને જાણવાવાળા છે, કેટલાક શુભ લક્ષણશાસ્ત્ર એટલે સામુદ્રિકશાસ્ત્રને જાણનાર છે કેટલાક ન્યાય સબધી વિચારના તત્વમા નિપુણ છે, અને કેટલાક ધર્મના સિદ્ધાન્તને જાણવાવાળા છે કેટલાક ફોતરા વગરના બીજની માફક શુદ્ધ એવા શાસ્ત્રોમા પ્રીતિવાળા છે, અને જ્યોતિષ શાસ્ત્રને જાણવાવાળા તો ઘણા પુરૂષો છે પરતુ શુભ ચરિત્ર-ઇન્દ્રિય નિગ્રહાદિ-આનન્દોના એક નિવાસરૂપ અર્થાત્ જેઓ વીતરાગ થયા છે, એવા સૂરિ-પૂજ્ય વિદ્વાનો તો જગત્મા ઘણા થોડા છે ૮

## જ્ઞાની-પાપીની પીછાણ.

* દીવો લઇને કુવામા પડે તે જ્ઞાની પાપી કહેવાય છે સાભળે બધુ, સ

* સ્વર્ગવિમાન

જવાનો નિશ્ચય કર્યો આ વાત બોધાશાના જાણવામા આવ્યાથી ગભરાયો કે હવે લોકો અહીયા આવશે તેનો શો ઉત્તર આપીશ ? માટે તેણે પોતાની પીઢાનવાળા પણ તેના લેણદાર, ધીરજલાલ શેઠની સલાહ લેવાનો ઇરાદો કરી તેને પોતાની પાસે બોલાવ્યો

બોધાશા—શેઠજી આપ જાણો છો કે, હુ હાલ ઘણી તગી હાલતમા આવી પડયો છુ, મારે એટલુ બધુ દેવુ છે કે રૂપીએ એક રામ (આનો) મુજબ ચુકવવા જેટલી પણ મારી પુજી નથી આપનુ જે દેવુ છે તે તો હુ પુરેપુરૂ પતાવીશ પરતુ હાલ બીજા લેણદારોની કનડગતમાથી મોકળો કરાવો તો તમારા જેવો પ્રભુએ નહિ એવો કાઇ ઉપાય બનાવો કે તેઓ ઉઘરાણી કરતા જ બધ થઇ જાય

ધીરજલાલ—જો ભાઇ તને ઇલાજ તો બતાવુ પણ ગરજ સરી કે વૈદ વૈરી એ પ્રમાણે થાય નહિ

બોધાશા—નાજી, એમ નહિ થાય હુ શુ બેવકુફ છુ જે કરેલો ઉપકાર ભૂલી જાઉ

ધીરજલાલ—તો ઠીક, સાભળ એ બાબતનો ઇલાજ ટુકો છે કોઇ લેણદાર ઉઘરાણીએ આવે તેને બીજો કાઇ ઉત્તર નહિ આપતા "મીંઆઊ" 'મીંઆઊ' કર્યા કરવુ એથી કરીને લેણદારો ધારશે કે, આ બિચારો ગાડો થઇ ગયો છે તો "પડયા પર પાટુ શી મારવી ?" એટલે ઉઘરાણી કરતા બધ પડશે.

આ ઉપાય બોધાશાહને ઠીક ગમ્યો બીજે દિવસે થાપણ મૂકનારા તથા વેપાર કરનારા તમામ લેણદારો આવી તકાજો કરી લાગ્યા —

એક વેપારી—બોધાશા અમારો હિસાબ ચુકવી આપો

બોધાશા—મીંઆઊ

બીજો વેપારી—પાધરો જવાબ આપતા કાઇ મોઢુ દુ એ છે રૂપીઆ ગણી આપોને ?

બોધાશા—મીંઆઊ

સરાફ—મીંઆઊ વાળા તો જાણ્યુ ડહાપણ બાપની મતા હતી જે રૂપીઆ કોથળી ભરીને લઇ ગયો હતો, જો બિચારો ! લેતી વખત તો નાણાવટી થઇને આવ્યો હતો, પણ યાદ રાખ, કે રૂપીઆ લીધા વગર જનાર નથી

બોધાશા—મીંઆઊ

કઠિયારો—ભણ્યામાણસ ! મે તો થાપણ મૂકી છે એમા શુ ખ ધુ પીધુ છે ? કોઇ ઉતાવળના વખતમા અમારા જેવા ઘરખુણીય ના રૂપિઆ કામ લાગતા તે હવે એઠાની ડાળ શા માટે કાપે છે ? અમને ગરીબને તે આપ

હે રાજા ધર્મ ! જે બ્રાહ્મણની વૃત્તિ-ધધો હળ ખેડવાનો છે, અર્થાત્ કૃષિ-ખેડ કરવાનો છે, તે બ્રાહ્મણ નથી પણ શૂદ્ર છે ૩

## બ્રાહ્મણના પતિત આચરણો.

हिंसकोऽनृतवादी च, चौर्ये तूपरतश्च यः ।
परदारोपसेवी च सर्व ते पतिता द्विजाः ॥ ४ ॥

જે બ્રાહ્મણ હિંસા કરનાર, મિથ્યાવાદી (અસત્ય બોલનાર) અને ચોરીના કામમા પ્રીતિવાળો તેમજ બીજાની સ્ત્રીઓને ભોગવવાવાળો છે, તે બધા બ્રાહ્મણો પતિત જાણવા ૪

## શાસ્ત્રાભ્યાસથી વિરકત વર્ગ.

स्वाध्यायहीना वृषलाः परकर्मोपजीविनः ।
आकाशगामिनो, विप्रास्सर्वजातिषु निन्दिताः ॥ ५ ॥

જે બ્રાહ્મણો સ્વાધ્યાય-વેદશાસ્ત્રથી હીન બીજાના ધધા ઉપર આજીવિકા ચલાવનારા અને આમન્ત્રણ વિના સર્વ સ્થાને જનારા છે, તેઓ શૂદ્ર તુલ્ય છે અને સર્વ વર્ણોમા નિન્દાને પાત્ર છે ૫

## ગો વિક્રય કરનારા બ્રાહ્મણો.

गोविक्रयास्तु ये विप्रा ज्ञेयास्ते मातृविक्रया ।
तेन देवाश्च वेदाश्च विक्रीता नात्र संशयः ॥ ६ ॥

જે બ્રાહ્મણો ગોવિક્રય-ગાયો વેચવાનુ કામ કરનારા છે, તે પોતાની માતાને વેચવાવાળા જાણવા અને તે બ્રાહ્મણોએ સર્વ વેદો તથા દેવોનો વિક્રય કર્યો એમ જાણવુ તેમા સશય નહિ કારણ કે ગાયના શરીરમા તમામ વેદો તથા દેવો રહ્યા છે, એમ બ્રાહ્મણ ધર્મના શાસ્ત્રોમા લખેલુ છે ૬

## શુદ્રદાન સ્પર્શનુ ફળ.

अधीत्य चतुरो वेदान् साङ्गोपाङ्गान् सवृत्तिकान् ।
शूद्रात्प्रतिग्रह कृत्वा खरो भवति ब्राह्मणः ॥ ७ ॥

અગ, ઉપાગ તથા વૃત્તિ સહિત ચાર વેદોનો અભ્યાસ કરીને જે બ્રાહ્મણ શૂદ્ર પાસેથી દાન ગ્રહણ કરે તે બીજા જન્મમા ખર ( ગર્દભ ) ના અવતારને પામે છે ૭

## તાજ્ય દાનથી ભવભ્રમણ.

खरो द्वादश जन्मानि, षष्टिजन्मानि शूकरः
श्वानः सप्ततिजन्मानि इत्येव मनुरब्रवीत् ॥ ८

પતાવી લાવુ આ ઉમેદથી ધીરજલાલ શેઠ ઓધાશાહને ઘરે આવી પોતાના રૂપીઆની ઉઘરાણી કરતા ઓધાશાએ ' મીંઆઉ " કહ્યુ ધીરજલાલ શેઠ તો ચકિત થઇ ને કહે છે, " અરે ભલા આદમી ? મને પણ " મીંઆઉ ??? તને તો મીંઆઉ પણ તારા બાપને પણ ' મીંઆઉ ' ઓધાશાએ ઉત્તર દીધો આથી ધીરજલાલ પસ્તાઇ ને વીલે મોઢે ચાલ્યો ગયો

દુનિયામા કેટલાક સ્વાર્થના ભુખ્યા હોય છે તે પોતાનો અર્થ સર્યો એટલે ઉપકારને આખના પ ટા જેવો ગણે છે. તેમજ જેઓ ફક્ત પોતાનો લાભ તાકી બીજાનુ ખરાબ કરવા ઇચ્છે તેને " હાથના કરેલ હૈયે વાગે છે " તે વખતે પૂરો પરતાવો થાય છે

## મૂર્ખ લોકો ગુણી પુરૂષને જાણતા નથી.

શ્રી રામચન્દ્રજી જ્યારે લ કાથી સીતાજીને લઇને અયોધ્યા પધારતા હતા ત્યારે રસ્તામા કિષ્કિ ધા નગરીમા ઉતરી વિશ્રામ લીધો ત્યા સીતાજીને દેખીને વાનરની સ્ત્રીઓ કહેવા લાગી કે—

### वसन्ततिलका.

गौरी तनुर्नयनमायतमुन्नता च नासा कृशा कटितटी च पटी विचित्रा ।
अगानि रोमरहितानि सुखाय भर्तु. पुच्छ न तुच्छमिति कृत समस्तवस्तु ॥१॥

આ સીતાજીનુ શરીર ગૌર છે તેત્ર વિશાળ છે નાસિકા ( પોપટની માફક ) ઉચી છે કટિભાગ પાતળો છે અને વિચિત્ર પ્રકારની સુન્દર સાડી છે તેમ અ ગો રોમથી રહિત છે એટલે સીતાજીનુ સર્વ સૌન્દર્ય સ્વામી એવા શ્રી રામચન્દ્રજીના સુખને માટે છે પરતુ ( વિધાતાએ ) તુચ્છ ( નાનુ સરખુ ) પુછડુ ન કર્યુ તેથી આ બધુ વસ્તુ સૌન્દર્ય શુ કામનુ છે ? અર્થાત્ નકામુ છે આ ઉપર તાત્પર્ય એવો છે કે મૂર્ખ માનવો બીજાના સૌન્દર્યમા પણ ખામીઓ જોતા વસ્તુના સૌન્દર્યને જાણતા નથી

## ગામડાના લોકો હાથીને જોઇ હાસી કરે છે.

### शार्दूलविक्रीडित

ऊर्णां नैव दधाति नापि विषयो वाहस्य दोहस्य वा,
तृप्तिर्नास्ति महोदरस्य वहुशो घासैः पलालैरपि ।
हा कष्ट कथमस्य पृष्ठशिखरे गोणी समारोप्यते,
को गृह्णाति कपर्दकैरमुमिति ग्राम्यैर्गजो हास्यते ॥२॥

* સુભાષિત રત્ન ભાંડાગાર

### અકરાંતિયો જમણપ્રેમ.

परान्नं प्राप्य दुर्बुद्धे, मा प्राणेषु दयां कुरु ।
दुर्लभानि परान्नानि, प्राणा जन्मनि जन्मनि ॥ १४ ॥

એક ઉદરભરિ બ્રાહ્મણ સ્વ તનય-પુત્રને કહે છે કે હે દુર્બુદ્ધિવાળા ! પરાન્ન-બીજાના અન્નને પામી પ્રાણોમા દયા રાખમા એટલે જમતા પ્રાણ નીકળી જાય તો પણ ભોજનનો ત્યાગ કરમા કારણ કે પરાન્ન દુર્લભ છે અને પ્રાણો તો જન્મે જન્મે મળી શકે છે જેથી પરાન્નનુ ભક્ષણ કરવામા પ્રાણબાધાને પણ ગણમા. ૧૪

### કેવા બ્રાહ્મણોને આપેલુ દાન નિષ્ફળ થાય છે ?

चण्डस्य पुत्रहीनस्य, दम्भाचाररतस्य च ।
स्वकर्मत्यागिनश्चापि, दत्तं भवति निष्फलम् ॥ १५ ॥

ક્રોધી, પુત્રહીન, દંભ-જુઠો ડોળ-ના આચારમા પ્રીતિવાળો, અને જેણે પોતાના સધ્યાવન્દનાદિ કર્મોનો ત્યાગ કરેલ છે, એવા બ્રાહ્મણને આપેલુ દાન નિષ્ફળ થાય છે ૧૫* વળી કહ્યુ છે કે—

परदाररतस्यापि, परद्रव्याभिलाषिणः ।
नक्षत्रसूचकस्यापि दत्तं भवति निष्फलम् ॥ १६ ॥

બીજાની સ્ત્રીઓમા પ્રીતિવાળો, બીજાના ધનની ઇચ્છા રાખનાર, અને નક્ષત્રોને બતાવનાર-જ્યોતિ શાસ્ત્ર ઉપર આજીવિકા ચલાવનાર-એવા બ્રાહ્મણને આપેલુ દાન નિષ્ફળ થાય છે ૧૬ તથા અન્યયામીને કહે છે કે—

वेदविक्रयिणश्चापि, स्मृतिविक्रयिणस्तथा ।
धर्मविक्रयिणो विप्र, दत्तं भवति निष्फलम् ॥ १७ ॥

હે વેદવ્યાસી ! વેદોનો વિક્રય કરનાર (વેચનાર) સ્મૃતિઓનો વિક્રય કરનાર, અને ધર્મને વેચનાર અર્થાત્ પોતે વ્રત વિગેરે કરી, તે નિમિત્તે પૈસા લઇ બીજાને ફળ આપનાર એવો જે બ્રાહ્મણ છે, તેને આપેલુ દાન નિષ્ફળ જાય છે ૧૭ તેમજ—

असिजीवी मषीजीवी, देवलो ग्रामयाजकः ।
धावको वा भवेत्तेषां, दत्तं भवति निष्फलम् ॥ १८ ॥

* ૧૫ થી ૨૦ નારદીય પુરાણ

જેમ *ચક્રવાક ( ચકોરપક્ષી ) અમૃતમય ચન્દ્રબિંબની શોભાને દૂષિત કરે છે, તેમ દુરાચારી પુરૂષો નિર્દોષ એવી ભારતી (વાણી) ને દૂષિત કરે છે ૨

## સજ્જન પુરૂષને ખલની સાથે સ્પર્ધા કરવાથી ગેરલાભ.

का खलेन सह स्पर्धा सज्जनस्याभिमानिन. ।
भाषणं नीपण साधु दूषण यस्य भूपणम् ॥ ३ ॥

સજ્જન પુરૂષને નીચ પુરૂષની સાથે શી સ્પર્ધા ( સરસાઇ ) હોય ? એટલે સજ્જન પુરૂષ નીચની સાથે સરસાઇ કરતાજ નથી કારણ કે અભિમાની એવા નીચ પુરૂષનુ ભાષણ ભયકર હોઇને સાધુપુરૂષને દૂષણ રૂપ છે જ્યારે ખલપુરૂષને તો તે ભાષણ ભૂષણરૂપ છે ૩ *

## અધમ લોકોની અસિમ અધમતા

अहो राहुः कथ क्रूरश्चन्द्र गिलति मुञ्चति ।
गिलन्ति न हि मुञ्चन्ति दुर्जना' सज्जनव्रजम् ॥ ४ ॥

અહીં ! રાહુને શા વાસ્તે નિર્દય કહેવો તે પ્રશ્ન છે કારણ કે ચન્દ્રમાને ગળીને પાછો છોડી આપે છે પણ દુર્જન પુરૂષો તો સજ્જન પુરૂષોના સમૂહને ગળી જાય છે તે પુન છોડતાજ નથી અર્થાત્ દુર્જનો રાહુ કરતા પણ ખરાબ છે

## અધમ પુરૂષની કરવત સાથે સરખામણી

उद्वेजकोऽतिचाटूक्त्या मर्म-स्पर्शी हसन्नपि ।
निर्गुणो गुणनि दारुवत्, क्रकचप्रतिमः पुमान ॥ ५ ॥

દુર્જન મનુષ્ય અતિ ચાટુ ( મીઠા ) શબ્દના ભાષણથી પણ બીજાના મનમા ઉદ્વેગ પેદા કરે છે અને હસતા છતા પણ બીજાના મર્મનો સ્પર્શ કરે છ એટલે બીજાને કલેજે ઘા મારે છે તમ પોતે ગુણહીન છે તેથી બીજાના ગુણોની નિન્દા કરી રહ્યો છે, એટલે અધમ પુરૂષ કરવતની સમાન છે કારણ કે કરવત પણ લાકડાને કાપતી વખતે મીઠો મીઠો ધ્વનિ કરે છે, પણ તે ધ્વનિ સાભળનારને ઉદ્વેગ ઉત્પન્ન કરે છે અને દાતાથી હસતુ હોય તેમ દેખાય છે છતા લાકડાના મર્મ ભાગને કાપી નાખે છે અને તેમા દોરી નથી તેથી બીજાના ગુણ (દોરા) ને કાપનાર છે તેમ અધિકારી સજ્જનને દુર્જન પણ પીડા કરે છે ૫

* શિક્ષારણા—"ચાક્રાઙ્ગનાના મતાર્તિ વિધુરરમ્ચક્રુગે" ચન્દ્રમા ચકોરપક્ષીને અમાતાની સગડી તુલ્ય છે કારણ કે ચકોર દપતિ ( સ્ત્રીપુરૂષ ) ને રાત્રિમા એક બીજાના વિયોગ વેઠવો પડે ?

* ૩ થી ૫ સૂક્તિમુક્તાવની

વ્રત કરનાર, કપટી, ચોરી કરનાર, પ્રાણી-ગાય, ભેંસ, ઘોડા, બકરા-વિગેરેને વેચનાર, અથવા જે બ્રાહ્મણ મૂર્તિઓ-દેવ વિગેરેની પ્રતિમાઓ-નો વિક્રય કરે છે, તે બ્રાહ્મણ પતિત છે એમ જાણવુ ૨૩ તેવીજ રીતે—

जीवनार्थं परास्थीनि, धृत्वा तीर्थं प्रयाति यः
मातापित्रोर्विना सोऽपिः, पतितः परिकीर्तितः ॥ २४ ॥

જે બ્રાહ્મણ આજીવિકા સારૂ માતા પિતા સિવાય બીજાના અસ્થિ-હાડકા-ને માથે ધારણ કરી તીર્થમા જાય છે, તેને પણ પતિત કહેલ છે ૨૪

મનુષ્યને બ્રહ્મહત્યાનુ પાપ.

यस्तु योगरतो विप्रो, विषयेषु स्पृहान्वितः ।
तत्सभाषणमात्रेण, ब्रह्महत्या भवेन्नृणाम् ॥ २५ ॥

જે બ્રાહ્મણ યોગ-સમાધિ-કાર્યને કરનાર છતા સાંસારિક વિષયોમા ઇચ્છા રાખી તેઓને ભોગવે છે, તેની સાથે ભાષણ માત્રથી મનુષ્યોને બ્રહ્મહત્યાનુ પાપ લાગે છે ૨૫

નીચ બ્રાહ્મણનો મનોરથ.

आर्या

विग्रहमिच्छन्ति भटा, वैद्याश्च व्याधिपीडितं लोकम् ।
मृतकबहुलं च विप्राः, क्षेमसुभिक्षं च निर्ग्रन्थाः ॥ २६ ॥

લડવૈયાઓ યુદ્ધની ઇચ્છા રાખે છે, વૈદ્ય લોકો લોકને રોગગ્રસિત-રોગવાળો ચાહે છે, નીચ બ્રાહ્મણો વધારે મરણને ઇચ્છે છે, અને જેના હૃદયની અજ્ઞાનરૂપી ગાંઠ છૂટી ગયેલ છે, એવા મહાત્માઓ ક્ષેમ અને સુભિક્ષ-સુખાકારી ચાહે છે ૨૬*

લાડુભટ્ટને અનેક પ્રકારની ઉપમા.

उपजाति

अगस्तितुल्याश्च घृताब्धिशोषणे, दम्भोलितुल्या वटकाद्रिभेदने ।
शाकावलीकाननवह्निरूपास्त एव भट्टा इतरे भटाश्च ॥ २७ ॥

ઘીરૂપી સમુદ્રને પાન કરવામા અગસ્ત્ય મુનિ જેવા, વડારૂપી ગિરિને નાશ કરવામા ઇંદ્રના વજ્ર જેવા, અને શાકની પંકિતરૂપ વનને બાળવામા અગ્નિ જેવા (પુષ્કળ શાક ખાનારા) જે છે તે ભટ્ટ (લાડુભટ્ટ) કહેવાય છે અને બીજાઓ ભટ-લડવૈયા કહેવાય છે ૨૭

* ૨૬ થી ૨૯ સુભાષિત રત્ન ભાંડાગાર.

સુંદર ભાષણના અભ્યાસમા આસક્ત એવા પોપટને નીચ એવા કાગડાઓ હસે છે કે–આ શુ મફતની માથાકુટ કરી રહ્યો છે ? પરંતુ સભાઓમા મધુર વાણીને બોલતા તેને જોઇને તે કાગડાઓ લજ્જાથી હેઠાં મ્હોઢા શોભનારા થાય છે એટલે શરમથી નીચુ જોઈ જાય છે તેમ વિદ્યાભ્યાસ કરનારની હાંસી કરનાર નીચ પુરૂષની અંતે એ સ્થિતિ થાય છે ૯

## સુજનની વાણી સામે દુર્જનની ભય કરતા

### मालिनी.

इदमपटुकपाटं जर्जरः पञ्जरोऽयं, विरमति न गृहेऽस्मिन्क्रूरमार्जारयात्रा ।
शुक मुकुलितजिह्वः स्थीयतां किं वचोभि स्तववचन-विनोदे नादरः पामराणाम्। १०॥

હે પોપટ આ તુટેલ કમાડ છે અને આ તારૂ પાંજરૂ પણ જીર્ણ થઇ ગયુ છે તેમ આ ઘરમા નિર્દય એવા બિલાડાંઓનુ આવવુ બધ પડતુ નથી માટે તારી જીભને દબાવીને સ્થિર થઈ જા કારણ કે તા । મધુર વચનોથી આ સ્થળે શુ ફળ છે ? કેમકે તારા ભાષણનુ શ્રવણ જો બીલાડાને થશે તો ઉલટા તારા પ્રાણની હાનિ થશે

## અલ્પાવસ્થામા મદ બળ.

### शार्दूलविक्रीडितम् ( ११ थी १६ )

स्पर्धन्तां सुखमेव कुञ्जरतया दिक्कुञ्जरैः कुञ्जरा
ग्राम्या वा वनवासिनो मदजलप्रक्लिन्नगण्डस्थलाः ।
आ.कालस्य कुतूहलं शृणु सखे प्राचीनपालोमलैः,
प्राय. स्निग्धकपोलपालिरधम' कोलोऽपि सस्पर्धते ॥ ११ ॥

ખેદયુકત કાળનુ કૌતુક એ છે કે જન્મ વખતના ગ ડસ્થળમાં રહેલા મલોથી ભીંજાએલ ડુક્કર હાથીની સામે સ્પર્ધા કરે છે તો પછી મદના પાણીથી ભીંજાયેલ ગ ડસ્થળવાળા ગામમા રહેવાવાળા અથવા વનમા વસવાવાળા હાથીઓ પોતે હાથી છે તેથી દિશાના હાથીઓની સાથે સ્પર્ધા કરે તેમા શુ ખોટું ? ૧૧

## દુર્જનનુ ખરૂ સ્વરૂપ.

मेष कोऽपि सरे पिबन्तमवदद्वारि च्युतं ते मुखा-
दायातीति वृको न चैवमुरणोऽप्योऽस्मीति वर्षात्पुरा ।
मा वोचो वृक रे न मे जनिरभूत्तातस्त्वयोक्त्वा गृहीत्,
कश्चिद्दोषमसन्तमप्यथ वदन्दीनं खलो बाधते ॥ १२ ॥

બ્રહ્મત્વ તણો તુ તજ ફાકો, બળિ મરતો થા ભણીને બાકો,
નહિ વહ્લભ વાળ થશે વાકો, બ્રાહ્મણ ભટ્ટા ૪૭

## લોભી બ્રાહ્મણ.

* ભાવનગરમા માધવજી ભટ કરીને બ્રાહ્મણ રહેતો હતો શાસ્ત્રાનુસાર પોતાનો ધર્મ શુ તે કાઇ સમજતો નહીં જરા વાચતા લખતા નાનપણમા શીખેલ, તે પણ ભાગ્યજોગે ભૂલી ગયેલ હતો પોતે બોલીનો વાચાળ હોવાથી માની લીધુ કે વિદ્યા ભણવાથી વિશેષ શુ છે ? ભણેલા ઘણા ભૂખે મરે છે, **વેદીઆ ઢોર** જેવા હોય છે આજકાલ હજારો બ્રાહ્મણો નવી નવી યુક્તિ કરી ભીખ માગવાનુ લઇ બેઠા છે, તે કરવા આપણે કયા કમ હુશિઆર છીએ ? આપણે તે ધધો ઇશ્વર સલામત રાખે તો બસ છે ? બાપદાદા એમના એમ ભીખ માગી મરી ગયા, તેમને કાઇ અડચણ પડી નથી, તો આપણા જેવાને અડચણ શેની પડવાની છે, માટે ભણવાની માથાકૂટ કોણ કરે એવા નિશ્ચયથી તેણે પોતાને મળેલા બ્રાહ્મણના અમૂલ્ય અવતારની ખરેખરી ફરજો સમજી કાઇ સાર્થક કર્યું નહી, પણ પોતાનો વ શ પર [illegible] વારસામા ઉતરેલો ભીખ માગવાનો ધધો શરૂ કર્યો, અને તેમા ઘણી [illegible] ડાવી યુક્તિઓ કરી તે વાચક નીચેની હકીકતથી જાણી અજાયબ થશે.

### " ભીખ ને ભારો તે સવારનો સારો "

એ કહેવત અનુસરી ભટજી સવારના ઉઠે ત્યારથી તે દશ [illegible] હાથમા વટલોઇ સાથે ઘરોઘર ભટકવુ શરૂ કરે પાઠ પૂજા, સધ્યા [illegible] જાણતો હોય તો કરેકની ? વખતપર નવાયુ તો ભલે, નહિતર [illegible] ભુ સી યા ટીલા ટબકા કરી નીકળે, પુરુષ કરતા સ્ત્રીવર્ગમા તેને [illegible] ઇને ધર્માત્મા તો કોઇને ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, કોઇને સત[illegible] બાઇ, કોઇને **અન્નપૂર્ણા**, તો કોઇને **મહાલક્ષ્મી**, વગેરે [illegible] આપી પુલાવી પટાવી પુષ્કળ લોટ, દાળ આદિ ઘેર [illegible] તેનુ નિત્ય કર્મ હતુ

સ ક્રાતિનુ પર્વ આવવાનુ હોય ત્યારે આઠ [illegible] દિવસ [illegible] ગેરે પાછળથી ભટજી ગામડામા માગવા નીકળે " મ[illegible]ના લાળા [illegible] સાહથી ખેડુતોના ખળા ગજાવી મૂકે, સવારથી [illegible] ગામને ફેરી નસરાવી ફરી, બે ત્રણ મણ દાણાનો કોથળો ભરી, મ[illegible] લાવે ખુદ પોતાનો સ ક્રાતને દિવસે શેહેરમા માગવા નીકળે, કેમકે [illegible] રિવાજ આપે [illegible] ની પૂર્ણ શહેરને બધા ગામડામા ફરી શકાય નહીં, [illegible]હાવનુ પૂછ[illegible]ને રૂપીઆદિ લાભ કરી દીધુ

* કૌતુકમાળા.

ત્તાદાન, મૈથુન, પરિગ્રહ ) ને સદા પાળનારા, અહકાર રહિત, કામદેવરૂપી ઘાસ (ખડ) ને બાળનારા, સિદ્ધાત માર્ગ પ્રમાણે ચાલનારા, ક્ષમાવાળા, વિવેકી જનસમૂહથી સેવાતા એવા જે વિદ્વાન્ સત્પુરૂષો છે, તેનો દ્વેષ કરે છે ૧૪

## સવ ગુણમા ખળ પુરૂષની સર્વ વ્યાપકતા.

जाड्य ह्रीमति गण्यते व्रतशुचौ दम्भः शुचौ कैतव,
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्य प्रियालापिनि ।
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिःस्थिरे,
तत्को नाम गुणो भवेत्स गुणिनां यो दुर्जनैर्नाङ्कितः ॥ १५ ॥

લજ્જાળુ પુરૂષને વિષે જડતા પવિત્ર વ્રત પાળનારને વિષે દભ, શુદ્ધતામા કપટ, શૂરવીર ઉપર નિર્દયતા, મનનશીલ પુરૂષને વિષે બુદ્ધિહીનપણુ મધુર વાક્ય બોલનારને વિષે ગરીબાઈ, તેજસ્વીમા ઉદ્ધતાઈ, વક્તા ઉપર વાયડાપણુ, સ્થિર-શાતને વિષે અશક્તિ, એમ ગુણીનો કયો ગુણ દુર્જન પુરૂષોએ અકિત (આળ ચઢાવ્યા ) વિનાનો (બાકી) રાખ્યો છે ? ૧૫

## દુર્જન પુરૂષોની દૃષ્ટિએ સુજન પુરૂષોના ગુણમા દોષારોપ.

सत्या योनिरज वदन्ति यमिनो दम्भ शुचेर्धूर्तता,
लज्जालोर्जडता पटोर्मुखरता तेजस्विनो गर्वता ।
शान्तस्याक्षमताभृजोरमतिता धर्मार्थिनो मूर्खता-
मित्येव गुणिनां गुणास्त्रिभुवने नादूषिता दुर्जनैः ॥ १६ ॥

નીચ પુરૂષો સતી સ્રીના જનનસ્થાનમા રોગને, યમ (ઇન્દ્રિય નિગ્રહ કરનાર પુરૂષમા દભને, પવિત્ર મનુષ્યમા ધૂર્તપણાને, લજ્જાવાન્ મનુષ્યમા જડપણાને, ચતુર પુરૂષમા વાચાલપણાને તેજસ્વિ મનુષ્યમા અભિમાનપણાને, શાન્ત પુરૂષમા અસમર્થપણાને, સરલ પુરૂષમા નિર્બુદ્ધિપણાને, અને ધર્માર્થી મનુષ્યમા મૂર્ખપણાને, કહી રહ્યા છે એટલે આ પ્રમાણે ત્રણ ભુવનમા ગુણી પુરૂષોના ગુણો દુર્જન પુરૂષોએ દૂષિત કરી નાખ્યા છે * ૧૬

---

* આ શ્લોકમાં સર્વપ્રથમન્ત પદનો સમ્બન્ધાર્થે છે તેથી તે પુરૂષોના ગુણમાં દોષનો આરોપ કરે છે એમ વક્તવ્ય છે તે પણ શુદ્ધ ગુજરાતી કરતા સાતમીનો અર્થ કરવાથી વિશેષ સ્પષ્ટ સમજી શકાય છે તેથી તેમ કરવુ યોગ્ય ધાર્યું છે

એ પ્રમાણે બૂમો પાડે

આવી રીતે બોલીને બીજાઓને તેમ આપવા લલચાવે છે જશના ભૂખ્યા માણસો પુણ્ય તે શું, એ વાત સમજ્યા વગર ને પોતાનો જશ ગવરાવવા ખાતર આપે, ભટજીને જે મળે તેથી વધારે પરંતુ બોલી આખા ગામમા આપનારની નામના ગાય આ રીતે થોડા મહિનામા કેટલાક રૂપિઆની ઉપજ કરી નાખે

કોઇ વખત ભટજી બે ચાર સાગ્રિતો કરી ચુદડી કરી કંકુ, નાળીએર, નાડાછડી, ત્રિશૂળાદિ લઇ પરગામ નીકળી પડે ગામ વચ્ચે જઈ થાળી પીટી લોકો એકઠા કરે પરા માણસો ભેગા થયા કે એક જણ ચાદર ઓઢી ધૂણવા માડી, સાક્ષાત્ બહુચરાજી માતાજી આવ્યાનો ડોળ બતાવે તેના સાગ્રિતો 'ધન્ય મા, ધન્યમા' ના અવાજ વચ્ચે માતાજી આવ્યાની નિશાનીઓ માગે એટલે મ્હોમાથી નાળીએર, કંકુ, નાડાછડી વગેરે કાઢી આપે આવી રીતના દેખાવથી ભેળા લોકો દાણા, દુણી, પાઇ, પૈસા, દીવાનુ ઘી વગેરે માતાજીની આગળ હાજર કરે તે લઇને ચાલતા થાય

આવી રીતની અનેક યુકિત ભટજીએ કરવા માડેલી, તેથી પાસે થોડી મુડી થઇ તેના બે ખેતરો લીધા, વ્યાજે રૂપીઆ આપવા માડયા તેની ઉપજ પણ આવવા લાગી, પણ ભીખારી ભટજીનો જીવ તો કવચિતજ ભીખારી મટે, એમા નવાઇ નહિ, તેની સાબીતી નીચેની હકીકત વાચનારને બતાવી આપશે

બીજા બ્રાહ્મણો ભણી કથા કરતા હતા, તે જોઈ ભટજીને પસ્તાવો થવા લાગ્યો, તેથી ધીરે ધીરે અભ્યાસ કરવા માડયો થોડી ગુદને કથાઓ વાચવાનુ ખોખરૂ જ્ઞાન થયુ કે પોતાની આપ બુદ્ધિ અને વાચાળ શક્તિથી કથાઓ વાચવી શરૂ કરી કોઇ વખત કોઇના ઘેર, તો કોઇ વખત શેરી કે મદિરમા વાચે, તેમા પણ કથાની ખરી ખુબી સાભળનારાઓ સમજી શકે છે કે નહી, ને તેનો હેતુ પાર પડી શકે છે કે નહિ, એની તો દરકારજ શુ કામ હોય ! ફકત લોકો રજન થઇ ખડખડ હસે છે કે નહિ, એ ઉપર મુખ્ય ભટજીનુ ધ્યાન જતુ હતુ, તેથી 'કથા ત્યાં વાર્તા" હોવીજ જોઇએ, એમ કહી આડી તેડી સસારની માયા ને વિષયની રમુજી વાતો, કિસ્સા વિગેરે વખતો વખત કહેવા માડે, તે સાભળવાને ઘણા લોકો ખુશીની સાથ એકઠા થાય. કથામા ભટજીને જમવાનુ કહે તેના જમણની હકીકત કહેતા મીઠુ મરચુ ભભરાવી પદ્યના આકારમા મોટુ *ડીંગળ કરી, ગાઇ બતાવે, એટલે બીજાઓ તુરત પોતાનો જશ ગવરાવવા માટે જમવાના નોતરા ઉપરાઉપર આપે જાય છેવટ કથાની પૂર્ણાહુતિ થતા સુધીમા ભટજી કેટલાક દાણાદુણી, લુગડાલત્તા, વાસણકુસણ ને રૂપીઆદિ પેદા કરી લે

* અતિશયોકિતવાળુ—ગપ્પ ભર્યુ પદ્ય

વૃત્તિવાળા લોકોને માટે તે નથી એવા અફવાઓ, નાસ્તિકો, લુચ્ચાઓ કે અરધા વટલેલાઓદ્રશ્થી સારા ગુરૂઓ ઉપર પથ્થરા ફેકે કે તેથી કાઇ સારા ગુરૂઓનુ ગુરૂપણુ મરી જતું નથી, ઉલટી તેઓની તરફ લોકોની દિલસોજી વધતી જાય છે, કારણ કે તેઓ એવા છલકાતા અધુરા ઘડાઓની દરકાર કરતા નથી, પણ રોજ રોજ પોતે જાતે સુધરતા જાય છે, રોજ રોજ પોતાનો અભ્યાસ વધારતા જાય છે અને બીજાઓને સુધારવા તથા પ્રભુના રસ્તામા લાવવા તેઓ રાત દિવસ મથ્યા રહે છે માટે યાદ રાખજો કે ગુરૂઓનુ ગુરૂપણુ છે તેનો આધાર એવા આસુર વૃત્તિવાળાઓના બોલવા ઉપર નથી, પણ એ ગુરૂપણાનો આધાર તો પ્રભુના નામની સાથે સબધ ધરાવે છે માટે જ્યા સુધી ગુરૂ મો સર્વ શક્તિમાન પ્રભુના પવિત્ર નામને પકડી રાખે ને પ્રભુના હુકમ પ્રમાણે દેશ કાળ વિચારીને ચાલે, ત્યા સુધી શુભ કર્મ તેમને મદદ કરે છે, અને જ્યા તેમની રહેણીકરણી સારી હોય ત્યા સુધી તેમને ગુરૂ તરીકે માનવાને અને તેમને વળગી મદદ કરવાને આપણે આપણા ધર્મથી બધાયેલા છીએ

## દુર્જન માણસ માખીની જેમ પોતાના પ્રાણની દરકાર કર્યા વિના પણ પરનુ અહિત આચરે છે.

### आर्या (૧થી૫)

त्यक्त्वापि निजप्राणान्परहितविघ्नं खलः करोत्येव ।
कवले पतिता सद्यो, वमयति खलु मक्षिकान्नभोक्तारम् ॥ १ ॥

જેમ માંખી ( જમનારના ) કોળીયામા પડીને ( પોતાનો પ્રાણ તજીને ) ભોજન કરનારને વમન કરાવે છે તેમ ખળ પુરુષ પોતાના પ્રાણના નાશનુ જોખમ ખેડીને ( પોતાનો નાશ નહી ગણકારીને ) બીજાના હિતમા વિઘ્ન કરે છે ૧

### પારકાને ભેદનાર બાણ

ऋजुरेष पक्षवानिति काण्डे मीतिं खले च मा कार्षीः ।
प्रायेण हि त्यक्तगुणः, फलेन हृदयं विदारयति ॥ २ ॥

### ખળ પક્ષે અર્થ

( હે મિત્ર ! ) આ પુરુષ સરલ છે અને સ્નેહ પક્ષવાળોછે એમ જાણી ખળ પુરુષમા તુ પ્રેમ કર નહી, કારણકે દગો કરી તે પુરૂષ ગુણનો ત્યાગ કરી પરીણામે હૃદયને ભેદી નાખે છે

એ દ્વિટકારની કાઇ દરકાર ન કરતા ભટ્ટાણી ભૂખી લઇ ચાલી ગઇ ઇતિ

આ પ્રમાણે કુબ્રાહ્મણનુ સ્વરૂપ દર્શાવી આ કુબ્રાહ્મણ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

# वक्रभावना–अधिकार.

વ્યવહાર-ધર્મ અગર તે સૃષ્ટિક્રમનુ બધારણ નિયમીત સર્વમાન્ય અને દિર્ઘદર્ષિ બુદ્ધિગમ્ય ભાવનાયુક્ત વાતાવરણોના આદોલનોમા એવુ તો ઉત્કૃષ્ટ ઘડાય રહે છે કે એ ક્રમના વિરૂદ્ધ રહેણી કરણી કરનાર સૃષ્ટિના નિયમના ભગ માટે ગુન્હેગાર ગણાય છે એટલુ જ નહિ પણ તેવા વિરૂદ્ધ વર્તનથી સામાજીક પ્રગતિમા તે પાછળ પડી જાય છે આ સઘળુ છતા પ્રકૃતિની ઘટના એકજ પ્રકારની હોઇ શકતી નથી આત્માના ભવ્યાભવ્યપણાથી અગર તો નિકાચિત કર્મના યોગે અનેક આત્માઓ એવા પણ હોય છે કે જેનુ દૃષ્ટિબીંદુ વિરો ભાવે કાર્ય કરે છે, સરલ માર્ગને કઠીણ અને મુશ્કેલ પથને સરલ સમજી નિરતર દુખી થવા પામે છે આ ભવ અને પરભવનુ બગાડે છે, છતા પણ તેની મુળ વક્ર પ્રકૃતિ જેનીને તેની એક સરખી વિરૂદ્ધ જ દિશાએ વહન કરે છે ટુકમા જેમ બીજા વૃક્ષોના પલ્લવિત થવાથી જવાસો શુષ્ક થાય છે તેમ આવા વક્રાત્મા પારકા સુખે દુખી થાય છે અને જેમ ઘૂવડ પોતાની ચક્ષુરેન્દ્રિયના વક્ર હેતુથી રાત્રીને દિવસ અને દિવસને અધકાર સમજે છે, તેમ આવા વક્ર ( જડ ) બુદ્ધિના પુરૂષો અન્યના કાર્ય તેમજ વર્તનને જુદીજ દૃષ્ટિથી જુએ છે અને તેવા વક્ર વર્તનથી આઘાત પામવા છતા પણ “ પરા તો પરા મગર ઘોરે તો ચરા ” ના મુખ્ય વિચારોને વળગી રહે છે આવા વક્રાત્માના સ્વરૂપને ઓળખાવવા અને તેવા ભાવથી બચી શકવા માટે આ વક્રભાવના અધિકારનો અત્રે આરભ કરવામા આવે છે

## વર્તનમા વક્રભાવ.

### अनुष्टुप्

दूतो वाचिकविस्मारी, गीतकारी खरस्वरः ।
गृहाश्रमरता योगी, महोद्वेगकरास्त्रयः ॥ १ ॥

દૂતનુ કામ કરનારો જો બહુ બોલકો તથા છેતરનારો હોય, ગવૈઓ હોય અને ગર્દભના સ્વર ( રાગ ) જેવો સ્વર હોય, યોગી હોય ને ગૃહાશ્રમી ( સ્ત્રી પુત્રાદિકમા પ્રીતિવાળો ) હોય આવી રીતે ઉપર કહેલા ત્રણે પુરૂષો મોટા ઉદ્વેગ કરનારાઓ છે ૧

कस्मात्कष्टमिदं त्वया व्यवसितं मद्देहमांसाशिनः,
मत्युत्पन्ननृमांसभक्षणधियस्ते घ्नन्तु सर्वान्नरान् ॥ ६ ॥

હે કલ્યાણ કાક ! તુ કોણ છે ! હુ ખગ પુરૂષનો અધિપતિ છુ શા માટે (આ) ભયકર વનમા રહો છો ? સિંહ વિગેરે હિંસક પશુઓ મારૂ ભક્ષણ કરે એવી ઇચ્છાથી રહુ છુ આવુ દુ ખ શા કારણથી સહેવુ પડે છે ? મારા દેહમા રહેલ માસ ખાવાથી મનુષ્યના માસની (સિંહ વિગેરે હિંસક પ્રાણીઓને) ટેવ પડે ને (તે ટેવને લઇને) સર્વ મનુષ્યોને હણી નાખે (તો ઠીક એવા મનોરથથી આ દુ ખ સહન કરૂ છુ)

અન્યને દુઃખ થવા દુઃખ ઇચ્છતા દુર્જનો.

स्रग्धरा.

दास्यत्यर्थेव किन्तु द्विगुणमणिसमग्रं परेभ्योऽभ्युदीर्य,
मत्वा जग्राह कश्चित्तुतजन्गनिधिना शङ्खिनो याचयित्वा ।
चिन्ताक्रान्तः स्वचित्तद्विगुणवितरणं वीक्ष्य भिन्नैकचक्षु-
र्भूत्वा चक्रेऽक्षियुग्मोज्झितमितरजनं दुर्जनोऽन्यापदर्थः ॥ ७ ॥

કોઇ એક ગામમા સોમ (ધનલોભી) મનુષ્ય રહેતો હતો, જો કે તે નિર્ધન ન હતે પણ બીજાની સમૃદ્ધિ જોઇ બળ્યા કરતો અને વિચારવા લાગ્યો કે આ ગામમા સર્વ મનુષ્યો કરતા મારે વધારે ધન પ્રાપ્તિ કેમ થાય ? છેવટે એ વિચાર ઉપર આવ્યો કે સમુદ્ર રત્નની ખાણ છે તે તે મારો મનોરથ પૂર્ણ કરશે, એમ ધારી સમુદ્ર ઉપર તપશ્ચર્યા કરી, ત્રણ દિવસમા સમુદ્ર મૂર્તિમાન્ થઇ પ્રસન્ન થયોને બોલ્યો કે આપને શુ જોઇએ છીએ ? જવાબમા બહુ ધનની માગણી કરી સમુદ્રે એક શખિની આપી, ને કહ્યુ કે હે ભાઇ આ શખિની પાસે તુ માગશે તે તને એકનેજ આપશે એમ નહી પણ તારા આખા ગામમા સર્વને તારાથી બેવડુ ધન આપશે એ સાભળી પેલો લોભી તો હર્ષ સહિત રોક કરવા લાગ્યો, શખીનીની પૂજા કરીને લાખ રૂપીઆ માગ્યા, એટલે શખિનીએ લોભી ને લાખ અને બીજા મનુષ્યોને બમણે લાખ રૂપીઆ આપ્યા, એ જોઇ તે બિચારો દુ ખી થઇ ગયો, કારણ બીજાઓ કરતા પોતાને વધારે ધન ઉત્પન્ન થાય એવો ઉપાય રહ્યો નહી, પછી પોતે એવો વિચાર કર્યો કે આખા ગામના મનુષ્યો જો આધળા થઇ જાય તો સર્વની સમૃદ્ધિ ચોરી લઉ, એવો વિચાર કરી શખિની સન્મુખ હાથ જોડી વિનતિ કરવા લાગ્યો કે હે માતાજી ! મારી એક આખ ફોડી નાખો ને સાભળી સ્વભાવાનુસાર શખિનીએ તેમની એક આખ ફોડી નાખી અને બીજા મનુષ્યોની બન્ને આખો ફોડી નાખી અર્થાત્ દુષ્ટ પુરૂષ બીજાના દુ ખે સુખી હોય છે

**સૂર્યરામ**—કામ તો શુ ? તમે ઘણા દિવસે આજ દેખાયા તેથી આનદ થયો ને તમને બોલાવ્યા

**મિયાં**—મૈ તો સાત દિન ગાઉમે ફીરતા હુ ઔર તુમકુ દેખતા હુ, લેકીન તુમ આંખ બધ કરકે ચલતા હોગા તો કીસ તરેહસે હમકુ દેખ શકે ?

**સૂર્યરામ**—આ છોકરો આગળીએ વળગેલો તે આપનો છે ?

**મિયા**—સુભાન અલ્લા ! હમેરા નહિ તો કયા તુમેરા હૈ ?

**સૂર્યરામ**—ઘણી ખુશીની વાત ! આવડો મોટો દીકરો છે, પણ તેનુ શરીર ઘણુજ નબળુ છે, તો તેને આ શિયાળામા કાઇ પાક કે દવા ખવરાવો તો શરીરે પુષ્ટ થશે.

**મિઆં**—અચ્છા ! મર સુક સુકે લકડી હો જાયગા ! તેરે યે બાતકા કયા કામ હય ?

**સૂર્યરામ**—જમાદાર સાહેબ, અમે તો તમારા છોકરાના ભલાની ખાતર કહીએ છીએ તે શરીરે સારો થાય ને ઇશ્વર તેને સો વર્ષની આવરદા આપે એમ અમો ઇચ્છીએ છીએ

**મિઆ**—કયા તુમેરે કહેનેસે જીદગાની લબી હોતી હય ? તેરા ચલે તો ઇધર માર ડાલીઓ !

**સૂર્યરામ**—મીઆ, તમારૂ નામ શુ ? હુ ભૂલી ગયો છુ, તે કહોને ?

**મિયા**—તેરે કયા કામ હય ? ચલ નહીં બોલતા

**સૂર્યરામ**—અરે ભલા માણસ ! માણુસ મ ણુસની સાથે વાત કરીને પૂછે, તેમા તમે આડા જવાબ શામાટે દો છો ?

**મિયાં**—( અતિ ક્રોધ કરીને ) ભલા કિસકુ કહેતા હય ? હમ તો ભલા નહિ લેકીન બુરાજ હય ! દેખ, અબી હમકુ પૂછેગા તો માર ડાલુ ગા !

એટલામા એક ટટાખોર ભગલોભગડ જનો હતો, તેને સભળાવવા સારૂ સૂર્યરામે મિઆને કહ્યું કે " તમે અમને તો આડા જવાબ આપો છો ને વળી મારવાની ધમકી આપો છો તો હવે ! હવે આ ભગલા ભગડને કેમ પાસરો જવાબ આપશો ?

**મિયા**—કિસકા બાવાકી કયા પરવા હય ? કિસ્સે હમ ડરનેવાલા નહિ, ઇસકુ તો કયા, લેકીન ઇસકા બાવાકુ ભી ઐસા જવાબ દેવે !

ભગલોભગડ આ વાત સાભળીને સમજ્યો કે મને કાઇક મીઆએ કહ્યુ, તેથી પૂછવા લાગ્યો કે " કેમ મીઆ, મને કહો છો ? "

## અધિકારમાં અધમતા.

### आर्या.

अन्यस्माल्लब्धपदो, नीचः प्रायेण दुःसहो भवति ।
रविरपि न दहति तादृग्यादृक् सन्दहति वालुकानिकरः ॥ १ ॥

સૂર્યના કરતા સૂર્યથી તપેલી રેતી ( મનુષ્યના પગમા ફરફોલા પાડીને ) દાહ ઉત્પન્ન કરે છે, તેવી રીતે દુષ્ટ સ્વભાવવાળાને બીજાએ ( રાજાએ ) અધિકાર ( બીજાને દુ ખ આપવામા ) પોતે દુ સહ ( દુ ખે સહન કરી શકે એવો એટલે દુ ખ આપનારો ) થાય છે ૧ *

## ઉત્કર્ષમાં અધમતા.

### ० रथोद्धता.

एवमेव न हि जीव्यते खलैः तत्र का नृपतिवल्लभे कथा ।
पूर्वमेव हि सुदुस्सहोऽनलः, किं पुनः प्रबलवायुनेरित ॥ २ ॥

સત્ય કહુ છુ કે ખલ પુરૂષ કોઇને જીવવા દેતો નથી, તેમા વળી રાજાનો તેના ઉપર પ્યાર થયો, તો હવે તો તેમની વાતજ શી કરવી ? કારણ કે જેમ અગ્નિનુ સેવન કરવુ એ પ્રથમથીજ દુ સહ ( સહન થઇ શકે નહિ તેવુ ) છે છતા વળી તે અગ્નિને વધારે પ્રજ્વલિત થવા વાયુની મદદ મળે ત્યારે પછી તેનુ વર્ણન શુ કરવુ ? અર્થાત અસહ્ય થાય છે ૨

વળી—

### वसन्ततिलका

धूम पयोधरपद कथमप्यवाप्य, वर्षाम्बुभि शमयति ज्वलनस्य तेज
दैवादवाप्य कलुषप्रकृतिर्महत्व, प्राय स्वबन्धुजनमेव तिरस्करोति ॥ ३ ॥

જેમ ધૂમાડો અગ્નિમાથી ઉત્પન્ન થયા છતા ( તેજ, પાણી, પવનની સાથે મળી ) મહા મહેનતે વાદળાંરૂપે બનવા પછી અગ્નિની ઉષ્ણતાનેજ વર્ષાઋતુમા પાણી વડે દાબી દીએ છે, તેમ નીચ મનુષ્ય પ્રારબ્ધ યોગે ( પ્રધાનાધિક ) મહાપદને મેળવે તો પોતાનાજ બધુનો તિરસ્કાર ( અપમાનની સાથે શક્તિ નાશ ) કરે છે ૩

* ૧ થી ૩ સુભાષિતરત્ન ભાડાગાર

० रान्नरान्लगौरथोद्धता ર ગણ, ન ગણ ર ગણ, લઘુ તથા ગુરૂ એમ ૧૧ અક્ષરનુ એક ચરણ તેવા ચાર ચરણ મળી રથોદ્ધતા છદ કહેવાય છે

## વ્રતની દૃઢતા.

### आर्या.

वरमग्गिमि पवेसो, वर विसुद्धेण कम्मुणा मरणम् ।
मा गहिय व्वयभङ्गो, मा जीअ खलिअसीलस्स ॥ १ ॥

વિશુદ્ધ મનુષ્યે અગ્નિમા પ્રવેશ કરી મરવુ તે ઉત્તમ છે પાણીમા મજ્જન કરી મરણ પામવુ તે પણ ઉત્તમ છે પર તુ વ્રત-સુશીલ-નો ભગ તથા નીચ જીવન નક્કી ઉત્તમ નથી અર્થાત્ વ્રત ભગ કરીને જીવવુ સારૂ નથી. ૧

## વ્રતહીન જીવનની ગણના

### उपजाति.

गर्भेविलीन वरमत्र मातुः, प्रसूतिकालेऽपि वर विनाशः ।
असम्भवो वा वरमङ्गभाजो, न जीवित चारुचरित्रमुक्तम् ॥ २ ॥

માતાના ઉદરમા છોડ થઇને રહેવુ અથવા ગર્ભમાજ ગળી જવુ સારૂ છે, અને જન્મ થતી વખતે મરણ પામવુ પણ ઉત્તમ છે કે ન જન્મવુ સારૂ છે પરતુ અશુદ્ધ ચારિત્ર-આચારહીન એવુ દેહધારી પ્રાણીનુ જીવન સારૂ નથી ૨

## ઉત્કૃષ્ટ આભૂષણ.

### उपेन्द्रवज्रा

निरस्तभूषोऽपि यथा विभाति, पवित्रचारित्रविभूषितात्मा ।
अनेकभूषाभिरलङ्कृतोऽपि, विमुक्तवृत्तो न तथा मनुष्यः ॥ ३ ॥

જેમ ભૂષણોથી શણગારેલ ન હોય તો પણ વિશુદ્ધ ચારિત્રો-સદાચરણોથી વિભૂષિત આત્માવાળો પુરૂષ શોભે છે તેમ અનેક ભૂષણોથી વિભૂષિત કરેલો હોય તો પણ પવિત્ર આચરણોથી રહિત એવો મનુષ્ય શોભતો નથી

## સદાચરણની આવશ્યકતા.

### शिखरणी.

वर शृगोत्सङ्गाद्गुरुशिखरिणः क्वापि विषमे,
पतित्वायकायः कठिनदृषदन्ते विगलितः ।

કીડાના વનમાં પેઠેલ એવો સાઠીયો કાંટાના સમુહનેજ દેખે છે (શોધે છે) પણ ફુલલતાઓને દેખી શકતો નથી તદ્વત્ દુર્જન કાનને અમૃત તુલ્ય એવા ઉત્તમ ભાષણના રસને છોડીને ખલ પુરૂષના દોષોમાં ઘણી મહેનત કરે છે (દોષ ગ્રાહી થાય છે) ૪

## દોષોનું દાન કરવા છતાં દુર્જનો પાસે રહેલો દોષસંગ્રહ

समर्पिताः कस्य न तेन दोषा हठाद्गुणा वा न हृता खलेन ।
तथापि दौषैर्न वियुज्यतेऽसौ, स्पृष्टोऽपि नैकेन गुणेन चित्रम् ॥ ५ ॥

નીચ પુરૂષે કયા મનુષ્યને દોષનું દાન નથી કર્યું ? અને બળાત્કારથી કોના ગુણનું હરણ નથી કર્યું (એટલે પોતાના સંબન્ધમાં આવવાથી કોને તે ગુણહીન નથી કરી મૂકતો ? છતાં જેમ ચોર બીજાનું દ્રવ્ય ચોરે છે તે પ્રથમ પોતાને પ્રાપ્ત થાય છે તેમ આ નીચ પુરૂષ દોષનું દાન આપ્યા કરે છે તો પણ તેના દોષ ખૂટતા નથી અને તેને પ્રાપ્ત થવા જોઇએ તે થતા નથી એ આશ્ચર્યની વાત છે ! ૫

## દુર્જનને હલકી વસ્તુ પ્રાપ્ત કરવાનો પ્રેમ.

### हरिणी

कृमिकुलचितं लालाक्लिन्नं विगन्धि जुगुप्सितं,
निरुपमरसप्रीत्या खादन्नरास्थि निरामिषं ।
सुरपतिमपि श्वा पार्श्वस्थं विलोक्य न शङ्कते,
न हि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् ॥ ६ ॥

જ્યારે કૂતરો ઘણા કીડાથી વ્યાપ્ત, લાળોથી ભીનું દુર્ગંધીવાળું, નિંદવાલાયક સ્વાદ વિનાનું માંસ રહિત એવા મનુષ્યના હાડકાને સ્નેહથી ખાતો હોય છે ત્યારે કદાચ તેની પાસે દેવાધિરાજ (ઇંદ્ર) ઉભો હોય તો પણ પોતે શરમાતો નથી, તેજ પ્રમાણે હલકો માણસ પણ (સત્પુરૂષની સંમુખ) હલકી વસ્તુ સ્વીકારવામાં શરમાતો નથી ૬

## ગુણ કરતા દોષમાં દુર્જનને જણાતી મહત્તા

### शार्दूलविक्रीडित.

त्यक्त्वा मौक्तिकसंहतिं करटिनो गृह्णन्ति काकाः पलं,
त्यक्त्वा चन्दनमाश्रयन्ति कुपितेभ्योऽतिक्षयं मक्षिकाः ।



# पंचम परिच्छेद.

કુસાધુ અધિકારથી સાધુના કુલક્ષણો અને તેને સુધારવાના પ્રસંગે માટે કહેવાયુ છે, પરંતુ જેમની પ્રકૃતિ જ કેવળ અધમ આચરણોથી યુક્ત હોય છે, તેવા દુર્જન મનુષ્યોના કુવર્તન અને રીતભાતથી સાવચેત રહેવાની જરૂર છે આવા દુરાત્મા પ્રાયશ પોતે પત્થર સમાન વજનદાર હોવાથી નિરંતર ડુબતા જ જાય છે એટલુ જ નહિ પણ સરલચુકથી જો સહજ સમાગમ થવા પામે તો તેના સંગતિ દોષથી પણ દુર્ગંધનો પાસ લાગી જાય છે

એ તો સ્વાભાવિક છે કે સાડા ત્રણ હાથની કાયાના દરેક ભાગો સારા અને નિરોગી છતા જો તેમા બીંદુમાત્ર સડો થવા પામે તો ક્રમે ક્રમે તે આખા શરીરને બગાડે છે અને છેવટ દેહને ચોકસ વખતે આત્માથી વિખુટા પડવુ પડે છે આટલા માટે આવા સહજ પણ સડાથી બચવા અને તેને ચેપ ન લાગે તેમ સંભાળથી નિર્મળ કરવાને જેમ આપણી ફરજ છે, તેમ દુર્જનથી બચી તેવા દુર્જનોનો ચેપ ન લાગે તેમ તેનુ કલ્યાણ કરવાને બની શકે તેટલા માટે દુર્જનની ઓળખ આપવા તેની કુસંગતિના ફળ સમજાવી તેથી સાવધ ન રહેવાની સુલભતા ખાતર એ અધિકારોને પંચમ પરિચ્છેદમા ગુંથવામા આવ્યા છે

## दुर्जननिन्दा-अधिकार.

જગતમા સુજનો કરતાં વંચક એવા દુર્જન મનુષ્યોનો મ્હોટો ભાગ છે અને તેઓના સંગમા અજ્ઞ લોકો પોતાની ભુલથી ફસાતા જાય છે તો દુર્જન કોને કહેવા જોઇએ, તેમનુ જેને જ્ઞાન નથી તે તુર્તજ તેવાના આડંબરમા ફસાઈ જઇ પોતાના અનેક જન્મોમા કરેલા પુણ્યનો નાશ કરી આ લોકમા પણ અનેક દુખો ભોગવી પરિણામે નરકમા પડે છે દુર્જનો પોતાના પ્રપંચમા અજ્ઞ લોકોને તો ફસાવી દે છે, એટલુ જ નહિ પરંતુ જો અલ્પજ્ઞ પ્રરૂપો તેના પ્રપાંચમા આવે

જ્યાં સુધી ચંદ્રમા ઉદય પામતો નથી, ત્યાં સુધી પતંગીઓ પ્રકાશે છે, પણ જ્યારે સૂર્ય પ્રકાશે છે, ત્યારે ચંદ્રમા પ્રકાશી શકતો નથી ત્યારે પતંગીઓ તો ક્યાંથી પ્રકાશ કરે ? ( અર્થાત્ પ્રચંડ તેજના પ્રકાશમાં અલ્પ તેજ સ્વતંત્ર રીતે પ્રકાશી શકતું નથી )

આ સૂર્યોક્તિ દ્વારા કોઈ સત્ય શાસ્ત્રે ક્ત ધુરંધર ધર્મનિષ્ઠ આચાર્યના પરાક્રમનું વર્ણન છે કે "હે દ્રુપગુ' આપના અનુયાયી સિદ્ધાંતો આગળ આ પાખંડી ધર્મના સિદ્ધાંતો શા હિસાબમાં છે ? આપે જ્યાં સુધી સભામાં જઈ તેઓનો પરાજય નથી કર્યો, ત્યાં સુધી આ પાખંડી ધર્મનિષ્ઠ આડંબરી પુરૂષો આડંબર કરી રહ્યા છે ૧

## દુર્જનની બડાઇ.

निमीलनाय पद्मानामुदयायाल्पतेजसाम् ।
तमसामवकाशाय, व्रजत्यस्तमसौ रविः ॥ २ ॥

પદ્મોના બિડાવા માટે, થોડા તેજવાળા ( ગ્રહનક્ષત્રાદિ )ના ઉદય માટે તથા (જગતમાં) અંધકાર પ્રસરે તેને માટે સૂર્યનો અસ્ત થાય છે

**સારાંશ**—જ્યારે સત્પુરૂષો બીજાઓના સુખને માટે પોતે દુઃખમય સ્થિતિ ભોગવવા તૈયાર થાય છે ત્યારે દુષ્ટ જનો બડાઈ કરે છે ૨

## કોઇ વખત સ્ત્રી પણ નિંદ્ય છતાં પ્રશસ્ત છે.

स्त्रीणामपि वचः कालेऽनुकूलं मन्यते बुधैः ।
दुर्गा वामगता किं न शस्यते मार्गगामिभिः ॥ ३ ॥

કોઇ સમયે સ્ત્રીઓના વચનને પણ વિદ્વાન્ પુરૂષો અનુકૂલ માને છે કારણ કે * દુર્ગા ( ચીબરી ) નામની પક્ષીણી ડાબે પડખે રહી હોય તો તે વટેમાર્ગુઓ વડે શું નથી વખણાતી ? અર્થાત્ તે શુકન મનાય છે ૩

* દુર્ગા શબ્દનો આ શ્લોકમાં ( ચીબરી નામે પક્ષી ) એમ અર્થ કરવામાં આવ્યો છે પરંતુ ખરો અર્થ શું કરવો એ કઠીન છે કારણ કે આ શકુનનો વિષય છે એટલે શુકન જાણી લેવું એ વધારે સારૂં છે તો પણ મારાથી તે વિષે જેટલો શોધ થયો છે તે આપ મહાશયોની દષ્ટિગોચર કર્યું છે શાર્ઙ્ગધર પદ્ધતિમાં દુર્ગાના (૧૬) પર્યાય શબ્દો આ પ્રમાણે આપ્યા છે —

श्यामा कृष्णा शकुनि सितपक्षा पातकी कुमारी त्वम् ।
दुर्गा देवी चटका धर्धरा पाण्डवी च वराहा त्वम् ॥ ३५४ ॥
पान्थजननी तथोमा ग्रामसुता शकुनदेवता त्वमसि ।
प्रचला भव भगवति नमोस्तु ते दिश मे सिद्धिम् ॥ ३५५

સેવા કરે છે ૨૬ દુઃખનો અભેદ મનુષ્ય ધરને પણ છોડી દે છે ૨૭ પોતાના મૂ-
શ્રયનુ નિકન્દન કરનાર ૨૮ દુર્જનની ઉત્તમતા બીજાના નાશ માટે છે ૨૯ દુ-
ર્જનનુ હૃદય દુષ્ટ હોય છે એમ ઓગણત્રીશ અધિકારો આપવામા આવ્યા છે પ-
રતુ તેઓનુ આ દુર્જન નિન્દા અધિકારની સાથે એકપણુ હોવાથી તે સબધે સર્વ
તે તે અધિકારમા જોઇ સુજન પુરુષો જાણી શકે તેમ છે તેથી તેવા દરેક અધિકારને
ભિન્ન ભિન્ન ન રાખતા આ દુર્જન નિન્દા અધિકારનો આરભ કરવામા આવે છે

## દુર્જનનો ત્યાગ.

### अनुष्टुप् (१० थी १५)

दुर्जनः परिहर्तव्यो विद्यया भूषितोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ १ ॥

વિદ્યાથી શણુગારેલ દુર્જન હોય તોપણ (અવશ્ય) તેનો ત્યાગ કરવો કારણ કે મણિથી શોભિત સર્પ શું ભયકર નથી ? (અર્થાત્ પ્રાણહર છે) ૧

## પરનિંદાનુ વ્યસન.

न विना परवादेन रमते दुर्जनो जनः ।
काकः सर्वरसान् भुङ्क्ते, विना मेध्य न तृप्यति ॥ २ ॥

દુર્જન અન્યની સાથે વાદવિવાદ કર્યા વિના શાતિ પામતો નથી જેમકે કાગડો સર્વ રસનુ ભોજન કરે છે છતા પણ અપવિત્ર વિષ્ઠાના આહાર વિના તૃપ્તિ મેળવતો નથી ૨ *

## છિદ્ર શોધવાનો સ્વભાવ.

बहुनिष्कपटद्रोही, बहुधान्योपघातकः ।
रन्ध्रान्वेषी च सर्वत्र दूषको मूषको यथा ॥ ३ ॥

જેવો ઉદર તેવો દુર્જન છે કેમકે ઉદર બહુ કિમતિ વસ્ત્રને કાપી નાખનાર, સર્વ જાતિના ધાન્યનો નાશક, કાણા (બોણુ) શોધનાર હોય છે તે પ્રમાણે દુર્જન પુરુષ, કપટ રહિત સત્પુરૂષનો દ્રોહ કરનાર, સર્વ પ્રકારે બીજાઓનો નાશક, અને અન્યના છિદ્રો શોધનાર હોય છે ૨

## દુર્જન અને કૂતરાની પુછડીની સમાનતા.

वक्रतां बिभ्रतो यस्य, गुह्यमेव प्रकाशते ।
कथं न च समानः स्यात्पुच्छेन पिशुनः शुनः ॥ ४ ॥

* ૨ થી ૬ સુભાષિત રત્ન ભાંડાગાર.

## નાયક વગરનું નિરંકુશ યંત્ર.

### शार्दूलविक्रीडित

एण' क्रीडति मूकरश्च खनति द्वीपी च गर्वायते,
क्रोष्टा क्रन्दति वल्गते च शशको वेगाद्धुर्घावति ।
नि शङ्क. करिपोतकस्तरुकुलामुन्मोटने लीलया,
हहो सिंह विना त्वयाद्य विपिने कीदृग्दशा वर्तते ॥ ७ ॥

હહો ( ખેદ સૂચક સંબોધન ) હે સિંહ તારા વિના આજ આ વનમાં કેવી દશા વર્તી રહી છે કે હરિણ ( મૃગ ) રમત કરી રહ્યો છે ડુક્કર ( ભૂમિને પોતાના દાંતરડાથી ) ખોદી રહ્યો છે દીપડો મહા ગર્વમાં ગરકાબ થઇ ગયો છે શીયાળ બરાડા પાડી રહ્યો છે શશલો ( સસલો ) વળગી રહ્યો છે રૂરૂ નામનો મૃગ ( આમ તેમ ) દોડી રહ્યો છે, અને હાથીનું બચ્ચું લીલા ( રમત ) થી વૃક્ષની હારો ઉખેડી રહ્યું છે મતલબ કે સમર્થ નાયકના અભાવમાં ખલ પુરૂષો પોતાનું કૈ. ચાતુર્ય ભિન્ન ભિન્ન રીતે દર્શાવે છે તેનું દિગ્દર્શન કરાવવા સારૂ આ અન્યોક્તિ છે

## અન્યાયોપાર્જિત ધન કરતાં નિર્ધનની કિંમત.

### अनुष्टुप्

वर दारिद्र्यमन्यायप्रभवाद्विभवादिह
कृशताभिमता देहे पीनता न तु शोफत'

જેમ સોજાના રોગથી શરીરમાં પુષ્ટતા ( જાડાઇ ) કરતાં નીરોગી શરીરની કૃશતા ( પાતળાઈ ) સારી છે તેમ આ જગત્‌માં અન્યાયથી ઉત્પન્ન કરેલ સમૃદ્ધિ કરતાં દરિદ્રતા સારી છે, ૧

## કુટુંબીના આશ્રય કરતાં મરણમાં શાન્તિ.

वर मृत्युर्वर भिक्षा वर सेवापि वैरिणाम् ।
दैवाद्विपदि जाताया स्वजनाभिगमो न तु ॥ २ ॥

દૈવથી કદી વિપત્તિ ઉત્પન્ન થાય તો મરણ પામવું સારૂ ભીખ માગવી સારી અને દુશ્મનોની નોકરી કરવી પણ ઉત્તમ છે, પરંતુ સ્વજન ( કુટુંબી ) ના આશ્રયે રહેવું એટલે સ્વજનની નોકરી કે યાચના કરવી સારી નથી

## સદાચારમાં શાંતિ

### उपजाति ( ३-४ )

दु ख वर चैव वर च भैक्ष्य, वर च मौर्ख्यं हि वर रुजोऽपि ।
मृत्यु प्रवासोऽपि वर नराणा, पर सदाचारविलङ्घनं नो ॥ ३ ॥

ખળ પુરૂષ તથા કૂતરો બને ભોજનના યાર હોય છે જો તેને લાડ લડાવ વામાં આવે, તો પડખે આવીને ઉભો રહે છે, ને ના પાડ્યા છતા પાછો જતો નથી ૯

## સન્નિપાતજ્વર અને દુર્જનની એકતા.

क्वचिदुष्णः क्वचिच्छीतः, क्वचित्साधारणो मतः ।
नैकरूपः खलजनः, सन्निपात इव ज्वरः ॥ १० ॥

કોઇ વખને ગરમ, કોઇ વખને ઠંડો, અને કોઈ વખતે સાધારણ ( કાઇક ઠંડો અને કાઇક ઊનો ) એવા સન્નિપાત નામના તાવની માફક નીચ પુરૂષ એક રૂપવાળો હોતો નથી એટલે ક્ષણુમા રૂષ્ટ અને ક્ષણુમા તુષ્ટ દેખાય છે ૧૦ ×

## દુર્જન અને ઝેરની સગાઇ.

दुर्जनः कालकूट च ज्ञातमेतौ सहोदरौ ।
अग्रजन्मानुजन्मा च न विद्मः कतरोऽनयोः ॥ ११ ॥

દુર્જન પુરૂષ અને કાલકૂટનું ઝેર આ બન્ને જણા એક ઉદરમાથી જન્મ્યા હોય તેમ જાણુવામા આવે છે પરતુ આ બન્નેમા મ્હોટુ (પ્રથમ જન્મેલુ ) કોણુ ? અને ન્હાનુ ( પછી જન્મેલુ કોણુ ? તે અમે જાણુતા નથી ૧૧

## દુર્જનમા ઝેરનુ સ્થાન.

वृश्चिकानां भुजङ्गानां, दुर्जनानां च वेधसा ।
विभज्य नियत न्यस्त, विष पुच्छे मुखे हृदि ॥ १२ ॥

વીંછીઓના પૂંછડામા, સર્પોના મુખમા, દુર્જનોના હૃદયમા એમ (કર્મરૂપી) બ્રહ્માએ વિભાગ કરીને ઝેર નાખ્યુ છે ૧૨

## ખળપુરૂષના ઝેરની અદ્ભૂત અસર.

अहो खलभुजङ्गस्य कोऽप्यपूर्वो वधक्रमः ।
अन्यस्य दशतिश्रोत्र प्राणैरन्यो विमुच्यते ॥ १३ ॥

અરે ! નીચ પુરૂષરૂપી સર્પનો મારવાનો ક્રમ કોઇ પણ અપૂર્વ ( પૂર્વે ન થયેલો ) છે કે એકને કાને કરડે છે અને બીજો મનુષ્ય પ્રાણ મુક્ત થઇ જાય છે એટલે સર્પ તો જેને કરડે તેજ મરે અને ખળપુરૂષ તો એકના કાનમા જઇને એવી વાત કરે કે તેથી બીજો મનુષ્ય કે જેના સબધની ખળ પુરૂષે વાત કરી હોય તે મરણ શરણુ થાય છે ૧૩

× ૧૦ થી ૧૫ સૂક્તિમુક્તાવળી

વિહિત ( શાસ્ત્રોમા કહેલ એવા ધર્મ વગેરે ) થી અન્ય વ્યવહારમા શોષ કરવા કરતા દાસપણું કરવુ સારૂ છે શસ્ત્રી ( છુરી ) સાથે ભેટવુ સારૂ છે પરંતુ પરસ્ત્રીને ભેટવુ સારૂ નથી, ઝેરનુ ભક્ષણ કરવુ સારૂ છે, પરંતુ ગુરૂદેવને છેતરવાનુ કાર્ય ઉત્તમ નથી મરણ સારૂ છે પણ કલંકિ જીવન સારૂ નથી ૭

## શુ શુ ગ્રાહ્ય છે ? અને શુ શુ ત્યાજ્ય છે?

### शिखरिणी (८-९)

वर मौन कार्य न च वचनमुक्त यदनृत,
वर क्लैव्य पुसा न च परकलत्राभिगमनम् ।
वर प्राणत्यागो न च पिशुनवाक्येष्वभिरुचि-
र्वर भिक्षाशित्व न च परधनास्वादनसुखम् ॥ ८ ॥

ચૂપ રહેવુ એ સારૂ છે પણ ખોટુ બોલવુ એ ઠીક નથી પરસ્ત્રીના સમાગમ કરતા મનુષ્યોને નપુસક પણુ શ્રેષ્ઠ છે ચાડીયાના વચન ઉપર પ્રીતિ કર્યા કરતા પોતે મરવુ એ પ્રશસનીય છે, અને અન્યના ધનથી મેળવેલ સુખ કરતા ભિક્ષાથી નિર્વાહ ચલાવવો એ ઉત્તમ છે ૮

## અયોગ્ય આશ્રયથી બચવાના સ્થાનો.

वर शून्या शाला न च खलु वरो दुष्टवृषभो,
वर वेश्या पत्नी न पुनरविनीता कुलवधू ।
वर वासोऽरण्ये न पुनरविवेकाधिपपुरे,
वर प्राणत्यागो न पुनरधमानामुपगम ॥ ९ ॥

પશુશાળા ( ઢોર બાધવાની જગ્યા ) ખાલી રહે એ સારૂ છે પણ મારકણો બળદ તેમા બાધવો એ સારૂ નથી, વેશ્યા સ્ત્રીને પોતાની સ્ત્રી બનાવવી એ યોગ્ય છે પણ ભ્રષ્ટ થયેલી કુલીનસ્ત્રીને ધર્મપત્નીનો હક આપવો એ યોગ્ય નથી, અરણ્યમા નિવાસ કરવો એ શ્રેષ્ઠ છે પણ વિવેક રહિત રાજાના શહેરમા રહેવુ શ્રેષ્ઠ નથી, પ્રાણ ત્યાગ કરવો એ સુશોભિત છે પણ દુષ્ટ માણુસના આશ્રય નીચે આજીવિકા ચલાવવી એ સુશોભિત નથી ૯

## વધારે સારૂ શુ ?

### મનહર છદ

અતિ અપમાન કરી દયા વિના દીધુ દાન, એવુ દાન દીધાથી ન દીધુ તેજ સારૂ છે,
આળસ ન કીધી પણ કપટનુ કીધુ કામ, એવુ કામ કીધાથી ન કીધુ તેજ સારૂ છે,

આગ પુરૂષ ગુણને જાણી શકતો નથી તથા લોકમા નિન્દાને પ્રાપ્ત થયેલ એવા તે નીચ પુરૂષને ઉત્તમ એવો કયો પુરૂષ સેવે છે અર્થાત્ કે કોઇ નહિ ૨૪*

## દુર્જનનો સદા ત્યાગ કરવા જરૂર.

नीचोच्चादिविवेकनाशकुशलो बाधाकरो देहिना-
माशाभोगनिरासनो मलिनताच्छन्नात्मना वल्लभः ।
सद्दृष्टिप्रसरावरोधनपटुर्मित्रप्रतापाहत ,
कृत्याकृत्यविदा प्रदोषसदृशो वर्ज्यः सदा दुर्जनः ॥ २५ ॥

કૃત્ય, ( કરવા યોગ્ય ) અને અકૃત્ય ( ન કરવા યોગ્ય ) એવા કાર્યને જાણનાર પુરૂષે પ્રદોષ ( અ ધારી રાત્રિના આરભ ) ની માફક સદા દુર્જનનો ત્યાગ કરવો તે દુર્જન પુરૂષ કેવો છે ? કે નીચ અને ઉચ્ચ પુરૂષોના વિવેકના નાશમા કુશળ, (પ્રદોષ પણ ઉચા નીચા સ્થાનના જ્ઞાનનો નાશ કરવામા કુશળ છે) મનુષ્યોને પીડા કરનાર, ( પ્રદોષ પણ ચોર વગેરેથી મનુષ્યોને પીડા કરે છે ) કોઇ પુરૂષની આશા તથા સુખનો નાશ કરનાર, ( પ્રદોષ પણ દિશાના ફાટાના જ્ઞાનને નાશ કરનારો છે એટલે તેમા પૂર્વ પશ્ચિમાદિ જ્ઞાન થતુ નથી ) મલિનતા ( પાપીપણા )થી પોતાના શરીરને ઢાકનારા પાપી લોકોને પ્રિય, ( પ્રદોષ પણ ચોરોને પ્રિય હોય છે ) ઉત્તમ દૃષ્ટિ ( જ્ઞાન ) વાળા પુરૂષોના પ્રવેશને રોકવામા ચતુર ) ( પ્રદોષપક્ષે નિરોગી આખોની દર્શનશક્તિને રોકવામા ચતુર અને મિત્રના પ્રતાપનો ચો તરફથી નાશ કરનાર ( પ્રદોષપક્ષે સૂર્યના પ્રતાપ (તેજ) નો નાશ કરનાર) એવો દુર્જન તથા પ્રદોષ છે એટલે આ બન્નેની ક્રિયા સરખી છે, માટે સુજ્ઞ પુરૂષે દુર્જનનો સદા ત્યાગ કરવો ૨૫

## ચન્દ્ર તથા દુર્જનના સમાન લક્ષણો.

ध्वान्त ध्वसपर' कलङ्कितततुर्वृद्धिक्षयोत्पादकः,
पद्माशी कुमुदप्रकाशनिपुणो दोषाकरो यो जडः ।
कामोद्वेगरसः समस्तभविना लोके निशानाथव-
त्कस्त नाम जनो महासुखकर जानाति नो दुर्जनम् ॥ २६ ॥

મહા દુ ખને કરનાર એવા દુર્જનને કયો મનુષ્ય ચન્દ્રની માફક ઓળખતો નથી ? અર્થાત્ તમામ જાણે છે હવે ઉપરના ત્રણ પદથી ચન્દ્રમા અને દુર્જનનુ સમાનપણુ દર્શાવે છે કે ચન્દ્રમા પોતે કલકિત શરીરવાળો છે છતા બીજાના અન્ધકારનો નાશ કરવામા તત્પર થાય છે તેમ દુર્જન પણ પોતે કલકિત હોય છતા બીજાને

* ૨૪ થી ૩૫ સુભાષિત રત્નસંદોહ

## નીચ પુરૂષના ગુણોમા ઝેર.

### *अनुष्टुप् (१ थी ५)

चारुता परदारार्थं धनं लोकोपतप्तये ।
प्रभुत्वं साधुनाशाय खले खलतरा गुणाः ॥ १ ॥

નીચ પુરૂષની સુન્દરતા બીજાની સ્ત્રીયેને ભ્રષ્ટ કરવા સારૂ છે અને ધન લોકોને સંતાપ કરવા સારૂ છે, તેમ તેની મોટાઇ સજ્જનોનો નાશ કરવા સારૂ છે એમ ખલ પુરૂષમા રહેલા ગુણો પણ અત્યન્ત ખલ થઇ જાય છે ૧

## દુર્જનની રેંટના ઘડા સાથેની તુલના.

जीवनग्रहणे नम्रा गृहीत्वा पुनरुन्नताः ।
किं कनिष्ठा किमु ज्येष्ठा घटीयन्त्रस्य दुर्जनाः ॥ २ ॥

દુર્જનો (કોઇનો) જીવ લેવામા પ્રથમ નમ્ર બની જાય છે, પછી જીવ ગ્રહણ કરીને ઉદ્ધત થાય છે માટે રેંટના ઘડા જેવા છે કેમકે જેમ રેંટના ઘડાઓ પ્રથમ જીવન (જળ) લેતી વખત નમી જાય છે ને પાછળથી ઉંચા મુખ રાખી ઉદ્ધત બન્યા જેવા દેખાય છે એ રીતે દુર્જન તથા રેંટના ઘડાઓ સરખા જ છે

## દુર્જન સાબેલા જેવો છે.

कुर्वते स्वमुखेनैव, बहुधान्यस्य खण्डनम् ।
नमः पतनशीलाय, मुसलाय खलाय च ॥ ३ ॥

ખળ પુરૂષ પોતાના મુખ વડે ઘણે પ્રકારે બીજાનુ ખંડન કરે છે, એટલે પોતે પતન (પાપ) શીળવાળો સાબેલા તુલ્ય છે તેને દૂરથી નમસ્કાર હો મતલબ કે સાબેલુ પોતાના મુખ ભાગથી બહુ ધાન્યનુ ખંડન કરનાર વારવાર પડવાના સ્વભાવવાળુ છે તેમ દુર્જનનો સ્વભાવ પણ છે ૩

## ધતુરાના ફળ સાથે દુષ્ટનો મુકાબલો.

अन्तर्मलिनदेहेन, बहिराह्लादकारिणा ।
महाकालफलेनेव, के खलेन न वञ्चिताः ॥ ४ ॥

અંદર મલિન દેહ (ચિત્ત) વાળો અને બહારથી સુંદર આકારવાળો એવો જે ખળ પુરૂષ તથા તેવુ ધતુરાનુ ફળ તેનાથી કયા પુરૂષો છેતરાયા નથી ? ૪

* ૧ થી ૫ સુભાષિત રત્ન ભાંડાગાર

ખળ પુરૂષ તથા કાંટાને ( માત કરવા ) માટે ફક્ત એજ ઉપાય છે, પગમા પહેરવાના જોડાથી તેમનુ મુખ ભાગી નાખવુ અથવા તેનાથી દૂર રહેવુ ૧*

### કફ તથા ખળની સમાનતા.

अहो प्रकृतिसादृश्य, श्लेष्मणो दुर्जनस्य च ।
मधुरैः कोपमायाति कटुकेनैव शाम्यति ॥ २ ॥

ખળ પુરૂષ તથા કફ બને પ્રકૃતિમા સરખા છે કેમકે જેમ મીઠા વચનથી ખળ કોપે છે તેમ ગળી વસ્તુથી કફ કોપાયમાન થાય છે, અને કડવા વચનથી ખળ તથા કડવી ઔષધિથી કફ શાત થાય છે ૨

### દુષ્ટને સાફ કરવાનો ઉપાય

मालिन्यमवलम्बेत, यदा दर्पणवत्खलः ।
तदैव तन्मुखे देय, रजो नान्या प्रतिक्रिया ॥ ३ ॥

જ્યારે દુષ્ટ પુરૂષ દર્પણની માફક મેલો થાય, ત્યારે ( તેને સાફ કરવા માટે) તેના મુખમા ધૂડ નાખી સાફ કરવો, એ સિવાય ( શુદ્ધ કરવા માટે ) બીજો ઉપાય નથી ૩

### કવિ ખળને નમન કરે છે.

सदा खण्डनयोग्याय तुषपूर्णाशयाय च ।
नमोऽस्तु बहुबीजाय खलायोलूखलाय च ॥ ४ ॥

કે તરામાટે હમેશા ખાડવા ( શિક્ષા ) ને યોગ્ય, ખાડણીયો તથા નિષ્કારણ પડદા કરનાર ખળ પુરૂષને નમસ્કાર હો કેમકે ખાડણીમા જેમ ફોતરા ચોટી જાય છે તેમ ખળપુરૂષમા નિષ્કારણ છઠાનુ આચ્છાદન રહે છે ૪

### ખળ પુરૂષ શિક્ષાનેજ પાત્ર છે.

#### स्रगधरा

मार्ग रुध्वा सगर्वं क्रमविगतभय गर्दभ कोऽपि पान्थो,
दृष्ट्वा सयोज्य हस्तौ विरचितविनतिः सादर सम्नभाषे ।
आर्याध्वान मदर्थं त्यज मयि च गते स्थास्यसि त्व यथेच्छ,
नाश्रौषीद्दण्डितः सन् सपदि विचलितो दण्डय एवास्ति मूर्खः ॥५॥

---

* ૧ થી ૪ સુભાષિત રત્નભાંડાગાર

## દુષ્ટના ધર્માચરણથી અધર્મની વૃદ્ધિ.

### अनुष्टुप्

व्याघ्रस्य चोपवासेन, पारणं पशुमारणम् ।
दुर्जनस्य विशिष्टत्वं परोपद्रवकारणम् ॥ १ ॥

વાઘ જો ઉપવાસ કરે તો તેના પારણામાં પશુ હિંસા જ થાય, તેમ ખળ પુરૂષની શ્રેષ્ઠતા બીજાને દુઃખનું કારણ થાય છે ૧

## ખલ પુરૂષના ધર્મમાં હિંસા.

### आर्या (૨ થી ૪)

धर्मारम्भेऽप्यसतां परहिंसैव प्रयोजिका भवति ।
काकानामभिषेकेऽकारणतां वृष्टिरनुभवति ॥ २ ॥

જેમ કાગડાઓ સ્નાન કરે છે, ત્યારે વરસાદ થતો અટકી જાય છે * તેમ ખળ પુરૂષો ધર્મ કરે, તોપણ તેમાં બીજાની હિંસાનું કારણ રહેલું હોય છે ૨

## જાળ અને ખળનું ચરિત્ર સમાન હોય છે.

यथावलम्ब्य वंशो विस्तारो गुणस्य या च नतिः ।
तज्जालस्य खलस्य च निजाङ्कसुप्तप्राणनाशाय ॥ ३ ॥

જેમ જાળ વંશ (વાસ) ને અવલંબીને રહે છે, ગુણ (દોરડા) ના વિસ્તારવાળી છે અને નમ્રતા બતાવે છે છતાં પોતાના અંક (મધ્ય ભાગ) માં સુનેલ પ્રાણીના પ્રાણનો નાશ કરે છે તેમ દુર્જન પણ વંશ (સારા કુળ) વાળો હોય, પુષ્કળ ગુણવાળો હોય, નમ્રતાવાળો હોય, છતાં પોતાના ઉપર વિશ્વાસ રાખીને રહેલા મનુષ્યોનો નાશજ કરે છે ૩

## ખલનો ગુણ પણ બીજાને બાધક થાય છે.

प्रकृतिखलत्वादसतां, दोष इव गुणोऽपि बाधते लोकान् ।
विषकुसुमानां गन्धः सुरभिरपि मनांसि मोहयति ॥ ४ ॥

ઝેરી પુષ્પોનો ગંધ સુન્દર (ખુશબોદાર) હોય તો પણ (સુંઘનાર મનુષ્યોના) મનમાં મોહ (મૂર્છા) ઉત્પન્ન કરે છે તેમ દુષ્ટ લોકો સ્વભાવથી જ ખલ હોવાથી તેને ગુણ દોષની માફક લોકોને પીડા કરે છે ૪

---

@ ૧ થી ૪ સુભાષિત રત્ન ભાંડાગાર

* પરંપરાથી વૃદ્ધ લોકોની કહેવત છે કે જ્યારે કાગડો ન્હાય છે, ત્યારે વરસાદ થતો નથી

" એતો મિયાંસાઇકા ખેત હૈ બોડી બમનીકા નહી હૈ " આમ બોલી સ્વારોને મણુના છ પાચ શેરી કરી જવા દીધા

હવે પછી મીયા ખેતરોમા પેઠા અવલ તેના ધણીના નામ ઠામ પૂછવા ટેવ રાખી જો જવાબમા બોડી બ્રાહ્મણીના, રાંડીકુંડી બાઇના, સાધુ જેગીના ખેતરો જણાય તો ખુશીની સાથે ઘોડા ચરાવા મંડી જાય, પણ જો મિયાભાઈના કે કોઇ રજપૂત ગરાશીયાના જણાય તો " ચરેગાભાઇ ચરે " કહી ચાલવા માડે

હીચકારા લોકો નબળા ઉપર જે જુલમ ગુજારે છે તે ઉપરની વાત બતાવી આપે છે તેઓ સબળાથી તો સદાય દોઢ ગાઉ દૂર રહે છે અથાત્ પોચે તેને હાડે વિસમે છે ને જ્યાં લાગે ત્યાથી તો ભાગે છે ધિક્કાર છે એવા હીચકારાઓને

દુર્જન દંડથી જ પાધરો થાય છે
" જૈસે કારી કાબરી ચઢે ન દુજો રંગ "

* એક દિવસ અકબરશાહે પોતાના વ્હાલા ગુલામને પૂછયુ કેમ વ્હાલા અઇનાજ તુ સાચેસાચુ બોલ કે, દુનિયાની કોઇ પણ ચીજનો તને ઇચ્છા બાકી રહી છે? આવુ નામવરનુ બોલવુ સાભળી ગુલામ બોલ્યો કે—જી જહાંપનહા! સર્વ મારા મનની ઉમેદ આપ નામવરે પૂરી પાડી છે પણ એક બાકી રહે છે માટે હજુર હુકમ આપે તો રોશન કરૂ આ પ્રમાણે ગુલામનુ બોલવુ સાભળી બાદશાહે ખુશીથી કહ્યુ કે મારા પ્યારા જાન? તુ ખુશીથી જે બાકી રહ્યું હોય તે માગી લે, હુ આપવા કબુલ કરૂછુ અવો શાહનો સ્વાલ થતા ગુલામ બોલ્યો કે સરકાર! 'હું કોઇ દિવસ નાશી ગયો નથી માટે તે ઉમેદ મારા મનમા બાકી રહી છે' આવુ ગુલામ પદને નછાજતુ બોલવુ સાભળવા છતા પોતાનુ વચન પાળવા પાદશાહે કહ્યુ કે ઠીક જે તારી ઉમેદ છે તે પૂરીકર! પછી ગુલામ ત્યાથી નાશી એક પોતાના દોસ્તના ઘરમા સંતાઈ રહ્યો વ્હાલા ગુલામનો વિયોગ થયો જેથી બાદશાહ ઘણોજ બેચેન થઈ ગયો અને હજુરીઆઓને હુકમ કર્યો કે અઇનાજ જ્યા હોય ત્યાથી શોધી મંગાવી મારી પાસે લાવો પછી હજુર—મરજીનો અને કારભારી વગેરે તેને મનાવવા ગયા, પણ ગુલામભાઇએ તો ઉહુ ઉહુજ કર્યા કર્યું, મનાવા જનારાઓએ બહુજ તેને આજીજીથી યોગ્ય શુકનો કહ્યા, પણ કોઇનુ કહેવુ તેણે ધ્યાનમા લીધુ નહીં તેથી થાકીને છેવટે તેઓ પાછા આવ્યા, પરંતુ શાહ તો જેમ જેમ વધારે વખત થતો ગયો તેમ તેમ તેના વિયોગથી બહુજ આકુળવ્યાકુળ થયો અને ખાસમહલને હુકમ કર્યો કે જે અઇનાજ મનાવી લાવે તેને અમૂલ્ય હીરાનો હાર આપુ આવુ શાહનુ બોલવુ સાભળી બીજાતો કોઇએ હા પાડી નહીં, પણ શાહના બીરબલે કહ્યુ કે ખાવિંદ!

* બીરબલબાદશાહ.

કુસ ગને બીજા શબ્દોમા કહી એતો દુર્જનની સોબત કહી શકાય. પૂર્વે આપણે ગત અધિકારમા દુર્જનના દુરાચરણો માટે બહુ વિસ્તારથી જાણી ગયા છીએ તેવા દુરાચરણીના અગ કે સ્પર્શ માત્રથી કેવા અનર્થો થાય છે તે પણ જોયુ છે કેમકે તેમના મન, વચન અને કાયા નીચે હળહળ વિષથી ભરેલા હેય છે એટલુ જ નહિ પણ તેની આસપાસનુ વાતાવરણ પણ કેવળ દુર્ગધમય હોય છે આટલા માટે તેવાઓથી છેક નિરાળા રહેવા ની વિશેષ આવશ્યકતા સમજાવવા આ કુસગતિ અધિકારનો આરભ કરવામા આવે છે

## દુર્જન સમક્ષ રહેવાથી તાડનનો ભય

### अनुष्टुप् (૧ થી ૭)

छिद्राणा निकटे वासो, न कर्तव्य. कदाचन ।
घटी पिबति पानीयं, ताड्यते पश्य झल्लरी ॥ १ ॥

કોઇ પણ વખતે છિદ્ર (કલ્યાણરૂપ એવા દુર્જન)ની સમીપે વાસ ન કરવો કારણ કે છિદ્રવાળી ત્રાબાની વાટકીરૂપ ઘડી કે જે ઘડીયે ઘડીયે પાણીમા ડુબીને પાણીનુ પાન કરે છે છતા તેનો આશ્રય કરવાથી ટકોરાની ઝાલર વારવાર તાડનને પ્રાપ્ત થાય છે ૧

## રાવણના પાપે રાક્ષસોનો નાશ.

रावणेन कृते पापे, राक्षसानां तु कोटयः ।
हता' श्रीरामभक्तेन कुपितेन हनूमता ॥ २ ॥

રાવણ નામના રાક્ષસે પાપ કર્યું અને તેના પાપથી શ્રી રામચન્દ્રજીના ભક્ત કોપાયમાન થયેલ હનુમાનજીથી કરોડો રાક્ષસો હણી નખાણા તેમ કુસગીના સગથી ઘણાને દુ ખ પ્રાપ્ત થાય છે માટે કુસગ ન કરવો ૨

## ઉત્તમ કુળના મનુષ્યને કુસ ગની અસર.

विकाराय भरत्येव, कुलजोऽपि कुसङ्गत' ।
जलजातोऽपि दाहाय, शङ्खो वह्निनिषेवणात् ॥ ३ ॥

મનુષ્ય ઉત્તમ કુલમા જન્મ્યો હેય તો પણ કુસ ગથી વિકારી થાય છે, જેમ શ ખ જલ (શીતળ પાણી)મા જન્મ્યો છે તો પણ તે અગ્નિના સ ગથી દાહક થાય છે (અર્થાત્ શ ખની કરેલી ભસ્મ ચુનો ગણાય છે ને તેમા પાણી નાખવાથી હાથ દાઝે એવુ ગરમ પાણી થાય છે) ૩

બુદ્ધિશાળી પુરૂષે દુષ્ટ મનુષ્યની સાથે મિત્રતા તથા શત્રુતાનો ત્યાગ કરવો, કારણ કે મિત્રતાથી ચાટનો અને શત્રુતાથી કરડનો કૂતરો દ્રોહને માટે છે ૩

## દુર્જનનો સ્નેહ પણ દુઃખદાય છે.

* એક ફતેખા કરીને મીયા હતો, તે પોતાના ગામથી થોડે દૂરના ગામમા હવાલદારો કરતો હતો, પોતાની વીશ વર્ષની ઉમરથી નોકરી કરતા ચાલીશ વર્ષની ઉમર થવા આવી, તેથી વતનમા જઇ રહેવાની મરજી હોઇને નોકરીનુ રાજીનામુ આપ્યુ પરતુ વીશ વર્ષ સુધી નોકરી કરી તે મુદતમા ગામના લોક સાથે હળીમળીને મોઢે મીઠાશ રાખી રહેવાથી તેના પર સર્વ ખુશી હતા મિઆને ખાધાપીધાનુ કાઇ ખરચ બેસતુ નહોતુ, હમેશા એક પછી એક ઘરવાળો તેને ખવરાવતો હતો વળી કોઇ વિવાહ કે કારજના પ્રસગ ઉપર મિયાને જમવાનુ પહેલુ મળતુ કેટલક પટેલીઆ જોડે તો એવો સબધ બધાઇ ગયો હતો કે વાર તહેવાર અને કોઇ કોઇ સાધારણ પ્રસગ ઉપર મિયાને નોતરવામા આવતો હતો, એટલે સુધી લોકો તેના ઉપર પ્રીતિ રાખતા કે જાણે પોતાના કુટુબનો માણસ હોય નહીં ! જતી વખત મિયા ઉપર ભાવ દેખાડવા લોકો થોડે સુધી વળાવવા આવ્યા છેવટ સલામ કરી 'આવજો, આવજોના' શબ્દોથી પરસ્પર રજા લીધી ગામના લોક તો જ્યારે જ્યારે મિયાની વાત નીકળે ત્યારે તેની તારીફ કરતા હતા, અને મિયાને મળવાની કોઈવાર આતુરતા રાખતા હતા

એક વખત પટેલીઆના છોકરા તથા ગામના માણસો મળી પદર જણ એક દૂરને ગામ મેળો થતો હતો તે ઉપર જવાને તૈયાર થયા રસ્તામા મિયાનુ ગામ આવવાનુ હતુ, જેથી રાજી થતા થતા તેને મળવાના ઉલ્લાસમા રસ્તો કાપવા લાગ્યા ગામને પાદર ગયા ત્યારે એક પહોર દહાડો પાછલો બાકી હતો પૂછતા પૂછતા મિયાને ઘેર ટોળુને ટોળુ ઉભુ રહ્યું મિયા આવકાર આપી સૌને ઉભા થઇ મળ્યા ને સલામ કરી બેઠા મિયાએ કહ્યુ "ધનઘડી ! ધનદહાડો ! આજ તુમ સબ પટેલ લોક હમારે ઘરકુ મીજબાન આયે, હમ બોત બોત ખુશ હુવા !"

મોઢેથી ઉપર પ્રમાણે બોલ્યો પરતુ મિયાના મનમા તો કાઇનુ કાઇ થવા લાગ્યુ ! અરે પદર વીશ ઘોરા ( મરદ ) આવીને બેઠા છે ! તેમને ત્યા હજારો વખત આપણે ખાધેલુ છે, તો એક વખત ખવરાવવાની ના કેમ કહેવાય પ્રથમજ પરોણા આવ્યા છે તેને રોટલા ખીચડી પણ આગળ ધરાયજ નહિ આતો કસારના મેમાન છે ! તેથી પાચ સાત રૂપીઆને ઘેર ગોળી આવે એવુ છે ! અરે ખુદા ! આનો પુરેપુરી કમબખ્તિ આવી ! ખર્ચ કરવાની મરજી તો નથી પણ મોઢેથી તો ભલુ મનવવુ જોઇએ? યુક્તિથી ખરચમાથી બચીએ અને ભલાઇ લે એવુ બનાય

* કૌતુકમાળા

ખળ પુરૂષની મૈત્રી અને દીવાની જવાળા સરખી છે દીપકની જ્વાળા જેમ ચીમની વિગેરે શુદ્ધ પાત્રને કાળું કરી દે છે, તેમ દુર્જનની મૈત્રી પાત્ર (શુદ્ધ માણસ) ને અપવિત્ર અયોગ્ય બનાવે છે દીપકની જવાળા ગુણ (દીવાટ) ને બાળે છે તેમ દુર્જનની મૈત્રી સદ્‌ગુણનો નાશ કરે છે જેમ દીપકની જ્વાળા તત્કાળ સ્નેહ (તેલ કે ઘી) નો નાશ કરે છે, તેમ દુષ્ટની મૈત્રી સ્નેહ (પ્રેમ) નો નાશ કરે છે અને જેમ દીપકની જ્વાળા નિર્મળ વસ્તુમાં પણ મળ (મસ) લગાડે છે તેમ દુર્જનની મૈત્રી સત્પુરૂષને વિષે મલ (દોષ) નું આળ ચઢાવે છે ૮

## દુર્જનનો સંગ ન કરવો.

न पर फलति हि किंचित् खल परानर्थमावहति यावत् ।
मारयति सपदि विषतरुराश्रयमाण श्रमापनुदे ॥ ९ ॥

ખળ પુરૂષનો આશ્રય કર્યો હોય તો તે કાંઈ સારૂં ફળ આપતો નથી પરંતુ ઉલટો જ્યાંસુધી પોતાનું ચાલે ત્યાંસુધી અનર્થને જ આપે છે જેમકે પરિશ્રમ (થાક) ઉતારવા માટે પોતાનો આશ્રય કરતા મનુષ્યને વિષ (ઝેર) નું વૃક્ષ મારી નાખે છે માટે કોઈપણ દિવસ દુર્જનનો સંગ ન કરવો ૯

## ખળ પુરૂષના સંબંધમાં અશાંતિ.

### वसन्ततिलका (१०-११)

उद्भासिताखिलखलस्य विशृंखलस्य प्राग्जातविस्मृतनिजाधमकर्मवृत्तेः ।
दैवादवाप्तविभवस्य गुणद्विषोऽस्य नीचस्य गोचरगतैस्सुखमास्यते कैः ॥१०॥

જેણે તમામ ખળ પુરૂષને દીપાવ્યા છે તેવો મર્યાદારહિતનો ખળ પુરૂષ પોતાના પૂર્વે થએલા અધમ વર્તનને ભુલી જઈ દૈવયોગથી વૈભવને પામે છે. તેવા નીચ માણસના સંબંધમાં આવવાથી કોઈએ પણ સુખ મેળવ્યું છે ? મતલબ કે નહિ જ ૧૦

## દુર્જનના સંગીને થતું ફળ.

दुर्वृत्तसङ्गतिरनर्थपरंपराया, हेतु सतां भवति किं वचनीयमेतत् ।
लङ्केश्वरो हरति दाशरथेः कलत्रं, प्राप्नोति बन्धनमसौ दक्षिणसिन्धुनाथः ॥११॥

સત્પુરૂષોને પણ દુષ્ટની સોબત તે ઘણું નુકશાન થવાનું કારણ છે તેમાં કહેવાનું શું ? જુઓ. તો રાવણે રામચંદ્રજીની સ્ત્રી સીતાનું હરણ કર્યું તેથી દક્ષિણ દિશાના સમુદ્રને બંધન થયું ૧૧

## ખળપુરૂષને પ્રથમ નમન કરવાનુ કારણ.

### अनुष्टुप्

दुर्जनं प्रथमं वंदे सज्जनं तदनन्तरम् ।
मुखप्रक्षालनात्पूर्वं गुदप्रक्षालनं यथा ॥ १ ॥

હુ ખળ પુરૂષને પ્રથમ નમીને પછી સત્પુરૂષને નમુ છુ કારણ કે (પ્રાત કાળમા) પ્રથમ ગુદાપ્રક્ષાલન— (ઝાડે જ ગલ જવુ તે) કર્યા પછી મુખ પ્રક્ષાલન (દાતણ વિગેરેથી મુખ સાફ કરવુ તે) કરવામા આવે છે ૧

## દુષ્ટના પાસથી સુજન પાસે ક ટાળો.

### वसन्ततिलका.

प्रायः स्वभावमलिनो महतां समीपे,
तिष्ठन् खलः प्रकुरुतेऽर्थिजनोपघातम् ,
शीतार्दितैस्सकललोकसुखावहोऽपि,
धूमे स्थिते न हि सुखेन निषेव्यतेऽग्निः ॥ २ ॥

સ્વભાવથી મલિન એવો ખળ પુરૂષ મહાપુરૂષોની સમીપ રહેતો હોયનો ઘણુ કરીને તે ખળ પુરૂષની સમીપ આવતા અર્થિ જનોના નાશને કરે છે ત્યા દૃષ્ટાંત આપે છે કે અગ્નિ સમગ્ર લોકને સુખ આપવાવાળો છે, તોપણ ધુમાડો હોય ત્યાસુધી શીત (ટાઢ) થી પીડા પામેલા મનુષ્યોથી સુખે કરીને સેવી શકાતો નથી ૧

## દુર્જન સ ગી સુજન પાસે જવાનો ભય.

### शिखरिणी.

उपानीतं दूरात्परिमलमुपाघ्राय मरुता,
समायासीदस्मिन्मधुरमधुलोभान्मधुकरः ।
परो दूरे लाभः कुपितफणिनश्चन्दनतरोः,
पुनर्जीवन्यायाद्यदि तदिह लाभोऽयमतुलः ॥ ३ ॥

પવનથી આણેલા ચન્દન વૃક્ષના સુગન્ધને છેટેથી સુ ઘીને મધુર એવા મધુ (મકરન્દ) ના લોભથી ભમરો આ ચન્દન વૃક્ષમા ગયો એટલે છેટે ઉભો હતો ત્યા તેને મ્હોટો લાભ હતો પર તુ હવે કોપાયમાન જેમા સર્પ છે, એવા ચન્દનના વૃક્ષ માથી જો ફ રી જીવતો પાછો અહિં આવે તો આ અતુળ (ન તોળી શકાય) એવો લાભ છે એટલે દુર્જનથી આવૃત એવા સુજન પાસે જતા વધારે ભય છે ૨

હે મિત્ર ! સુવર્ણના જેવી સુદર કાંતિવાળી, જગતમા સારી રીતે પ્રસિદ્ધ થયેલી, ઘણી ખુશબોદાર કેતકીના પુષ્પ ઉપર પદ્મની ભ્રાંતિથી ( આ પદ્મ છે એમ માનીને ) ભૂખ્યો ભમરો બેઠો ( પછી પોતાને લાભ એ મળ્યો કે ) કેતકીની રજથી બેઉ આખે આધળો થયો, કાંટાથી પોતાની બેઉ પાખ કપાઇ ગઈ, અને ત્યા ક્ષણ વાર રહેવાને કે ત્યાથી જવાને ભમરો અશક્ત થયો

એટલે " લેને ગઈ પૂત ઓર ખોઈ આઈ ખસમ " જેવુ થયુ ૧૪

## કલ્યાણાર્થીએ કુસગ ન કરવો.

### हरिणी ( १५ १६ )

हिमति महिमाम्भोजे चण्डानिलत्युदयाम्बुदे,
द्विरदति दयारामे क्षेमक्ष्माभृति वज्रति ।
समिधति कुमत्यग्नौ कन्दत्यनीतिलतासु य',
किमभिलषता श्रेय' श्रेयस्सनिर्गुणसङ्गम' ॥ १५ ॥

દુષ્ટનો સગ એ મહિમા રૂપી કમળને હિમ તુલ્ય છે, આબાદી રૂપી મેઘને પ્રચડ પવન તુલ્ય છે દયા રૂપી પુષ્પના બાગને હાથી જેવો છે, કલ્યાણરૂપી પર્વતને વજ્ર તુલ્ય છે કુમતિ રૂપી અગ્નિને વિષે કાષ્ઠ તુલ્ય છે, અને અનીતિ રૂપી વેલાને કદ ( મૂળ ) તુલ્ય છે, માટે કલ્યાણની ઇચ્છાવાળા મનુષ્યે દુષ્ટ સગનો અવશ્ય ત્યાગ કરવો ૧૫

## ખલનો સગ અતિ અનર્થ કારી છે.

शमयति यश' क्लेशं सूते दिशत्यशिवां गतिं,
जनयति जनोद्वेगायास नयत्युपहास्यताम् ।
भ्रमयति मतिं मान हन्ति क्षिणोति च जीवित
क्षिपति सकल कल्याणानां कुल खलसङ्गम. ॥ १६ ॥

નીચ મનુષ્યનો સગ યશનો નાશ કરે છે ક્લેશને જન્મ આપે છે અમગળ ગતિને ( નારકી વગેરે ગતિને ) આપે છે જનમન અને ઉદ્વેગ કરાવે છે, મનુષ્યને જગત્મા હાસ્યપાત્ર કરાવે છે, બુદ્ધિને ભમાવી દે છે, માનને હણી નાખે છે, જીવિતનો નાશ કરે છે અને સમગ્ર એવા પુણ્યના સમૂહને ફેંકી દે છે ઇત્યાદિ સર્વ પ્રકારનુ અનિષ્ટ નીચ મનુષ્યનો સગ કરે છે ૧૬

किं वा हन्त कृतान्तकेसरिभयात्यक्तो मदः कुञ्जरैः,
येनास्मिन्विरसे करीरकुसुमे हा भृङ्ग ? विश्राम्यसि ॥ ५ ॥

હે ભમરા ? પ્રલયના અગ્નિથી શુ વૃક્ષો બળીને ભસ્મીભૂત થઈ ગયા છે ? શુ ઇદ્રના હાથીએ દ્ર્ન્ન સહિત કમલનુ વન મૂળમાંથી ઉખેડી નાખ્યુ છે ? અથવા શુ કાળરૂપી સિહના ભયથી હાથીઓએ પોતાના ગડસ્થલમા રહેલ મદનો ત્યાગ કર્યો છે ? કે જેથી તુ આ રસહીન કેરડા ા પુષ્પમા વિશ્રાન્તિ કરી રહ્યો છે ? મતલબ કે ભમરાના વસવાના ત્રણ ઉચ્ચ સ્થાનકો ( વૃક્ષો, કમળો અને હાથીનો મદ ) હોવા છતા તેને નીરસ કેરડાના વૃક્ષમા રહેલો જોઈ આ પ્રશ્ન છે ૫

दम्भदोष

બાહ્યાડબર

## બગલાનો દભ.

### अनुष्टुप् ( १ थी २ )

पश्य लक्ष्मण पंपायां, बकः परमधार्मिकः ।
शनैश्च मुञ्चते पादौ, जीवानामनुकम्पया ॥ १ ॥

શ્રી રામચદ્રજી લક્ષ્મણજીને કહે છે કે—હે લક્ષ્મણ ! પ પાનામના તળાવમા પરમ ધાર્મિક એવો આ બગલો જીવો ઉપર દયાની ખાતર ધીમે ધીમે પગ મૂકી રહ્યો છે એ જો કેમકે તેના દભી વર્ત્તનને ઉત્તમ પુરૂષો જાણી શકતા નથી ૧

## મત્સ્યનો ખુલાસો.

सहवास्येव जानाति सहवासिविचेष्टितम् ।
प्रशस्यते च रामेण, तेनाह नकुलीकृतः ॥ २ ॥

સહવાસીની ચેષ્ટાને સહવાસી જ જાણે છે રામચન્દ્રજી બગલાના સહવાસી નથી તેથીજ બગલાની પ્રશસા કરી રહ્યા છે કેમકે તે નથી જાણતા કે એ કુળહીન કરાણો છે, અર્થાત્ આ બગલાએ મારા આખા કુળનુ નિકન્દન કરી નાખ્યુ છે ૨

## દભીનાં લક્ષણો.

### आर्या. ( ३ थी १२ )

निर्गुणलोकप्रणतः, सगुणे स्तब्धः स्वबन्धुषु द्वेषी ।
परजनकरुणाबन्धुः, कीर्त्यर्थी दाम्भिको धूर्तः ॥ ३ ॥

કાંટાઓના અગ્રભાગથી વીંટાઇ ગયેલ છે, અને તું કરોડો મંકોડાના સ્થાનરૂપ છો વળી જ્યારે તને કાપવામાં આવે છે ત્યારે તું ફળને આપનારા વૃક્ષની વાડરૂપ થઇ રહે છે એટલે બીજાના ફળ લેવા દેતો નથી એ રીતે તું સર્વથા સત્સંગથી રહિત છે તેથી તારૂં હમણાં શું વર્ણન કરી શકાય ? ૧૯

## ગુણી પુરૂષનો સંગ છોડવાથી કલ્યાણમાં હાની.

धर्मं ध्वस्तदयो यशश्च्युतनयो वित्तं प्रमत्तः पुमान्
काव्यं निष्प्रतिभस्तपः शमदयाशून्योऽल्पमेधाः श्रुतम् ।
वस्त्वालोकमलोचनश्चलमना ध्यानं च वाञ्छत्यसौ
यः संगं गुणिनां विमुच्य विमतिः कल्याणमाकाङ्क्षति ॥ २० ॥

જેમ દયા રહિત પુરૂષ ધર્મને, ન્યાયરહિત યશને, આળસુ પૈસાને, બુદ્ધિહીન કાવ્યને, શમ-દયા રહિત તપને, અલ્પ બુધિવાળો શાસ્ત્રને, આંખ વિનાનો વસ્તુ જોવાને, અને ચંચળ મનવાળો ધ્યાનને ઇચ્છે તે પણ તેમ બનવું અશક્ય છે, તે પ્રમાણે ગુણવાન્ મનુષ્યનો ત્યાગ કરીને જે કલ્યાણની ( મોક્ષની ) ઇચ્છા રાખે છે તે વ્યર્થ છે ૨૦

## સત્સંગનું માહાત્મ્ય.

### ઇંદ્રવિજય

સર્પ ડસે સુ નહી કછુ તાલક, વીછુ લગે સુભલો કરી માનો,
સિંહ હુ ખાયતો નાહી કછુ ડર, જો ગજ મારતનો નહી હાનો
આગ જરો જલ બૂડિ મરો, ગિરજાય ગિરો કછુ ભૈમત આનો,
સુંદર ઔર ભવે સબહી પર, દુર્જન સંગ ભલો નાહી જાનો. ૨૧

સિંહતણી કરિયે કદિ સોબત, મસ્ત થયે ન મહોબત રાખે,
લોપ કરે હિત કોપ કરી પછિ, નિર્દય થઇ પળમાં હણિ નાખે,
મિત્ર અમિત્ર ન તત્ર ગણે તન ચામડી ચીરિ ચુપેચુપ ચાખે,
એ દલપત ભલો પણ દુષ્ટ, અદાવત રાખી નડે ભવ આખે. ૨૨

દુષ્ટ થકી દુર જૈ વશિયે, ખસીયે ખળનો પરખી પડછાયો,
હેત નિહાળી થવું નહિ હર્ષિત, ગુણ ભલે બહુ વર્ણવિ ગાયો,
ગર્દભની કદિ થાય ન ગાય, જમાર ભલે જમુના જલ નાહ્યો,
દુષ્ટની સોબતથી દલપત, નથી જગમાં સુખ કોઇ કમાયો ૨૩

## મંત્ર દંભી યોગી.

### आर्या. ( ૩ થી ૭ )

वेश्याकर्षणयोगी पथि पथि रक्षा ददाति नारीणाम् ।
रतिकामतन्त्रमूलं मूलं मन्त्रं न जानाति ॥ ३ ॥

વશીકરણ તથા આકર્ષણ કરવા સારૂ જેણે યોગ ધાર્યો છે એવો દંભીપુરૂષ સ્થળે સ્થળે સ્ત્રીઓને રક્ષા ( રાખ ) ની ચપટી આપી રહ્યો છે એટલે આ રક્ષાથી તને પુત્ર, ધન વિગેરેની પ્રાપ્તિ થશે, તારો પતિ તને આધીન થશે ઇત્યાદિ કહે છે જ્યારે " રતિ કામતંત્ર " વાત્સ્યાયન શાસ્ત્રના મૂલ મંત્રને પણ જાણતો નથી છતા યોગમાર્ગનો દંભ કરી રહ્યો છે ૩ ૮

## વિપથી ગુરૂઓ

बहवो रथ्यागुरवो, लघुदीक्षाः स्वल्पयोगमुत्पाद्य ।
व्याधा इव वर्धन्ते, मुग्धानां द्रविणदारहराः ॥ ४ ॥

કેટલાક શેરી શેરીના ગુરૂ થયેલા ( પામરો ) હલકી દીક્ષા લઈ થોડા યોગને ઉત્પન્ન કરી, પારાધીઓની માફક અજ્ઞાની લોકોના ધન તથા સ્ત્રીઓનુ હરણ કરનારા થઇને વધી રહ્યા છે, એટલે પોતા ઉપર વિશ્વાસુ બનેલાને ચેલા કરી તેઓની સંપત્તિ તથા સ્ત્રીઓને પણ ભોગવે છે ૪

## સામુદ્રિક શાસ્ત્રનો દંભ રાખનાર દુર્જનો.

हस्तस्था धनरेखा विपुलतरास्याः पतिश्च चलचित्तः ।
मृद्गाति कुलत्रीणामित्युक्त्वा कमलकोमलं पाणिं ॥ ५ ॥

સામુદ્રિક શાસ્ત્રનો દંભ દર્શાવી કહે છે કે—આ સ્ત્રીના હાથમા રહેલી રેખા ઘણીજ વિશાળ છે પરંતુ આનો ધણી ચલચિત્ત ( ચલાયમાન ચિત્ત ) વાળો છે એટલે બીજી સ્ત્રીઓમા પ્રીતિ વાળો છે એટલે આ સ્ત્રી ઉપર તેના ધણીનો પ્રેમ નથી એમ કહીને દંભી પુરૂષ કુલવતી સ્ત્રીઓના કમલ સમાન કોમલ હાથનુ મર્દન કરે છે ૫

## દંભી પ્રપંચથી સર્વ કોઇને ઠગી શકે છે.

अभिनवसेवकविनयैः, प्राघूर्णोक्तिभिर्विलासिनोरुदितैः ।
धूर्तजनवचननिकरैरिह कश्चिदवञ्चितो नास्ति ॥ ७ ॥

---

૪ ૩ થી ૬ કાવ્યમાળા પ્રથમ ગુચ્છક



# षष्ठ परिच्छेद.



પવિત્રઆત્મા ( હલુકર્મી જીવ ) નો સ્વભાવ વજનમા હળવો છે પરતુ તેને અશુચિ અયોગ્ય પરિચય થવાથી વજન વધી જાય છે એજ ભવ ભ્રમણનુ કારણ છે કેમકે હળવી ચીજની ગતિ ઉચે જવાના સ્વભાવવાળી છે ત્યારે વજનદાર ચીજની ગતિ નીચે જવાના સ્વભાવવાળી છે સર્વ ધર્મનો એજ વિચાર છે કે ઉચે સ્વર્ગ છે અને નીચે નર્ક છે એ હકીકતને ઉપરના કારણોથી પુષ્ટિ મળે છે કેમકે જેમ જેમ આત્મા કર્મ બધ કરે છે તેમ તેમ વજન વધારવાથી નિચે ( નર્કમા ) જવાનો અધિકારો થાય છે ત્યારે સત્કર્મથી હળવો થવા ઉચે ( સ્વર્ગમા ) ચઢે છે આટલી હકીકત જાણ્યા પછી એવો કોણ ભવિઆત્મા હશે કે જે નિચે જવાને પસદ કરે ?

આત્માનો મુળસ્વભાવ નિર્મળ છે પરતુ વિવિધ વાતાવરણના આચ્છાદનથી તે એવો તો મલીન થઇ જાય છે કે કેટલીક વખત તે સારૂ નરસુ વિચારવાની શક્તિ પણ ગુમાવી દે છે ભવ્યાત્માને આ શકિત પુન પ્રાપ્ત થઈ શકે તેટલા માટે વ્યવહારમા સસારમા રહેલા ત્યાજ્ય આછાદનો નિરાલબન વસ્તુઓ અને દુષ્ટ પ્રકૃતિના સ્વરૂપ માટે પૂર્વે વિસ્તારથી સમજાવવામા આવ્યુ છે એટલે જો તેવા દરેક અહિતકર સસર્ગથી બચવાને કાળજી રાખવામા આવેનો આત્મા પોતાની મૂળસ્થિતિને સમજવાને હક્કદાર થઈ શકે છે

પવિત્ર ભાવનાવાળા જીજ્ઞાસુ મુમુક્ષુ વર્ગ આ અવસ્થાને પ્રાપ્ત કરી શકે તે પછી આત્માની ઓળખ અને તેની શકિતનો અનુભવ થવાની જરૂર છે તેથી આત્મ શકિત દર્શાવવાને આ પરિચ્છેદમા પ્રયત્ન કરવામા આવેલ છે અને આશા છે કે ભવ્યાત્મા તેથી પોતાના મૂળ સ્વરૂપને ઓળખી આત્મસત્તા તેજનો અનુભવ થતા ઉચ્ચગતિને પ્રાપ્ત કરવાને પોતાનુ આત્મ વીર્ય ફોરવશે



છન–દૂષણ ) વાળો હોય તો પણ સર્વ ઠેકાણે પોતાના ચપલતાયુકત મ્હોઢાને ફે રવતો એવો ચાડીયો મનુષ્ય જગતના દોષના વિવેચન કરવામા પામેલો છે ૩

### નીચનું ઓસડ નીચ.

पिशुनः खलु सुजनानां खल्मेव पुरो निधाय जेतव्यः ।
कृत्वाज्वर मात्मीयं, जिगाय बाण रणे विष्णुः ॥ ४ ॥

જેમ વિષ્ણુ ભગવાને પોતાના ( તાઢીયા ) તાવને આગળ કરીને રણસ ગ્રામમા બાણાસુરને જીત્યો હતો તેમ સજ્જન પુરૂષોએ જો ચાડીયા ( નીચ ) પુરૂષને જીતવો હોય તો તેના સમાન નીચ પુરૂષનેજ આગળ કરીને જીતવો ૪

### ચાડીયાની જીભની કાળી નાગણી સાથે સરખામણી.

वदने विनिवेशिता भुजङ्गी, पिशुनाना रसनाविषेण धात्रा ।
अनया कथमन्यथा विलीढा नहि जीवन्ति जना मनागमन्त्राः ॥५॥

બ્રહ્માજીએ ખળ પુરૂષના મુખમા જીભના નિમિત્તથી નાગેણ મેલી છે ( જે જીભ છે તે સર્પિણીના જેવુ કામ કરે છે ) એટલે કે જેમ નાગેણ મનુષ્યોને કરડે છે અને મ ત્ર ભણનારા પુરૂષો પોતાનો બચાવ કરનારા ન મળી શકે અર્થાત્ પોતે મ ત્ર રહિત થાય તો અવશ્ય પોતાનુ મરણ થાય છે તેમ જીભરૂપી સર્પિણી જેઓને કરડે છે, તેઓ જો મ ત્ર રહિત થાય અર્થાત્ વિચાર કર્યા વિના ચાલે ) તો અવશ્ય મરણને શરણ થાય છે ૫

### સજ્જન તથા ચાડીયાની જીભમા તફાવત.

#### पुष्पिताग्रा

प्रकटमपि न सवृणोति दोष गुणलवलंपट एव साधुवर्गः ।
अतिपुरुपरुपा विनापि दोषैः, पिशुनशुना रुपता प्रयाति कालः ॥ ६ ॥

ક્ષણ માત્ર પણ ગુણમા આસક્ત એવો સાધુ પુરૂષોનો સમૂહ બીજાનો દોષ પ્રકટ દેખાતો હોય તો પણ તેને ઢાકે છે ત્યારે ચાડીયા મનુષ્યો અન્યના દોષ વિના પણ અત્યન્ત કઠોર રોષવાળા વચનોથી બરાડ પાડતા ( કુતરાના પક્ષમા ભસતા ) જાય છે ૬

### ચાડીયો મનુષ્ય અતિદુષ્કર કામ પણ કરી શકે છે

#### द्रुतविलम्बित

क पिशुनस्य गतिः प्रतिहन्यते दशति दृष्टमपि श्रुतमप्यसौ ।
अतिसुदुष्करमन्यतिरिक्तदृक् श्रुतिभिरप्यथ दृष्टिविषैरिदम् ॥ ७ ॥

સત્યથી ધર્મ ઉત્પન્ન થાય છે દયા તથા દાનથી વધે છે ક્ષમાથી ધર્મનુ સ્થાપન કરાય છે અને ક્રોધ તથા લોભથી ધર્મ નાશ પામે છે ૩

## પાલન કરવા યોગ્ય મુખ્ય પાચ ધર્મો

अहिंसा सत्यमस्तेय त्यागो मैथुनवर्ज्जनम् ।
पञ्चस्वेतेषु धर्मेषु सर्वे धर्मा प्रतिष्ठिता ॥ ४ ॥

અહિસા-ભૂત પ્રાણી માત્રની હિસા ન કરવી તે, સત્ય-સત્ય બોલવુ, ચોરી ન કરવી, પરિગ્રહનો ત્યાગ, દાન આપવુ, અને મૈથુન-સ્ત્રી સભોગનો ત્યાગ કરવો આ પાચ ધર્મોમા સર્વ ધર્મ તત્વે સમાઇ જાય છે ૪

## દયા ધર્મની મુખ્યતા.

सर्वे वेदा न तत् कुर्यु' सर्वयज्ञाश्च भारत ।
सर्वे तीर्थाभिषेकाश्च यत्कुर्यात्प्राणिनां दया ॥ ५ ॥

હે ભારત ! ભૂત પ્રાણી ઉપર રાખેલી દયા જે કાર્ય કરે છે તે કાર્ય સર્વ વેદ, સર્વ યજ્ઞો અને સર્વ તીર્થોમા કરેલા અભિષેકો કરી શકતા નથી ૫

## પૂર્વજન્મમા કરેલ ધર્મનુ અનુમાન.

धरान्त स्थ तरोर्मूलमुच्चत्वेणानुमीयते ।
तथा पूर्वकृतो धर्माऽप्यनुमीयेत सम्पदा ॥ ६ ॥

પૃથ્વીમા રહેલ વૃક્ષના મૂળનું તે વૃક્ષની ઉચાઇથી અનુમાન કરાય છે તેમ પૂર્વજન્મમા કરેલો ધર્મ સપદ-ધન ધાન્યાદિની સપત્તિથી અનુમાન કરાય છે એ સભાવના છે ૬

## ધર્મ પાપોનો નાશ કરે છે.

दीपो हन्ति तम' स्तोम रसो रोगमहाभरम् ।
सुधाबिन्दुर्विषावेग धर्म' पापभर तथा ॥ ७ ॥

જેમ દીવો અન્ધકારના સમૂહનો નાશ કરે છે રસાયન-શુદ્ધ ઔષધ રોગોના મ્હોટા ભારનો નાશ કરે છે અને અમૃતનુ બિન્દુ ઝેરના વેગનો નાશ કરે છે તેમ ધર્મ પાપોના ભારનો નાશ કરે છે ૭

## માતા પિતા અને મિત્ર રૂપે ધર્મ

### इन्द्रवज्रा,

धर्मो महामङ्गलमङ्गभाजा धर्मा जनन्युदलिताखिलार्त्ति. ।
धर्म पिता पूरितचिन्तितार्थो धर्म सुहृद्वर्धितनित्यहर्षः ॥ ८ ॥

---

* ૧ થી ૯ સૂક્તિ મુક્તાવલી

यद्येव पिशुनस्य हन्त रसनामूलेऽकरिष्यस्तदा,
मायासेन विना भविष्यदतुला कीर्तिश्च निर्दोषता ॥ ११ ॥

હે દેવ ! વનની અંદર ચાલનારા, ખડ ખાનારા એવા મૃગલાઓના નાભિદેશ માં જે તે કસ્તૂરી ઉત્પન્ન કરી છે, તેમા ખરેખર તારોજ દોષ છે, કારણ કે ખળ પુરૂષની જીભ ઉપર જો તે કસ્તૂરી ઉત્પન્ન કરવામા આવી હોત, તો તારી દોષ રહિત અનાચિત (પુષ્કળ) કીર્તિ મહાન્ શ્રમ વિના પ્રસિદ્ધિ પામત ૧૧

## ચાડીયાને શિક્ષા.

– એક દિવસ બાદશાહે બિરબલને પુછ્યુ કે " બીરબલ ચાડી કરતારને શુ શિક્ષા કરવી યોગ્ય છે ? " બિરબલે પોતાની ચાડી કરનારાઓનો ઘાટ ઘડવાનો દાવ આવ્યો જાણી બોલ્યો કે " ગરીબ પરવર ! ચાડી કરનારને તેના કાનચ્છેદ કરવાની શિક્ષા યોગ્ય છે ! આ સાભળી શાહ બોલ્યો કે ' ખરોખર તે ચાડી કરનારાઓ કાનમા આવી પારકી આડી અવળી વાતો ભરાવે છે, તેમ તેઓ ખોટી નપગી ગપ સાભળી બીજાનુ અનિષ્ટ કરવા ધારે છે, માટે કાનચ્છે૦ કરવામા આવે તો બેશક ચાડીયા ચાડી કરતા અટકે એમા જરા શક નથી, એમ કહી પાદશાહ બીરબલની યુક્તિના વખાણ કરવા લાગ્યા

## कृतघ्ननिन्दा.

(સુખકાર ઉપર અપકાર )

## નીચ પુરૂષને જે ડાળે બેસે તેનેજ કાપે.

अनुष्टुप् ( १ थी ११ )

यथा गजपतिश्श्रान्तश्छायार्थी वृक्षमाश्रितः ।
विश्रम्य तं द्रुमं हन्ति, तथा नीचः स्वमाश्रयम् ॥ १ ॥

જેમ હાથી છાયામાટે વૃક્ષનો આશ્રય કરી વિશ્રાન્તિ થયા બાદ તે વૃક્ષને દળી નાખે છે તેમ નીચ પુરૂષ પોતાના આશ્રય સ્થાનને ( કાર્ય સિદ્ધ થયા પછી ) દળી નાખે છે ૧

## પૃથ્વીની ફરીયાદ.

न हि मे पर्वता भारा न मे भाराश्च सागराः ।
कृतघ्नाश्च महाभारा भारा विश्वासघातकाः ॥ २ ॥

પૃથ્વી કહે છે કે મને પર્વતનો ભાર નથી સમુદ્રોનો ભાર નથી પરતુ જે પુરૂષો કૃતઘ્ન, ( કર્યા ઉપકારનો નાશ કરવા વાળા અર્થાત્ ઉપકારી મનુષ્યનો અપ

× બીરબલ બાદશાહ

## ધર્મની પરીક્ષા.

### વંશસ્થ.

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः
तथैव धर्मो विदुषा परीक्ष्यते श्रुतेन शीलेन तपोदयागुणैः ॥ १२॥

સોનાની પરીક્ષા કરવામા સોનાને પથ્થર સાથે ઘસવુ, તેને કાપવુ અગ્નિમા મેલવુ તથા હથોડીથી ટીપવુ એમ જેમ ચાર પ્રકારથી પરીક્ષા કરાય છે તેમ ધર્મની પરીક્ષા કરવામા શાસ્ત્ર, શુભ આચરણ, તપ અને દયા ગુણો લોકમા ઉપયોગી છે ૧૨

## ધર્મ રૂપી વૃક્ષનુ ફલ

### द्रुतविलम्बित

सुकुलजन्मविभूतिरनेकधा प्रियसमागमसौख्यपरंपराः ।
नृपकुले गुरुता विमलं यशो भवति धर्म तरोः फलमीदृशम् ॥ १३ ॥

ઉત્તમ કુલમા જન્મ, અનેક પ્રકારનુ ઐશ્વર્ય, પ્રિય જનનો સમાગમ, સુખની પર પરા, અર્થાત્ એક પછી એક એમ સુખનુ આવવુ તે તેમજ રાજકુલમા ગુરૂપણુ અથવા મ્હોટાઇ, નિર્મલ એવો યશ, એ ધર્મરૂપી વૃક્ષનુ ફળ છે ૧૩*

## ખરે વખતે રક્ષણ કરનાર ધર્મ

### मालिनी (१४ १५)

सुचिरमपि उषित्वा स्यात्प्रियैर्विप्रयोगः
सुचिरमपि चरित्वा नास्ति भोगेषु तृप्तिः ।
सुचिरमपि हि पुष्टं याति नाशं शरीरम्
सुचिरमपि विचिन्त्य त्राणमेको हि धर्मः ॥ १४ ॥

લાબા વખત સુધી સાથે વસીને પણ પ્રિય સગા વહાલાઓથી વિયોગ થાય છે ઘણા વખત સુધી ભોગવવામા આવે તો પણ વિષય ભોગોમા મનુષ્યને તૃપ્તિ થતી નથી શરીરને દીર્ઘ કાલ પર્યન્ત પુષ્ટ કરવામા આવે તો પણ તે નક્કી નાશને પામે છે જ્યારે લાંબો સમય વિચાર કરવામા આવે તો પરિણામે એક ધર્મ જ રક્ષા કરનાર છે ૧૪

## સ સારથી પીડીત જન સમાજને સત્ય શરણ

व्यसनशतगतानां क्लेशरोगातुराणाम्
मरणभयहतानां दुःखशोकार्दितानां ।

* ૧૩ થી ૧૬ સુકૃત મુક્તાવલી

## ખળ પુરૂષ અગ્નિ જેવા છે.

यथा यथैव स्नेहेन भूयिष्ठमुपचर्यते ।
धत्ते तथा तथा ताप महान्वैश्वानरः खलः ॥ ७ ॥

જેમ જેમ સ્નેહથી-ઘી કે તેલવડે અગ્નિમા હોમ કરવામા આવે, તેમ તેમ તે મોટો થયેલો અગ્નિ વિશેષ તાપને ધારણ કરે છે, તે પ્રમાણે જેમ જેમ ખળ પુરૂષને સ્નેહ-પ્રીતિથી અધિક રીતે સત્કાર કરવામા આવે તેમ તેમ તે અધિક સતાપને (બીજાને દુ ખ દેવુ તે) ધારણ કરે છે અર્થાત્ ખળ તથા અગ્નિ બન્ને દાહક સ્વભાવવાળા છે ૭

## કૃતઘ્નને કરેલો ગુણ અવગુણને માટે થાય છે.

खलः सत्क्रियमाणोऽपि, ददाति कलह सतां ।
दुग्धधौतोऽपि किं याति वायसः कलहंसताम् ॥ ८ ॥

ખળ પુરૂષ ગમે તેટલો સત્કાર પામ્યો હોય, છતા સત્પુરૂષોમા કકાસ ઉત્પન્ન કરે છે કેમકે કાગડો કદાચ દૂધથી સ્નાન કરે તોપણુ શુ તે રાજહસ બને ખરો ? (અર્થાત્ નહીં) ૮

## ખળના ઉદયમાં અહિત.

वर्धन वाथ सन्मान, खलानां प्रीतये कुतः ।
फलन्त्यमृतसेकेऽपि न पथ्यानि विषद्रुमाः ॥ ९ ॥

જેમ ઝેરના વૃક્ષો અમૃતના પાણીથી સિચાય તો પણુ હિતકારી ફળથી ફળતા નથી, તેમ ખળ પુરૂષોનુ સન્માન તથા (તેમની આબાદીનુ) વધારવુ, એ ખળ પુરૂષોની પ્રીતિને માટે ક્યાથી થાય ? (અર્થાત્ તેથી ખળપુરૂષો પ્રસન્ન થતા નથી) ૯

## દુર્જનોને શાતિમા આતાપ.

सद्भिः ससेव्यमानोऽपि, शान्तवाक्यैर्जलैरपि ।
प्लुष्टपाषाणवद्दुष्टस्तापमेवाभिमुञ्चति ॥ १० ॥

દુષ્ટ મનુષ્ય સત્પુરૂષોવડે શાન્ત વચનોરૂપી પાણીથી સારી રીતે સેવાનો હોય તો પણુ (ચુનાની ભઠ્ઠીમા) બળેલા પથ્થરની માફક તાપનેજ મુકે છે એટલે શાન્ત કરવા પણુ બીજાને બળગાવીદે છે ૧૦

## નીચ પુરૂષનો ખળભળાટ.

अतियत्नगृहीतोऽपि, खलः खलु खलायते ।
शिरसा धार्यमाणोऽपि, तोयस्यार्धघटो यथा ॥११॥

## ધર્મલાભના લક્ષણો.

रूप रम्य करणपटुता रोग्यमायुर्विशालम्
कान्ता रूपानमितरतयः सूनवो भक्तिमन्तः
षट्खण्डोर्वीतलपरिवृढत्वं यशः क्षीरशुभ्रं
सौभाग्यश्रीरिति फलमहो धर्मवृक्षस्य सर्वम् ॥ १८ ॥

સુન્દરરૂપ, કાર્યમા ચતુરતા, શરીરમા આરોગ્ય-નિરોગીપણુ-વાળુ આયુષ, રૂપથી રતિને નમાવનાર એવી સ્ત્રીઓ, પ્રેમી એવા પુત્રો, છ ખડવાળી પૃથ્વીતળનુ પરિવૃઢપણુ-રાજ્ય, ક્ષીરતુલ્ય ઉજ્વલ એવી કીર્તિ, સુન્દર ભાગ્યવાળુ ધન, આ બધુ ફળ ધર્મરૂપી વૃક્ષનુ છે ૧૮

## ધર્મહીન પુરૂષના મનુષ્ય જન્મની વ્યર્થ સ્થિતિ

### शार्दूलविक्रीडित (૧૯ થી ૨૪)

राज्य नि सचिवं गतप्रहरण, सैन्य विनेत्र मुखम्
वर्षा निर्जलदा धनी च कृपणो, भोज्य तथाज्यं विना ।
दु.शीला गृहिणी सुहृन्न कृतिमान् राजा प्रतापोज्झित
शिष्यो भक्तिविवर्जितो न तथा, देही च धर्मं विना ॥ १९ ॥

અહ છે કે! જેમ પ્રધાન વિનાનુ રાજ્ય, હથીયાર વગરનુ સૈન્ય, આખહીન મુખ-મ્હોડુ, વર્ષાદ વિનાની વર્ષાઋતુ, કૃપણ-અદાતા-એવો ધનાઢ્ય પુરૂષ, ઘી વિનાનુ ભોજન, દુષ્ટ સ્વભાવ અથવા દુરાચરણવાળી સ્ત્રી, કઇ પણ ન કરી શકનાર એવો મિત્ર, પ્રતાપથી હીન એવો રાજા, અને ભક્તિ રહિત એવો શિષ્ય, તેમ ધર્મ વિનાના મનુષ્યને જાણવો. ૧૯

## ધર્મહીન મનુષ્યની નિસ્તેજતા

निर्दन्त' करटी हयो गतजवश्चन्द्र विना शर्वरी
निर्गन्ध कुसुम सरो गतजल, छायाविहीनस्तरु ।
रूपो निर्लवणः सुतो गतगुणश्चारित्रहीनो यति
निर्देव भवन न राजति तथा धर्म विना मानव ॥ २० ॥

જેમ દંત રહિત એવો હાથી, વેગ વગરનો ઘોડો, ચન્દ્રવિનાની રાત્રિ, સુગન્ધ વિનાનુ પુષ્પ, જળવિનાનુ તળાવ, છાયા વિનાનુ વૃક્ષ, લવણ મીઠા વિનાનુ શાક અથવા કઠોળ, ગુણ હીન પુત્ર, સત્ ચારિત્ર ઇન્દ્રિય વિજયાદિ થી હીન એવો યતિ, દેવ વિનાનુ દેવાલય શોભતુ નથી તેમ ધર્મ વિના માનવ શોભતુ નથી ૨૦

બ્દથી કરે છે તેમ ખળ પુરૂષ પૈસા લઇ જવાથી જે પીડા કરી શકે તેના કરતા કડવા ( મર્મ ભેદક ) વચનથી વધારે પીડા કરે છે ૧૫ +

### ઉચ્છૃંખળ મનુષ્યોને કોણ પોતાનુ છે?

### उपजाति

छायां प्रकुर्वन्ति नमन्ति पुष्पैः फलानि यच्छन्ति तटद्रुमा ये ।
उन्मूल्य तानेव नदी प्रयाति, तरङ्गिणा क प्रतिपन्नमस्ति ॥ १६ ॥

જે કાંઠાના વૃક્ષો છાયા કર છે પુષ્પોથી નમસ્કાર કરે છે તથા ફળો આપે છે તેજ વૃક્ષોને ( મૂળમાથી ) ઉખેડીને નદી ચાલી જાય છે એટલે તરંગિણી નદીના તરંગની માફક ઉચ્છૃંખળ સ્વભાવવાળા મનુષ્યોને કોણ અંગીકૃત ( પોતાનુ કરેલ ) છે? અર્થાત્ કેઇ પણ પોતાનુ નથી ૧૬

### કૃતઘ્ન માણસ ઉપકાર કરનારનો નાશ કરે છે.

### वसन्ततिलका.

संवर्धितोऽपि भुजगः पयसा न वश्य-
स्तत्पालकानपि निहन्ति बलेन सिंहः ।
दुष्टः परोपकृतस्तदनिष्टकारी,
विश्वासलेश इह नैव बुधैर्विधेयः ॥ १७ ॥

દૂધવડે પાળીને ઉછેરેલ સર્પ પણ વશ થતો નથી, સિંહ પણ પોતાના પાળકનો બળવડે નાશ કરે છે, તેમ પરોપકારી પુરૂષોથી ઉપકાર પામેલ દુષ્ટ પુરૂષ પરોપકારીનુ જ અનિષ્ટ કરે છે, તેથી આ (બાબતમા) સૂચન કરવાનુ કે ડાહ્યા માણસોએ જરા પણ તેવા દુષ્ટ માણસનો વિશ્વાસ કરવો નહીં ૧૭

### એક કૃતઘ્નીને ઉદ્દેશીને હાથી પ્રતિ કવિનુ કથન.

### शार्दूलविक्रीडित (૧૮ થી ૧૯)

पीतं यत्र हिमं पयः कवलिता यस्मिन्मृणालाङ्कुरा-
स्तापार्तेन निमज्य यत्र सरसो मध्ये विमुक्तः श्रमः ।
धिक् तस्यैव जलानि पङ्किलयतः पाथोजिनीं मथ्नतः
कूलान्युत्खनतः करीन्द्र भवतो लज्जापि नो जायते ॥१८॥

+ ૧૫ થી ૧૮ સુભાષિત રત્નભાંડાગાર

## પુણ્યના ઉદયના લક્ષણો.

पत्नी प्रेमवती सुतः सविनयो भ्राता गुणालङ्कृतः
स्निग्धो बन्धुजनः सखातिचतुरो नित्यं प्रसन्नः प्रभुः ।
निर्लोभोऽनुचरः स्वबन्धुसुमुनिप्रायोपभोग्यं धनम्
पुण्यानामुदयेन सन्ततमिदं कस्यापि सम्पद्यते ॥ २४ ॥

પ્રેમવાળી સ્ત્રી, વિનયવાળો પુત્ર, ગુણોથી શોભિત એવો ભાઈ, સ્નેહવાળો બન્ધુજન, અતિ ચતુર એવો મિત્ર, હમેશા પ્રસન્ન એવો સ્વામી, શેઠ-, નિર્લોભ એવો નોકર, અને પોતાના બન્ધુઓ તથા શ્રેષ્ઠ યતિઓને ભોગવવા યોગ્ય ધન, હમેશા આ બધુ પુણ્યોના ઉદયથી કોઈકજ પુરૂષને પ્રાપ્ત થાય છે ૨૪

## ધર્મા અધર્મા ઉપર લલિતાંગ કુમારની કથા.

ભરત ક્ષેત્રને વિષે શ્રીવાસ નામે નગર છે ત્યાં નરવાહન નામે રાજા રાજ્ય કરે છે, તેને રૂપ યૌવન નિધાન સર્વ ગુણે કરી પ્રધાન, અમૃત સમાન જેની વાણી છે એવી કમલા નામે સ્ત્રી છે તેની કૂખે જેમ છીપને વિષે મુક્તાફલ ઉપજે, તેવા રૂપે કરી અમર સમાન લલિતાંગ નામે કુમાર જન્મ્યો, તે અનુક્રમે સર્વ કલામાં પ્રવીણ થયો, સાક્ષાત્ કંદર્પાવતાર જેવો અને વિનય વિવેક વિચાર ચાતુર્યાદિ ગુણે સંપન્ન થયો, અને ધીમે ધીમે યુવાવસ્થાના સુખો ભોગવવા લગ્યો કોઈક અવસરે તે કુમારને કોઈ સજ્જન એવે નામે મિત્ર આવી મળ્યો યદ્યપિ તેનુ નામ તો સજ્જન છે પરંતુ પરિણામે કરી તે અતિ દુર્જન છે હવે તેની ઉપર કુમાર અત્યંત પ્રીતિ રાખે છે પણ તે પોતાનુ દુર્જનપણુ વધારતો જાય છે ॥ યતઃ ॥

शशिनि खलु कलंकं कण्टकं पद्मनाले जलधिजलमपेयं पण्डिते निर्धनत्वं ।
दयितजनवियोगो दुर्भगत्वं सुरूपे धनवति कृपणत्वं रत्नदोषी कृतान्तः ॥ १ ॥

મતલબ કે ચંદ્રમા કલંક છે કમળમા કાંટા છે, સમુદ્ર ખારો છે, પંડિત નિર્ધન હોય છે, વ્હાલાનો વિયોગ મળવે છે સ્વરૂપમાં દુર્ભાગ્ય તેમજ ધનવાનમાં લોભ વૃત્તિ એ પ્રમાણે રત્નરૂપ સાધનોમાં દોષનો આવિર્ભાવ છે એ પણ કાળનો પ્રભાવ છે

વળી જોવાય છે કે—

शशी दिवसधूसरो गलितयौवना कामिनी ।
सरो विगतवारिजं मुखमनक्षरं स्वाकृतेः ।
प्रभुर्धनपरायणः सततदुर्गतिः सज्जनो
नृपांगणगतः खलो मनसि सप्त शल्यानि मे ॥ २ ॥

જાત્રા કરવાની ઇચ્છા થવાથી ઘરની ગાડી જોડી ડાકોરજી તરફ ચાલ્યા, ત્યા આવી ગોમતી સ્નાન ને રણછોડરાયના દર્શન કર્યા બાદ પાટીદારની સ્ત્રીએ પોતાના બેઉ હાથપર +છાપ લીધી પાટીદારે તો એવા કામથી બેનશીબ રહેવાનુ ધાર્યું

જાત્રા પૂરી કરીને પાટીદાર અને તેની સ્ત્રી ઘર તરફ પાછા વળ્યા પટલાણી ગાડીનો ચોંથો ભાગ રોકી મોટી પલાઠી વાળી ગાડામા બેઠી છે, પાટીદાર રાશો ઢીલી મૂકી પટલાણી સામુ મ્હો રાખી વાતો કરતો અને બળદ અટકી જાય ત્યારે ડ ચકારી વગાડતો જાય છે તેવામા એક સુરદાસ માર્ગમા અહીંથી તહીં આથડીયા ખાતો નેમની નજરે પડયો તેને જોઇ પાટીદારની ઓરતને દયા આવી ને ગાડી ઉભી રખાવી બાવાને પૂછયુ કે " મહારાજ ! આમથી તેમ રખડો છો શા સારૂ ? " બાવાએ ઉત્તર દીધો કે " બાઇ મે રસ્તા ભૂલ ગયા હે, બહુત દેરસે ઢુઢતા હે લેકીન પત્તા નહિ લગતા, મૈ *સુરદાસ હું, ઓર શામકા વક્ત હ, સો મેરેપર કિરપા કરકે નજીકકે ગાઉંએ પહુચાઓ તો રણછોડજી તુમ્હારા ભલા કરેગા " આવા કરૂણા જનક કાલાવાલા સાભળી બાઇનુ દીલ દયાથી પીગળ્યુ, અને પોતાના ધણીને કહ્યુ આ સુરદાસને આપણા ગાડામા બેસાડી નજીકના ગામ આગળ ઉતારી મુકીએ તો ઠીક નહિ તો તેને આ વગડામા કોઇ જનાવર મારી નાખશે પાટીદાર પહોચેલ હતો બાર્ડના જેવો છેક પોચા હ્રદયનો તથા ભોળો નહોતો તેણે કહ્યું, ઉપરકી તો અચ્છી, મગર ભીતરકી તો રામજી જાણે, સુરદાસ મ્હોડેથી મીઠુ મીઠુ બોલે છે, પણ તે અજાણ્યો અને પરદેશી છે માટે તેને સાથે બેસાડી લઇ જવો તે અજાણ્યુ ફળ ચાખવા બરાબર છે તેથી વખતે માઠુ પરિણામ પણ નીપજે માટે આપણે તેને રસ્તે ચઢાવીએ એટલે એની મેળે ચાલ્યો જશે સુરદાસે ઘણી આજીજી કરવા માડી તેથી તથા બાઇડીના ઘણા આગ્રહથી પાટીદારે તેને તેના સામાન સહિત ગાડીમા બેસાડી ગાડી ચાલતી કરી થોડીવારે એક ગામ આવ્યું ત્યા આગળ ગાડી ઉભી રાખી સુરદાસને પાટીદારે કહ્યુ

સુરદાસ, આ ગામ મોટુ છે માટે ઉતરી જાઓ, અમારે સાજ પડે છે તેથી જલદીથી જવુ છે

સુરદાસ—અબે કુનખી ? કીસકુ ઉતરનેકુ બોલતા હે !

પાટીદાર—મહારાજ તમને

સુરદાસ—હમને તુમ્હારી ગાડી ભાડે કીયી હે, સો તુમ મુકામપે નહિ પહુચ

---

+ વિષ્ણુના શખ, ચક્ર, ગદા, પદ્મ આકારમા લોઢાના સિક્કા ઉના કરીને ચાપે છે તે

* સુરદાસ એક ભકત તથા કવિ થઇ ગયો તે આંધળો હતો તેથી હાલ દરેક સાધુ પોતાને સુરદાસ કહે છે ને લોકો પણ તેજ નામે બોલાવે છે,

आदरं लभते लोके न क्वापि धनवर्जितः ।
कान्तिहीनो यथा चन्द्रो वासरे न लभेत् प्रथा ॥ १ ॥

મતલબ કે જેમ દિવસે કાંતિ વિનાનો ચંદ્ર અનાદર પામે છે તેમ ધન વિના નો દુનિયામાં સર્વત્ર અનાદર પામે છે

એ રીતે કુળ, શીલ, આચાર, વિદ્યા, ઇંદ્રિયનું પટુત્વ, એ સર્વ ધન વિના નિરર્થક જાણવાં તે હવે હે વત્સ! આજથી તારે આવક માફક ઉચિત અર્થ કરવો, દ્રવ્યનો સંગ્રહ કરવો, જે માટે રાજ્યને યોગ્ય તું છો, અને રાજ્ય પણ જો ભંડારમાં દ્રવ્ય સબળ હશે તોજ ચાલશે, અને વળી દ્રવ્ય હશે તોજ સર્વ સભા તારી આજ્ઞામાં રહેશે

એવું પિતાનું વચન સાંભળી કુમાર મનમાં વિચાર કરવા લાગ્યો, કે જુઓ મ્હારા ઉપર કેટલું હેત છે ॥ यतः ॥

आकारैरिंगितैर्गत्या चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकारैश्च ज्ञायतेऽन्तर्गतं मनः ॥

મતલબ કે સામાના મનની પરીક્ષા ચહેરાથી, હૃદયના ઉમળકાથી, ચાલચલગતથી, ચેષ્ટાથી, ભાષણથી અને મો તથા આંખોના વિકારોથી થાય છે

આ પ્રમાણે કોઇક પુણ્યશાળી ઉપરજ માતા પિતાની સૌમ્ય દૃષ્ટિ પડે માટે મારૂં અહોભાગ્ય છે

હવે કુમાર પિતાની આજ્ઞા પામ્યા પછી સ્વલ્પ સ્વલ્પ દાન ધર્મ કરવા લાગ્યો, તે વારે યાચક જનો કહેવા લાગ્યા કે હે લલિતાંગ કુમાર પ્રથમ તમે હાથી સરખા દાતાર થઇને હવે ગર્દભ જેવા કૃપણ કેમ થયા? અથવા પ્રથમ તમે કલ્પવૃક્ષ સમાન થઇને હવે ધતુરા પ્રાયઃ મ થયા! અથવા પહેલા સિંહ સમાન થઈને હવે શીયાળીઆ જેવા કેમ થયા? એમ સ્વાર્થ નષ્ટ યાચક લોકો કહેવા લાગ્યા ॥ यतः ॥

तावत् प्रीतिर्भवेल्लोके यावद्दानं प्रदीयते ।
वत्सः क्षीरक्षयं दृष्ट्वा स्वयं त्यजति मातरं ॥

એટલે કે જ્યાંસુધી કંઈ પણ દાન અપાય છે ત્યાંસુધી લોકમાં પ્રીતિ રહે છે, મતલબ કે ગાય દુધ આપતિ બંધ થાય છે એટલે તેનો પુત્ર વાછરડો પણ તેના ઉપરનો પ્રેમ છોડી દે છે

તેમજ—

चलेच्च मेरुः प्रचलेच्च मन्दरं चलेच्च ताराग्रहचन्द्रभानु ।
कदापि काले पृथिवी चलेद्धि तथापि वाक्यं न चलेद्धि साधोः ॥

રાતમા પેલા પાટીદાર અને તેની ધણીયાણીએ તો કલ્પાત કર્યાં કર્યું એટલે નિરાત કરી સુવાનુ તો ક્યાથીજ હોય ?

પાટીદાર બોલતો હતો કે "રાડની જાત ભોળી છે તેણે હબી સુરદાસને તેની આજીજીથી દયા ખઇ ગાડીમા બેસડાવ્યો, તો આ ફાંદામા ફસાયા હે પરમેશ્વર ! આ પરોપકારનુ કામ કરતાં દુખી થઇએ છીએ, તેમાથી બચાવ કર આતો નમાજ પઢતા મસીદ કોટે વળગી છે આમાથી છૂટુ તો પછી રાડને પૂરી શિક્ષા કરી એવી સમજાવુ કે ફરીને ઉપરથી સારૂ જોઇ ભોળવાય નહિ

પાટીદારની ઓરત તેની કોટડીમા બોલતી હતી કે, "હે રણછોડરાયજી ! અમને સહાય થા મારા ધણીની ના છતા મે આગ્રહ કરી સુરદાસને ગાડીમા બેસડાવ્યો તેનુ આ ફળ ?! ધરમ કરતા ધાડ આવી હે દીનદયાળ ! હે ભગવાન્ ! અમારી ખરી વાત છતા માર્યા જઇએ છીએ તે તુ નહિ સાભળે તો બીજો કોણ સાભળશે ? કરવા ગયા કસાર ને થઇ ગઇ થુલી એના જેવું અમારે તો થયુ છે કદાચ મને મારા ધણીથી છૂટી પાડી દુષ્ટ સુરદાસને સોપવા વિચાર થયો તો મારે તો જીવવુ નથી તેજ વખત આપઘાત કરી મારા પ્રાણ તજીશ "

સુરદાસ તો નિશ્ચિત ઉઘતો હતો વચમા જાગી ઉઠતો, ત્યારે બોલતો કે "અપનેકુ તો કુછ નુકસાન તો હૈ નહીં કુનબીકા પૂરાવા નહીં મીલેગા, તો ઉસકી ઓરત અપનકુ મીલેગી " **સુરદાસકી ટેકો લગી તો લગી, નહિ તો રામજીકે તો લગાઇ હૈ."**

સવાર થતાં પેહેરેગીરોએ ન્યાયાધીશને રાતની તમામ હકીકત જાહેર કરી તે ઉપરથી ન્યાયાધીશને ખાત્રી થઇ કે એ ઓરત પાટીદારનીજ છે, અને સુરદાસ ખોટો ગળે પડે છે, તેથી મજકુર ઓરત પાટીદારને હવાલે કરી ગળેપડુ સુરદાસને શિક્ષા કરી

પક્કો તપાસ કર્યા શિવાય કોઇ અ . ણ્યા માણસના ઉપર વિશ્વાસ રાખવાથી કોઇ વખતે ઘણી મુશ્કેલીમા આવી જવાય છે, જો કે આખર સત્યજ તરે છે, તો પણ સોનુ લઇએ કશી અને માણસ જોઇએ વશી

## તને તો મીઆઊ પણ તારા બાપને પણ મીઆઊ*

* દમણ ગામમા બોઘાશા નામે કોઇ મોટો વેપારી રહેતો હતો તેને વેપારમા ભારે ખોટ આવીને ઘણો દેવાદાર થઇ ગયો જેથી પોતાની દુકાન બધ કરી ઘરમા સતાઇ રહો લેણદારો મહ્ન ઉઘરાણી કરવા મડયા, આટપટ આગ ખચ પણ પત્તો લાગે નહી કેટલેક દહાડે તેમના જાણવામા આવ્યુ કે તે ઘો શાહ અમુક ગુપ્ત જગાએ ઘરમા ભરાઇ બેઠ છે ને ઉપરથી લે કે એ તેની પાસે ઉઘરાણી કરવા

* કેતુકમાળા

પ્રતિજ્ઞા પાળો એવું વચન સાભળી કુમાર ઘોડાથી નીચે ઉતરી સજ્જન પ્રત્યે કહેવા લાગ્યો કે હે મિત્ર! હું સર્વદા તારો સેવકજ છું અસાર ધનની મને દરકાર નથી પણ કેવળ ધર્મનીજ અભિલાષા છે એમ કહી સેવક થઇ આગળ ચાલ્યો, અને સજ્જન ઘોડા ઉપર ચઢયો, આગળ ચાલતા વળી કુમાર પ્રત્યે કહેવા લાગ્યો કે હે કુમાર! ધર્મના ફળ ભોગવો કેવા છે? હું તમોને હજી પણ કહું છું, કે તમે તમારો કદાગ્રહ મૂકીને પાપ ચોરાદિક કર્મ કરો, તે શિવાય બીજો કોઇ તમારે જીવવાનો ઉપાય મને ભાસતો નથી જો એમ નહિ કરશો તો કષ્ટ પામશો એવા વચન સાભળી રીશ ચઢાવીને કુમાર બોલ્યો કે અરે મૂર્ખ! તાહારામા ગુણ તો સર્વ દુર્જનનાજ દેખાય છે છતા તારી ફૈઇએ તારૂ નામ સજ્જન પાડયુ છે તે મિથ્યા છે જે મિથ્યા ઉપદેશ આપે, તે મહા પાપી જાણવો તેની ઉપર એક દષ્ટાંત કહુ છુ તે સાભળ

કોઇ એક પારાધી નિરંતર જીવોનો વધ કરતો અટવીમા વસે છે એકદા પારાધીએ વનમા એક હરણી જોઇ તેને મારવા માટે કાન પર્યંત બાણ સાધીને તીર છોડવાને તૈયાર થયો તે વખતે હરણી બોલી કે હે વ્યાધ! હે બાંધવ! તુ ક્ષણ એક સબૂર કર એટલામા હુ મ્હારા ન્હાના બચ્ચાઓને ધવરાવી પાછી આવુ તે વખતે પારાધીએ કહ્યુ—અરે પ્રપંચી! તુ આ બાણથી છૂટી જા તો ફરી પાછી કયાથી આવ? તે વખતે તેને હરણીએ કહ્યુ કે જો હુ ન આવુ તો મ્હારે શીર ગોહત્યાદિકના પાપો છે તે વચન સાભળી પારાધીએ કહ્યુ કે કષ્ટમાથી ઉગરવા માટે તુ એવા વચન બોલે છે, તે હુ માનુ નહી છતા તુ કાલાવાલા કરે છે તો ઉપદેશ પૂછતા કુઉપદેશ આપે, તેનુ પાપ તારે શિર છે, તો હુ જાવા દઉં, હરણી તે પ્રતિજ્ઞા કરીને ગઇ અને પોતાના બાલકોને ધવરાવી સંતોષીને પોતાનુ વચન પાળવા માટે પાછી પારાધી પાસે આવીને કહેવા લાગી કે હે વધક! હુ કઇ દિશાએ નાસી જાઉ તો તારા બાણથી છૂટુ? તે સાભળી વ્યાધ વિચારવા લાગ્યો કે હુ એને કુશીખ આપીશ તો મને પાપ લાગશે, માટે ખરૂ કહેવુ જોઇએ, એમ ચિંતવીને કહેવા લાગ્યો કે જો તુ જમણી બાજુએ નાશી જા, તો છૂટે, એવુ વચન સાભળી હરણી જમણી બાજુ નાઠી તેથી છૂટી માટે હે સજ્જન શીખ આપતા કુશીખ આપે તો તે મહાપાપી કહેવાય, તો હવે તુ મ્હારો મિત્ર છતા મને કુશીખ કેમ આપે છે? જો કોઈ બાપડા પામર લોકે એ ધર્મ નહીં વખાણ્યો તો શુ તેથી ધર્મ વ્યર્થ થઇ ?

ઘુવડે સૂર્ય ન દીઠો, તે શુ સૂર્ય નથી ઉગ્યો, એમ સમજવુ? ખરૂ સાર પદાર્થ સર્વ લોકનો આધાર, સર્વ સુખનો ભંડાર, સ્વર્ગાદિ ચિંતામણિ સમાન, સકલ કલા પ્રધાન એવો એક ધર્મજ છે

ઓઘાશા—મીંઆઉ ! ! !

એક લેણદારનો દીકરો—દેવાળીયાના દીકરા તુ સમજતો નહિ કે “ આ વાઝીયાનો માલ છે તે તને પચશે ” પણ આતો પછવાડે આવડા આવડા દાતવાળા બેઠા છીએ તે તારો જીવ લેશુ માટે ઝટ દઇને રૂપીઆ કાઢી આપ

ઓઘાશા—મીંઆઊ ! ! !

પિંજારો—ઓઘ ભાઇ આ શો ગજબ, રૂપીઆ લેતી વખત અમને “ સો મણુની તળાઇમા સુઇ રહેવાનુ કહેતા હતા, ને હવે આ શુ સમજવુ ? અમારો નાકરોષ ને પ્રાણરોશ જવા દો ને રૂપિયા આપો

ઓઘાશા—મીંઆઊ ! ! !

**રાંડીરાંડ**—અરે ભાઇ ! **રાંડી રૂએ માડી રૂએ, પણ સાત ભરથારી તો મોંએ ન ઉઘાડે એમ હોતુ હશે ?** તમે ઘણી તરફથી આવકવાળા લાખોનો વેપાર કરનારા, સારી શાખવાળા થઇને આ શુ બોલો છો ? મે મારી રાંડીરોળાની થાપણ મૂકી છે તે ઉપર મારો રંડાપો છે, માટે આપો

ઓઘાશા—મીંઆઊ ! ! !

સોની—શેઠ તમારે પારકા ઘર ઉપર આ બધી ધામધૂમ ને વેપાર શામાટે કરવો પડયો હતો પોતાનુ ઘર તપાસીને વાત કરવી એવુ શુ 'સોનુ પહેરીએ કે કાન તૂટે ' આ લીધા છે રૂપીઆ તે તો આપવા પડશે

ઓઘાશા—મીંઆઊ ! ! !

ખોજો—**મુળાનાપતીકા જેવા** રૂપીઆ ગણી આપ્યા છે ને હવે આડો જવાબ શામાટે આપો છો ? લેતી વખત આપવા પડશે એમ જાણતા નહોતા ?

ઓઘાશા—મીંઆઊ ! ! ?

આવી રીતે જુદા જુદા લેણદારોએ અનેક પ્રશ્ન કર્યાં પણ તેનો ઉત્તર મીંઆઊ મીંઆઊ સિવાય બીજો કાંઈ ઓઘાશા પાસેથી મળ્યો નહિ તેથી તે ગાંડો થઇ ગયો છે, એમ ધારી તે બધાએ નિરાશ થઇ ઉઘરાણી કરવી બંધ કરી

આ ઇલાજ ઓઘાશાને રામબાણ જેવો થઇ પડયો ઉઘરાણીરૂપી દુઃખ દૂર નાશી ગયુ જાણી તે ખુશી થયો પણ પછીથી તે લાભકારી વાત જોઈ હરામના આ પેલ રૂપીયા જોડે મડાગાંઠ વાળી બેઠો ગમે તેમ થાય પણ ચમડી તુટે પણ દમડી ન છુટે એવા ઠરાવ પર આવી ગયો

કેટલાક દીવસ વીત્યા-પછી ધીરજલાલ શેઠે વિચાર્યું કે હવે તો ઓઘાશાના સઘળા લેણદારો ઉઘરાણી કરતા બંધ પડયા હશે, માટે હવે જઇને મારા નાણા

વત્સ ઉપાય તો ઘણાય છે, પણ ભાગ્ય વિના મળે નહીં તે વખતે લઘુ ભારંડે તે ક હેવા આગ્રહ કર્યો પણ વૃદ્ધ ભારંડ બોલ્યો કે હે વત્સ રાત્રિએ કહેવાય નહીં ॥ यतः ॥

दिवा निरीक्ष्य वक्तव्य रात्रौ नैव च नैव च
सचरन्ति महाधूर्ता वटे वटरुचिर्यथा ॥

મતલબ કે દિવસે જોઇ તપાસીને બોલવુ અને રાત્રે તો કદિ બોલવુ નહિ, કેમકે તે વખતે ધુતારા લોકો ફરતા હોય તે સાંભળવાથી વડ ઉપર વરરૂચી એક રાત્રે વાત કરવાથી જેમ દુખી થયા તેમ દુખી થવુ પડે છે

વળી લઘુ ભારંડ બોલ્યો કે અહીં તો કોઇ સાંભળતો નથી માટે તમે કહો તે વખતે વૃદ્ધ બોલ્યો કે આ વૃક્ષને જે વેલી વિંટાઇ રહી છે, તેને લઇને આંખે અંજન કરે, તો નવા નેત્ર આવે, તે સાંભળી લઘુ ભારંડે તે કૌતુક જોવાને તેની સાથે રહા જવાને આગ્રહ કરી હા પાડી કુમાર વડ હેઠળ બેઠો હતો તેથી તેમણે ઉપલુ સર્વ વૃતાંત જાણ્યુ, અને વિચારવા લાગ્યો કે પુણ્યનુ પ્રમાણ અદ્યાપિ પ્રવર્તે છે પછી તે વેલી હાથ ફેરવી શોધી લીધી તેના રસથી પોતાની આંખે અંજન કર્યુ કે તુર્ત નવા ચક્ષુ આવ્યા પછી થોડી વેલ સાથે બાંધી વડ ઉપર ચઢયો અને પોતે ભારંડ પક્ષીની પાંખમાં બેસી રહ્યો પ્રભાતે ભારંડ ઉડી ચંપા નગરે પહોંચતા જમીન પર ઉતર્યો કે કુમાર પાંખમાથી નીસરી રાજદ્વારે ગયો દરવાને આવી રાજા આગળ હકીકત જાહેર કરી કે હે સ્વામી ! કોઇક દેશાંતરી પુરૂષ આવી કહે છે કે હું રાજકુમારીની આંખો સારી કરીશ તે વાત સાંભળી રાજાએ તેને આદરથી તેડી વિનંતિ કરી કહ્યુ કે હે મહાપુરૂષ ! ઉપકાર કરો પછી કુમારે તરતજ વેલીનો રસ કાઢી, કુંવરીની આંખે અંજન કર્યુ કે રાજપુત્રીને દેખાવા લાગ્યુ તે વખતે રાજાએ પણ મ્હોટા ઉત્સવ પૂર્વક પોતાની પુત્રી કુમારને પરણાવી દીધી લગ્ન પ્રસંગમાં હાથી, ઘોડા, પાયદળ પ્રમુખ ઘણી લક્ષ્મી આપી અને અર્ધ રાજ્ય દીધુ એટલે કુમાર ત્યાં મનુષ્ય સંબંધી ભોગ ભોગવતો રહેવા લાગ્યો

એક વખત પોતે ગવાક્ષમાં બેઠો છે, એવામાં જેની આંખમાંથી આંસુ ઝરે છે, રોગે કરી ગ્રસ્ત અને ફાટેલા વસ્ત્ર, બીભત્સાંગ, દુર્નિરીક્ષ્ય, અતિ પીડિત એવા સજ્જનને આવતો દીઠો તે વખતે પાપના પ્રત્યક્ષ ફળ જોઇને કુમારને દયા આવી તેથી ચાકર મોકલી તેડાવી બેસાડીને પૂછ્યુ કે હે સજ્જન ! તું મને ઓળખે છે ? તે બોલ્યો અહો સત્પુરૂષ તમને કોણ નથી ઓળખતો કુમારે સાચુ પૂછ્યુ તે વખતે ચૂપ રહ્યો પછી રાજકુમારે પાછલુ વૃતાંત કહી સર્વ પોતાની હકીકત સંભળાવી, તેથી તે સજ્જન લજ્જા પામ્યો પછી તેના ફાટેલા વસ્ત્ર ઉતરાવી નવા પહેરાવી ભોજન કરાવીને કહ્યુ કે હે મિત્ર ! આ લક્ષ્મી સર્વ તારી છે, તું નિશ્ચિંત થઇ અહીં સુખ ભોગવ.

આ હાથી ( ઘેટાની માફક ) ઉનને ધારણ કરતો નથી એટલે તેના શરીર ઉપર ઉન નથી કે, જેના ધાબળા વગેરે પહેરીએ તેમ તે વાહનના ( ઘોડા વગેરેની માફક ) કામમા આવતો નથી, તેમ આના મ્હોટા પેટની ઘણા પ્રકારના ધાન્યો તથા પલલો ( ધાન્યના ફોતરા પીંછા વગેરે ) થી તૃપ્તિ થાય તેમ નથી હા કષ્ટ છે કે, આના વાસાના શિખર ઉપર ( દાણા ) નો ગુણ કેમ ચઢાવી શકાય ? ( એમ સર્વ રીતે નકામો હોવાથી કોડી માત્ર ધનથી પણ ( હાથીને ) કોણ વેહેચાતો રાખે ! એમ ગામડાના ( મૂર્ખ ) મનુષ્યોથી હાથીની હાંસી કરાય છે એટલે ગ્રામ્ય બુદ્ધિવાળા મૂર્ખ લોકો વિદ્વાન્ પુરૂષોની પણ આ પ્રમાણેજ દશા કરે છે કરણ કે તેઓને તેના ગુણનુ જ્ઞાન નથી જેથી કવિએ તેવા લોકોને ઉદ્દેશીને હાથી પ્રત્યે ગ્રામ્ય લોકોની ઉક્તિથી જણાવ્યુ છે

## ગુણી ગાયક પ્રતિ શેઠની યુક્તિ.

### મનહર

એક શરણાઇવાળો સાત વર્ષ સુધી શીખી, રાગ રાગણી વગાડવામા વખણાણો છે,
એકનેજ જાચુ એવી ટેક છેક રાખી દિલ શઠ શેઠ પાસે મોજ લેવાને મડાણો છે,
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ, ગાયક નલાયક તુ ફોકટ ફુલાણો છે,
પોલુ છે તે બોલ્યુ તેમા કરી તે શી કારીગરી, સાબેલુ બજાવે તો હુ જાણુ કે તુ શાણો છે,

## ગુણ ન સમજનાર ગોવાળ.

સોદાગર એક શુક સારિકાને સારી રીતે, શીખવી કવિત નીન સારા સ્વરમા,
કોઇ ભારે ભૂપતિને ભેટ કરવાને ચાલ્યો ગામડામા વાસો વસ્યો ગોવાળના ઘરમા,
તારીફ સુણીને જોવા ત્યા લોકો તમામ મળ્યા, નોખી નીનભાત કશી ન આવી નજરમા
કહે દલપતરામ ગામનો ગમાર બોલ્યો, તેવા તેતર તો છે મારા ખેતરમા ૪

## અશક્તિથી પારકા દૂષણ જોવાની પ્રથા.

### अनुष्टुप् ( ૧ થી ૫ )

दह्यमानाः सुतीव्रेण, नीचाः परयशोऽग्निना ।
अशक्तास्तत्पदं गन्तुं, ततो निंदा प्रकुर्वते ॥ १ ॥

બીજાના યશરૂપી પ્રચંડ અગ્નિથી બળતા એવા નીચ પુરૂષો તેના પદને પામવાને અશકત ( અસમર્થ ) છે તેથી તે ( સત્પુરૂષો ) ની નિન્દા કરે છે ૧

## પરછિદ્ર શોધક વૃત્તિ.

दूषयन्ति दुराचारा निर्दोषामपि भारतीम् ।
विधुबिम्बश्रिय कोकाः सुधारसमयीमिव ॥ २ ॥

પુત્રને પરદેશે કહાઢયો એમ કહી તે રાજાના સેવકને વસ્ત્રાદિક આપી સંતોષીને વિસર્જન કર્યો, અને કુમારને તેડવા મંત્રી સાથે સૈન્ય રવાના કર્યું, સેવકે આવી રાજાની આગળ સર્વ સમાચાર કહ્યા તેથી રાજા ઘણો જ પ્રમુદિત થયો. જમાઇ તથા પુત્રી પાસે જઇ થયેલા અપરાધની માફી માગી અને કહ્યું કે હે લલિતાંગજી તમારા જેવા ગુણવંત કોઇ નથી અને સજ્જન જેવો દુર્બુદ્ધી કે પાપી પણ કોઇ નથી, માટે હે કુમાર તમો રાજ્યનો અધિકાર કરો એમ કહી કુમારને રાજ્ય આપી પોતે દીક્ષા લઇ દેવલોકે ગયો.

કુમારને તેડવા નીકળેલ મંત્રી સૈન્ય સાથે ત્યાં આવી વિનંતિ કરવાથી તે પિતાની પાસે ગયો ને તેમને સંતોષ પમાડયો પિતાએ પોતાની ઉત્તર અવસ્થા જોઇ કુમારને ગાદી સોંપીને ચારિત્ર ગ્રહણ કર્યું ને કર્મ ખપાવી સદ્‌ગતિને પામ્યો ને પછી પુત્ર ઘણા દિવસ સુધી રાજ્ય ન્યાય પૂર્વક ભોગવી ચારિત્ર કરી ઉત્તમ પદવીને પામ્યો

માટે હે ભવ્ય જનો! તમો ધર્મને વિષે પ્રીતિ રાખો અને દાનાદિક ચાર પ્રકારના ધર્મ પાલો, પ્રમાદ ટાલો, પાપ ગાલો, આઠ મદ ટાળો, આત્માને ઉજ્વલ કરો, તો સ્વર્ગ મોક્ષના સુખ અવશ્ય પામશો

આ પ્રમાણે ધર્મની આવશ્યકતા અને તેમાં આદરવા યોગ્ય કરણી માટે વિવેચન કરતા તથા ધર્મોજય માટે દૃષ્ટાંત આપીઆ ધર્મ સ્વરૂપ અધિકાર પૂર્ણ કરવામાં આવે છે



# स्याद्वाद—अधिकार,



ધર્મના જે જે મુખ્ય સંસ્કારો માટે પૂર્વ અધિકારમાં વર્ણન કરવામાં આવ્યું છે તે આજ્ઞાના એકાંત સ્વરૂપનો વિસ્તાર છે પરંતુ ધર્મનું શુદ્ધ સ્વરૂપ તો સ્યાદ્વાદ શૈલી ઉપર રચાયું છે કોઇ પણ વાતમાં એકાંતવાદ વાત હોય તે કેટલીક વખત ગુંચવણ ઉભી કરે છે અને તેથી તેવા પ્રસંગે ઉભય વાદ દર્શક આજ્ઞા જે ધર્મશાસ્ત્રોમાં મોજુદ છે તેજ ધર્મ સર્વોત્કૃષ્ટ સ્થાન ભોગવી શકે છે દૃષ્ટાંત તરીકે જોઇશું તો "સત્ય બોલવું" એ ધર્મનું ફરમાન છે પરંતુ એ તેનો અમલ કરવાથી કોઇ જીવનો ઘાત થતો હોય તો જાણવા છતાં મૌન રહેવું અગર મૂર્ખ, બહેરા કે અજ્ઞાત સ્થિતિમાં દેખાવું તે સત્ય વચનની આજ્ઞા પાલન કરવાનું સ્યાદ્વાદ સ્વરૂપ છે વળી ધર્માચરણના એક ફરમાનને અવલંબવામાં બીજા ધર્માચરણને પણ સ્વીકારવું

## નિષ્પ્રયોજ શત્રુભાવ.

### आर्या ( ૬ થી ૭ )

मृगमीनसज्जनानां, तृणजलसन्तोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥ ६ ॥

મૃગલા ઘાસ ખાઇને સુખી રહેનારા, છતાં વગર કારણે તેમનો પારાધી શત્રુ છે, માછલા જળપાન કરી સુખેથી આજીવિકા ચલાવનારા છે છતા વગર કારણે ઢીમર (મચ્છીમાર) તેનો શત્રુ છે તેમ સત્પુરૂષો સ્વયમેવ સંતોષી છે, છતા ખલ પુરૂષ તેમના વગર કારણે શત્રુ છે

## અહિત કર્તવ્યની પ્રકૃતિ.

अविकारिणमपि सज्जनमनिशमनार्यः प्रबाधतेऽत्यर्थम् ।
कमलिन्या किमिह कृत हिमस्य यत्ता सदा दहति ॥ ७ ॥

જેમ કમલિનીએ હિમનુ ભુંડુ કર્યું નથી, છતા તેને ( કમલિનીને ) તે હમેશા બાળી નાખે છે તેમ વિકારરહિત ( કોઇનુ બુરૂ ન કરનાર ) એવા સજ્જન પુરૂષને પણ નીચ મનુષ્ય અત્યન્ત પીડા કરે છે ૭

## ઉત્તમ, મધ્યમ, અને અધમાધમ બુદ્ધિનુ કાર્ય.

### रथोद्धता

दूषण मतिरुपैति नौत्तमी, माध्यमी स्पृशति भाषते न च ।
वीक्ष्य पार्श्वमथ भाषतेऽधमो, रारटीति सहसा धमाधमः ॥ ८ ॥

ઉત્તમ પુરૂષોની બુદ્ધિ ( બીજાના ) દૂષણને પ્રાપ્ત કરતી નથી, મધ્યમ લોકોની બુદ્ધિ બીજાના દૂષણને સ્પર્શ કરે છે પણ તે બોલી બ્હાર પાડતી નથી, અધમ ( નીચ ) પુરૂષ દૂષણને જોઇને તેને વચનદ્વારા તુર્ત પ્રગટ કરી દે છે જ્યારે અધમાધમ ( નીચમા પણ નીચ ) પુરૂષ તો બીજાના દૂષણને પ્રસિદ્ધ કરવા સારૂ અત્યન્ત રાડારાડ કરી મુકે છે ૮

## પોપટની મધુરતાનો અંતે જય.

### उपजाति

सुभाषितस्याध्ययनेऽनुपक्त, शुक वराकाः महसन्ति काकाः ।
तमेव ससत्सु गिर किरन्त, दृष्ट्वा भवन्ति त्रपयानतास्याः ॥ ९ ॥

## એકાંત પક્ષે અગવડ.

नैकचक्रो रथो याति नैकपक्षो विहङ्गमः ।
नैवमेकान्तमार्गस्थो नरो निर्वाणमृच्छति ॥ ५ ॥

એક ચક્રવાળો રથ ચાલી શકતો નથી અને એક પાખવાળુ પક્ષી ઉડી શકતુ નથી, તેથી એકાત માર્ગે વર્ત્તનારો એટલે સ્યાદ્વાદને નહીં માનનારો પુરૂષ નિર્વાણ મોક્ષને પ્રાપ્ત થતો નથી ૫

## સ્યાદ્વાદમા રહેલ અનેકાંતવાદનુ દર્શન.

दशाकांतर्नवास्तित्वन्यायादेकान्तमप्यहो ।
अनेकान्तसमुद्रेऽपि मलीन सिन्धुपूरवत् ॥ ६ ॥

જેમ 'દશની સખ્યાની અદર નવની સખ્યા હોયજ' એ ન્યાય વડે એકાંત વાદ પણ અનેકાંતવાદ-સ્યાદ્વાદરૂપ સમુદ્રની અદર નદીના પૂરની જેમ સમાઈ ગયેલ છે ૬

## એકાંતવાદનુ સાકડાપણુ.

एकान्ते तु न लीयन्ते तुच्छेऽनेकान्तसम्पदः ।
न दरिद्रगृहे मांति सार्वभौमसमृद्धयः ॥ ७ ॥

જેમ નિર્ધનના ઘરમા ચક્રવર્તીની સમૃદ્ધિઓ કદિ પણ સમાતી નથી તેમ તુચ્છ એવા એકાંતવાદની અદર અનેકાંત સ્યાદ્વાદની સમૃદ્ધિ સમાતી નથી

## એકાંતવાદને સ્યાદ્વાદનો છૂપો આશ્રય.

एकान्तभासो यः क्वापि सोऽनेकान्तप्रसत्तिजः ।
वर्त्तितैलादिसामग्री जन्मान पश्य दीपकम् ॥ ८ ॥

જેમ દીવો વાટ અને તેલ વગેરેની સામગ્રીથીજ બનેલો છે, તેમ જે કોઈ ઠેકાણે એકાંતવાદનો આભાસ દેખાય છે, તે અનેકાંતવાદના પ્રસગથી ઉત્પન્ન થયેલો સમજવો, એટલે તે અનેકાંતવાદની સામગ્રી છે, એમ સમજવુ ૮

## ગુણાવગુણના જોડલાથી જ્ઞાન પ્રાપ્તિ.

सत्वासत्वनित्यानित्यधर्माधर्मादयो गुणाः ।
एव द्वये द्वये श्लिष्टाः सतां सिद्धिप्रदर्शिनः ॥ ९ ॥

સત્વ અને અસત્વ, નિત્ય અને અનિત્ય તથા ધર્મ અને અધર્મ ઈત્યાદિ ગુણો બે બેના જોડા સાથે મલીનેજ સત્પદાર્થોની સિદ્ધિને દર્શાવનારા થાય છે ૯

એક નાર ( જંગલમા ) ઝરાની અંદર પાણી પીતો હતો, તેજ વખતે એક ઘેટો પણ નારના નીચા ભાગમા પાણી પીવા લાગ્યો, તેને જોઇ નાર બોલ્યો, ( અરે મૂર્ખ ! ) તારા મુખમાથી ( અજીઠું ) પાણી ( મારી તરફ ) આવે છે એ તુ જોતો નથી ? ઘેટો ( નરમાશથી ) બોલ્યો કે નારભાઈ ! હુ પાણીના ઢોળ ( નીચાણમા ) મા છુ, ( એટલે ત્યા પાણી આવવા સંભવ નથી ) ત્યારે નાર ( શરમાઇને યુકિત કરી બોલ્યો કે ) ( હે મૂર્ખ ! આ વાત આજની નહીં પણ ) એક વર્ષ પહેલાની કહુ છું, જવાબમા ઘેટે જણાવ્યુ કે હે નારભાઇ ! તે વખતે તો મારો જન્મ પણ નહતો ( એ જવાબ સાંભળતાજ બીજી યુકિતથી ) તે બોલ્યો કે આવી જાતનો અપરાધ તારા પિતાએ કર્યો છે ( એમ સત્યાસત્ય સમજાવી નજર ચુકવી કુદકો મારી ) તે ઘેટાને પકડી લીધો

આનો સારાંશ એ છે કે ગરીબ માણસમા દોષ ન હોય તો પણ તેમના ઉપર દોષનો આરોપ કરી ખળ પુરૂષ તેને અનેક રીતે પીડે છે

### કોયલ સામે કાગડાની અસ્થાને સ્પર્ધા.

यस्याकर्ण्य वचः सुधाकवलित वाचयमानामपि,
व्यग्राणि व्यथयन्ति मन्मथकथां चेतासि चैत्रोत्सवे ।
रेरे काक वराक साकममुना पुंस्कोकिलेनाधुना,
स्पर्धाबन्धमुपेयुपस्तव नु किं लज्जाऽपि नो जायते ॥१३॥

ચૈત્ર માસના વસંતના ઉત્સવમા અમૃતના ઉદ્ગારવાળા જેના શબ્દને સાંભળીને વાણીને નિયમમા રાખનારા મુનિ લોકોના ચિત્ત કામદેવની કથા તરફ વ્યગ્ર ( આસક્ત ) થઇ વ્યથાને પ્રાપ્ત થાય છે એવી મીઠી કોયલ સાથે સ્પર્ધા કરતા અરે તુચ્છ કાગડા ! તને શરમ કેમ નથી આવતી ? કેમકે હે કાગડા ! તુ કયાં ? અને કોયલ કયા ? ૧૩

### સત્પુરૂષ ઉપર ખળની ખળતા.

सम्यग्मार्गपुषः प्रशान्तवपुषः प्रीतोल्लसच्चक्षुषः,
श्रामण्यर्धिमुपेयुषः स्मयजुषः कन्दर्पकक्षप्लुषः ।
सिद्धान्ताध्वनि तस्थुषः शमजुषः सत्पूज्यता जग्मुषः,
सत्साधून् विदुषः खलाः कृतदुषः क्षाम्यन्ति नोद्यद्रुषः ॥१४॥

બીજા ઉપર ખોટી રીતે દોષોનો આરોપ કરનારા એવા જે દ્વેષી ખળ પુરૂષો છે તે, ભગવત્ પ્રણીત શાસ્ત્રને પોષણ કરનારા, પ્રશાંત અંતઃકરણ તથા શરીરવાળા, શત્રુને જોઇને પણ પ્રફુલ્લિત નેત્રવાળા, પાંચમહાવ્રત ( પ્રાણાતિપાત, મૃષાવાદ, અદ-

ઉચ્ચ સ્થિતિએ ચડી શકતા નથી મહાન મુનિએ અનેક કષ્ટો સેવી, અનેક ગુણો પોતામા પ્રાપ્ત કર્યા હોય પણ તેવા પુરૂષોમા જ્યારે મમતા પ્રાપ્ત થાય છે ત્યારે તે મમતાના લોભથી પ્રાપ્ત કરેલા ગુણો ક્ષણમા તેઓ ત્યાથી નાશ પામી જાય છે મમતા ક્યાથી અને શાથી પેદા થાય છે, તેને માટે અમુક સ્થળ કે અમુક કારણ નિર્મિત નથી, ગમે તે સ્થળમા ગમે તે વિષયમા મમતા પોતે પોતાનો દેખાવ દે છે અને જગતના જીવોને છેતરે છે પુત્ર ત્યજ્યા, અને શિષ્ય ઉપર મમતા થઈ, ઘર મૂકી અનગાર બન્યા, ત્યા ઉપાશ્રયના વેશમા મમતા જાગ્રત થઈ, ધન મૂક્યુ, ત્યા પુસ્તકના સ્વરૂપે મમતાએ દેખાવ આપ્યો, આ બધુ એ સચવાયુ તો છેવટ સ્વમતાગ્રહરૂપે મમતાએ પોતાનો વેશ ભજવ્યો, આમ અનેકધા અમુક વિષયમા મમતા સબળોને નિર્બળ બનાવે છે એક સહી અને નાનાના નાની ચીજ, જેને આપણે નકામી માનતા હોઈએ તેમાથી પણ મમતા જન્મ પામે છે તેને માટે એક દાખલો છે કે —

કોઈ તપસ્વી હતો, અને તે માત્ર એકજ લગોટી મર્યાદા માટે રાખતો હતો એક વખત તેના મનમા સામાન્યત એવી સ્ફુરણા થઇ કે, એકથી બીજી લગોટી હોય તો અનુકુળતા ઠીક થઈ પડે આ ઉપરથી એકની બે લગોટી થઈ ત્યાર પછી લગોટી મૂકવા માટે સ્થળ નિર્માણ કર્યું સ્થળમા ઉદર લગોટી કાપવા લાગ્યા, એટલે બીલાડી રાખવાનુ મન થયુ બિલાડી અને પછી તેના બચ્ચા તેને દુગ્ધ પાન કરાવવા તે મહા તપસ્વીએ ગાય રાખી, તેમાથી વાછડા થયા એટલે ખેતીવાડી કરવા લાગ્યા રાજાની જમીન વિના આ જ્ઞાએ ખેડવાથી ગુનેગાર ઠર્યા. કેદ પકડાયા, રાજ્ય તરફથી શિક્ષા મળી કે આખો દિવસ વાંસા ઉપર પથ્થર મૂકી તડકામા ઉભો રાખવો મહાત્માની વરવજ તે પ્રમાણે સ્થિતિ કરવામા આવી તે વખતે મહાત્માને વિચાર થયો કે મારી આ દશા કરનાર આ લગોટી છે, જો એકની બે લગોટી ન કરી હોત તો હુ આ સ્થિતિએ પહોચત નહીં કહેવાનુ તાત્પર્ય એ છે કે એક સાધારણ ચીજમા મમતા પોતાનુ સામ્રાજ્ય કેવી રીતે વધારે છે તે આવા દષ્ટાતોથી સમજી, તેથી વિમુખ કેમ રહેવુ એ તરફ વિશેષ લક્ષ આપવા જરૂર છે ત્યાગીઓ માટે જ્યારે આવી ફીકર રહે છે તો પછી જે ગૃહસ્થાશ્રમમા રહેનારા બહારથી એટલે વ્યવહારથી ભલે, અમુક જાતના નિયમો કે વ્રતો સ્વીકારે, પણ તેઓએ એટલુ ખાસ યાદ રાખવુ જોઇએ કે, જ્યાં સુધી હૃદયમાથી મમતા તૃષ્ણા મદ થઇ નથી, તથા તે મદ કરવા પ્રયત્ન સેવાણો નથી, ત્યા સુધી તેઓ ઉચ્ચ કોટિએ કદી પણ ચડી શકવાને અધિકારી બનવાના નથી. આ દરેક હકીકત ઉપરથી એમ સમજવાને સબળ કારણ મળે છે, કે ક્રિયાજૈનો કરતા વિચારજૈનો તેજ ખરા અને શ્રેષ્ઠ જૈન કહી શકાય વિચાર અને ક્રિયા બન્ને પક્ષે જેઓમા જૈનત્વ ઉદ્ભવેલ છે તેઓ શ્રેષ્ઠતમ જૈનો તરીકે માની શકાય પણ વિચાર જૈન વિના ક્રિયાજૈનો

## નકટા મનુષ્યના શહેરમા એક વેપારીનુ જવુ.

### स्रग्धरा.

पण्याजीवस्तु कश्चित् क्वचिदपि नगरे यत्र विग्रासमग्रा
न्यग्रोऽभूत्तत्र गत्वा गरूड इति वचस्तर्जितस्तालिकाभिः ।
तत्रत्यैरेव सर्वैरथ स कथमपि स्वा च चिच्छेद नासा,
दुष्टाः स्वैरेव दोषैरधिगतसविशान्योजयन्त्येव साधून् ॥ १७ ॥

એક વેપારી કોઇ નગરમા ગયો કે જ્યા સર્વ મનુષ્યો નકટા (નાક રહિત) રહે છે, તેમને જોઇને સવ નાકકટા મનુષ્યો એક બીજાને તાળી આપીને "આ ગરૂડ છે, આ ગરૂડ છે," એમ મશ્કરી કરવા લાગ્યા, આવી મશ્કરી નહીં સહન કરવાથી તેણે પોતાનુ નાક મહા મહેનને કાપી નાખ્યુ, આ રીતે દુષ્ટ પુરૂષો સત્પુરૂષો ઉપર પોતાના દોષનો આરોપ મેલીને દોષિત કરે છે ૧૭

## સત્પુરૂષ ફક્ત જ્ઞાનીનો ગુરૂ છે તે માટે દૃષ્ટાંત.

* કોઇ એક ગામમા એક ભલો માણસ હતો ને સાને પ્રસ ગોપાત બહુ સારો ઉપદેશ આપતો હતો, તેથી ઘણા લોકો તેને ગુરૂ તરીકે બહુ માનઆપતા હતા, તેથી તે ભલા માણસની એક મૂર્ખ માણસને અદેખાઈ લાગી તે મૂર્ખને એમ વિચાર થયો કે એ માણસ બધાનો ગુરૂ તે શા માટે થઇ બેઠો છે, એવા તો દુનિયામા સ તરમો પડ્યા છે એ મફતનુ માન ખાટી જાય છે ને મારો તો કોઈ ભાવ પણ પૂછતુ નથી માટે એનુ ગુરૂપણુ ભૂલાવુ તો હુ ખરો લાગ મળે ત્યારે પ્રયત્ન કરીશ એટલે એની મેળે પાધરો થઇ જશે એમ ધારી તેનો લાગ જોવા લાગ્યો એટલામા તે ભલો માણસ બહાર ગામ જતો હતો, ત્યા રસ્તામા પેલો અદેખો મૂર્ખ માણસ સામો મળ્યો તેથી પોતના હાથમાની ડાગ ઉપાડીને કહ્યુ કે, ગામમા બધાનો ગુરૂ બન્યો છે તે તુ કે? ત્યારે તે ગુરૂએ જવાબ દીધો કે, કેમ ભાઇ? તારે શુ કામ છે? ત્યારે તેણે કહ્યુ કે મારે તેની ખબર લેવી છે, થોડીક પૂજા કરવી છે ગુરૂ ચેતી ગયા, એટલે તેણે કહ્યુ કે ભાઇ? હુ તો જ્ઞાનીનો ગુરૂ છુ, અજ્ઞાનીનો દાસ છુ તારો તો હુ દાસ છુ, હુ કાઈ તારો ગુરૂ નથી, મને તુ શુ કરવા મ રે છે? એવી રીતે કાલાવાલા કરીને તેને સમજાવ્યો ત્યારે તેણે તેને છોડી દીધો

આવી રીતે સારા ગુરૂઓ છે તે જેઓ નવુ જાણવાની ઇચ્છાવાળા છે, ધર્મ ઉપર પ્રેમવાળા છે, અને જેને પ્રભુના નામની લેહ લાગી છે તેઓને માટે છે આસુરી

* સ્વર્ગ વિમાન

નતા પ્રગટે, તેમનો વ્યવહાર ક્રમશ પવિત્ર થવો જોઈએ, પણ ધારોકે તેમ કરવા તે અસમર્થ નીવડયો તેથી તે જૈનકોટિમા ન ગણાય એમ જે કહેવુ અગર માનવુ તદ્દન ભૂલભરેલુ છે જ્ઞાન, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ અથવા ક્ષયથી થાય છે, શ્રદ્ધા (યથાર્થ શ્રદ્ધા) સમ્યકત્વ, સમકિત મોહની કર્મના ક્ષયોપશમથી અથવા ક્ષયથી પ્રકટે છે, અને ત્યાગ વૃત્તિ ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમ અગર ક્ષયથી પ્રાપ્ત થાય છે, આમ કર્મો એક બીજા ગુણોને આચ્છાદન કરવામા ભિન્ન ભિન્ન છે, ત્યારે તે ગુણના પ્રકાશ કરવામા આવે તે ગુણનો અભાવ પણ ભિન્ન ભિન્ન રીતે કારણ ભૂત છે કોઇએ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કર્યો, તો તેને માત્ર જ્ઞાનજ પ્રાપ્ત થાય છે, પણ સમ્યકત્વના અભાવે અયથાર્થતા હોવાથી, અજ્ઞાન ના નામથી ઓળખાય છે તો કોઇમા માત્ર શ્રદ્ધા હોઇ શકે, કોઈમા જ્ઞાન અને શ્રદ્ધા બન્ને હોઇ શકે, અને કોઇમા ચારિત્ર સાથે ચારિત્ર મોહની કર્મનો ક્ષયોપશમ હોય તો ત્રણે પણ હોઇ શકે, એટલે કે કોઈ પણ જાતનો એમા નિયમ જ્યા નથી ત્યા અમુક સ્થિતિ વાળાનેજ જૈનો કહેવા એમ માની લેવુ તે પોતાનું ડહાપણ નહિ તો બીજું શુ!

સત્ય એવી ચીજ છે, કે જે સર્વને પ્રિયજ હોય છે, અને તેની પ્રશસા ગમે તે સ્થિતિમા રહેલા મનુષ્યોથી થયા વિના રહેતી નથી તમો જોઇ શકશો કે, નાટકમા નાટકકારક પાત્રો અનેક જાતના નાટક ભજવે છે, પ્રેક્ષકો અનેક હેતુથી ત્યા પ્રેક્ષક તરીકે પોતાની હાજરી આપે છે, તેઓમા દરેક ગુણગ્રાહી હોવા નથી, તેમ સદ્વર્તનવાળા દરેક હોય તેવો નિયમ હોતો નથી, છતા પણ જ્યારે સીતા અને રામચદ્રજીનુ નાટક ભજવાતુ હોય, તેમા રાવણ સીતાને હરી જઇ, અશોક વાટિકામ રાખી પોતે પ્રેમભિક્ષા માગે છે, અને સીતા તે વખતે રાવણનો તિરસ્કાર કરે છે, વખતના દેખાવની અસર, જેઓ રાવણને ધિક્કારવા તૈયાર થઇ જાય છે તેઓન મનમા સજ્જડ થઇ જાય છે, ભર્તૃહરિના નાટકમા પીંગલા પ્રપચ કરી ભર્તૃહરિને છેતરે છે, અને તેનુ પોકળ જ્યારે જાહેરમા આવે છે ત્યારે તે વખતમા એ અવાજે પ્રેક્ષકો પીંગળાને ધિક્કારવા તૈયાર થાય છે, અને ભર્તૃહરિ તરફ દયાજનક સ્થિતિએ જોવા આતુર બને છે આવી રીતે પ્રેક્ષકોના મનની સ્થિતિ અનેક નાટકોમા ઘણે ભાગે નીતિના પાત્ર તરફજ આકર્ષાય છે, અને અનીતિના પાત્રો તર અપમાનની નજરથી જુએ છે ભલેને પોતામા તેવી નીતિ–પાત્રતા ન હોય, છત નીતિ સર્વ પ્રિય હોવાથી, અનીતિના પાત્રોને પણ નીતિ પ્રિયજ લાગે છે

આ દૃષ્ટાતથી એમ ખાત્રી થાય છે કે લોકમા અનીતિ, અનાચાર કે અધમ તરફ અભાવ છે, વળી આત્માનો પણ મૂળ એજ સ્વભાવ છે, કેમકે કંઈપણ ખરાબ વિચાર કરતા અથવા અયોગ્ય કાર્ય માટે પ્રવૃત્ત થતા હૃદય કપે છે, હાથ પગ ધ્રુજે છે અને જાણે કોઈ ના કહેતુ હોય તેમ આઘાત થાય છે આ સર્વ હકીકતનો વિચાર કરતા ધર્મ એકજ શરણ છે તે બતાવતા આ ધર્મોદય અધિકાર પૂર્ણ કરવામાઆવે છે

### બાણ પક્ષે અર્થ

(હે મિત્ર!) આ સરલ છે પીંછાવાળુ છે એમ ધારી બાણમાં તું પ્રેમ કર નહી, કારણકે તે ગુણ (ધનુષ્યની દોરીમાં) થી જુદું પડે છે કે તરત ફળ (ફણા) થી હૃદયને ભેદી નાખે છે ૨

### બીજા મનુષ્યોનો સંહાર કરતા દુષ્ટનો થતો નાશ.

नैवात्मनो विनाश, गणयति पिशुन. परव्यसनहृष्टः ।
प्राप्य सहस्रविनाश, समरे नृत्यति कबन्ध इव ॥ ३ ॥

રણસંગ્રામમાં હજાર રીતથી પોતાનો નાશ થવા છતાં વીર પુરૂષનું ધડ નૃત્ય કરે છે તેમ બીજાના દુઃખને જોઇને આનંદ પામનાર દુષ્ટ મનુષ્ય પોતાના નાશના પ્રકારને ગણકારતો નથી, ૩

### પરાયાને દુઃખ આપતા પાપીને સંતોષ.

परपरितापनकुतुकी, गणयति नात्मीयमपि तापम् ।
परहतिहेतोः पिशुनः, सन्देश इव स्वपीडनं सहते ॥ ४ ॥

પારકાના સંતાપમાં (દુઃખમાં) હોશીલો એવો દુષ્ટ પુરૂષ (લોઢાની) સાણશીની માફક પોતાના દુઃખને ગણકારતો નથી અને બીજાના નાશના હેતુથી પોતે પીડા સહન કરે છે ૪

### તુચ્છ મનુષ્ય ઉજ્વલ પુરૂષને દેખી શકતો નથી.

उज्वलगुणमभ्युदित, क्षुद्रो द्रष्टु न कथमपि क्षमते ।
हित्वा तनुमपि शलभः, शुभ्र दीपं चिरपहरति ॥ ५ ॥

જેમ પતંગીયો પોતાના શરીરને છોડીને પણ ઉજ્વલ એવી દીવાની કાન્તિનો નાશ કરવા જાય છે તેમ ઉજ્વલ ગુણનાં ઉદય પામેલા પુરૂષને ક્ષુદ્ર (તુચ્છ મનુષ્ય કોઇ પણ રીતે દેખી શકતો નથી

અર્થાત્ પતંગીઓ જેમ પરિણામે મૃત્યુ પામે છે તેમ દુર્જનની પણ અંતે એ સ્થિતિ થાય છે ૫

### પ્રશ્નોત્તરથી ખળ પુરૂષની ખળતા

### शार्दूल-विक्रीडित

कस्त्व भद्र ! खलेश्वरोऽहमिह किं घोरे वने स्थीयते,
शार्दूलादिभिरेव हिंस्रपशुभि खाद्योऽहमि याशया ।

હે ભવ્ય ! તીર્થયાત્રા કરીને શરીરને પવિત્ર કર, ધર્મની ઇચ્છા વડે અ
ણુને શુદ્ધ કર, સુપાત્રને દાન આપવાથી દ્રવ્યની ( ધનની ) શુદ્ધિ કર અને સં
વડે કુળને પવિત્ર કર ૨

## તીર્થ સેવનના મહત્તા.

### वसन्ततिलका

श्रीतीर्थपान्थरजसा विरजी भवन्ति तीर्थेषु विभ्रमणतो न भवे भ्रमन्ति ।
तीर्थव्ययादिह नराः स्थिरसम्पदः स्युस्तीर्थार्चनादिह भवेज्जनवन्दनीयः ॥

પવિત્ર તીર્થના માર્ગની રજ-ધૂળી વડે ( તેમનો સ્પર્શ થવાથીજ ) નિ
થવાય છે, તીર્થોમા ભ્રમણ કરવાથી તેને સંસારમા ભ્રમણ-ભટકવુ રહેતુ
તીર્થોમા દ્રવ્યનો વ્યય-ખર્ચથી ( સત્પાત્રને દાન વગેરે આપવાથી ) સંપત્તિની
તા થાય છે અને તીર્થનુ અર્ચન પૂજન કરવાથી આ સંસારમા મનુષ્યોને
કરવા યોગ્ય થવાય છે ૩

## તીર્થયાત્રાના અનંત ફળ

### स्रग्धरा

आरम्भाणां निवृत्तिर्द्रविणसफलतां सङ्घवात्सल्यमुच्चै
र्नैर्मल्यं दर्शनस्य प्रणयिजनहितं जीर्णचैत्यादिकृत्यम् ।
तीर्थोन्नत्यं च सम्यक् जिनवचनकृतिस्तीर्थसत्कर्मकृत्वं
सिद्धेरासन्नभावं सुरनरपदवी तीर्थयात्राफलानि ॥ ४ ॥

તીર્થયાત્રા કરવા જતા વ્યવહારાદિ આરંભના મોહાદિક કાર્યોથી નિવૃ
( શાંતિ ) મળે છે, સદ્દમાર્ગે ( સુપાત્રમાં ) વપરાવાથી દ્રવ્યના વ્યયની સફળ
થાય છે, સ્વામી ભાઇઓનો જ્ઞાનગોષ્ઠિ તથા જમવા જમાડવામાં સંસર્ગ થવા
સંઘસમુદાયમા વાત્સલ્ય ભાવ ( પ્રેમ ) ઉદ્ભવે છે, દર્શનથી સમ્યક્ત્વ નિર્મળ ( શુ
દ્ધ થાય છે અને તેથી આપ્તવર્ગનુ હિત કરવાની બુદ્ધિ પ્રગટે છે તથા જીર્ણ ચૈત
પરી પાનીના રક્ષણ ( ઉદ્ધાર ) માટે યોજના થાય છે વળી તીર્થ ઉન્નતિમાં વૃદ્ધિ
થવાથી જીનેશ્વરના સમકિતઓથી બીજાનુ યથાર્થ પાલન થવા થી સત્કર્મ
સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે, અને એ સર્વ સુયોગના ફળરૂપે આ સિદ્ધિ અથવ
દેવલોકની પ્રાપ્તિ થવી એ તીર્થયાત્રાનુ ફળ છે

## વિઘ્નસંતોષી દુર્જન

### अनुष्टुप् (१-२)

परविघ्नेन संतोषं, भजते दुर्जनो जनः ।
क्षमेदग्निः परां दीप्तिं परमन्दिरदाहतः ॥ १ ॥

જેમ અગ્નિ બીજાનું ઘર બાળવાથી અત્યન્ત તેજને પ્રાપ્ત થાય છે તેમ દુર્જન પુરૂષ બીજા મનુષ્યને વિઘ્ન કરીને તેથી (પોતે) સંતોષ માને છે ૧

## સુજનને દુઃખ આપવાથી પ્રસિદ્ધ થતા દુર્જનો.

प्राय प्रकाशतां याति, मलिनः साधुबाधया ।
नाग्रसिष्यत चेदर्क, कोऽज्ञास्यत्सिंहिकासुतम् ॥ २ ॥

રાહુ સૂર્યનું ગ્રહણ કરી પ્રસિદ્ધિને પામે છે તેમ મલીન પુરૂષ સત્પુરૂષોને પીડા કરવાથી ઘણું કરીને (જગતમાં) પ્રસિદ્ધિને પામે છે ૨

## કુકર્મમાં ખલ મનુષ્યની બુદ્ધિનો પ્રકાશ.

### आर्या

अतिमलिने कर्तव्ये, भवति खलानामतीव निपुणाधीः ।
तिमिरे हि कौशिकानां, रूपं प्रतिपद्यते दृष्टिः ॥ ३ ॥

જેમ અંધકારમાં ઘૂવડ પક્ષીઓની આંખ પ્રકાશ જોઇ શકે છે, તેમ ખલ પુરૂષોની બુદ્ધિ હલકા કામમાં કુશળ બને છે ૩

## શક્તિહીન અધમ પુરૂષો બીજાથી કરતા કુકર્મો.

### आर्या (१-२)

प्रेरयति परमनार्यः शक्तिविहीनोऽपि जगदभिद्रोहे ।
तेजयति शस्त्रधारां स्वयमसमर्थः शिला छेत्तुं ॥ १ ॥

આયુધધારી મનુષ્ય પોતે અસમર્થ છે છતાં તે પત્થરને કાપવા પોતાના શસ્ત્રની ધાર સજીને કાઢે છે તેમ દુષ્ટ પુરૂષ (પોતે બીજાને હણવાને) શક્તિ રહીત છે, તો પણ જગતના દ્રોહને માટે બીજાને પ્રેરણા કરે છે ૧

તે સર્વ જોઈને પેલા વડે વિચાર્યું કે " અહો ! આ મુનિના વેષનો મહિમા કેવો છે ? હું ભિક્ષુક છતાં આ સર્વ લોકનો પરાભવ કરનાર અને જગત્ જેની વંદના કરે છે એવા મંત્રીએ મને વંદના કરી, તેથી આ જગદ્વંદ્ય વેષને હું ભાવથી પણ શરણરૂપ કરૂં છું " એમ નિશ્ચય કરીને તે ગિરનાર પર્વતપર જઈ બે માસના અનશનથી કાળ કરીને દેવલોક ગયો "ઉદયન મંત્રીએ તથા સામંતાદિકે તે મુનિની શુદ્ધ પ્રશંસા કરી, જે સાંભળીને ભિક્ષુકની શ્રદ્ધા દૃઢ થઈ, તેથી તે ગિરનારપર જઈને સ્વર્ગે ગયો "

પછી સામંતાદિક સૈન્ય સહિત પાટણ આવ્યા, અને શ્રી ચૌલુક્ય [ કુમારપાળ ] રાજાને શત્રુની લક્ષ્મી વિગેરેનું પ્રાભૃત [ ભેટણું ] આપીને શ્રી ઉદયન પ્રધાનના શૌર્યની પ્રશંસા પૂર્વક તેનો સર્વ વૃત્તાંત કહ્યો પછી રાજા, સામંત વિગેરે બાહડ અને અંબડને ઘેર ગયા, અને તેમનો શોક ઉતરાવી બોલ્યા કે—

युवां यदि पितुर्भक्तौ, धर्ममर्मविदावपि ।
उदग्रियेथा तदा तीर्थे, गृहीत्वा तदभिग्रहान् ॥ १ ॥

ભાવાર્થ જો તમે બન્ને ભાઈઓ ખરેખરા પિતાના ભક્ત હો અને ધર્મના રહસ્યને જાણતા હો, તો તમારા પિતાએ ગ્રહણ કરેલા અભિગ્રહોને ગ્રહણ કરીને તે બન્ને તીર્થનો ઉદ્ધાર કરો "

ऋणमन्यदपि प्रायो, नृणां दुःखाय जायते ।
यद्देवस्य ऋणं तत्तु, महादुःखनिबंधनम् ॥ २ ॥

ભાવાર્થ—બીજું [ લૌકિક ] ઋણ પણ ઘણું કરીને મનુષ્યોને દુઃખદાયક થાય છે, તો દેવનું ઋણ તો મહા દુઃખનું કારણભૂત છે "

स्तुत्या' सुतास्त एव स्युः; पितरं मोचयंति ये ।
ऋणाद्देवऋणात्तात मोचयेथां युवां ततः ॥ ३ ॥

ભાવાર્થ—" જેઓ પોતાના પિતાને ઋણથી મુક્ત કરે છે, તે પુત્રો જ પ્રશંસા કરવા લાયક છે, તેથી તમે તમારા પિતાને દેવ-ઋણથી મુક્ત કરો "

सवितर्यस्तमापन्ने, मनागपि हि तत्पदम् ।
अनुद्धरंस्तनया; निंद्यते शनिवज्जनैः ॥ ४ ॥

ભાવાર્થ—" સવિતા[૧] અસ્ત પામ્યે સતે તેના પુત્રો જો તેના સ્થાનનો જરા પણ ઉદ્ધાર ન કરે, તો તેવા પુત્રો શનિની જેમ લોકો વડે નિંદાય છે "

૧ સવિતા એટલે સૂર્ય તથા પિતા એ બે અર્થ થવાથી—સૂર્ય અસ્ત પામે ત્યારે જો તેના સ્થાનને શનિ નામનો ગ્રહ જુએ નહીં તો તે પક્ષ રિષ્ટ ગણાય છે, એ વાત જ્યોતિષ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે

## મૂર્ખ મનુષ્યો અસાર ગ્રાહી હોય છે.

### अनुष्टुप् (१२)

मूर्खो हि जल्पतां पुंसां, श्रुत्वा वाचः शुभाशुभाः ।
अशुभ वाक्यमादत्ते, पुरिषमिव शूकरः ॥ १ ॥

જેમ ડુક્કર સારી વસ્તુ છોડી દે વિષ્ઠાને ગ્રહણ કરે છે તેમ મૂર્ખ મનુષ્ય, બોલનાર મનુષ્યોની શુભ અને અશુભ એવી વાણીને સાભળીને ( તેમાથી ) અશુભ વચનનેજ ગ્રહણ કરે છે ૧

## જેની પાસે જે હોય તેજ તે આપે.

यद्यदिष्टतम तत्तद्देय गुणवते किल ।
अत एव खलो दोषान् साधुभ्यः सम्प्रयच्छति ॥ २ ॥

" જેને જે ચીજ અગત્યની પ્રિય હોય તે તે ચીજ ગુણવાન્ પુરૂષને આપે છે " તે પ્રમાણે અધમ પુરૂષ ( પોતાને દોષ અત્યન્ત પ્રિય છે તેથી ) સાધુ પુરૂષોને દોષોનુ જ દાન કરે છે ૨

## દુર્જન કેવી રીતે ગુણને છોડીને દોષને ગ્રહણ કરે છે ?

### आर्या.

त्यजति च गुणान्सुदूरं, तनुमपि दोष निरीक्ष्य गृह्णाति ।
मुक्तालङ्कृतकेशान्, यूकामिव वानरः पिशुनः ॥ ३ ॥

જેમ નીચ એવો વાનર ( વાંદરો ) ( મોતી વગેરેથી ) સુશોભિત એવા કેશો ત્યાગ કરીને જેમ જુને ગ્રહણ કરે તેમ દુર્જન પુરૂષ ગુણોને છેટેથી ત્યાગ કરે છે. અને થોડા પણ દોષને દેખીને ગ્રહણ કરે છે ૩

## દોષ ગ્રહણ કરવામા દુર્જન અને આટીયાની સમાનતા.

### उपजाति (४५)

कर्णामृत सूक्तिरस विमुच्य, दोषेषु यत्नः सुमहान्खलस्य
अवेक्षते केल्विन [illegible] कण्ठ कजालमेव ॥ ४ ॥

प्रभविष्णुस्त्वमेकोऽपि, तीर्थोद्धारेऽसि यद्यपि ।
बन्धूनिव तथाप्यस्मान्, पुण्येऽस्मिन् योक्तुमर्हसि ॥ १ ॥

**ભાવાર્થ**—હે મંત્રીશ્વર ! આ તીર્થનો ઉદ્ધાર કરવામાં તમે એકલા સમર્થ છો, તો પણ આ પુણ્યમાં બંધુની જેમ અમને પણ જોડવાને તમે યોગ્ય છો."

पित्रादयोऽपि वच्यन्ते कदापि क्वापि धार्मिकैः ।
न तु साधर्मिका धर्मस्नेहपाशनियन्त्रणात् ॥ २ ॥

**ભાવાર્થ**- "ધાર્મિક પુરૂષો કોઈ વખત કોઈ પ્રસંગે પિતા વિગેરેને પણ છેતરે છે, પરંતુ ધર્મ સ્નેહરૂપી પાસથી બંધાયેલા હોવાથી સાધર્મિકને કદિ પણ છેતરતા નથી" તેથી અમારૂં ધન પણ આ તીર્થના ઉદ્ધારમાં વાપરીને અમને કૃતાર્થ કરો."

આ પ્રમાણે કહીને તે ગૃહસ્થો સુવર્ણાદિ દ્રવ્ય આપવા લાગ્યા, એટલે મંત્રીએ ચોપડામાં તેઓના નામ લખવા માંડ્યા, તે જોઈ ભીમે વિચાર્યું કે "મારી પાસે સાત રૂપીયા છે, પણ જો તીર્થમાં ઉપયોગી થાય તો હું કૃતાર્થ થાઉં, પરંતુ આટલી થોડી રકમ શી રીતે આપી શકાય?" ભીમ આ પ્રમાણે વિચારે છે તેવામાં મંત્રીએ તેના આકાર ઉપરથી કહ્યું કે "હે સાધર્મિક બંધુ! તમારી પણ ઇચ્છા હોય તો કાંઇક આપો. આ તીર્થના ઉદ્ધારમાં ભાગ લેવો તે મોટા પુણ્યથીજ બને તેમ છે" મંત્રીએ આ પ્રમાણે કહેવાથી ભીમે પોતાના સાતે રૂપીઆ આપી દીધા, તે લઇને ઉચિતપણામાં પ્રવીણ મંત્રીએ તેનું નામ સર્વ ગૃહસ્થોના નામની ઉપર લખ્યું તે જોઇને ગૃહસ્થોએ તેમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે મંત્રી બોલ્યા કે "આણે તો પોતાનું સર્વસ્વ આપ્યું છે અને તમે તો તમારી પુંજીનો શતાંશ પણ આપ્યો નથી, માટે તે તમારાથી અધિક છે" તે સાંભળી તે ગૃહસ્થો હર્ષ તથા લજ્જા પામ્યા

પછી મંત્રીએ ભીમને પાંચસો રૂપીયા અને ત્રણ પટ્ટકુળ (વસ્ત્ર) આપવા માંડ્યા પણ ભીમે એક કોડીના લાભથી કોટી ધન ગુમાવવા જેવું માનીને તે લીધું નહીં અને પોતાને ઘેર ગયો. તેની સ્ત્રી પિશાચણી જેવી હતી, તેથી તેની પાસે વાત કરતા ભય પામ્યો, તો પણ સર્વ વૃત્તાંત ધીરે ધીરે કહ્યો તે સાંભળીને પુણ્યના ઉદયથી સ્ત્રીએ કહ્યું કે-' તીર્થના ઉદ્ધારમાં ભાગ લીધો તે સારૂં કર્યું, અને મંત્રી પાસેથી કાંઈ લીધું નહીં તે તો ઘણુંજ સારૂં કર્યું " પછી તે સ્ત્રી પુરૂષ ગાયને બાંધવા માટે ખીલો નાખતા હતા ત્યાં પૃથ્વી ખોદતા તેમાંથી ચાર હજાર સુવર્ણ દ્રવ્યનો કળશ નીકળ્યો તે જોઇ "અહો! કેવો પુણ્યનો ઉદય છે? આ કળશ પણ પુણ્ય કર્મમાંજ આપીએ તો ઠીક" એમ વિચારીને પોતાની સ્ત્રીની સંમતિથી કળશ લઇને

પૂજાને માટે ચોવીશ ઉદ્યાન તથા ચોવીશ ગામ આપીને તળેટીમા બાહડપુર નામે ગામ વસાવ્યુ તે ગામમા ત્રીભુવનપાળવિહાર નામનો પ્રાસાદ કરાવીને તેમા શ્રીપાર્શ્વનાથનુ બિબ સ્થાપન કર્યુ તે મ ત્રીના આવા લોકોત્તર ચરિત્રથી પ્રસન્ન થઈને શ્રી હેમચદ્રાચાર્ય બોલ્યા કે—

जगद्धर्माधारः सगुरुतरतीर्थाधिकरण-
स्तदप्यर्हन्मूल स पुनरघुना तत्प्रतिनिधिः ।
तदावासश्चैत्य सचिव भवतोऽभ्युद्धृत्य तदिद
सम स्वेनोदध्रे भुवनमपि मन्यऽहमखिलम् ॥ १ ॥

ભાવાર્થ—"જગતના ધર્મનો આધાર અને મોટા મોટા તીર્થોનુ અધિકરણ અર્હત્ મૂલક છે સાપ્રત કાળમા તે અરિહતને બદલે તેની પ્રતિમા છે, તે પ્રતિમાના આવાસરૂપ ચૈત્યનો તે ઉદ્ધાર કર્યો, તેથી હુ માનુ છુ કે સચિવ ! તે તારા આત્મા સહિત આખા ભુવનનો ઉદ્ધાર કર્યો

એ પ્રમાણે સકળ સ ઘે સ્તુતિ કરાયલા વાગ્ભટ (બાહડ) મ ત્રી પાટણમા આવ્યા, અને રાજાને પ્રસન્ન કર્યા

હવે આમ્રભટે (અ બડે) પણ પિતાના શ્રેયને માટે શ્રી ભૃગુપુર (ભરૂચ)મા શકુનિકાવિહાર નામનો પ્રાસાદ કરાવવાનો આરભ કર્યો તેને માટે ખાડો ખોદતાં નર્મદા નદી પાસે હોવાથી તેનુ પાણી અકસ્માત્ તેમા ભરાઇ ગયુ તેથી સર્વ કારીગરો તેમા ડુબી ગયા તે હકીકત સાભળતા અનુકપાના સવિશેષપણાથી આમ્રભટે પોતાના આત્માની નિ દા કરતા સ્ત્રી પુત્ર સહિત તેમા ઝ પાપાત કર્યો એ પ્રમાણે પડયા છતા પણ તેના અ ગને કાઇ પણ નુકશાન થયુ નહીં અ બ તેનુ નિ સીમ સત્ત્વ જોઈને પ્રસન્ન થયેલી સ્ત્રીરૂપ કોઇ દેવીએ તેને બોલાવ્યો એટલે તેણે તેને પૂછયુ કે "તમે કોણ છો ?" તે બોલી કે "હુ આ ક્ષેત્રની અધીષ્ટાત્રી દેવી છુ તારા સત્ત્વની પરીક્ષા કરવા માટે આ સર્વ મે કર્યુ છે હે વીર ! તુ ખરેખર પ્રશ સા કરવાને યોગ્ય છે વીરપુરૂષોમા અગ્રણી છે, તારૂ સત્ત્વ અતિ ઉત્કૃષ્ટ છે, નહીં તો બીજા ઘણા માણસો છતા થોડા માણસનુ મરણ થવાથી તારી જેમ આ પ્રમાણે મરવાને કોણ તૈયાર થ ય ? આ તારા સર્વે કારીગરો અક્ષતાગજ છે તેના વિષે તુ ચિતા કરીશ નહીં હવે તારૂ ધારેલુ કાર્ય પૂર્ણ કર" ઈત્યાદિ કહીને દેવી અ તર્ધાન થઈ મ ત્રી કુટુ બ અને કારીગરો સહિત બહાર નીકળ્યો પછી દેવીને યોગ્ય બળિદાન આપીને અઢાર હાથ ઉચો શ્રી મુનિસુવ્રત સ્વામીનો પ્રાસાદ કરાવ્યો, તથા શકુનિકા મુનિ અને ન્યગ્રોધ (વડ)ની લેપ્યમય મૂર્તિઓ કરાવી આ શકુનિકાવિહારનો ઉદ્ધાર સ વત ૧૨૨૦ની સાલમા અ બડે હર્ષ પૂર્વક કરાવ્યો પછી પ્રતિષ્ઠાને

## કાળની બલીહારી.

### वसन्ततिलका (४-५)

यस्यां स केसरियुवा पदमावबन्ध, गन्धद्विपेन्द्ररुधिरारुणिताङ्गणायाम् ।
तामद्य पर्वतदरीं धुतधूम्रलोमा, गोमायुरेष वपुषा मलिनीकरोति ॥ ४ ॥

અહેકી ગયેલા અને મદવાળા હાથીઓના રૂધિરથી રાતા આગણાવાળી જે ગુફામા યુવક કેશરી વિહાર કરતો હતો, તે ગુફાને આજ વાળ ખખેરનારો શીયાળ પોતાના શરીરથી મલીન કરે છે ૪

### અલ્પજ્ઞને ઉપાલભ

इन्दुः प्रायस्यति विनङ्क्ष्यति तारकश्रीः, स्थास्यन्ति लीढतिमिरा न मणिप्रदीपाः।
अन्धं समग्रमपि कीटमणे भविष्यत्युन्मेषमेष्यति भवानपि दूरमेतत् ॥ ५ ॥

હેકીટમણિ! (પતગીયા!) ચન્દ્રમા પલાયન કરી જશે તારા મડળની શોભા વિનાશને પામશે અને અન્ધકારનુ ભક્ષણ કરનારા મણિના દિવાઓ સ્થિર રહી શકશે નહિ એટલે તેનો પ્રકાશ નહિ ટકી શકે તેથી સર્વ જગત અન્ધ થઈ જશે. તે વખતે તુ "તેજ સ્વિપણાને પામીશ આ વાત દૂર છે કારણ કે આવા વખતમા તો સૂર્યનો ઉદય થશે તે વાતની તને ખબર જ નથી

### સજ્જનના અભાવે દુર્જનનુ સામ્રાજ્ય.

### शिखरिणी.

गते तस्मिन्भानौ त्रिभुवनसमुन्मेषविरह—
व्यथां चन्द्रो नेष्यत्यनुचितमितो नास्ति किमपि ।
इदं चेतस्तापं जनयतितरामत्र यदपि,
प्रदीपाः संजातास्तिमिरहतिबद्धोद्धुरशिखाः ॥ ६ ॥

જ્યારે સૂર્ય અસ્ત થાય છે ત્યારે ત્રણ જગતની વિરહ વેદના ચદ્રને થતી નથી તેના જેવુ અયોગ્ય બીજુ શુ કહેવુ! (અર્થાત્ સૂર્યાસ્ત પછી ચદ્રોદય થાય છે) તેમજ અધકારનો નાશ કરવા સારૂ ઉચી શિખાવાળા દીવાઓ ઉત્પન્ન થાય છે તે ઉપરથી મન અતીશે સતાપ પામે છે

**સારાશ**—સૂર્યના તેજથી ચદ્રતેજ પ્રકાશે છે મટે સૂર્યાસ્ત પછી ચદ્ર પોતે પ્રકાશિત થવુ ન જોઈએ છતા કૃતજ્ઞતા ભૂલી જઈ કૃતઘ્નતા બતાવવી એથી બીજુ અયોગ્ય શુ? તેમજ જે મનુષ્ય જેમનાથી પોષાયો હોય તેમનુ મહાત્મ્ય ખડિત કરવા તૈયાર થવુ એ ઘણુજ અયોગ્ય છે

લઇને ગુરૂ આકાશ ગતિથી અતિ અ૫કાળમાજ ભરૂચની પરિસર ભૂમિએ આવી પહોચ્યા ત્યા સિધુદેવીના અનુનય માટે ગુરૂએ કાર્યોત્સર્ગ કર્યો તે દેવીએ જીહ્વા બધ કરીને ગુરૂની અવગણના કરી ત્યારે યશશ્ચદ્ર ગણિએ ખારણીયામા શાળ નાખીને તેના મુશલના પ્રહાર કરવાનુ શરૂ કર્યુ તેના પ્રથમ પ્રહારથીજ દેવીના પ્રામાદનો પ્રક પ થયો, બીજા પહ રે દેવીની મૂતિ જ તેના સ્થાનથી ઉઠીને "વજ્રપ્રહ રથી મારી રક્ષા કરો, રક્ષા કરો" એમ બોલતી પ્રભુના ચરણમા આવીને પડી આ પ્રમાણે નિરવદ્ય વિદ્યાના બળથી મિથ્યાદષ્ટિ વ્ય તર દેવીઓ ॥ દોષનો નિગ્રહ કરીને શ્રી આમ્રભટ મ ત્રીને ઉદમાલ સ્નાનવડે સજ્જ કરીને ગુરૂ સ્વસ્થાને ગયા

## તીર્થયાત્રાથી દુર્ગતિનો નાશ.

तैरात्मा सुपवित्रितो निजकुल तैर्निर्मलं निर्मित
तै· संसारमहाधकूपपतता हस्तावलम्बो ददे ।
लब्ध जन्मफल कृत च कुगतिद्वारैकसरोधन
ये शत्रुजयमुख्यतीर्थनिवह यात्रासु रूपोद्यमाः ॥ ५॥

જે મનુષ્યોયે શત્રુ જય વગેરે મુખ્ય તીર્થયાત્રામા વખાણવા યોગ્ય ઉદ્યમ કરેલો છે, તેઓએજ પોતાનો આત્મા પવિત્ર કરેલો છે, પોતાન કુળને નિર્મળ બનાવ્યુ, તેમણેજ સસારરૂપ મહાન્ અધારા કુવામા પડતા પ્રાણીઓને હસ્તાવલબન આપ્યો (ઉગાર્યા,) જન્મનુ ફળ પણ તેઓએજ મેળવ્યુ અને દુર્ગતિના બારણાનુ ઢાકણ પણ તેમણેજ કર્યું અર્થાત્ દુર્ગતિ બધ કરી છે ૩

## તીર્થયાત્રાનો પ્રભાવ

तैश्चन्द्रे लिखित स्वनाम विशद धात्री पवित्रीकृता
ते धन्याः कृतिन सतां सुकृतिनो वशस्य ते भूषण ।
ते जीवन्ति जयन्ति भूरिविभवास्ते श्रेयसा मन्दिर
सर्वांगैरपि कुर्वते विधिपरा ये तीर्थयात्रामिमा ॥ ६ ॥

જેઓ સર્વ અ ગો (કુટુમ્બ પરિવાર) સહિત વિધિ પરાયણ રહી તીર્થયાત્રા કરે છે, તેઓએજ ચ દ્રમ ડળમા ચોખ્ખુ પોતાનુ નામ લખ્યુ છે તેઓએ પોતાની માતાને અને ભૂમિને પવિત્ર કરી છે સત્પુરૂષોને પણ તે કૃતાર્થ પુરૂષો વદનીય છે, વશનુ ભૂષણ પણ ને સુકૃતિઓ જ છે, મોટા વૈભવવાળા તેઓ જ જીવે અને જય પામે છે અને સમસ્ત કલ્યાણોનુ નિવાસસ્થાન પણ તેજ છે ૪

આ પ્રમાણે તિર્થયાત્રા અને તેની સેવ કરવાની ફરજ તથા ફળ દર્શાવતા અધિકાર પૂર્ણ કરવામા આવે છે



દુ ખ આવવુ, ભિખ માગી આજીવિકા ચલાવવી, મૂર્ખતા ( જડ બુદ્ધિ ) કે અનેક પ્રકારના રોગો, મરણ અને પ્રવાસ સબન્ધી દુ ખ એ સર્વ મનુષ્યોને સારા છે પરતુ સદાચાર ( શુદ્ધ ચારિત્ર ) નુ ઉલ્લઘન કરવુ સારૂ નથી ૩

## નિર્ધન વિગેરેના સુખના સ્થાન.

गतार्थसार्थस्य वर विदेशो, भ्रष्टप्रतिज्ञस्य वर विनाशः ।
कुबुद्धिसगाद्वरमेकताद्रौ, वरं दरिद्री बहुपापचित्तात् ॥ ४ ॥

જેના ધનનો જથો ચાલ્યો ગયો છે એવા મનુષ્યને વિદેશમા વસવુ સારૂ છે, પ્રતિજ્ઞા ભ્રષ્ટ એવા મનુષ્યનુ મરણ સારૂ છે, કુબુદ્ધિવાળા પુરૂષોના સગ કરતા પર્વતમા એકતા કરી પત્થર જેવા બની રહેવુ સારૂ છે અને ઘણા પાપોમા ચિત્ત રાખનારા ( ધન વ્ય ) કરતા દીન ( ગરીબ ) મનુષ્ય ઉત્તમ છે ૪

## અગ્નિ કરતા ક્રોધાગ્નિમા ઉષ્ણુતા

कोपस्य सगाद्वरमग्निसेवनं, मनोऽभिपङ्गाद्वरमद्रिलङ्घनम् ।
सछद्मबुद्धेर्वरमल्पबुद्धिता, गर्तानिपातो वरमुग्रलोभतः ॥ ५ ॥

ક્રોધના સગ કરતા અગ્નિનુ સેવન કરવુ ( એટલે તેમા બળી મરવુ ) સારૂ છે મનને વશ કરવા કરતા પર્વતનુ ઉલ્લઘન કરવુ સારૂ છે, ( એટલે મન વશ કરવુ દુષ્કર છે ) કપટી બુદ્ધિવાળા મનુષ્ય કરતા અલ્પબુદ્ધિવાળાપણુ સારૂ છે અને ઉગ્ર એવા લોભ કરતા ગર્તા ( ખાડા ) મા પડવુ સારૂ છે ૫

## ઉત્તમતાની કસોટી.

### इन्द्रवज्रा

गेही वरं नैव कुशीलवर्ती, मूर्खो वर मा विबुधः प्रमादी ।
अन्धो वर मा परवित्त दृष्टि, मूको वर मा बहुकूटभाषी ॥ ६ ॥

ગૃહસ્થાશ્રમી પુરૂષ ઉત્તમ છે પરતુ કુત્સિત ચરિત્રવાળો યતિ ઉત્તમ નથી, મૂર્ખ પુરૂષ ઉત્તમ છે પણ પ્રમાદરાખનાર વિદ્વાન્ પુરૂષ ઉત્તમ નથી, આધળો મનુષ્ય ઉત્તમ છે, પણ બીજાના ધનમા દૃષ્ટિ ( નજર ) રાખનાર ઉત્તમ નથી, મુગો મનુષ્ય ઉત્તમ છે, પરતુ ઘણા કૂટ (અસત્ય) ભાષણ કરનાર મનુષ્ય ઉત્તમ નથી ૬

## અનાચારથી બચવા ઉત્તમ માર્ગ.

### वंशस्थ

वर च दास्य विहितान्यमार्गणाद्वर च शस्त्र्या न परस्त्रियां गमः ।
वरं विप मा गुरुदेववञ्चनं, वर विनाशो न कलङ्कि जीवितम् ॥ ७ ॥

## આગમનથી સિદ્ધિ

### मालिनी

रुचिरकनकधाराः प्राङ्गणे तस्य पेतुः प्रवरमणिनिधानं तद्गृहान्तः प्रविष्टम्‌ ।
अमरतरुलतानामुद्गमस्तस्य गेहे भवनमिह सहर्षं यस्य पस्पर्श सङ्घः ॥२॥

જેમના ઘર પ્રત્યે સંઘ આનંદ પૂર્વક જાય છે (ઘરનો સ્પર્શ કરે છે) તેના આ ગણામાં સુંદર સુવર્ણની વૃષ્ટિ થાય છે ઉત્તમ મણિઓનો ભંડાર તેમના ઘરમાં પેસે છે અને તેના ઘર સમીપ કલ્પવૃક્ષની વેલનો ઉદ્ભવ થાય છે તેમ જાણવું ૨

### સર્વ ગુણનું સ્થાન શ્રી સંઘ.

#### शार्दूल–( ३–८ )

रत्नानामिह रोहणक्षितिधरः खं तारकाणामिह
स्वर्गः कल्पमहीरुहामिव सरः पङ्केरुहाणामिव ।
पाथोधिः पयसामिवेन्दुमहसां स्थानं गुणानामसा
वित्यालोच्य विरच्यतां भगवतः सङ्घस्य पूजाविधिः ॥ ३ ॥

જેમ રત્નોનું સ્થાન રોહણાચળ પર્વત છે, તારાઓનું સ્થાન આકાશ છે, કલ્પવૃક્ષનું સ્થાન સ્વર્ગ છે, કમળોનું સ્થાન સરોવર છે, ચંદ્રના તેજ સમાન પાણીનું સ્થાન સમુદ્ર છે, તેમ સર્વ ગુણોનું સ્થાન ચતુર્વિધ (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિક,) સંઘ છે એમ જાણીને તે ઉત્તમ પ્રકારના સંઘની પૂજા ( યોગ્ય સત્કારથી સેવા ) કરવી ૩ +

### સંઘમાં રહેલી પવિત્રતા.

* यः संसारनिरासलालसमतिर्मुक्त्यर्थमुत्तिष्ठते
यन्तीर्थं कथयन्ति पावनतया येनास्ति नान्यः समः ।
यस्मै तीर्थपतिर्नमस्यति सतां यस्माच्छुभं जायते
स्फूर्तिर्यस्य परा वसन्ति च गुणा यस्मिन्स सङ्घोऽर्च्यताम्‌ ॥ ४ ॥

જે સંઘ, સંસારની લાલસાનો ત્યાગ કરનારો છે અને મુક્તિ આપવાને તત્પર છે, પોતાની પવિત્રતાને લીધે પોતે તીર્થસ્વરૂપ છે, જે સંઘની બરોબર બીજો

---

+ ૩ થી ૬ સિંદૂર પ્રકર

* આ શ્લોકમાં સાતે વિભક્તિનો સમાવેશ કર્યો છે ( य ) પદ લઈને શરૂ કર્યું છે તે ( यस्मिन् ) પદ ઓથી સમાપ્તિ કરી છે એ પણ શ્લોક કર્તાની નિપુણતા છે

પાણીની તરશ લાગે વિખ તણુ પીધુ પાન, એવુ પાન પીધાથી ન પીધુ તેજ સારૂ છે,
કહે દલપત્ત ઠગવા પ્રભુનુ લીધુ નામ, એવુ નામ લીધાથી ન લીધુ તેજ સારૂ છે ૧

## ખલ પુરૂષ પોતાના મોટાં પણો દૂષણ જોતો નથી.

### अनुष्टुप्

खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति ।
आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥ १ ॥

ખળ પુરૂષ બીજાનુ નાનામા નાના સર્ષપાના દાણા ( એક જાતનુ ધાન્ય ) જેવડુ છિદ્ર હોય તો પણ તેને જોઇને ( જગતમા જાહેર કરે છે ) પણ પોતાના છિદ્રો બીલા ( એક જાતના ફળો ) જેવડા હોય તે તે જોયા કરે તો પણ જાણે જોતો જ નથી (એમ માને છે ત્યારે જાહેર તો કયાથી કરે?) ૧

### કવિત.

## મુર્ખ ઊંટની આત્મ શ્લાઘા.

ઉંટ કહે આ સમયમા વાંકા અંગવાળા ભુંડા,
ભૂતળમા પક્ષીઓ ને પશુઓ અપાર છે,
બગલાની ડોક વાંકી પોપટની ચાંચ વાંકી
કુતરાની પુછડીનો વાંકો વિસ્તાર છે
વારણની સુંઢ વાંકી વાઘના છે નખ વાંકા,
ભેંશને તો શીંગ વાંકા શીંગડાનો ભાર છે,
સાભળી શીયાળ બોલ્યો દાખે દલપતરામ,
અન્યનુ તો એક વાંકુ આપના અઢાર છે ૨

## હંસ અને કાગડાનો સંવાદ.

### મનહર છંદ

કાગ કહે નામ મારો હંસથી રસિક રૂડો,
અંગતણો રંગ પણ જાણનાર જાણશે,
મરદની મુછે રંગ હોય હંસ અંશ જેવો,
રંગ બાંધી, રંગ મુજ અંગ તુલ્ય આણશે,
પતિવ્રતા પતનિનો પતિ પરદેશ હોય,
પતિજથી તે તો મારા બોલને પ્રમાણશે,
શું કહુ વિશેષ વાત સુણો દલપતરામ,
વિવેક વિનાના લોક હંસને વખાણશે

સુશ્રાવકોયે જેતાથી અપયશ મેળવાય, જેથી અધોગતિ થાય અને જેથી સ્વાર્થ ભ્રષ્ટ થવાય તેવુ કર્મ આચરવુ નહિ ૧

### દેશ વિરતિ ચારિત્રની જરૂર

जिनशासनावतंसाः शङ्खाद्याः श्रावकाः पुरा जाताः ।
अधिगम्य देशविरतिं सन्तु भवन्तोऽपि तादृशाः ॥ २ ॥

શ્રી જીનશાસનના ભૂષણ રૂપ શ ખ વગેરે શ્રાવકો પૂર્વે દેશવિરતિ ચારિત્ર મેળવીને શ્રી જિનશાસનના આભૂષણ રૂપ થયા છે માટે તમે પણ તેવા થાઓ ૨

### શ્રાવકના મુખ્ય કર્તવ્ય

जिणपूआ मुणिदाणं इत्ति अमित्त गिहीण सचरिअ ।
जइ एयाओ भट्ठो तो भट्ठो सयलसुरकाणम् ॥ ३ ॥

જિનેશ્વર ભગવાનની પૂજા કરવી, મુનિઓને દાન દેવુ એ ગૃહસ્થ આટલુ સચ્ચરિત્ર છે જો તે ( પૂજનાદિકથી ) ભ્રષ્ટ થાય તો તે સર્વ સુખથી ભ્રષ્ટ થાય છે ૩

### સ સારીના સાત સુખ.

### इन्द्रवज्रा

स्थाने निवासः सुकुलं कलत्र पुत्रः पवित्रः स्वजनानुरागः ।
न्यायात्तवित्तं स्वहितं च चित्तं निर्दम्भधर्मश्च सुखानि सप्त ॥४॥

સ્થાનમા નિવાસ, કુળવાન સ્ત્રી, પવિત્ર પુત્ર, પોતાના કુટુમ્બી જેનમા પ્રીતિ, ન્યાયથી ઉપાર્જીત કરેલુ દ્રવ્ય, પોતાનુ હિતચાહનારૂ મન અને દભ વગરનો ધર્મ આ સાત માનવ સુખો છે અને શ્રાવકોને તે સહજ છે કારણ કે ધર્મ રૂપિ વૃક્ષના તે અ કુરા છે ૪

### શ્રાવકોનુ નિવાસે સ્થાન

### स्वागता

तत्र धाम्नि वसेद्गृहमेधी सम्पतंति खलु यत्र मुनीन्द्राः ।
यत्र चैत्यगृहमस्ति जिनानां श्रावकाः परिवसन्ति च यत्र ॥५॥

ગૃહસ્થ શ્રમી શ્રાવકોએ જે સ્થાનમા મુનીન્દ્રો પધારતા હોય, જ્યા શ્રી જૈન ધર્મના પાસે મન્દિરો હોય અને જે જગ્યાએ શ્રાવકો નિવાસ કરતા હોય તેવા સ્થાનમા વાસ કરવો. ૫

## દુર્જન તથા મચ્છર બેઉ સદશ છે.

### वसन्ततिलका.

प्राक् पादयोः पतति खादति पृष्ठमांसं,
कर्णे कल किमपि रौति नैर्यविचित्रम् ।
छिद्रं निरूप्य सहसा प्रविशत्यशङ्कः
सर्वं खलस्य चरितं मशकः करोति ॥ ५ ॥

મચ્છર દુષ્ટ પુરૂષની માફક પગમા પડે છે, વાસાના ભાગમા માસમાથી બટકા ભરે છે, કાન પાસે વિચિત્ર પ્રકારનો સુ દર શબ્દ કરે છે અને છિદ્ર જોઇને શ કા રહિત થઇ એકદમ તેમા પ્રવેશ કરે છે, તેમ ખળ પુરૂષ પણ પ્રથમ પગમા પડી નમન કરે છે, પાછળથી મારવાના ઉપાયો રચે છે, કાનને પ્રિય લાગે તેવી વિચિત્ર પ્રકારની વાર્તાઓ કહે છે ને પરિણામે છિદ્ર (દોષ) જોઇ નિ શ ક થઈ તેમા પ્રવેશ કરે છે અર્થાત્ દોષોને જાહેર કરી માન ખ ડન કરે છે ૫

## વિષમય દુર્જન

### अनुष्टुप् (૧ થી ૫)

तक्षकस्य विषं दन्ते मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छं सर्वाङ्गे दुर्जनो विषम् ॥ १ ॥

સર્પને દાઢમા, માખીને માથામા અને વીંછીને પૂછડામા ઝેર હોય છે, પણ દુષ્ટ પુરૂષના તો સર્વ અ ગમા ઝેર રહેલુ છે ૧

## કાટા કરતા ખલની દુષ્ટ ક્રિયાની પ્રબલતા

मुखेनैकेन विध्यन्ति, पादमेकस्य कण्टकाः
दूरान्मुखसहस्रेण, सर्वप्राणहराः खलाः ॥ २ ॥

કાટાઓ એકજ મોઢેથી મનુષ્યના પગને વીધી નાખે છે, પરતુ ખલ પુરૂષો તો છેટે રહીને હજાર મ્હોઢેથી સર્વ મનુષ્યોના પ્રાણોનુ હરણ કરી લે છે ૨

## કવિ વિધાતાની કૃતિમા વિતર્ક કરે છે

निर्माय खलजिह्वाग्रं, सर्वप्राणहरं नृणाम् ।
चकार किं वृथा शस्त्रविषवह्नीन्प्रजापतिः ॥ ३ ॥

* ૧ થી ૬ સુભાષિત રત્ન ભાડાગાર

प्रीतिः साधुषु बन्धुता बुधजने जैने रतिः शासने
यस्यैव भवभेदको गुणगणः सः श्रावकः पुण्यभाक् ॥९॥

હૃદયમાં સર્વ જાણનાર પ્રભુનોવાસ, વાણીમા તે સર્વજ્ઞ પ્રભુના ગુણગણોનુ ચિંતવન, શરીરથી દેશ વ્રતીપણુ, ધર્મમા તત્પરતા પગથણુ વૃત્તિ, નમવા યોગ્ય (વખાણવા લાયક) બોધનુ શ્રવણ, ડાહ્યામાણસોમા વખાણવા પણુ, સત્પુરૂષોમા પ્રીતિ, વિદ્વાનોમા મિત્રતા, શ્રી જૈન શાસનમા પ્રીતિ આવી રીતના સસારછેદક જેના ગુણગણો હોય તે શ્રાવક પુણ્યનો ભોકતા જાણવો ૯

## ઉત્તમ શ્રાવકોનો ધર્મ.

त्रैकाल्य जिनपूजन प्रतिदिन सघस्य सन्मानन
स्वाध्यायो गुरुसेवन च विधिना दान तथावश्यकम् ।
शक्त्या च व्रतपालन वरतपो ज्ञानस्य पाठस्तथा
सैष श्रावकपुङ्गवस्य कथितो धर्मो जिनेन्द्रागमे ॥१०॥

ત્રિકાલ (પ્રાત મધ્યાહ્‍ન સાયં=સવાર બપોર સાજ) શ્રી જીનેન્દ્ર ભગવાનનુ નિત્ય પૂજન, સઘનુ સન્માન શાસ્ત્રાભ્યાસ, ગુરૂનુ સેવન, વિધિ પ્રમાણે દાન તથા આવશ્યક (પ્રતિક્રમણ) શક્તિ મુજબ વ્રતપાલન, ઉત્તમ તપ તેમજ જ્ઞાનનો પાઠ વગેરેનુ આચરવુ તે આ શ્રી તીર્થંકર પ્રણીત શાસ્ત્રમા ઉત્તમ શ્રાવકનો ધર્મ કહેલો છે ૧૦

## કર્તવ્ય નિષ્ઠ શ્રાવક

हस्ते दानविधिर्मनो जिनमते वाच सदा सूनृते
प्राणाः सर्वजनोपकारकरणे वित्तानि चैत्योत्सवे ।
येनैव विनियोजितानि शतशो विश्वत्रयीमण्डन
धन्यः कोऽपि स विष्टपैकतिलक काले कलौ श्रावकः ॥११॥

હાથ દાન કાર્યમા, મન શ્રી જૈન મતમા, વાણી હમેશા સત્યમા, પ્રાણ સમસ્ત પ્રાણીઓના ઉપકાર કરવામા અને દ્રવ્ય શ્રી જૈન મન્દિરોના ઉત્સવમા જેમણે એમ સેંકડો વખત રોકેલા છે, તે ત્રણ લોકના મડન, ભુવનમા તિલકરૂપ, કલિકાલમા ધન્ય શ્રાવક જાણવો ૧૧

## મોક્ષાભિલાષી શ્રાવકનોધર્મ.

कर्त्तव्या देवपूजा शुभगुरुवचन नित्यमाकर्णनीय
दानदेय सुपात्रे प्रतिदिनममल पालनीय च शीलम् ।

મધુર વાણી પણ ખલના મુખમાં જતા વિગુણ થઈ જાય છે.

आर्या (१-२)

सगुणापि हन्त विगुणा, भवति खलास्याद्विचित्रवर्णापि।
आखुमुखादिव शाटी पदपरिपाटी कवे कापि ॥ १ ॥

ગુણ (દોર) વાળી વિચિત્ર પ્રકારના રંગથી રંગિત સાડી ઉંદરના મુખ થકી (ઉંદરના કાપવાથી) વિગુણ (દોરા વગરની) જેમ થઈ જાય છે, તેમ કાવ્યના રસ તથા અલંકારવાળી ઝડઝમક અક્ષરવાળી કવિની કવિતા, દુર્જનના મુખથી (દુર્જનના બોલવાથી) વિગુણ વિરસ થાય છે ૧

દુર્જનો સુજનના હૃદયમા પણ પોતાના ખલત્વની અસર કરી દે છે.

सुजनानामपि हृदय, पिशुनपरिष्वगलिप्तमिह भवति।
पवनः परागवाही, रथ्यासु वहन्रजस्वलो भवति ॥ २ ॥

જેમ પુષ્પની સુગંધીવાળો પવન (જો) શેરીઓમા ફરે છે, તો રજવાળો (ધૂડની સુગંધીવાળો) થાય છે તેમ સત્પુરૂષોનુ હૃદય પણ દુષ્ટ મનુષ્યના સમાગમથી લેપાયેલુ (દુષ્ટ) થઈ જાય છે ૨

આ પ્રમાણે દુર્જન પુરૂષોના વિવિધ ત્યાજ્ય લક્ષણો દર્શાવીને આ દુર્જન નિંદા અધિકાર પૂર્ણ કરવામા આવે છે



# कुसंगति आधिकार.



જગતમા જેમ સત્સંગથી ઉત્તમ ફલની પ્રાપ્તિ થાય છે તેમ કુસંગથી મનુષ્યને નરકાદિની પ્રાપ્તિ થાય છે માટે દરેક વ્યક્તિએ સર્વત્ર વ્યવહાર કરતા તેમા કુસંગનો નથી? આ બાબતનો પ્રથમ વિચાર કરી ને જો તે વ્યવહાર કુસંગ રહિત હોય તો તેમા જોડાવુ તેમ નવ યુવકોને વેશ્યા સ્ત્રી તથા તેના સંગી પુરૂષના સંગથી મહા નરક પાત્ર થાય છે માટે તેનાથી બરાબર ચેતીને ચાલવુ આ વિષયની વધારે સમજ માટે આ અધિકારમા બતાવવામા આવ્યુ છે કે જડ પદાર્થને પણ સંગની અસર થાય છે, તો ચેતન પ્રાણી મનુષ્યને કેમ ન થાય? અને એવ પોતાનં હિત ઇચ્છનાર પુરૂષે સર્વત્ર કુસંગથી ડરી

## ગુરૂભક્તિ

चिंतइ जइकज्जाइ नदिट्ठखलिओवि होइ निन्नेहो।
एगंतवच्छलो जइजणस्स, जणणीसमो सड्ढो ॥ १५ ॥ *

જે યતિના કામની સંભાળ લ્યે, ભૂલ દેખે તોપણ પ્રીતિ ન મૂકે અને સાધુજનોનો એકાંત સહૃત હોય તે માતા સમાન શ્રાવક જાણો. ૧૫

## મુનિ પ્રેમ.

हियए ससिणेहोविय मुणीण मंदायरो विणयकम्मे।
भाइसमो साहूण पराभवे होइ सुसहाओ ॥ १६ ॥

જે હૃદયમાં સ્નેહવાન્ છતા મુનિઓના વિનય કર્મમાં ઓછા આદરવાળો હોય તે ભાઈ સમાન જાણવો, તે મુનિને પરાભવ થતા વખત મહાયકારી થાય છે ૧૬

## સાધુમૈત્રી.

मित्तसमाणो माणा ईसिं रूसइ अपुच्छिओ कज्जे।
मनंतो अप्पाण मुणीण सयणाउ अब्भहियं ॥ १७ ॥

જે માન યુક્ત હોઇ કાર્યમા નહિ પૂછતા જરા રીસ ધરે અને પોતાના મુનિઓને ખરેખરા સગા કરી ગણે તે મિત્ર સમાન જાણવો ૧૭

## ગુરૂ શ્રદ્ધા

गुरुभणियो सुत्थो बिंबिज्जइ अवितहो मणे जस्स।
सो आयंससमाणो सुसावओ वन्निओ समए ॥ १८ ॥

ગુરૂનો કહેલ સૂત્રાર્થ જેના મનમા ખરેખરો પેસી જાય તે આરીસા સમાન સુશ્રાવક શાસ્ત્રમા કહેલ છે ૧૮

## સાધુ ભાવના.

पडिवन्नमसग्गाह नमुयइ गीयत्थसमणुसिट्ठो वि।
थाणुसमाणो एसो अपओसी मुणि जणे नवर ॥ १९ ॥

જે ગીતાર્થે સમજાવ્યા છતા પણ લીધેલા હઠને નહિ છોડે તે થાણુ સમાન જાણવો, તે મુનિજનપર અદ્વેષી હોય છે ૧૯

* ૧૫ થી ૧૮ ધર્મરત્ન પ્રકરણ ભાગ પહેલે.

### કુસંગી પોતાના આશ્રય સ્થાનનો નાશ કરે છે.

यथा गजपतिः श्रान्तश्छायार्थी वृक्षमाश्रितः ।
विश्रम्य तं द्रुमं हन्ति, तथा नीचः स्वमाश्रयम् ॥ ४ ॥

જેમ થાકી ગયેલો હાથી છાયાને માટે વૃક્ષનો આશ્રય કરી તેજ વૃક્ષને હણી નાખે છે તેમ નીચ મનુષ્ય પોતાને આશ્રય આપનારને હણી નાખે છે ૪ *

### કુસંગનું ફલ.

तेजोमयोऽपि पूज्योऽपि, यातिना नीचधातुभिः ।
लोहेन सङ्गतो वह्निः सहते घनताडनम् ॥ ५ ॥

અગ્નિ તેજોમય અને પૂજ્ય છે તો પણ નીચ ધાતુઓની સાથે મલવાથી હથોડાવડે ઘાટા પ્રહારને સહન કરે છે તેમ સુજનને દુર્જનના સંગથી સંકટ સહન કરવું પડે છે ૫

### મૂર્ખનો સંગ ઇંદ્રભવનમાં પણ ઉત્તમ નથી.

वरं पर्वतदुर्गेषु, भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसंसर्गः, सुरेन्द्रभवनेष्वपि ॥ ६ ॥

અરણ્ય તથા પર્વતને વિષે કે વનના પશુઓની સાથે ભટકવું સારૂં છે, પણ ઇંદ્રભુવન-સ્વર્ગમાં મૂર્ખ મનુષ્યનો સહવાસ સારો નથી ૬

### ઉચ્ચ પુરૂષને કુદરતી નીચ સંગની આપત્તિ.

महतामप्यहो दैवाद्, दुर्वारा नीचसङ्गतिः ।
कर्पूरस्य कथं न स्याद्गारेण समं रतिः ॥ ७ ॥

જેમ કપૂરને અગ્નિની સાથે રતિ (સંયોગ) થાય છે, એટલે કપૂરને આર્તિ કરવામાં અગ્નિથી સળગાવવામાં આવે છે તેમ મહાન્ પુરૂષોને પણ દૈવથી નીચ મનુષ્યની સંગત થાય છે તે દુર્વાર ( દુ ખે કરી નિવારણ કરી શકાય તેવી ) છે ૭

### ખળની મીત્રતાનું ફળ.

#### आर्या (૮-૯)

पात्रमपात्रीकुरुते दहति गुणं स्नेहमाशु नाशयति ।
अमले मलं नियच्छति, दीपज्वालेव खलमैत्री ॥ ८ ॥

* ૪ થી ૭ સૂક્તિમુક્તાવલી.

**શબ્દાર્થ**—જ્ઞાનીઓ, ઉર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્લોક વિવર્તી સર્વ ભાવને સુખાએ વર્તમાન હોય તેમ, શાસ્ત્રનેત્રે કરીને જુએ છે ૨

**વિવેચન**—શાસ્ત્રનુ યથાર્થ જ્ઞાન જેને થયેલુ છે તે પૂર્વોક્ત શાસ્ત્રરૂપ નેત્રે કરીને, ઉર્ધ્વ એટલે દેવલોકાદિરૂપ, અધ એટલે નરકાદિરૂપ અને તિર્યગ્ જ્યોતિષ ચક્ર દ્વીપ સમુદ્રાદિરૂપ જે લોક-સકલ વિશ્વ તેને વિષે ઉદ્વર્તન અપવર્તનરૂપ વિવિધ પરિણામનુ પરિણમન જેને છે એવા ભૂત ભવિષ્યરૂપ સર્વ ભાવને પદાર્થોને અને તેના ધર્મને નજરની પાસે જાણે હોય તેમ દેખે છે, માટે શાસ્ત્રચક્ષુ પરમ ઉપકારી છે ૨

## વીતરાગનુ વચન તેજ શાસ્ત્ર.

शासनात् त्राणशक्तेश्च बुधैः शास्त्र निरुच्यते ।
वचन वीतरागस्य तत्तु नान्यस्य कस्यचित् ॥ ३ ॥

**શબ્દાર્થ**—શીખવાથી અને રક્ષા કરવાથી પડિતો શાસ્ત્ર કહે છે તેવા શાસ્ત્ર વીતરાગના વચન છે બીજા કોઈનુ વચન શાસ્ત્ર થતું નથી ૩

**વિવેચન**—નિકૃષ્ટને હિતકારી સત્યધર્મમા અને યથાર્થ વસ્તુ સ્વરૂપના જ્ઞાનાદિ સાધનમા જે પ્રવર્તે છે તે શાસન કહેવાય છે કે જે જીવોને ધર્મશિક્ષણ આપી ત્રાણ એટલે દુર્ગતિમા પડનારાઓની પાપ પ્રવૃત્તિનો નિષેધ કરી રક્ષણ કરે છે, તે કાર્યમા અન્વય સારૂપ, રાગાદિ ભેદનશક્તિ વગેરે જેના યોગથી થાય તેવા તત્વજ્ઞાનના પડિતોના વચનને શાસ્ત્ર કહે છે અને તે શાસ્ત્ર પૂર્વોક્ત લક્ષણથી વીતરાગના વચનરૂપ છે વીતરાગ એટલે રાગ દ્વેષ, મોહ જેને નથી તે આવા નિરવદ્ય વીતરાગના વચનનુ અનુયાયિત્વ જેને નથી એવા કોઇ પ્રાણી માત્રનુ વચન પ્રમાણ નથી, કારણકે તેઓ રાગાદિએ સહિત છે અને રાગ-દ્વેષ એ મિથ્યા વચનનુ ઉત્પત્તિ સ્થાન છે ૩

## શાસ્ત્રસેવાથી સિદ્ધ.

शास्त्रे पुरस्कृते तस्माद् वीतरागः पुरस्कृतः ।
पुरस्कृते पुनस्तस्मिन् नियमात् सर्व सिद्धय॰ ॥ ४ ॥

**શબ્દાર્થ**—તે કારણથી શાસ્ત્ર પુરસ્કૃત કર્યે સતે, વીતરાગ પુરસ્કૃત થાય છે અને વીતરાગ પુરસ્કૃતે સતે, નિશ્ચયથી સર્વ સિદ્ધિઓ થાય છે ૪

**વિવેચન**—પૂર્વોક્ત કારણથી વીતરાગના વચન રૂપ શાસ્ત્ર પુરસ્કૃત અગ્રેસરી કરવાથી એટલે બહુમાન પૂજાએ કરીને પૂજિત કરવાથી વીતરાગ અગ્રેસરી કરાય છે. અને અર્હત પરમાત્માનો અગ્રેસરી હૃદયને વિષે નિવેશિત કર્યે સતે—જીવને નિશ્ચયે કરીને અશેષ કેવલ જ્ઞાનાદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે ૪

## સરલને કુટિલના સંગથી હાનિ.

### शिखरिणी. ( १२-१३ )

स्वपक्षच्छेदं वा समुचितफलभ्रंशमथवा,
समूर्नेर्भङ्गं वा पतनमशुचौ नाशमथवा ।
शरः प्राप्नोत्येतान् हृदयपथसंस्थोऽपि धनुष
ऋजोर्वक्राश्लेषाद्भवति खलु सुव्यक्तमशुभम् ॥ १२ ॥

વાંકા ( કુટિલ ) પદાર્થનો આશ્રય કરવાથી સરલ મનુષ્યને નક્કી પ્રસિદ્ધ રીતે અશુભ ( અકલ્યાણ )ની પ્રાપ્તિ થાય છે ત્યાં દૃષ્ટાન્ત આપે છે કે સરલ એવું બાણ વાંકા એવા ધનુષના હૃદયમાં ( મધ્ય ભાગમાં ) રહેલ છે તો પણ તે તેનાથી કે કાતા પોતાની પાંખોના ભંગને ( મનુષ્ય પક્ષે પોતાના પક્ષરૂપ એવા ભાઈ વગેરેના નાશને ) યોગ્ય એવા ફલા ( અગ્રભાગ ) ના નાશને ( મનુષ્યપક્ષે પોતાના પુણ્યકર્મના સંયોગથી પ્રાપ્ત થયેલ ઉત્તમ એવા ફલના નાશને ) પોતાના શરીરના નાશને અથવા અપવિત્ર સ્થાનમાં પડવાને ( મનુષ્યપક્ષે નરકમાં પડવાને ) અથવા નાશને ( મનુષ્યપક્ષે મૃત્યુને ) પ્રાપ્ત થાય છે ૧૨

### કુસંગીના સંગથી ઉત્પન્ન થતી દુર્જનતા.

वरं क्षिप्तः पाणिः कुपितफणिनो वक्रकुहरे,
वरं झम्पापातो ज्वलदनलकुण्डे विरचितः ।
वरं प्रासप्रान्तः सपदि जठरान्तर्विनिहितो,
न जन्यं दौर्जन्यं तदपि विपदां सद्म विदुषा ॥ १३ ॥

કોપાયમાન થયેલા એવા સર્પના મુખ વિવરને વિષે હાથ નાખ્યો હોય તે સારૂ, પ્રજ્વલિત એવા અગ્નિ કુંડને વિષે ઝંપાપાત કર્યો હોય તે સારો, કુંતના અગ્રભાગ તત્કાલ ઉદરના મધ્યભાગને વિષે નાખ્યો હોય તે સારો પણ પંડિતજને કુસંગીનો સંગ કરવો સારો નથી, કારણ કે તે આપત્તિનું ગૃહ છે ૧૩

### મોહક સ્ત્રીમાં ફસાયેલ કામાવ પુરૂષને ભમરાની અન્યોક્તિ.

### मन्दाक्रान्ता

गन्धैराढ्या जगति विदिता केतकी स्वर्णवर्णा,
पद्मभ्रान्त्या क्षुधितमधुपः पुष्पमध्ये पपात ।
अन्धीभूतस्तदनु रजसा कण्टकैश्छिन्नपक्षः,
स्थातुं गन्तुं क्षणमपि सखे नैव शक्तो द्विरेफः ॥ १४ ॥

## કુત્સિતશાસ્ત્રની પીછાણ

आप्तोपज्ञमनुल्लङ्घ्यमदृष्टेष्टविरोधकम् ।
तत्त्वोपदेशकृत्सार्वं शास्त्रं कापथघट्टनम् ॥ ८ ॥

આપ્ત (સત્ય વક્તા) એવા શ્રી જિનેન્દ્ર ભગવાનનું માહિજ્ઞાન કોઈ પણ શાસ્ત્રથી ઓળંગાય તેમ નથી છતા પણ જે શાસ્ત્ર મોક્ષસુખના વિરોધરૂપ છે અને તત્વનો ઉપદેશ કરનાર તરીકે વર્તી રહ્યુ છે, તે બધું શાસ્ત્ર કુત્સિત (અતાબ) માર્ગનો ઉપદેશ (ઘટ્ટના) કરવાવાળુ છે એમ જાણવુ ૮

## મિથ્યા શાસ્ત્રથી સાવચેતી.

अहो सति जगत्पूज्ये लोकद्वयविशुद्धिदे ।
ज्ञानशास्त्रे सुधी. क. स्वमसच्छास्त्रैर्विडम्बयेत् ॥ ९ ॥

આશ્ચર્ય છે કે—જગતમા પૂજ્ય (પૂજનને યોગ્ય) ઐહિક પારલૌકિક એમ બે લોકની શુદ્ધિનુ દાન કરનાર જ્ઞાનશાસ્ત્ર વિદ્યમાન છે તો કયો ઉત્તમ ધ્યાન કરનારો પુરૂષ પોતાના આત્માને મિથ્યા શાસ્ત્રોથી છેતરે ? અર્થાત કોઈ પણ ન છેતરે ૯

## રક્ષણ માટે સાવચેતી.

भग्नपृष्ठकटिग्रीवास्तब्धदृष्टिरधोमुखम् ।
कष्टेन लिखितं शास्त्रं यत्नेन परिपालयेत् ॥ १० ॥

વાંસો, કડ, ડોક, બુદ્ધિ અને નજરને ભાગીને હેઠું મુખ નાખી જે પુસ્તક (શાસ્ત્ર) કષ્ટથી લખ્યુ છે, તેનુ (સુજ્ઞપુરૂષે) યત્નથી પરિપાલન કરવુ ૧૦

## શાસ્ત્ર રક્ષણ.

तैलाद्रक्ष्य जलाद्रक्ष्य रक्ष्य शिथिलबन्धनात् ।
मूर्खहस्ते न दातव्यमेवं वदति पुस्तकम् ॥ ११ ॥

(પુસ્તકની) તેલથી રક્ષા કરવી, પાણીથી રક્ષા કરવી, શિથિલ (શિખળ વિખળ) એવા બંધનથી રક્ષા કરવી અને મૂર્ખ મનુષ્યના હાથમા ન આપવુ એમ પુસ્તક પોતે કહે છે ૧૧

## જિનવચનમા શાંતિ.

### वसन्ततिलका

मोहं धियो हरति कापथमुच्छिनत्ति संवेगमुन्नमयति प्रशमं तनोति ।
सूतेऽनुरागमधिकं मुदमादधाति जैनं वच. श्रवणतः किमुनो विधत्ते ॥१२॥

જે અકલ્યાણ કુસંગતિથી થાય છે તે બીજી કોઇ રીતે થતું નથી.

शार्दूलविक्रीडित. (१७-२०)



न व्याघ्रः क्षुधयातुरोऽपि कुपितो नाशीविषः पन्नगो
नारातिर्बलसत्वबुद्धिकलितो मत्तः करीन्द्रो न च ।
न शक्नोति न रुष्टमत्र नृपतिः कण्ठीरवो नोद्धुरो,
दोष दुर्जनसङ्गतिर्वितनुते य देहिना निन्दिता ॥ १७ ॥

નિન્દિત એવી દુર્જન પુરૂષોની સંગતિ મનુષ્યોના સંબન્ધમાં જે દોષ ઉત્પન્ન કરે છે તે દોષને કરવાને ક્ષુધાતુર એવો વાઘ, કોપાયમાન થયેલો ઝેરી સર્પ, બળ ધૈર્ય અને બુદ્ધિથી યુક્ત એવો શત્રુ, મદોન્મત્ત એવો હાથી, રાજા અને ક્રોધેલ એવો સિંહ પણ શક્તિમાન થઇ શકતો નથી ૧૭

અસાધુના સંગ કરતાં અન્ય સંકટની શ્રેષ્ઠતા.

व्याघ्रव्यालभुजङ्गसङ्गमयक्रूरेऽपि वन सेवित,
कल्पान्तोद्धतभीमवीचिनिचितो वार्धिर्वर गाहितः ।
विश्वप्लोपकरोद्धतोज्ज्वलशिखो वह्निर्वर चाश्रित-
स्त्रैलोक्योदरवर्तिदोषजनके नासाधुमध्ये स्थितम् ॥ १८ ॥

પારાધિ, વાઘ, સર્પાદિના સંગથી ભય કરનારૂં (ઘોર) જંગલ સેવવું તે પણ સારૂં કલ્પાન્ત (જગતના ક્ષય) વખતે ઉંચી થયેલી ભયંકર લહેરોથી ભરપૂર એવા સમુદ્રમાં ફરવું તે પણ સારૂં, આખા જગતને બાળનાર ઉદ્ધત પ્રજ્વલિત એવા અગ્નિનો આશ્રય કરવો સારો પરંતુ ત્રણ લોકના મધ્યમાં રહેનાર (પ્રાણીઓમાં) દોષને ઉત્પન્ન કરનાર એવા અસાધુ (દુષ્ટ પુરૂષો) ના મધ્યમાં રહેવું સારૂં નથી ૧૮

દુર્ગુણી બાવળ પ્રતિ અન્યોક્તિ.

तुच्छ पत्रफल कषायविरस छायापि ते कर्बुरा,
शाखाकण्टककोटिभिः परिवृता मत्कोटकोटिस्थलम् ।
अन्यस्यापि तरोः फलानि ददतः त्यक्ताघृतिस्तिष्ठसे,
रे बब्बूल तरो सुसङ्गरहितः किं वर्ण्यते तेऽधुना ॥ १९ ॥

હે બાવળના વૃક્ષ ! તુરૂં અને રસ રહિત તુચ્છ એવું તારૂં પાંદડું તથા ફળ છે, અને તારી છાયા પણ કાબરચિતરી છે, એ... નથી, તારી શાખા (ડાળ)

चिन्तामात्रविचिंतितमद् इतश्चिन्तामणिः प्राप्यते
दु' प्राप भववारिधौ जिनपतेः साहित्यकल्प वचः ॥१५॥

જગતમા ઘોડા, વિભૂતિ, (ઐશ્વર્ય,) અને દન્તિ (હાથી)ના સમૂહવાળુ અને પગક્રમી જેમા પાળાએ છે, એવુ રાજ્ય પ્રાપ્ત કરી શકાય છે સકલ્પ (ધાર્યા) પ્રમાણે અર્થને આપનાર કલ્પવૃક્ષની લતા, કામ (ઇચ્છા)નુ દાન કરનાર ઉત્તમ કામદુધા ગાય, અને ચિન્તન માત્રથી ચિન્તન પદાર્થને આપનાર એવો ચિન્તામણિ પણ અહિ પ્રાપ્ત કરી શકાય છે, પરતુ સસારરૂપી સમુદ્રમા જગતનુ હિત કરવામા સમર્થ એવુ વીતરાગ દેવનુ વચન પ્રાપ્ત થવુ દુર્લભ છે ૧૫

## કાવ્યશાસ્ત્રની મહત્તા.

### अनुष्टुप्

स्तोत्रापि वन्द्यते लोकै' कस्यापि सुकवेः कृति' ।
कलेव हरिणाङ्कस्य स्फुरन्ती नवरेखया ॥ १६ ॥

નવીન એવી રેખાથી પ્રકાશમાન થતી (બીજના) ચન્દ્રમાની કળા જેમ વન્દાય છે, તેમ સુન્દર એવા કોઇ પણ કવિની થોડી કૃતિ પણ લોકોથી વન્દાય છે (એટલે લોકમા પ્રશસાપાત્ર થાય છે) ૧૬

## કાવ્ય ચમત્કાર.

### મનહર

* શિક્ષક સમાન સારી શિખામણની દેનારી,
વૃદ્ધ તુલ્ય જેમા કહ્યો વિવિધ વિચાર છે,
મિત્ર તુલ્ય માનવીના મનમા પ્રમોદ આપે,
તરૂણી સતી સમ સુભાષણ તૈયાર છે,
આનદ સમે ધરો તો આનદ અધિક આપે,
દુખ સમે દુખિયાને દિલાસો દેનાર છે,
સવિતા પ્રતાપે બને કવિતા તો કેપી કરૂ
અધર રહેલા જન મનનો આધાર છે ૧૭

### આભૂષણરૂપ કાવ્ય

હાથમા ધરો તો વીંટી પોચીથી વિશેષ શોભે,
કાને ધરો તો અમૂલ્ય કુડલ આકાર છે,

* દલપતકાવ્ય ભાગ પહેલો

આપ્રમાણે કુસ ગિના પરિણામ દર્શાવીને આ કુમગતિ અધિકાર પૂર્ણ કરતા તેવા દુર્જનોથી સમગ્ર આલમ બચે એમ ઈચ્છીશુ

### ગ્ર થ સ ગ્રહિતા.

ગીતિ

त्रिनयविजयमुनिनाय, पचमो परिच्छेद् एवमत्रैव ।
ग्रथितश्च सुगमांतु (मार्यो) व्याख्यातॄणा मुदे सदा भूयात् ॥

વિનયવિજય મુનિએ આ વ્યાખ્યાનસાહિત્ય સગ્રહ નામના ગ્રથનો તૃતીય પરિચ્છેદ વ્યાખ્યાન કરનારાઓ અને શ્રોતાઓની સુગમતા માટે ગ્રથિત કર્યો છે તે સદા વ્ય ખ્યાન કરનાર સાધુ તથા સાધ્વીઓ અને શ્રોતા વર્ગના આનદ ને માટે થાઓ

### પાચમો પરિચ્છેદ સ પૂર્ણ.



# *પર્યુષણપર્વ—અધિકાર.



ધર્મ આરાધન માટે દરેક દિવસ દરેક ઘડી દરેક પળ અને વિપળ ઉપયોગમાં લેવી જોઇએ કેમકે આ ક્ષણ ભંગુર દેહનો સંબંધ કયારે છુટી જશે અને ચેતનરામની સફર કયારે શરૂ થશે તે ચોક્કસ નથી, માટેજ મનુષ્ય ભવની દુર્લભતા પ્રાપ્ત થવા પછી આત્માની નિર્મળતા અને મોક્ષ પ્રાપ્તિ અર્થે દરેક ક્ષણે આત્મ સાધનમાં તત્પર રહેવું જોઇએ, પરંતુ વ્યવહારિક ફરજોમાં ભંગ ન થવા સાથે આત્મ હિત સાધી શકાય તેટલા માટે દિવસનો અમુક કાળ ધર્મારાધનનો નિર્માણ કરેલ છે વિશેષ ક્રિયાને માટે તિથિઓ મુકરર કરી છે અને તેથી અધિકતર ધર્મારાધન માટે પર્વોની યોજના થઇ છે આવા પર્વોના રત્ન (પર્વાધિરાજ પર્વ) શ્રી પર્યુષણ પર્વ અને તેમાં કરવાના કર્તવ્ય સમજાવવાને આ શ્રી પર્યુષણ પર્વ—અધિકારનો આરંભ કરવામાં આવે છે

## પર્યુષણ એટલે શું ?

પર્યુષણ એટલે સ્થિરતા મનની આત્માને વિષે નિશ્ચલતા થવાથી જે સ્થિરતા પ્રાપ્ત થાય છે તેનેજ પર્યુષણ કહેવામાં આવેલ છે એટલે મન શાન્તિ, આત્મસ્થિરતા તે પર્યુષણા

## પર્યુષણ પર્વની પ્રવૃત્તિ થવાનું કારણ.

પર્યુષણ પર્વની પ્રવૃત્તિ એ એક જાતનું સંમેલન છે આધુનિક સમયમાં જેમ ધર્મ કાર્યમાટે શ્રેયસ્સાધક અધિકારી વર્ગ, થીઓસોફિસ્ટો વગેરે સમુદાયવાળા, અમુક દિવસોએ એકઠા મળીને ધર્મ ધ્યાનને, તેમના પંથના રિવાજ અનુસાર સાધ્ય કરે છે, તેવિજ રીતે પ્રાચીન કાળમાં ધર્મ ધ્યાન કરવાના રિવાજને લઇને વર્ષમાં આઠ દિવસ પર્યુ મન શાંતિ અને આત્મસ્થિરતાની પ્રાપ્તિ માટે એકઠા મળીને ધર્મ ધ્યાનાદિ સાધ્ય કરવામાં આવતા હતા એજ પ્રવૃત્તિ પર્યુષણપર્વ તરીકે અદ્યાવિ પર્યંત મોજુદ છે અનાદિ કાળથી તે પ્રવૃત્તિ ચાલુ રહેશે

દરેક માણસે અહર્નિશ આત્મસ્થિરતા ધારણ કરવી જોઇએ, આત્મસ્થિરતા ન રહેતી હોય તો તે પ્રાપ્ત કરવા માટે પ્રબળ પુરૂષાર્થ કરવો જોઇએ જેઓ અહર્નિશ પ્રબળ પુરૂષાર્થ દ્વારા આત્મસ્થિરતા પ્રાપ્ત કરવા પ્રયાસ કરી રહ્યા છે, તેઓને તો સદૈવ પર્યુષણ પર્વજ છે પરંતુ એવા અધિકારીઓ તો જગતમાં અનાદિ કાળથી બહુજ અલ્પ જોવામાં આવે છે, સામાન્ય બુદ્ધિ જીવો હમેશા આત્મસ્થિરતા રાખી શકતા

* હેરલ્ડ સને ૧૯૧૩ અગષ્ટ—સપ્ટેમ્બર લખનાર ગોકળદાસ નાનજીભાઇ ગાંધી

# धर्म स्वरूप अधिकार.



આ અધિકારમા ધર્મનુ સ્વરૂપ, ફળ અને તેનુ સર્વોપરિપણુ વિવિધ પદ્યોથી બતાવવામા આવ્યુ છે તે અક્ષરશઃ મનન કરવા યોગ્ય છે જગતના અનેક પ્રાણીઓમા જો મનુષ્યનુ શ્રેષ્ઠ પણુ સ્વીકારવામા આવે છે તો તે એક ધર્મથીજ કહ્યુ છે કે " आहारनिद्राभयमैथुन च सामान्यमेतत्पशुभिर्नराणां, धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः " અર્થાત્ આહાર, નિદ્રા, ભય અને મૈથુન આ ચાર આચરણો માટે મનુષ્યો પશુઓ સાથે સરખા છે જ્યારે માત્ર મનુષ્યોમા ધર્મ એજ વિશેષ છે એટલે જે મનુષ્યો ધર્મથી હીન છે તેઓ પશુ તુલ્ય છે

ધર્મએ મનુષ્યને ઉચ્ચ સ્થાને પહોચવાને મુખ્ય આલબન છે અને તેના સેવનથી જ મનની નિર્મળતા થતા આત્માને આગળ વધવાને તક મળે છે માટે પ્રથમ ધર્મનુ સ્વરૂપ સમજાવવા અધિકારનો આરભ કરવામા આવે છે

## ધર્મનુ સ્વરૂપ.

### अनुष्टुप् (१ थी ७)

श्रूयतां धर्मसर्वस्व, श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषा न समाचरेत् ॥ १ ॥

હે વાચક મહાશયો! ધર્મનુ સર્વસ્વ સાભળો અને સાભળીને નક્કી કરો કે જે કાર્યો પોતાને તથા બીજા પ્રાણીઓને પ્રતિકૂલ છે અર્થાત્ દુ ખ આપવાવાળા છે તે કોઇએ પણ ન કરવા ૧

### ધર્મના સ્થાન માટે પ્રશ્ન

कथमुत्पद्यते धर्मः, कथं धर्मो विवर्धते ।
कथ च स्थाप्यते धर्मः कथ धर्मो विनश्यते ॥ २ ॥

ધર્મ શીરીતે ઉત્પન્ન થાય છે? શીરીતે વધે છે? શીરીતે સ્થાપન કરાય છે અને શીરીતે વિનાશ પામે છે? ૨

### ધર્મની ઉત્પત્તિ, વૃદ્ધિ, સ્થિરતા અને વિનાશના લક્ષણ.

सत्येनोत्पद्यते धर्मो, दयादानेन वर्धते ।
क्षमया स्थाप्यते धर्मः, क्रोधलोभाद्विनश्यति ॥ ३ ॥

---

* १-५ મહાભારત શાંતિપર્વ પ્રથમપાદ

કરનારો પણ વખતે, કોઇ પણ વખતે નથી કરતા તેમના કરતા ઠીક લાભ મેળવના જણાય છે

શરૂઆતમા દેખાદેખીએ અનુકરણ કરતા શીખે પછી તે સાધકને સ્વત વિચારનુ સ્ફુરણ થશે અને સુધરશે જેઓ દેખાદેખીમાથી સત્ય રસ્તા ઉપર આવે છે તેમની તો બલીહારી છે જગતનો ઘણો ભાગ તો આખી જીદગી દેખાદેખીમાજ પૂર્ણ કરે છે, એટલે કે કેવળ અધ પર પરાએ ગાડુ ચલાવે છે કે ઠીક છે પર્યુષણ પર્વ આવ્યા છે માટે લોકની દેખાદેખીએ નિયમ પ્રમાણે પ્રતિક્રમણાદિ કરવા અને એકાદ બે ઉપવાસ કરી નાખવા, વગી એકાદ વખત સાકરની લેણી કરવી અને બહુ તો એકાદ પૂજા ભણાવવી એટલે બસ પયુષણ પર્વ ની સમાપ્તિ થઇ, પર્યુષણપર્વ નો હેતુ પૂર્ણ થયો જો કે આની પ્રવૃત્તિ પણ કેટલીક વખત લાભદાયક થાય છે તથા તેઓ તે રસ્તેથી પણ પર પરાએ કેટલી ધર્મપ્રવૃત્તિના પુણ્ય પ્રતાપથીજ આગળ વધી શકશે એ વાત સાચી છે જીદગીનો ભરોસો નહિ હોવાથી પરમ શાન્તિને આપનારી આત્મજ્ઞાનીઓની વાણીને તરત ગ્રહણ કરવી પણ તેમા પ્રમાદ કરવો નહિ જોઇએ કેટલાકની માન્યતા એવી છે કે આગળ ઉપર સમજાશે એકડા પછી બગડો હોય, આ વાત સાચી છે પણ તેથી વિલબ તો કરવો નહિ જોઇએ ગૌત્તમ જેવા મહાપુરૂષને પણ શ્રી વીતરાગદેવ મહાવીરને ઉપદેશ દેવાની જરૂર જણાતા શ્રી ઉત્તરાધ્યયનમા ફરમાવ્યુ છે કે,

"कुसग्गे जइ ओस बिंदुए थोव चिट्ठइ लवमाणए ।
एव मण्डणाय जीविय समयं गोयम मा पमायए" ॥

દભને અગ્રે જેમ જલબિદુ અલ્પકાળ રહી ખસી પડે છે, તેમ મનુષ્યોનુ આયુષ્ય અસ્થિર છે માટે હે ગૌતમ (આત્મજ્ઞાન મેળવવામાં) ક્ષણ પણ પ્રમાદ કરવો નહિ મતલબ કે અપ્રમત્ત થવુ, અર્થાત્ આત્મધ્યાનની સુરવા તુટવા દેવી જ નહિ ભાવાર્થ એવો છે કે આત્મધ્યાન દ્વારા વગર વિલબે આત્મસ્થિરતા પ્રાપ્ત કરવી પરતુ અધ પર પરાએ ચાલવુ નહિ જગતનો ઘણોભાગ અધપર પરાએ એટલે કે સ્વાશ્રયે નહિ કિંતુ પરાશ્રયે ચાલતો જોઇને ભગવાન સુનકાગને પણ શ્રી સૂત્રકૃતાગ-સૂયડાગજીમા ઉપદેશવુ પડ્યુ છે કે —

अधो अधपह णितो दूर मद्धाणु गच्छइ ।
आवज्जे उपह जनु अदुवा पथाणुगामिण ॥

જેમ કોઇ અધ બીજા અધોને દૂર લઇ જાય તો પણ તે અધ ઉન્માર્ગે પડે ---ર્થાત્ અન્ય માર્ગે જાય પણ વાછિત સ્થળે ન જાય એટલે કે પોતે અને બીજા

ધર્મ દેહધારી પ્રાણીઓનુ મહા કલ્યાણ છે ધર્મ સમગ્ર પીડાને નાશ કર નારી માતા છે ધર્મ ઇચ્છેલ અર્થને પૂર્ણ કરનાર પિતા છે ધર્મ નિત્ય આનન્દને વધારનાર સુહૃદ મિત્ર-છે ૮

## ધર્મ કરનારને શુ શુ ફલ મળે છે?

### उपजाति (૯ થી ૧૧)

दिने दिने मञ्जुलमंगलाली सुसम्पदः सौख्यपरंपरा च ।
इष्टार्थसिद्धिर्बहुला च बुद्धिः सर्वत्र सिद्धिः सृजता सुधर्मम् ॥९॥

સદ્ ધર્મનુ આચરણ કરનાર મનુષ્યોને સર્વ ઠેકાણે દિવસે દિવસે સુન્દર મંગલોની પંક્તિઓ, સારી સંપત્તિઓ, સુખની પરંપરા, ઇષ્ટ-ઇચ્છિત અર્થની સિદ્ધિ, ઘણી બુદ્ધિ, અને સર્વત્ર સિદ્ધિ પ્રાપ્ત થાય છે ૯

## ધર્મશીલ પુરૂષને સર્વત્ર નિર્ભયપણુ.

यो धर्मशीलो जितमानरोषो विद्याविनीतो न परमतापी ।
स्वदारतुष्टः परदारवर्जी न तस्य लोके भयमस्ति किंचित् ॥ १० ॥

ધર્મશીલ, માન, ક્રોધનો જય કરનાર તથા વિદ્યાથી વિનીત-વિનયવાળો, બીજાને દુઃખ ન આપનાર, પોતાની સ્ત્રીમા સંતોષ રાખનાર અને બીજાની સ્ત્રીઓનો ત્યાગકરનાર જે પુરૂષછે તેને જગત્મા કાંઇ ભય-બીક નથી ૧૦

## ધર્મ હીન પુરૂષનુ જીવન પશુ તુલ્ય છે

त्रिवर्गसंसाधनमन्तरेण पशोरिवायुर्विफलं नरस्य ।
तत्रापि धर्मं प्रवरं वदन्ति न तं विना यद्भवतोऽर्थकामौ ॥ ११ ॥

હે ભવ્ય જનો ધર્મ અને કામાદિના સાધન વિના મનુષ્યનુ આયુષ્ય છાગા દિકની પેઠે નિષ્ફળ જાણવુ અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર જે પુરૂષાર્થ છે તેમા મોક્ષનુ સાધ્યપણુ દુર્લભ છે જ્યારે બાકીના ધર્મ, અર્થ અને કામ, એ ત્રણુના ઉપાર્જન વિના મનુષ્યનુ જીવિતવ્ય પશુની પેઠે વિફલ જાણવુ એ ત્રણુ વર્ગમા પણ ધર્મને શ્રેષ્ઠ કહે છે કેમકે ધર્મ વિના અર્થ અને કામ બેઉ હોય શકે નહી, કારણકે જેણે પૂર્વ જન્મે ધર્મ કર્યો છે તેને જ અર્થ કામ આ જન્મમા પ્રાપ્ત થાય છે તે માટે ત્રણ વર્ગમા પણ જે ધર્મ છે તેજ શ્રેષ્ઠ છે તેથી હે ભવ્ય પ્રાણીઓ મનને વિષે વિવેક લાવીને શ્રી સર્વજ્ઞ પ્રણીત ધર્મજ આદરવો ૧૧

અતિ લાભ લેવા માટે મુનિરાજો અને મહાત્મા પુરૂષો તો ચાતુર્માસ-અષાઢ શુદિ ૧૫થી આત્મધ્યાન ધરવા એક સ્થળે બેઠ્યા રહે છે પરંતુ ગૃહસ્થો કે જેઓની ઉપર પોતાના બાહુબલે કમાઇ પોતાના કુટુંબનું પોષણ કરવાનું તથા દેશનું કલ્યાણ કરવાનું જોખમ રહેલું છે તેઓ ચોમાસાના ચારે માસ કાયમ રીતે આત્મધ્યાન ધરી શકે નહીં માટે તેવાઓ સારૂ ચોમાસાની લગભગ અરધી મોસમ જતા એટલે શ્રવણ ભાદ્રપદ માસની સંધિમા-તદ્દન સમશીતોષ્ણ મોસમના દિવસો નક્કી કરેલા છે આ દિવસો એવા છે કે વખતે ગૃહસ્થોને ઘણું કામ હોતું નથી એટલે કે લગભગ નવરી મોસમ જેવું હોય છે આ મોસમના મેલપાણી સારા જોઇ લોકોના ચિત્ત વ્યવહારદૃષ્ટિએ પણ સ્થિર હોય છે, ઉલ્લાસમય હોય છે પૂર્ણ વરસાદ પાણીથી થયેલ સંતોષને પરિણામે તેઓ બે પૈસા ખર્ચવામા પણ છુટ લઇ શકે છે એ ઉપરાંત આ સમયે વાતાવરણ પણ સ્વચ્છ હોય છે, હવા નિરોગી હોય છે આવા કારણોને લીધે તે વખતે બાહ્યાભ્યતર મનની સ્થિરતા સ્વાભાવિક હોય છે, અને તેમા આવું સત્સંગાદિ નિમિત્ત દ્વારા આત્મધ્યાન કરવામા આવે તો પછી મન શાંતિની અપૂર્વતા માલૂમ પડે અને આત્મસ્થિરતા સંપ્રાપ્ત થાય એમા નવાઇ નથી, એવો હેતુ લક્ષમા રાખીને જ શ્રાવણ-ભાદ્રપદ માસની સંધિમાં પર્યુષણ પર્વ ઉજવવા માટે પ્રાચીનકાળથી નિર્ણય કરાયેલો છે જુઓ યોગ સાધક પુરૂષો અતિ ઉષ્ણ તેમ-અતિ શીતકાળમા જોઇએ તેવો યોગ સાધી શકતા નથી, પણ સમશીતોષ્ણમા જ સાધી શકે છે આત્મસ્થિરતા-પર્યુષણ-એ પણ યોગજ છે, તો આત્મસ્થિરતા કે જે યોગનું ફલ કે પરિણામ છે તે તો સમશીતોષ્ણમા સાધ્ય કરવું જોઇએ તેમા નવાઇ નથી માટે જ દેશકાળ ધ્યાનમા રાખીને પર્યુષણ માટે શ્રાવણ-ભાદ્રપદ માસની સંધિ પસંદ કરેલી છે

## સાધુ અને પર્યુષણ કલ્પ.

શ્રી કલ્પસૂત્ર તથા સ્થાનાંગાદિને વિષે સાધુના મુખ્ય દશ કલ્પ એટલે આચાર કહ્યા છે, તે પૈકી દશમું પર્યુષણ કલ્પ કહેલું છે, જુઓ શ્રી સ્થાનાંગ સૂત્રમા "पज्जोसवणा कप्पे" પર્યુષણ કલ્પ (ઠાણો દશમો) કહેલ છે, તેમા પર્યુષણનો અર્થ સ્થિરતા બતાવ્યો છે એક સ્થળે સ્થિર થવું તે પર્યુષણ કલ્પ સાધુ લોકોએ ચતુર્માસમા એક સ્થળે સ્થિર રહી આત્મસ્થિરતા સાધવી તે સાધુનો પર્યુષણકલ્પ છે આત્મસાધક સાધુ મુનિરાજો ચાતુર્માસ રૂપ પર્યુષણમા પૂર્ણ રીતે આત્મસાધન દ્વારા આત્મસ્થિરતાનો પ્રયાસ કરે છે તે એટલે સુધી કે એ સ્થળ છોડીને બીજે ગામ તેઓ ખાસ ઉપસર્ગ સિવાય જતાજ નથી તેઓની ઇચ્છા અન્યગામ જવાની થાય તો તેમને માટે અધિકાર પરત્વે શાસ્ત્રકારોએ ના પાડેલી છે આ કાળમા સાધુ મુનિરાજો પણ શ્રાવકોને પૂર્ણ મદદરૂપ થઇ પડે છે

जगति बहुविधानां व्याकुलानां जनानां
शरणमशरणानां नित्यमेको हि धर्मः ॥ १५ ॥

સેંકડો દુઃખને પામેલા, સંસારના ક્લેશ અને વ્યાધિથી પીડિત થયેલા, મરણના ભયથી મૃત તુલ્ય થયેલા, દુઃખ તથા શોકથી પીડાયેલા, આશ્રય વગરના એવા ઘણા વ્યાકુલ મનુષ્યોને જગતમાં નિત્ય એક ધર્મ જ આશ્રય છે ૧૫

ધર્મના વિવિધ ફલો

शिखरिणी

कुलं विश्वश्लाघ्यं वपुरपगदं जातिरमला
सुरूपं सौभाग्यं ललितललना भोग्यकमला ।
चिरायुस्तारुण्यं बलमविकलं स्थानमतुलं
यदन्यच्च श्रेयो भवति भविनां धर्मत इदम् ॥ १६ ॥

જગતમાં વખાણવા યોગ્ય એવું કુલ, રોગ રહિત શરીર, નિર્મલ ક્ષત્રિય વૈશ્ય, બ્રાહ્મણાદિ જાતિની પ્રાપ્તિ, સુન્દર રૂપ, સારૂં ભાગ્ય, ઉત્તમ સ્ત્રી, ભોગવી શકાય તેવું ધન, દીર્ઘ આયુષ્ય, યુવાવસ્થા, (જુવાની) દૃઢ એવું બળ, ડૌલત, નમાવી શકાય તેવી પદવી, અને બીજું જે પારલૌકિક કલ્યાણ એ બધું સંસારી ભવ્ય જીવોને ધર્મથીજ થાય છે ૧૬

સુયોગ એ ભાગ્યબળ છે.

मंदाक्रान्ता (૧૭-૧૮)

जैनो धर्मः प्रकटविभवः सङ्गतिः साधुलोके
विद्वद्गोष्ठिर्वचनपटुता कौशलं सत्क्रियासु ।
साध्वी लक्ष्मीश्चरणकमलोपासनं सद्गुरूणाम्
शुद्धं शीलं सुमतिरमला प्राप्यते भाग्यवद्भिः ॥ १७ ॥

ઇન્દ્રિયોનો જેમાં નિગ્રહ છે એવો જૈન ધર્મ કે જેનો વૈભવ પ્રસિદ્ધ છે તે, સાધુ સમાજનો સત્સંગ, વિદ્વાનોની સાથે ગોષ્ઠિ-સત્સંગસભા-વચનોનું ચાતુર્ય, સુન્દર ક્રિયાઓમાં કુશલતા, શ્રેષ્ઠ એવું ધન, સદ્ગુરૂઓના ચરણકમલોનું ઉપાસન, પવિત્ર સ્વભાવ, અગર આચરણ, અને નિર્મલ એવી સુમતિ આ બધા પદાર્થો ભાગ્યવાન્ પુરૂષોનેજ પ્રાપ્ત થાય છે ૧૭

મહત્પુરૂષોના જીવનચરિત્રોનુ શ્રવણ થતા શી રીતે વર્ત્તન કરવાથી મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે તેપણ સમજી શકાય છે

## પર્યુષણ પર્વમા સાવત્સરિક પ્રતિક્રમણ.

પ્રતિક્રમણમા પ્રતિ એટલે સા મા અને ક્રમણ એટલે પગલાં ભરવા આત્મા સામે કે આત્માભિમુખ પગલા ભરવા તે પ્રતિક્રમણ પ્રતિ એટલે ઉલટા અને ક્રમણ એટલે પગલા ભરવા અર્થાત્ બહિર્વૃત્તિથી ઉલટા એટલે અ ત ર્ મુખ પગલા ભરવા કે અ તર્દષ્ટિ રાખવા માટે પુરૂષાર્થ કરવો તે પ્રતિક્રમણ, પ્રતિનો અર્થ સામે (પણ) લેતા આત્માવિમુખ વૃત્તિની સામે થઇ કે તેનો પરાજય કરીને આત્માભિમુખ પગલા ભરવા એવોજ ભાવાર્થ થઇ શકે છે જેઓ આખા વર્ષમા એક અઠવાડીઆના સવાર સાજ મળી બે પહોર આત્માભિમુખ વૃત્તિ ન રાખી શકતા હોય તેવા અધિકારીએ વર્ષમા એક દિવસનો સાજનો એક સમય તો અવશ્ય પ્રતિક્રમણ એટલે આત્માભિમુખ વૃત્તિ રાખવા પ્રયાસ કરવા સારૂ પ્રતિક્રમણ કરવુ જોઇએ આત્માભિમુખ વૃત્તિનો વર્ષ વર્ષ પ્રતિ એકજ વખતનો પ્રયાસ હોઇ આને સાવત્સરીક પ્રતિક્રમણ કહેવામા આવે છે આ પ્રતિક્રમણ વખતે હમેશા જેઓ પ્રતિક્રમણ કરે છે તેઓ તથા બીલકુલ જેઓ નથી કરતા તેઓ તમામ મળીને આત્મજ્ઞાનના પ્રકાશક પરમશાત શ્રીસદ્ગુરૂની સાક્ષીએ આખા વર્ષના પાપોનો પશ્ચાત્તાપ કરીને હવે પછી તેવા અપકૃત્યો નહિ કરવા મનમા નિર્ણય કરવામા આવે છે આખા વર્ષમા જગદભિમુખવૃત્તિ રાખવાથી જે કલ્પનામય સૃષ્ટિનો અનુભવ થયો હોય તે રૂપ જે પાપ લાગ્યા હોય તે આત્માભિમુખવૃત્તિ દ્વારા વિલય કરીને હવે પછી જગદભિમુખ વૃત્તિ નહિ કરતા બનતા સુધી આત્માભિમુખવૃત્તિ રાખવાનો દૃઢ નિશ્ચય કરવામા આવે છે એજ સાવત્સરિક પ્રતિક્રમણનો હેતુ છે અને તે સર્વમાન્ય છે જગદભિમુખવૃત્તિને રોકી વિલય કરવી અને આત્માભિમુખવૃત્તિનો આદર કરવો તે પ્રતિક્રમણ શ્રી સ્થાનાગ સૂત્રમા પણ આશ્રવદ્વારા કે જગદભિમુખવૃત્તિને રોકવી તે પ્રતિક્રમણ કહેલુ છે જુઓ " पचविह पडिक्कमणे " પ્રતિક્રમણ પચવિધ કીધલુ છે " आसवदार पडिक्कमणे " આશ્રવદ્વારબહિર્વૃત્તિ-રોકવા રૂપ પ્રતિક્રમણ मिच्छत्त पडिक्कमणे " મિથ્યાત્વ—દેહ બુદ્ધિ પ્રતિક્રમણ કરવુ, कसाय पडिक्कमणे કષાયને પ્રતિક્રમવા, जोगा पडिक्कमणे મન, વચન અને કાય યોગને પ્રતિક્રમવા, भावपडिक्कमणे ભાવપ્રતિક્રમણ કરવુ

ઉપર પ્રમાણે અને શ્રમણોપાસકોએ સાવત્સરિક પ્રતિક્રમણ કરવાનુ હોઇ તે પ્રતિક્રમણ અવશ્ય પરમભાવ પૂર્વક કરવુ અને સર્વ જીવોને શુદ્ધભાવ કરણ પૂર્વક ગદ્દગદ કઠે થઇ ખમાવીને સર્વત્ર અભેદભાવને ભાવીને નિજસ્વરૂપમા લીન થઇ જવુ એજ સાવત્સરિક પ્રતિક્રમણનો હેતુ છે

## આઠકતરી રીતે ધર્મારાધનનુ ફળ.

लज्जातो भयतो वितर्कवशतो, मात्सर्यतः स्नेहतो
लोभादेव हठाभिमानविनयाच्छृङ्गारकीर्त्यादितः
दुःखात्कौतुकविस्मयात् विपरितो, भावात् कुलाचारतो
वैराग्याच्च भजन्ति धर्ममसमं, तेषाममेय फलम् ॥ २१ ॥

લજ્જાથી, ભયથી, વિચારને વશ થઈને, અદેખાઈથી, સ્નેહથી, લોભથી, હઠ અભિમાનથી, વિનયથી,શૃંગાર અને કીર્તિ વિગેરેથી, દુખથી, ચોતરફ અદ્‌ભૂતદર્શનના આશ્ચર્યથી, પ્રેમભાવથી કુલાચારથી વૈરાગ્યથી, એમ કોઇ પણ રીતે જેઓ અસાધારણ એવા ધર્મને સેવે છે તે મનુષ્યોને ઘણુ ફળ થાય છે ૨૧

## ધર્મનુ બળ.

धर्मो दुःखदवानलस्य जलदः, सौख्यैकचिन्तामणिः
धर्मो रोगमहोरगस्य गरुडो, धर्मो त्रिपत्तापकः ।
धर्मः प्रौढपदप्रदो जिनपदो, धर्मो द्वितीयः सखा
धर्मो जन्मजरामृतिक्षयकरो धर्मो हि शर्मप्रदः ॥ २२ ॥

ધર્મ દુખરૂપી દાવાનલને વર્ષાદ તુલ્ય છે ધર્મ સુખનો ચિન્તામણિ છે અર્થાત્ ચિન્તામણિ વત્ ચિન્તિત સુખને આપવા વાળો છે ધર્મ સસારના રોગ રૂપી મહાન્ સર્પને ગરૂડ સમાન છે, ધર્મ દુખોનો નાશ કરનાર છે ધર્મ મોટી પદવીયો (તીર્થંકર ચક્રવર્તિ આદિ મોક્ષ સુધીના પદ) ને આપવા વાળો છે ધર્મ બીજો મિત્ર છે ધર્મ જન્મ, જરા, મરણનો નાશ કરનાર છે અને ચોક્કસ ધર્મ કલ્યાણને આપવા વાળો છે ૨૨

## ધર્માત્માને ઇંદ્રની સમૃદ્ધિ.

यन्नाम्ना मदवारिभिन्नकरटास्तिष्ठन्ति निद्रालसा
द्वारे हेमविभूषिताश्च तुरगा हेषंति यद्दर्पिताः ।
वीणावेणुमृदङ्गशङ्खपणवैः सुप्तश्च यद्बोध्यते
तत्सर्वं सुरलोकभूतिसदृशं धर्मस्य विष्फूर्जितम् ॥ २३ ॥

નામથી અને મદના જલથી જેઓના ગડસ્થલ ભેદાયેલ છે, અને જેઓના નેત્રોમા નિદ્રાનુ આલસ આવી રહ્યુ છે એવા હાથીઓ જેને ત્યા ઉભા રહે છે અને જેના દ્વારમા હેમ–સુવર્ણથી વિભૂષિત અને ગર્વિષ્ટ એવા ઘોડાઓ હણહણાટીના શબ્દો કરી રહ્યા છે અને વીણા, વેણુ, મૃદગ, શખ, અને પણવના શબ્દો વડે નિદ્રાથી જાગૃત કરવામા આવે છે તેવી ઇંદ્રલોકની સમૃદ્ધિ જેવુ આ બધુ ધર્મનુ પ્રકટ સ્વરૂપ છે ૨૩

થશે. માટે એ નકામી વઢવાડો કોઇ પણ રીતે આત્મહિત કરનારી તો નથી જ ભલે ચોથે, પાંચમે કે પંદર દિવસ પછી કરે પણ આત્મસ્થિરતા થશે તો જ તેમને પર્યુષણ પર્વનું ફળ સંપ્રાપ્ત સારા પ્રમાણમાં થયું જાણવું

## છેવટ બોધ.

આ વિષયમા ઘણુ સમજવાનુ છે તથા કહેવાનું છે તેનો સાર સક્ષેપમા સમજાવ્યો છે આવું સર્વ પર્વાધિરાજ માગલિક પર્વ વર્ષમા એકજ વખત આવે છે માટે તે સંપૂર્ણ ભાવથી ઉજવવુ, ધાર્મિક ક્રિયાઓ ઉત્સાહ પૂર્વક કરવી અને ભાઇચારો વધે, અભેદ દૃષ્ટિ થાય, સતત આત્મ સન્મુખ ઉપયોગ રહ્યા કરે તેમ વર્તન ચલાવવુ શ્રી વીતરાગનો અભેદ માર્ગ આત્મજ્ઞાનમય છે પણ આ કાઇ ભક્તાડીયા પથ નથી

સર્વની અભેદદૃષ્ટિ થઇ શ્રી વીતરાગદેવે ભાખેલા અભેદ માર્ગદ્વારા સમાધિ માર્ગ પામીને પરમ શાન્તિમા સકલ વિશ્વ વિરામો એજ ઇચ્છા ઇત્યલમ્

આપ્રમાણે પર્યુષણા પર્વનુ ગૌરવ અને તેમા આચરવા યોગ્ય કર્તવ્ય દર્શાવત આ અધિકાર સંપૂર્ણ કરવામા આવે છે



# द्रव्य शौच–अधिकार.



પર્વારાધનમા થતી તપ ક્રિયાથી આતરશુદ્ધિ થાય છે પરતુ આત્માની નિર્મળતા માટે બાહ્ય શુદ્ધિની પણ તેટલી જ જરૂર છે કેમકે બાહ્ય વાતાવરણ અને જડકણોની અસર આત્મશુદ્ધિ ઉપર અસર કરી શકે છે માટે જ કહ્યુ છે કે– शौचे यत्नः सदा कार्य. અર્થાત્ હમેશા શુદ્ધિમા પ્રયત્નવાળા રહેવુ જોઇએ આટલા માટે બાહ્યશુદ્ધિ (શરીર શુદ્ધિ) ના લક્ષણ દર્શાવવા આ દ્રવ્ય શૌચ–અધિકારને આરંભ કરવામા આવે છે

### સ્નાન કયા ન કરવુ.

### अनुष्टुप्.

कूपे स्यादधमं स्नानं नद्यां चैवतु मध्यमम् ।
वाप्यान्तु वर्जयेत्स्नानं तडागे नैव कारयेत् ॥१॥

કુવામા સ્નાન કરવુ તે અધમ, નદીમા મધ્યમ, વાપી (વાવ) મા તજી દેવ યોગ્ય અને તળાવમા તો સ્નાન કરવાની તદ્દન મના છે *

* ૧ થી ૪ પુરાણ

દિવસે દેખાતો ઝાંખો ચંદ્ર, યૌવનાવસ્થા ગયેલી સ્ત્રી, કમળ વિનાનું સરોવર, નિરક્ષર સ્વરૂપવાન, ધન સંગ્રહમાં મચેલ શ્રીમંત, સજ્જન પુરૂષ છતાં નિર્ધન, અને રાજદરબારમાં રહેલો ખળ પુરૂષ એ સાત મારા મનમાં શલ્યરૂપે છે

આ પ્રમાણે જેમ નાગરવેલીમાં નિષ્ફળતાનું કલંક ચંદનમાં કટુતાનું કલંક, લક્ષ્મીમાં ચપલતાનું કલંક, સુવર્ણને વિષે નિર્ગંધતાનું કલંક છે તેમ લલિતાંગ કુમારને નામધારી સજ્જનની મિત્રતા કલંકરૂપ છે

એક વખત લલિતાંગકુમાર રાજાને નમસ્કાર કરવા માટે ગયો, વિનય તથા ગુણવાળા કુમારને જોઈ રાજા સંતુષ્ટ થયો અને અમૂલ્ય હાર રાજાએ દીધો કુમાર રાજાને નમસ્કાર કરી પાછો વળતાં તે કુમારની માર્ગમાં યાચક જનોએ જય થાઓ જય થાઓ એમ પ્રાર્થના કરી, તેથી કુમારે તરતજ તે હાર યાચકોને આપી દીધો તે સર્વ વૃતાંત સજ્જને જાણી અને તેણે આવી રાજાની આગળ ચાડી ખાધી કહ્યું છે કે

परविघ्नेन सन्तोषं भजते दुर्जनो जनः ।
लभेदग्निः परां दीप्तिं परमंदिरदाहतः ॥ १ ॥

મતલબ કે જેમ અગ્નિ બીજાનું ઘર બાળીને વધારે દીપે છે તેમ દુર્જન માણસ બીજાને વીઘ્ન કરવાથીજ સંતોષ પામે છે

રાજાએ તે વાત સાંભળી ક્રોધવંત થઇ કુમારને તેડાવી એકાંતે બેસાડી શીખામણ આપીને કહ્યું કે, હે પુત્ર ! તું અત્યંત દાન દેવાના વ્યસનનો ત્યાગ કર ॥ यतः ॥

अतिदानाद्बलिर्बद्धो नष्टो मानात् सुयोधनः ।
विनष्टो रावणो लौल्यादति सर्वत्र वर्जयेत् ॥

એટલે કે અતિદાન કરવાથી બલીરાજા બંધાયો હતો, અભિમાનથી દુર્યોધન નાશ પામ્યો હતો, અતિ આસક્તિ રાવણ નાશ પામ્યો હતો માટે સર્વ બાબતમાં વધારે પડતું થાય તે ઠીક નહિ

વળી કહ્યું છે કે—

महादुःखाय सम्पद्येदतिमेघस्य वर्षणम् ।
प्राणघाताय जायेत प्राणिनामतिभोजनम् ॥ २ ॥

એટલે વરસાદ બહુ વરસે તો તે દુઃખરૂપ થાય છે તેમ બહુ ભોજન કરવાથી પ્રાણનો નાશ થાય છે

માટે હે પુત્ર ! આવકથી અધિક વ્યય કરે તો સમુદ્ર પણ ખાલી થઇ જાય અને પછી નિર્ધન પુરૂષ ક્યાંય આદર પામતા નથી કહ્યું છે કે । यतः ।

# भावशौच–अधिकार*



આગળ જોયુ તેમ બાહ્યશુદ્ધિ મૃત્તિકા તથા પાણી આદિથી થાય છે અને સુજ્ઞાન, સદર્શન, અને સચ્ચારિત વગેરે સાધનોથી અન્તરની શુદ્ધિ થાય છે આ પ્રમાણે બન્ને પ્રકારે શુદ્ધિની આવશ્યકતા છે છતા કેટલાક ટુક દૃષ્ટિવાળા મનુષ્યો બીજી આ તર શુદ્ધિ ઉપર લક્ષ આપતા નથી અને પ્રથમની જલ વગેરેથી થતી શરીર શુદ્ધિમા વધારે મગ્ન રહે છે અને તેથીજ પોતાના આત્માને શુદ્ધ થયેલો માને છે તેવા લોકોની એકપક્ષી પ્રવૃત્તિને સુધારવા બાહ્યશુદ્ધિનુ કારણ પાણી છે એ વાત નિર્વિવાદ હોવા છતા જો તેનુ ખડન કરવામા નહિ આવે તો શમદમાદિથી થતી આન્તર શુદ્ધિ તરફ મનુષ્યોનુ લક્ષ્યબિન્દુ ખેચશે નહિ તેમ ધારી ગ્રન્થ કાર મહાશયે પાણીથી થતી શુદ્ધિના ખડન પુ સર ભાવથી થતી શુદ્ધિને આ અધિકારમા પ્રશસનીય ગણેલ છે બ્રહ્મચારિ તથા સ સારથી વિરક્ત એવા મહાત્મા ઓને ખાસ હિતકર છે તેમ જાણી ભાવશૌચ–અધિકારનો અત્રે આરભ કરવામા આવે છે

## નિર્મળ જ્ઞાનથી શુદ્ધિ.

## वसन्ततिलका–( १–२२ )

ससारसागरमपारमतीत्य पूत मोक्ष यदि नजितुमिच्छत मुक्तबाधम् ।
तज्ज्ञानवारिणि विधूतमले मनुष्या, स्नान कुरु त्यमपहाय जलाभिषेकम् ॥१॥

હે મનુષ્યો ! અપાર એવા સસારરૂપી સમુદ્રને તરીને પીડા રહિત પવિત્ર એવા મોક્ષ ( મુક્તિ )ને જો તમે પામવા ઇચ્છતા હો તો પાણીથી સ્નાન ( ન્હાવા ) નો ત્યાગ કરીને નિર્મળ જ્ઞાનરૂપી પાણીમા સ્નાન કરો અર્થાત્ જ્ઞાન પ્રાપ્ત કરવામા પ્રયત્ન કરો ૧–

## સમ્યકત્વજ્ઞાનાભિષેકની આવશ્યકતા.

तीर्थेषु शुध्यति जलै शतशोऽपि धौत नान्तर्गत त्रिविधपापमलावलिप्तम् ।
चित्त विचिन्त्य मनसेति विशुद्धबोधाः सम्यक्त्वपूतसलिलैः कुरुताभिषेकम् ॥२॥

તીર્થના પાણીથી સેકડો વખત ધોવામા ન આવે તોપણ વિવિધ પ્રકારના પાપના મળથી વિપાયેલ અન્તરનુ ચિત્ત શુદ્ધ થતુ નથી આ પ્રમાણે મનથી

* આ ભાવશૌચ અધિકાર વીતરાગી એવા મહાત્માઓને માટે વિશેષે કરીને છે
–૧ થી ૨૨ સુભાષિત રત્નસંદોહ

કદાચ મેરૂ પર્વત ચલાયમાન થાય, મંદરાચલ ( હિમાલય ) ચલાયમાન થાય તારા, ગ્રહ, ચંદ્ર કે સૂર્ય પણ ચલાયમાન થાય, કે કદાપી પૃથ્વી પણ કોઇ કાળે ચલાયમાન થાય પરંતુ સજ્જન પુરૂષનું વચન કદી ફરતું નથી

આવા વચનો સાભળી કુમાર દુઃખિત થયો, અને ચિંતામાં પડી ગયો, કે મને તો વાઘ નદીના ન્યાય સમાન કષ્ટ પ્રાપ્ત થયું છે હવે જો હું દાનેશ્વર થાઉં છું, તો પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન થાય છે, અને જો દાન નથી આપતો, તો કીર્ત્તિ જાય છે પણ રૂડું કરતા મને શો દોષ છે ? એવું વિચારી કુમાર પૂર્વની પેઠે દાતાર થઇ દાન દેવા લાગ્યો, તે વાત રાજાએ સાભળી કે તરત કોપાયમાન થઇ કુમારને દેશ વટો દીધો એટલે કુમાર પણ માનપૂર્વક સાહસિકપણે માત્ર એક અશ્વ સહિત હથિયારો યુકત તત્કાલ પરદેશે ચાલ્યો, કેમકે તેજી તાજણો ખમે નહીં પછી તે સમાચાર લોકોના મુખથી જાણીને સજ્જન પણ પાછળથી નીકળીને કુમારને જઇ મળ્યો માર્ગમા બેઉ જણ ચાલ્યા જાય છે, તે વખતે સજ્જન પ્રત્યે કુમાર પૂછવા લાગ્યો કે હે સજ્જન ! કાંઇ ચમત્કારિક વાત તો કહો ત્યારે સજ્જન બોલ્યો કે હે કુમાર ! તમે કહો કે પુણ્ય અને પાપ એ બે માહે કોણ રૂડું છે ? કે જેની પ્રશંસા કરીએ તે વખતે લલિતાંગ કુમાર હસીને કહેવા લાગ્યો કે અરે ભુંડા મૂર્ખા ! એટલું તો સર્વ જાણે છે, કે " જ્યાં ધર્મ છે ત્યાં જય છે અને પાપ ત્યાં ક્ષય છે " તે સાભળી અધર્મી સજ્જન બોલ્યો કે હે સ્વામી ! જો પુણ્ય રૂડું છે, તો તમે દાન પુણ્યાદિક કરતા કરાવતા અહીંઆ આવી અવસ્થા કેમ પામ્યા ? ત્યારે તેને કુમારે કહ્યું કે જે કષ્ટ પામીએ તે પૂર્વકૃત પાપ કર્મનો ઉદય જાણવો. અને જે શાતા પામીએ તે પૂર્વકૃત પુણ્યકર્મનો ઉદય જાણવો તેથી ફરી સજ્જન બોલ્યો, કે તમારા ધર્મનું ફલ તો મે પ્રત્યક્ષ દીઠું માટે હવે તમે ચોરી વિગેરેથી ધન ઉપાર્જન કરી રાજ્ય પોતાને વશ કરો, તે સાભળી લલિતાંગ કુમાર બોલ્યો કે—હે દાસ ! તું એવા સપાપ વચન ન બોલ કારણ કે સ્વભાવે પણ પાપ વચન બોલવાથી જીવ દુઃખ પામે છે માટે તારે એવા યદ્વા તદ્વા પ્રલાપ કરવા નહીં, છતા તેનો નિર્ણય કરવો હોય તો ચાલો આપણે કોઇ મહાન્ પુરૂષને પૂછીએ તે સાભળી સજ્જન બોલ્યો કે–ભલે ધર્મથી જય છે એમ કોઈ કહે તો હું આ જન્મ પર્યંત તમારો દાસ થઈને રહીશ, અને જો એમ ન કહે તો આ જન્મ પર્યંત તમે મહારા દાસ થઇને રહો બન્ને જણે એ વાત કબુલ કરી, આગલ ચાલતા એક ગામ આવ્યું ત્યા લોકોના ટોળામા જઈ પૂછવા લાગ્યા કે–ભાઇઓ, સુખશેય પામીએ તે પુણ્યથી કિંવા પાપથી ? એ પ્રશ્ન સાભળીને લોકો બોલ્યા કે ભાઈ ? હમણા તો પાપજ સુખ હેતુ છે, અને પુણ્યથી ક્ષય થાય છે એવું સાભળી બેઉ જણ આગળ ચાલ્યા માર્ગમા લલિતાંગ કુમારને સજ્જન હાસિ પૂર્વક કહેવા લાગ્યો કે અહો કુમાર ? હવે તમે ઘોડા ઉપરથી ઉતરી ચાકર થઇને મહારી આગળ ચાલો ને પોતાની

બાલકપણાથી માંડી છેવટ મરણ પર્યન્ત તેમા રહે છે, તેઓ શા વાસ્તે શુભ ગતિને પામતા નથી ? ૬

## તેનુ કારણ શુ ?

यच्छुक्रशोणितसमुत्थमनिष्टगन्ध नानाविध कृमिकुलाकुलित समन्तात् ।
व्याध्यादिदोपमलसद्मविनिन्दनीय तद्वारित. कथमिहर्च्छति शुद्धिमङ्गम् ॥७॥

જે શરીર શુક્ર (પિતાનુ વીર્ય) રુધિર (માતાનુ શોણિત) આ બે તત્વો માથી ઉત્પન્ન થયેલુ છે અને ચે તરફ ભિન્ન ભિન્ન પ્રકારના કૃમિ (કરમીયા) નામના જન્તુઓથી આકુલ છે તથા રોગ વગેરે દોષોથી મલના ઘરરૂપ નિન્દાને પાત્ર છે તે શરીર પાણીથી જ કેમ શુદ્ધિને પામે ? ૭

## શરીરની અશુચિના કારણો.

गर्भेऽशुचौ कृमिकुलैर्निचिते शरीर यद्वर्धित मलरसेन नवेह मासान् ।
वर्चोगृहे कृमिरिवातिमलावलिप्तं शुद्धि कथ भवति तस्य जलप्लुतस्य ॥ ८ ॥

અત્યન્ત મલથી લિપ્ત (લિપાયેલ) એવા વિષ્ઠાગૃહમા અને કૃમિ નામના જન્તુઓના કુલથી ભરપૂર એવા અપવિત્ર ગર્ભસ્થાનમા જે શરીર નવ માસ સુધી મલના રસથી વૃદ્ધિગત (મ્હોટુ) કરવામા આવ્યુ છે તે માત્ર પાણીમા સ્નાન કરવાથી શુદ્ધ કેમ થાય ? ૮

## શરીર શુદ્ધિ માટે પાણીની અશક્તિ

निन्द्येन वागविषयेण विनि.सृतस्य न्यूनोन्नतेन कुथितादिभृतस्य गर्भे
मासानवाशुचिगृहे वपुष' स्थितस्य शुद्धि प्लुतस्य न जलैः शतशोऽपि सर्वै. ॥९॥

નિન્દવાને પાત્ર વાણી પણ જેનુ યથાર્થ કથન કરી શકે નહિ તેવા સાંકડા અને ઉંચાણ (ઉંડાણ) વાળા ગુહ્યસ્થાનમાથી નિકળેલ, દુર્ગન્ધ યુક્ત વગેરે મળમૂત્રથી ભરપૂર, ગર્ભ રૂપી અપવિત્ર ઘરમા નવમાસ સુધી રહેલ એવા શરીરને સર્વ પ્રકારના પાણીથી સેંકડો વખત સ્નાન કરાવવામા આવે તો પણ તેની શુદ્ધિ થતી નથી ૯

## શરીર શુદ્ધિ માટે વિશેષ મુશ્કેલી.

यन्निर्मित कुथितत कुथितेन पूर्णं श्रोत्रै. सदा कुथितमेव विमुञ्चतेऽङ्गम् ।
मज्जात्यमानमपि मुञ्चति रोमकूपै' प्रस्वेदवारि कथमस्य जलेन शुद्धि. ॥१०॥

જે શરીર દુર્ગન્ધયુક્ત પદાર્થોથી બનેલુ છે, જે પે તે પણ દુર્ગન્ધ પદાર્થોથી પૂર્ણ છે, જે શ્રવણાદિ (કાન વિગેરે) ઇંદ્રિયો વડે નિરતર દુર્ગન્ધને જ મૂકે છે, તથા જે શરીર પાણીથી ધોયુ છતુ પણ રોમના છિદ્રમાથી સ્વેદજળને મૂકે છે તેવા આ શરીરની પાણીથી કેમ શુદ્ધિ થાય ? અર્થાત્ નજ થાય ૧૦

સજ્જને આગળ ચાલતા ફરી કહ્યુ કે—અહો કુમાર તુને માહા કદાગ્રહી દેખાય છે, કેમકે ધર્મના વિપરીત ફલ દેખને છતે પણ હજી માનતો નથી રા સભનુ પૂછ પકડયુ તે મુકવુ જ નહી એવો તારો ન્યાય છે જેમ કોઇ ગ્રામીણ માતા પિતાએ પુત્રને શીખવ્યુ જે પાચ જણામા બેશી જે વાત અગીકાર કરીએ તે મુકીએ નહી, એવી શિક્ષા દીધી એકદા તે મૂર્ખ શિરોમણિએ એક સાઢ નાશી જતો હતો તેથી તેણે પાચની સાક્ષિથી તેનુ પૂછ પકડયુ પણ મૂકે નહી ત્યારે લોક કહેવા લાગ્યા કે હે મૂર્ખ ! મૂકી આપ પણ પેલો મૂકે નહીં તેમ તે પણ હઠ લીધો તે છોડતો નથી હજી પણ એ મહારૂ કહ્યુ ન માન તો ચાલ આગળ બીજા લોકોને પૂછીએ એમ વાદ કરતા પરસ્પરે નેત્રની હોડ કરી એટલે જે હારે તે પોતાના નેત્ર કાઢી આપે આગળ કોઇ ગ્રામમા જઇ લોકોને પૂછયુ કે ધર્મ ઉત્તમ કે અધર્મ ? તે વખતે તે મૂર્ખાએ પણ અધર્મનીજ સ્થાપના કરી, તે વાણી સાભળી સજ્જન હર્ષ પામ્યો આગળ જતા કુમારની પાસેથી હોડમા હારેલા નેત્ર માગ્યા કુમારે પણ પોતાની ચક્ષુ છરી વડે કહાઢી આપી તે વખતે સજ્જને કહ્યુ કે કેમ કુમારજી ધર્મના ફળ દીઠા કે ? આધળા તો થયા ? એમ કહી જરાવાર ત્યા બેસી પછી કુમારને મુકી ઘોડે ચડીને સજ્જન અન્ય દેશે જતો રહ્યો

હવે પાછળથી કુમાર વિચારવા લાગ્યો કે આપદા રૂપ નદીનુ પૂર, પૂર્વકૃત કર્મ પ્રમાણે મહારે વૃદ્ધિ પામ્યુ છે, પણ તેથી શુ ? ધર્મના પ્રમાદથી સર્વ સારૂ જ થશે એમ ચિતવી જ્ઞાન બળે ધર્મ ઉપર નિશ્ચળ મન કરી ઉભો રહ્યો એવામા સૂર્ય અસ્ત પામ્યો ચારે દિશાએ અધકાર પસર્યો, રાત્રિચર જીવો સચાર કરવા લાગ્યા, એવા અવસરે ત્યા વડ ઉપર ભારડ પક્ષીઓ મળી માહોમાહે વાર્તા કરવા લાગ્યા કે જેણે જે કૌતક દીઠુ હોય તે કહો તે વખતે એક બોલ્યો કે અહીંથી પૂર્વ દિશામા ચપા નગરમા જિતશત્રુ રાજા રાજ્ય કરે છે, તેને પુષ્પવતી નામે પુત્રી પ્રાણથી પણ વલ્લભ છે, તે મહારૂપ સાૈદર્યનુ નિધાન યાૈવનાવસ્થા પામી પણ કૃત કર્મને યોગે તેને અધ પણુ પ્રાપ્ત થયુ છે એક દિવસે રાજા પોતાની પુત્રીને ખોળામા બેસાડી વિચારવા લાગ્યો કે એક તો દીકરી છે તે સ્વભાવે ચિતાનુ જ કારણ છે અને વળી એ તો કર્મે કલકિત છે અને વિવાહ યોગ્ય પણ થઇ છે હવે શો ઉપાય કરવો ? એમ વિચારી નગરમા ઢઢેરો ફેરવાવ્યો કે રાજાની પુત્રીની આખો જે સારી કરે તેને રાજા અર્ધુ રાજ્ય તથા તેજ કન્યા આપે એવી રીતે રાજપુરૂષો ત્યા ચહુટે ચહુટે ઢઢેરો ફેરવે છે એ કૌતુક મે દીઠુ હવે આગળ શુ થાશે ? તે હુ જાણતો નથી

એવુ સાભળી વળી ન્હાનો ભારડ બોલ્યો કે હે તાત ! તમે જાણતા હો તો કહો કે નેત્ર સારા થવાનો કોઇ ઉપાય છે ? તે સાભળી વૃદ્ધ ભારડ બોલ્યો કે હે

## જળથી શરીરશુદ્ધિ માટે અસંભવ.

मेरूपमानमधुपव्रजसेवितान्त चेज्जायते वियति कञ्जमनन्तपत्रम् ।
कायस्य जातु जलतो मलपूरितस्य शुद्धिस्तदा भवति निन्द्यमलोद्भवस्य ॥१५॥

મેરૂપર્વત સમાન ભ્રમરાઓના સમૂહથી જેનો એક છેડો સેવાયેલ છે એવું અનંત પત્રવાળું કમલ જો આકાશમાં ઉત્પન્ન થાય તો કદપિ મલમૂત્રથી પૂર્ણ નિન્દાયુક્ત મળોથી ઉત્પન્ન થયેલ શરીરની પાણીથી શુદ્ધિ થાય ! ૧૫

## જ્ઞાનજળથી આત્મશુદ્ધિ

किं भाषितेन बहुना न जलेन शुद्धिर्जन्मान्तरेण भवतीति विचिन्त्य सन्तः ।
त्रेधा विमुच्य जलजनितकृताभिमानं कुर्वन्तु बोधसलिलेन शुचित्वमत्र ॥ १६ ॥

બહુ કહેવાથી શું, પાણીથી સ્નાન કરવાથી બીજે જન્મે પણ શરીરની શુદ્ધિ થતી નથી એમ વિચાર કરીને સન્ત મહાત્માઓ ત્રણ પ્રકારે ( કર્તા, કાર્યિતા, અનુમોદિતાએ ) કરીને પાણીથી શુદ્ધ થવાના કરેલા અભિમાનને છોડીને અત્ર જ્ઞાન રૂપી જળથી સ્વકીય આત્મશુદ્ધિ કરો. ૧૬

## અષ્ટકર્મની શુદ્ધિ માટે ત્રિપુટીમંત્ર

दुष्टाष्टकर्ममलशुद्धिविधौ समर्थे निःशेषलोकभवतापविघातदक्षे ।
सज्ज्ञानदर्शनचरित्रजले विशाले शौचं विदध्वमपि निष्पजलाभिषेकम् ॥१७॥

હે સજ્જનો ! પાણીમાં શૌચનો ત્યાગ કરીને દુષ્ટ એવા * આઠ પ્રકારના કર્મની શુદ્ધિ કરવાના વિધિમાં સમર્થ, સમસ્ત લોકના સંસારના તાપનો નાશ કરવામાં ચતુર એવા સત્ ( સત્ય ) જ્ઞાન, સદ્દર્શન, અને સચ્ચારિત્રરૂપી વિશાળ પાણીમાં શૌચને કરો. ૧૭

## જ્ઞાનજળનું પ્રક્ષાલન

निःशेषपापमलबाधनदक्षमर्च्यं ज्ञानोदकं विनयशीलतटद्वयाढ्यम्
चारित्रवीचिनिचयं मुदितामलत्वं मिथ्यात्वमीनविकलं करुणाद्यगाधम् ॥ १८ ॥

સમગ્ર પાપના મલનો નાશ કરવામાં ચતુર પૂજવા યોગ્ય, વિનય અને શીલ એ બે કાંઠા સુધી ભરેલું, ચારીત્ર રૂપી લહેરોના સમૂહવાળું, આનન્દ યુક્ત જેમાં નિર્મલપણું છે અને મિથ્યાત્વ રૂપી માછલાઓથી રહિત, કરૂણા વગેરે ઉત્તમ ગુણોથી અગાધ એવું જ્ઞાનરૂપી પાણી છે ૧૮

* જ્ઞાનાવરણ ૧ દર્શનાવરણ ૨ વેદની ૩ મોહની ૪ આયુષ ૫ નામ ૬ ગોત્ર ૭ અને આંતરાય ૮

પોતાના અધર્મથી છુટો પડવા પછી જે દુખો ભોગવવા પડયા હતા તે યાદ કરી રાજકુમાર પાસે માફી માગી. છતા રાજકુમારે તો તેનો ઉપકાર માનવા તેને પ્રધાન પદવી આપી,

એ ખબર કુમારની સ્ત્રી પુષ્પાવતીએ સાભળ્યા તે વખતે ભર્તાર પ્રત્યે કહેવા લાગી કે હે સ્વામીન્ ! એ તમારો બાલપણાનો મિત્ર છે તો એને એકાદ ગામ આપી દ્યો પણ તમારાથી દૂર રાખો, પરતુ પાસે ન રાખો કેમકે ॥ યતઃ ॥

दुर्जनः परिहर्तव्यो विद्यया भूषितोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयकरः ॥

મતલબ કે સર્પ મણિથી ભૂષિત હોય છતા ભય શુ નથી કરતો ? માટે દુર્જનમાં વિદ્યા હોય છતા તેનો વિશ્વાસ કરવો નહિં દુર્જનને ઉપકાર કરતા ઉલટુ દુ ખ થાય છે

જેમકે કોઇ એક કાગડો બગ આદિને તરતો જોઇ પોતે પણ તેમની પેઠે મત્સ્ય ભક્ષણ કરવા સારૂ પાણીમા પડયો, પણ તરતા આવડતુ નથી તેથી પાણીમા ડુબવા લાગ્યો, ત્યા તેને કોઇ દયાળુ રાજહ સિણીએ જોયો, તેને દયા આવી તે વખતે રાજહ સને કહેવા લાગી કે હે સ્વામી ! બાપડો કાગડો ડુબે છે, માટે તમે ઉપકાર કરી એને કાઢો તે વખતે દ પતીએ મળી ચાચે તાણી પકડીને બહાર કાઢયો પછી કાગડો હ સ હ સિણીને પગે લાગી કહેવા લાગ્યો કે હે ભાગ્યવાનો ! હુ જ્યા સુધી જીવતો રહુ ત્યા સુધી તમારો ઉપકાર માનીશ હવે કૃપા કરી તમે બેઉ જણ અમારા વનમા આહાર ભક્ષણ કરવા આવો તે વખતે હ સે હ સિણીને પૂછયુ કે કેમ ત્હારી શી મરજી છે ? હ સિણી બોલી કે હે સ્વામી ! ઉપકાર સર્વને કરીએ પણ અજાણ્યાની સ ગત ન કરીએ, એમ હ સિણીએ વાર્યો, તો પણ દાક્ષિણ્યતાને લીધે હ સ કાગડાની સાથે વનમા ગયો તે બેઉ કોઇ લીંબડાના ઝાડ ઉપર બેઠા તે વૃક્ષની નીચે કોઇ રાજા આવી વિસામાને અર્થે ઉભો રહ્યો છે તેના ઉપર કાગડો વિષ્ટા કરી ત્યાથી ઉડી ગયો રાજાએ ઉ ચુ જોઇને હ સની ઉપર બાણ મૂકયુ તેથી હ સ તરફડતો ભૂમિ ઉપર પડયો, રાજાએ વિચાર્યુ કે આ ધવલ કાગ એ કૌતુક જેવી વાત છે તે સાભળી હ સ બોલ્યો—

नाहं काको महाराज ! हसोऽहं विमले जले ।
नीचसंगप्रसगेन मृत्युरेव न सशयः ॥

આપ્રમાણે દ્રષ્ટાંત આપી સ્ત્રીએ ઘણું કહ્યુ પર તુ કુમારે દાક્ષિણ્ પણે તેનો સ - સર્ગ ચાલુ રાખ્યો

# आत्मविचार–अधिकार.



આત્માની અતર તથા બાહ્ય શુદ્ધિ થયા પછી આત્મગુણ અને તેની સત્તાનો વિચાર કરવાનો છે, જે આત્મશક્તિ અનત તેજોમય અને સર્વ શક્તિમાન છે તેની મહત્તા ન સમજવાથી લોકો મનુષ્ય જાતની પ્રાપ્તિ થયા છતા આત્મવીર્ય ફોરવી શકતા નથી તેમને આત્મસત્તાનો અનુભવ કરાવવા નિજસ્વરૂપ કેટલીક બીના આ અધિકારમા દર્શાવવાને શરૂ કરવામા આવે છે

## આત્મસત્તા

* તમે ઘરની બહાર ગયા હો અને તમારા ઇષ્ટ મિત્રથી તમને ખબર મળે કે તમારે ઘેર 'વાઇસરોય' તમને મળવા આવ્યા છે તો તમે હજાર કામ પડતા મૂકી કેવા ધસમસ ઘરભણી વળો છો? હર્ષમા તમે માર્ગમા કેટલીવાર ઠોકરો ખાઓ છો? કોઇ માર્ગમા એક ક્ષણવાર તમને રોકે તો તમે તેના ઉપર કેવા ચીડાઇ જાઓ છો? અને ઘરમા પેસતાજ તમે ફાટેલી આખોથી કેવા આમતેમ જુઓ છો? પ્રવેશ કરતા આગળના દિવાનખાનામા "વાઇસરોય"ને ન જોતા તમે કેવા, જે મળે તેને "વાઇસરોય" ક્યા છે "વાઇસરોય" ક્યાં છે, એ પ્રશ્નો પૂછો છો, અને મેડા ઉપર કે અન્ય ખડમા છે, એમ જાણતા તમે કેવા તે ખડમા ત્વરિત વેગથી ધસો છો? અને એમ છતા અસખ્ય વાઇસરોયોના અસખ્ય અક્ષૌહિણી સૈન્યો એકઠા કરતા પણ જેની તુલના સ્વલ્પ અશમા પણ થઇ શકવા સભવ નથી, એવા અનત જગધિરાજ પરમેશ્વર, આ શરીરમા, હૃદયમદિરમા, નિરતર સમીપ સ્થિત છે, એવુ સત્પુરૂષો તથા સત્શાસ્રો મેઘગર્જનથી નિત્ય વદતા છતા ઘણુ મનુષ્યો તે વચનને શ્રવણ કરતા નથી શ્રવણ કરે છે તો તે વચનને સત્ય માનતા નથી, સત્ય માને છે તો તે પરમેશ્વરને જોવા અલ્પ પણ પ્રયત્ન કરતા નથી, અને પ્રયત્ન કરે છે તો પહેલા ઓરડામા નહિ જોતા નિરાશ થઇ, સત્પુરૂષો તથા સત્શાસ્રોના યથાર્થ વચનમા અશ્રદ્ધા ધરી, આખુ ઘર શોધવાના સ્વલ્પ દૃઢ પ્રયત્ન કરતા નથી પણ પરમેશ્વર હૃદયમદિરમાથી બહાર નીકળી આપે આપ દર્શન આપશે, એવી દુરાશાને વશ થઇ આળસ તથા પ્રમાદમા કાલ ગાળે છે તમને પરમેશ્વર તમારી પાસે છતા, તમારા હૃદયમા છતા, થોડા કાળના પ્રયત્નથી જણાવાનો સર્વ સભવ છતા, જોવાની ગરજ નથી, જોવાની નવરાશ નથી, તો પરમેશ્વરને પણ તમને દર્શન દેવાની ગરજ નથી અને દર્શન આપવાની નવરાશ પણ નથી ખાવાપીવાની, ફરવાહરવાની, મિત્રાદિને હળવામળવાની, વ્યવહારના અસખ્ય કામો કરવાની, અને અનેક પ્રસગે દુસ્તર

* અધ્યાત્મતત્ત્વ પોષક ગ્રથમાળા પ્રથમ અક્ષ

જરૂરનુ છે કેમકે તેવા અરસપરસના પુષ્ટિ આપતા ધર્મ તત્વના એકત્ર સેવનથીજ તે સ્વલ્પ સમયમા લાભપ્રદ થાય છે તેથી આવી રીને ધર્મના મહાન ફરમાનો–આજ્ઞાને શિર્ષા વધ ગણુતા સ્યાદ્વાદ સ્વરૂપના પ્રસંગો જાણુવાને આ અધિકારનો આરભ કરવામા આવે છે

## તપ અને શમનો સહયોગ.

### अनुष्टुप् ( १ थी १० )

नयतोऽभीप्सित स्थानं प्राणिनस्तौ तपः शमौ ।
समनिश्चलविस्तारौ पक्षाविव विहङ्गमम् ॥ १ ॥

સમાન અને સ્થિર વિસ્તારવાળી બે પાખો જેમ પક્ષીને તેના ઇચ્છિત સ્થાન મા લઇ જાય છે, તેમ સમતા ઉપર સ્થિર વિસ્તારવાળા તે તપ અને શમ પ્રાણીઓને ઇચ્છિત સ્થાને લઇ જાય છે ૧ ×

## બ્રહ્મચર્યનુ માહાત્મ્ય.

युक्तौ धुर्याविवोत्सर्गापवादौ वृषभाविभौ ।
शीलाङ्गरथमारूढ क्षणात्प्रापयतः शिवम् ॥ २ ॥

ભાર વહન કરી શકે તેવા જોડેલા બલદોની જેમ ઉત્સર્ગ અને અપવાદ શીલાંગ–સહસ્ર અગવાળ બ્રહ્મચર્ય રૂપી રથ ઉપર ચડેલા પ્રાણીને ક્ષણુવારમા મોક્ષે લઇ જાય છે ૨

## નિશ્ચય અને વ્યવહાર ધર્મ.

निश्चयव्यवहारौ द्वौ सूर्याचन्द्रमसाविव ।
इहामुत्र दिवारात्रौ सदाद्योताय जाग्रतः ॥ ३ ॥

આ લોક તથા પરલોકમા નિશ્ચય અને વ્યવહાર એ બને સૂર્ય ચદ્રની જેમ ઉદ્યોત–પ્રકાશ આપવાને અનુક્રમે રાત્રિ દિવસે સદા જાગ્રત રહેલા છે ૩

## મનઃશુદ્ધિ અને સયમનો યોગ.

अन्तस्तत्व मनःशुद्धिर्बहिस्तत्व च सयमः ।
कैवल्य द्वयसयोगे तस्माद् द्वितयभाऽभव ॥ ४ ॥

મનની શુદ્ધિ રાખવી એ અતર તત્વ છે અને સયમ એ બાહિરનુ તત્વ છે તે બને તત્વોના સયોગ થવાથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેથી હે ભવ્ય જીવ, તુ તે મન શુદ્ધિ અને સયમ બનેને સેવનારો થા ૪

× ૧ થી ૧૦ નમસ્કાર માહાત્મ્ય

થઇ જાય છે પરંતુ પાતાલ ફાડીને કૂવામાં પ્રકટાવેલું જળ અખુટ રહે છે બાર બાર કોસ રાત્રિ દિવસ ચાલુ રાખવા છતાં આવા પાતાળી કૂવાના પાણી ઓછા થતા નથી ચિતિશક્તિ એ પાતાળી કૂવો છે એ પાતાળી કૂવામાંથી જળ પ્રાપ્ત કરવાનો અંતર પ્રયત્ન જેઓ સેવે છે, તેમને જળનો દુકાળ અનુભવવાનો પ્રસંગ કદી પણ આવતો નથી બાહ્ય જગત્ એ હોજ અથવા ટાંકી છે, એમાંથી જળ પ્રાપ્ત કરવાનો બાહ્ય પ્રયત્ન જેઓ સેવે છે તેઓનું જળ નિત્ય ઓછું થાય છે, અને તેઓને નિત્ય અને નિત્ય નવું જળ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન સેવ્યા કરવો પડે છે

## આત્માની આત્મતા.

અસંખ્યાત પ્રદેશી', અનંત જ્ઞાનમયી, અનંતદર્શનમયી, અનંત ચારિત્રમયી, અનંત વીર્યમયી, અનંત દાન યી, અનંત લાભમયી, અનંત ભોગમયી, અનંત ઉપભોગમયી, અરૂપી, અખંડ અગુરૂ લઘુ મયી, અક્ષયી અજરઅમર અશરીરી અદ્વિતીય, અનાહારી, અવેદી, અનુપાધિ, નરાગી અદ્વેષી, અક્રોધી(અક્રોધી) અમાની, અમાયી, અલોભી, અલેશી, મિથ્યાત્વ રહિત' અવિરતિ રહિત યોગ રહિત, અયોગી, સિદ્ધ સ્વરૂપ, સંસાર રહિત, સ્વઆત્મ સત્તાવંત, પર સત્તારહિત, પર ભાવનો અકર્તા સ્વભાવનો કર્તા, પરભાવનો અભોક્તા, સ્વભાવનો ભોક્તા ગ્નેયનેતા, સ્વક્ષેત્રઅવગાહી, પરક્ષેત્ર સ્વપણે અનવગાહી, લોક પરમાણુઅવગાહનાવંત, ધર્માસ્તિકાયથી ભિન્ન અધર્માસ્તિકાયથીભિન્ન, આકાશથી ભિન્ન, પુદ્ગલથી ભિન્ન પરકાલથી ભિન્ન, સ્વદ્રવ્યવંત, સ્વક્ષેત્રવંત, સ્વકાલવંત સ્વસ્વભાવવંત દ્રવ્યાસ્તિકપણે નિત્ય, પર્યાસ્તિકપણે નિત્યાનિત્ય, દ્રવ્યપણે એક, ગુણપર્યાયે અનેક, દ્રવ્યાસ્તિક અનંતાધર્મ અનંતા પર્યાસ્તિકધર્મ એવી સ્વસત્તામયી ચેતન લક્ષણે લક્ષિત, સ્વમ પદાએ સંપૂર્ણ છે, પરસંગ પ્રણમ્યો સંસાર કરે, સ્વજ્ઞાન દર્શન ચારિત્ર પ્રવૃમ્યો સિદ્ધતા કરે, એ હવા આત્મદ્રવ્યની ઓળખાણ અનંત નયે અનંત નિક્ષેપેજ થાય, એ રીતેજ આત્માની પ્રતીતિ કરવી એવા પ્રતીતવંત જીવને જૈનમાર્ગી માર્ગમાં ગણે છે, એવો આત્મા જૈન માને, અનેકાંત મત મય કહ્યો છે, એકાંતમાને તે મિથ્યાત્વી જાણવો, અનેકાંતે સ્યાદ્વાદ પ્રતીત તે સમકિત દર્શન એ રીતે જ્ઞાન તે જ્ઞાન તથા એમાં રમવું તે ચારિત્ર, એ રત્ન ત્રયી વંતને આત્મજ્ઞાન દર્શન ચારિત્રાદિ અનંત ગુણ મયી છે, આત્માનું સ્વરૂપ સદા છે, સમકિત જીવને સદા આત્મામાં ભાવવું, આ પ્રમાણે ઇશ્વરનું સ્વરૂપ સમજાવી ખરૂં સુખ દરશ કરાવવા આત્માની આત્મતા સમજાવનાર આ અધિકાર પૂર્ણ કરવામાં આવે છે



## સિદ્ધ સ્થાન મેળવવાનો માર્ગ.

तदेकान्तग्रहावेशमष्टधीगुणमन्त्रतः ।
मुक्त्वा यतध्वं तत्वाय सिद्धत्वे यदि कामना ॥ १० ॥

જો સિદ્ધપણુ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો આઠ પ્રકારની બુદ્ધિના ગુણોથી વિચાર કરી એકાંતવાદના આગ્રહનો આવેશ છોડી તત્વ મેળવવાને માટે યત્ન કરો ૧૦

## જડવાદનો પરાકર્ષ.

**આદર જીવ ક્ષમા ગુણ આદર—એ દેશી (૧૧ થી ૧૭)**

મિથ્યા મતિના એ ષટ્ થાનક, જેહ ત્યજે ગુણવંતોજી,
સુધુ સમકિત તેહજ પામે, ઇમ ભાખે ભગવંતોજી,
નય પ્રમાણથી તેહને સૂઝે, સઘળો મારગ સાચોજી,
લહે અંશ જિમ મિથ્યાદષ્ટિ, તેહમાં કો મત રાચોજી ૧૧*

ગ્રહી એકેક અંશ જિમ અંધળ, કહે કુંજર એ પૂરોજી,
તેમ મિથ્યાત્વી વસ્તુ ન જાણે, જાણે અંશ અધૂરોજી,
લોચન જેના બિહુ વિકસ્વર, તે પૂરો ગજ દેખેજી,
સમકિત દષ્ટિ તેમજ સકલનય, સંમત વસ્તુ વિશેષેજી ૧૨+

---

* ૧ નાસ્તિકવાદ, ૨ અનિત્યવાદ, ૩ અકર્તૃવાદ, ૪ અભોક્તૃવાદ, ૫ મોક્ષાભાવવાદ, અને ૬ અનુપાયવાદ એ મિથ્યા મતિના ૭ વાદને જે ગુણી જન ત્યજી દે છે, તે શુદ્ધ સમ્યકત્વને પ્રાપ્ત કરે છે, એમ શ્રી જિનભગવંત કહે છે

સમ્યગ્દષ્ટિ તે અંશ અંશથી કેવળી છે, તેથી તેને નય પ્રમાણથી સઘળો સત્ય માર્ગ સૂઝે છે અને મિથ્યાદષ્ટિ તેને એક અંશે તત્વરૂપે સ્વીકારે છે અને બીજાનો દ્વેષ કરે છે તેથી તેમાં રાજી થશો નહીં. ૧૧+

+ જેમ કોઇ આંધા પુરુષો હાથીનો કોઇએક અંશ ગ્રહીને (એ હાથી છે) એમ સદ્દહે એટલે જે હાથીના દંત ગ્રહણ કરે તે હાથીને મૂલક પ્રમાણ કહે, જે સૂંઢ ગ્રહણ કરે તે દંડ પ્રમાણ કહે, અને જે કાન ગ્રહણ કરે તે સૂપડા પ્રમાણ કહે તેવી રીતે મિથ્યાત્વી વસ્તુનો યાવત્કર્મ માને છે, તાવત્ કર્મ માનને પૂર્ણ જાણે નહીં, તે અધૂરો એક અંશ ભેદાદિક જાણે છે, પરંતુ જેના બંને લોચન વિકસ્વર છે, તે તો હાથીને હાથ, પગ, દાંત વગેરે અવયવો જોઇ તેને સંસ્થાન–રૂપાદિકે વિશિષ્ટ–પૂર્ણ દેખે છે તેવી રીતે સમ્યગ્ દષ્ટિ સર્વ નય સંમત એવી વસ્તુને જાણી નયવાદમાં ઉદાસીન થઇ રહે છે, તેથી નિંદા કે સ્તુતિ કરતો નથી ૧૨

---

+ ૧૧ થી ૧૭ જૈનકથા રત્નકોષ ભાગ ૫ મો ષટ્સ્થાનકની ચોપાઇ

પર્યાયનું આધારપણું તે આધાર, એમ ઘટરૂપ કાર્યના ખટકારક છે, તેમજ આત્માને અનાદિ કાલના એ છ કારક, બાધકરૂપે પરિણમ્યા છે તે દેખાડે છે, ૧ આત્મા, પરિભાવ રાગાદિ, જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મનો કર્તા થયો છે, ૨ રાગ, દ્વેષની પરણતિરૂપ ભાવ કર્મે કરી, જ્ઞાનાવરણાદિ દ્રવ્ય પુદ્ગલને ગ્રહણ કરવારૂપ કાર્ય કરે, તે કાર્ય અથવા કર્મ નામા બીજુ કારક, ૩ અશુદ્ધ વિભાવપરિણતિરૂપ ભાવાશ્રવ તે ઉપાદાન, અને હિંસાદિ અઢારે પાપ સ્થાનકના સેવનરૂપ દ્રવ્યાશ્રવ તે નિમિત્ત તે બે કારણથી કર્મ બંધાય છે, માટે એ કરણ નામા ત્રીજુ કારક જાણવુ, ૪ અશુદ્ધ ક્ષયોપશમનો તથા દ્રવ્ય કર્મનો લાભ, તે સંપ્રદાન નામા ચોથુ કારક જાણવુ, ૫ સ્વરૂપરોધ, શુદ્ધક્ષયોપશમની હાણી, અને પરભવાનુયાયિતા, તે અપાદાનનામા પાંચમુ કારક, ૬ અનંત અશુદ્ધ વિભાવતા તથ જ્ઞાનાવરણાદિ કર્મને રાખવારૂપ જે શક્તિ, એટલે તેને વિષેજ ચેતનાની વિશ્રામતા, સ્થિતિ, તે આધારનામા છઠ્ઠુ કારક જાણવુ, એ રીતે એ છ કારકનુ ચક્ર અનાદિનુ અશુદ્ધપણે બાધકતારૂપે આત્માને પરિણમી રહ્યુ છે, તે જે વખતે સાધક આત્મા, પોતાનો સ્વધર્મ નિપજાવવા પણે પરિણમાવે, તે પ્રસંગે એ છએ કારક સાધકપણે પ્રવર્ત્યા થકા, સ્વગુણરૂપ આત્મધર્મની સાધના કરે, એ રીતે છ કારક સાધકપણે પરિણમ્યા થકા, કાર્ય નિપજે, શુદ્ધ સ્વરૂપ થાય, એ સ્વરૂપ પરિણામિકતારૂપ સ્વકાર્ય કારકપણું, કોને કોને, ક્યારે અને કેવી રીતે પરિણમે ? તે કહે છે, જે નિરાબાધ, શ્રી સિદ્ધ ભગવંત, તેહનો છ કારક, તે શુદ્ધ, સિદ્ધસ્વરૂપપણે પ્રવર્તે છે અને બાધક જીવોના બાધકપણે પરિણમે છે, તથા સાધક જીવોને સમકિતિ ગુણ ઠાણાથી માંડીને ચૌદમા અયોગી ગુણ ઠાણા પર્યંત સાધકપણે પરિણમે છે, તથા સિદ્ધ ભગવાનના શુદ્ધ સ્વરૂપરૂપે પરિણમે છે, એમ એ ખટકારક ચક્ર, સાધકને સાધકરૂપે, બાધકને બાધકરૂપે, અને સિદ્ધને શુદ્ધ સાધ્ય સ્વરૂપે, યથાયોગ્યપણે ઉત્તમ સુકૃતા, જીવની રુચિ અરુચિની યોગ્યતા પ્રમાણે પરિણમે છે, પણ જ્યા સુધી જીવ અનાદિ કાળની ભવવાસનાએ પ્રેરાયેલો બાધકતાનો ત્યાગ કરીને સાધકતાને અવલંબે નહી, સ્વરૂપ અભ્યાસ થાય નહી, ત્યા સુધી તેના સર્વ શુભ વ્યાપારો એટલે ધર્મ કરણી પણ પરમાર્થે ભવ પ્રાપ્તિરૂપ કાર્ય કરવા તરફજ છે, એમ સમજવુ, કેમકે શ્રીપૂજ્ય ભગવાને કહ્યુ છે, કે આત્મા તત્ત્વ કર્તાપણે થયા વિના સર્વ શુભ પ્રવર્તન તે બાળકની ચાલ છે, અર્થાત્, અજ્ઞાનમય બાળચેષ્ટાવત્ જાણવુ, માટે કારક ચક્ર બાધકતાથી વારીને, સાધકતાને અવલંબીને તે કારક ચક્રને સમારવુ, સ્વરૂપાનુયાયી કરવું, અને આત્માને એમ કહેવુ જે હે ચેતન ! તુ પરભવનો કર્તા, તથા ભોક્તા, અને ગ્રાહકના નહિ તુ તો સંપૂર્ણ જ્ઞાનાનંદનો શુદ્ધ વિલાસી છે, અને તુ જે પરભાવમા રમી રહ્યો છે, તથા પરભાવનો ભોગ થઇ રહ્યો છે, એ તુજને ઘટે નહિ, તારૂ કાર્ય, તો અનંત ગુણ પરિણામિકરૂપ સ્વરૂપભોક્તાપણુ છે, તે માટે હે ચૈતન્ય હંસ ! હવે તુ ય

મન વ્યાકુળ હોય તો પણ નિરન્તર ધર્માચરણ કરવું ત્યાં દૃષ્ટાન્ત આપે છે કે-મેઢી, હાલરામા જુતેલ એવો બળદ ભમતો હોય તો પણ ઘાસના ગ્રાસને કરે છે અર્થાત્ ઘાસમા મોઢુ નાખી ખાવાનુ કાર્ય કરે છે ૧ +

### ધર્મારાધન માટે અવકાશ લેવાની જરૂર.

चत्वारः प्रहरा यान्ति देहिना गृहचेष्टितैः ।
तेषा पादे तदर्धे वा कर्तव्यो धर्मसंग्रहः ॥ २ ॥

મનુષ્યોને ઘરના કાર્યો કરવામા દિવસના ચાર પહોરો ચાલ્યા જાય છે માટે તેમાથી એક પહોરમા અગર અર્ધી પહોરમા પણ ધર્મ સગ્રહ કરવો ૨

### ચાર પુરૂષાર્થ વગર જીવનની નિષ્ફળતા.

धर्मार्थकाममोक्षाणा यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ ३ ॥

જે મનુષ્યને ધર્મ, અર્થ, કામ, મોક્ષ આ ચાર પુરૂષાર્થોમાથી એક પણ ન હોય તેનો જન્મ બકરીના ગળાના સ્તનની માફક નિરર્થક છે અર્થાત્ બકરીના ગળાના સ્તનોમાથી દૂધ નિકળતુ નથી તેમ આ પુરૂષનુ જીવન પણ અર્થ હીન છે ૩

### ધર્મના ફળ છતા દ્રોહી વર્તનનુ છેવટ.

धर्मादधिगतैश्वर्यो धर्ममेव निहन्ति यः ।
कथ शुभगतिर्भावी स स्वामिद्रोहपातकी ॥ ४ ॥

ધર્મથી ઐશ્વર્યને પામીને એટલે જે ઐશ્વર્યાદિ પ્રાપ્ત થાય એ, તે ધર્મથીજ પ્રાપ્ત થાય છે છતા જે પુરૂષ ધર્મનોજ નાશ કરે છે તે શુભ ગતિવાળો કેમ થાય? અર્થાત્ તેની શુભ ગતિ ક્યાથી થાય? કારણ કે તે સ્વામીના દ્રોહનો પાતકી છે અર્થાત્ તે ખરો ધણી જે ધર્મ, એટલે ધર્મજ ઐશ્વર્યાદિનો દેનાર છે, તેના દ્રોહનુ પાતક કરનાર થયો છે ૪

### ધર્માદિ ત્રિવર્ગહીન પુરૂષનુ શુષ્ક જીવન.

यस्य त्रिवर्गशून्यानि दिनान्यायान्ति यान्ति च ।
स लोहकारभस्त्रेव श्वसन्नपि न जीवति ॥ ५ ॥

જે પુરૂષના ધર્મ અર્થ, કામ આ ત્રિવર્ગથી રહિત દિવસો આવે છે અને જાય છે તે પુરૂષ લુહારની ધમણની માફક શ્વાસ લેતા છતા પણ જીવતો નથી અર્થાત્ મૃત તુલ્ય છે ૫

+ ૧ થી ૨૮ સૂક્તિમુક્તાવલી

વશ્ય તમે કહેવાનાજ કે તે વાંક સૂર્યનો નહિ પણ પેલા મનુષ્યનો. સૂર્ય તો પોતાના કિરણદ્વારા જગતમા પ્રકાશ આપ્યાજ કરે છે પણ તેને ગ્રહણ કરવો યા ન કરવો એ મનુષ્યનુ કામ છે તેવીજ રીતે પરમાત્મા તો સદા સુખને માટે પ્રવર્તે છે પણ તેમના અભિમુખ રહી સુખને મેળવવુ યા વિમુખરહી દુખને મેળવવુ એ મનુષ્યનુ કામછે

સામર્થ્યાદિ કયા છે! એવો કોઇ પ્રશ્ન કરે અને કહે કે અમારે તો સુખ અને સામર્થ્ય મેળવવુ તો ઘણુ ય છે પણ કરીએ શુ ? સમુદ્રના જળની ઇચ્છા તો હોય પણ જેના સમુદ્રજ દીઠો ન હોય યા તો સમુદ્ર કયા છે તેનુ જ્ઞાનજ ન હોય તો પછી સમુદ્ર જળ કયાથી મેળવવુ ? આવો પ્રશ્ન કહવો એ સ્વાભાવિક છે આ સામર્થ્યોદધિ તમારીજ પાસે છે તે સૂર્ય જેટલે ઉચે કે સમુદ્ર જેટલે વેગળે નથી તે તમારી નજીકમા નજીક છે તે પહાડ પર્વતો કે ગુફામા નથી, તે તમારી નિકટમાં નિકટ છે તે તમો જાણો છો છતા તે વચનો ઉપર અવિશ્વાસ રાખી તેને મેળવવાનો તમે કદી પણ પ્રયત્ન કર્યો નથી અને તેથીજ તે તમારી નિકટ હોવા છતા તમને વેગળે અને વેગળે ભાસે છે

પરમાત્મા તમારામાજ છે તમારા હૃદયમા સુખના કિરણોને પ્રસરાવતા તે સદાકાળ વિરાજમાન છે તે કિરણોમા પ્રવેશ કરી સુખને ગ્રહણ કરવુ એ તમારૂ કામ છે તે કિરણોમા પ્રવેશ ન કરતા જેમ અધારી કોટડીમા રહી સૂર્યના પ્રકાશને કોઈ ગ્રહણ ન કરી સૂર્યને દોષ દે તો તે મૂર્ખ ગણાય, તેમ તમે જો, પરમાત્માભિમુખ થઈ સુખના કિરણોને ગ્રહણ કરી ન શકતા દુખના રોદડા રડયા કરો તો તેમા પરમાત્મા સુખ નથી આપતા એ કહેવુ એ મૂર્ખતાભર્યું કહેવાય છે

પરમાત્માભિમુખ થવાને માટે જે રસ્તે પરમાત્મા પાસે જવાય છે તે રસ્તાની વચ્ચે આડે આવેલી વસ્તુઓને આપણે ખસેડવી જોઇએ જેમ ઘરના બારણા ઉઘાડવાથી સૂર્ય પોતાની મેળે તેમા પ્રકાશ નાખે છે, તેમ આપણે પણ પરમાત્મના સુખમય કિરણોને ગ્રહણ કરવાને માટે શુભ વિચારો રૂપી દરવાજાને ઉઘાડવા જોઈએ અને આ પ્રમાણે કામના, ક્રોધના, મોહના, ભયના ઉદ્વેગના દ્વેષના અને એવાજ અશુભ વિચારોને દૂર ખસેડી પરમાત્માના સુખમય કિરણોને ગ્રહણ કરવા જોઇએ

ઉપરોક્ત હકીકતથી પરમાત્મા તમારામાજ વિલસી રહ્યા છે, તે જાણી તમારા હૃદયમાજ તેમનુ નિવાસસ્થાન છે તે પ્રતિ અભિમુખ થાવ

અભિમુખ શી રીતે થવુ એવો પ્રશ્ન આ સ્થળે સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે પરમાત્માકાર વૃત્તિ કરો, પરમાત્મા જય રે તમારા હૃદય ગમ પ્રદેશમા છે એવુ તમે જાણ્યુ તો પછી તેમના પ્રતિ એકાગ્ર વૃત્તિથી તેમના ગુણ અને સામર્થ્યનુ ચિંતન કરતા તમારા વિચારોના ઢોકડાને વેગળા મૂકો અને માત્ર પરમાત્માના ગુણ ધર્મોના વિચારોનેજ ગ્રહણ કરી તેજ વિચારૂપ દોરડે વળગ્યા વળગ્યા જાવ

ન્યાય શાસ્ત્રમા નિપુણ એવા વિદ્વાનો સર્વ કાર્યોમા સ્થિરતા રાખવી એમ કહે છે પરતુ ધર્મ કાર્ય તુર્ત કરવુ એમ કહે છે કારણ કે જેના મધ્યમા ઘણા વિઘ્નો પડે છે એવા ધર્મની ગતિ ઉતાવળી છે ૧૦

## ધર્મારાધન સિવાયના જીવનનીજવાબદારી.

प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जित धन ।
तृतीये नार्जितो धर्मश्चतुर्थे किं करिष्यति ॥ ११ ॥

જે પુરૂષે પ્રથમ ઉમરમા વિદ્યા ન મેળવી હોય બીજી અવસ્થામા ધન ન મેળવ્યુ હોય અને ત્રીજી અવસ્થામા ધર્મોપાર્જન ન કર્યુ હોય તો તે પુરૂષ ચોથી વૃદ્ધાવસ્થામા શુ કરી શકશે ? અર્થાત્ કાઇ કરી શકશે નહિ. ૧૧

## ધર્મ હીન એવો ધનાઢય પુરૂષ કેટલુ ટકી શકશે?

छिन्नमूलो यथा वृक्षो गतशीर्षो महाभट ।
धर्महीनो धनी तद्वत्कियत्काल ललिष्यति ॥ १२ ॥

જેનુ મૂલ છેદાય ગયેલ છે એવુ વૃક્ષ અને જેનુ મસ્તક કપાય ગયેલ છે એવો યોધો જેમ ટકી શકતો નથી તેમ ધમ થી હીન એવો ધનાઢ્ય પુરૂષ કયા સુધી રહી શકશે ૧૨

## ધર્મપ્રિય અને અધર્મીઓની સ્થિતિમાં અતર.

मूलभूत ततो धर्म सिक्त्वा भोगफल बुधाः ।
गृह्णन्ति वहुशो मूढाः समुच्छिद्यैकदा पुनः ॥ १३ ॥

તેથી સર્વના મૂલ રૂપી એવા ધર્મનુ સેચન કરી બુદ્ધિમાન્ પુરૂષો તેના ભોગ રૂપ મોક્ષાદિ ફલને પ્રાપ્ત થાય છે પરતુ ઘણા મૂઢ પુરૂષો તો એક વખતે ધર્મ વૃક્ષના મૂલને કાપીને દુ ખી થાય છે ૧૩

## ધર્મથી ઉભય લોકમા આલ્હાદ.

यदि मोक्षफल काले भविता धर्मशाखिनः ।
सिक्तस्तथापि ससारसौख्यच्छाया करोत्यसौ ॥ १४ ॥

જો કે ધર્મ રૂપી વૃક્ષનુ મોક્ષ રૂપી ફલ કેટલાક સમય બાદ થશે, તો પણ તે ધર્મ વૃક્ષનુ સેવન કરવામા નિત્ય આવતુ હશે તો આ ધર્મરૂપી વૃક્ષ સસારના સુખ રૂપી છાયાને કરે જ છે અર્થાત્ ધર્મ આ લોક અને પરલોક એમ બન્ને લોકના સુખને સિદ્ધ કરવાવાળો છે ૧૪

નથી તેને ઓરડાઓ વાળવા સાફ કરવા, ટેબલ લુછવા, બેડકો સાફ કરવી વગેરે કરવુ પડતુ નથી. તે આવનાજ સર્વ કામ વ્યવસ્થિત રીતે શરૂ થાય છે જેમ સૂર્યના ઉગવાથીજ સર્વ સૃષ્ટિ જાગૃત થાય છે નદી, વનસ્પતિ, મનુષ્ય સર્વને આહ્લાદ થાય છે, તેવીજ રીતે જ્યારે હમે સત્ય સ્વરૂપમા હમારૂ થાણુ બેસાડશો ત્યારે હમે નિષ્પક્ષપાતી વળિ ન્યાયાધીશ તરીકે હમારા આત્માનો જગ્યાએ અધિષ્ઠિત થશો જ્યારે હમારો દિવ્ય આત્મા સત્ય શક્તિથી પ્રકાશવા લાગશે, ત્યારે સર્વ પરિસ્થિતિ પોતાની મેળેજ પોતાનુ કાર્ય કરવા લાગશે અને હમારી સમીપતાના સુખકારક પ્રકાશથી સર્વ વસ્તુઓ આનદિત અને સુવ્યવસ્થિત થશે

દરેક મનુષ્ય બાળકની એટલી બધી ખુશામત શા માટે કરે છે ? એ ન્હાનો સરખો બાળ રાજા મોટા મોટાઓને ખભે ચડી બેસે છે, અને તેમની મુછો ખેચે છે એ શાથી ? એનુ કારણ એજ કે બાળક પરિસ્થિતિથી અલિપ્ત અને અજાણતા જ બ્રહ્મમય સ્થિતિમા હોય છે

**ગામમા રાજા આવતો હોય તો કેટલી સફાઇ રાખવી પડે છે ? ત્યારે પ્રભુને હૃદયમા લાવવા માટે કેટલુ બધુ પવિત્ર થવુ જોઈએ ? એ વિચાર તો કરો**

* કલકત્તાનો ગવર્નર જનરલ આવવાનો હતો, તેથી મુબાઈ શહેરમા સુધારાની મોટી ધામધુમ ચ લી રહી હતી રસ્તાઓ સાફ થતા હતા, મકાનો ઉપર રગ અને વારનીસ લાગી રહ્યા હતા, રસ્તાઓ ઉપર લોકો વાવટા અને તોરણો બાધતા હતા, કોઈ કાગળના ફુલો ગોઠવતા હતા, કોઈ પોતાની દુકાન પાસે જરીના વકતાઓ લટકાવતા હતા, કોઇ ધજા પતાકા ફરકાવતા, કોઇ સોનેરી રૂપેરી મોટા અક્ષરે "ભલે પધારો નામદાર વાઈસરોય સાહેબ" એમ લખતા હતા, કોઈ સુશોભિત કાગળોની ભભકાદાર કમાનો બનાવતા હતા, કોઈ ફુલપાનના રોનકદાર આરકાઓ ગોઠવતા હતા, અને કેટલાક ઝવેરીઓએ પોતાના ઘર પાસે મોતીઓની શેરો લટકાવી દીધી હતી બદર ઉપર લોકોના ટોળે ટોળા મળતા હતા, અને રસ્તાની બેઉ બાજુએ બારે દબ૦બાથી લશ્કર ગોઠવાઈ ગયુ હતુ, તથા વાઇસરાય સાહેબના માનમા તોપોના બહાર થઇ રહ્યા હતા

મુબઇમા જયારે આવી ધામધુમ ચાલી રહી હતી, ત્યારે કાઠિયાવાડથી એક ભક્ત મુબઈમા આવેલા હતા, તે ભક્ત કોઇની ભલામણથી મુબઇના એક સુધરેલા શેઠીઆને ત્યા ઉતરેલા હતા, જે શેઠિયો અરધો વટલેલ જેવો હતો, તેથી તેને ભક્તની રીતભાત પસદ પડતી નહોતી એટલે વાતમા વાતમા તે ભક્તની ચેષ્ટા કર્યા કરતો હતો ભક્ત દિવસમા બે ત્રણ વખત નહાય, બહુ માલા-કઠી રાખે, બહુ તિ

* સ્વામીનુ વિમાન.

## ત્રણે અવસ્થામા આડકતરી ઉપાધિ.

### पादाकुलक

बालः प्रायो रमणासक्तस्तरुणः प्रायो रमणीरक्तः ।
वृद्धः प्रायश्चिन्तामग्नस्तदहो धर्मे कोऽपि न लग्नः ॥ १९ ॥

મનુષ્ય બાળક હોય ત્યારે ઘણુ કરી રમવામા આસક્ત હોય છે જુવાન હોય ત્યારે મ્હોટે ભાગે સ્ત્રીમા આસક્ત રહેછે અને વૃદ્ધથતા ત્યારે ઘણુ કરી ચિન્તા (હાય મરી જઇશ! આબાલકોનુ શુ થશે?) વિગેરે, મા મગ્ન રહે છે જ્યારે આશ્ચર્યછે કે! ધર્મમા કોઇ પણ મનુષ્ય કોઇ પણ અવસ્થામા આસક્ત નથી ૧૯

## મૃત્યુને જાણવાછતા ધર્મ તરફ અરૂચી

### उपजातिः

जानाति यज्जीवति नैव देही सम्बन्धिनो वेत्ति च मृत्युमाप्तान् ।
स्व ग्रस्यमानाञ्जरसावगच्छेन्न दुर्मतिर्धर्ममतिस्तथापि ॥ २० ॥

દેહધારી કોઇ મનુષ્ય અમર નથી એમ જાણે છે તેની સાથે સબધિ(સગા વ્હાલા) નામૃત્યુને પણ જાણે છે અને વૃદ્ધાવસ્થાથી ગળાતા મિત્રજનોને જાણે છે તોપણ દુર્મતિ વાળો મનુષ્ય ધર્મમા મતિ રાખતો નથી અર્થાત્ જાણે છે બધુ —કે ધર્મ શિવાયના અન્ય પદાર્થો સર્વ નશ્વર છે તોપણ ધર્માચરણ કરતો નથી ૨૦

## દૂધને બદલે ઝેરનુ પાન

### इन्द्रवज्रा, (૨૧-૨૨)

यत्नेन पापानि समाचरन्ति धर्मं प्रसङ्गादपि नाचरन्ति ।
आश्चर्यमेतद्धि मनुष्यलोके क्षीरं परित्यज्य विषं पिबन्ति ॥ २१ ॥

મનુષ્યો યત્નથી (મ્હેનત લઇ) પાપોને કરે છે અને પ્રસગથી પણ ધર્મનુ આચરણ કરતો નથી મનુષ્યલોકમા આ નક્કી આશ્ચર્ય છે કે દુધને તજીને લોકો ઝેરનુ પાન કરે છે ૨૧

## સ્વર્ગથી આવેલા પુણ્ય શાલી જીવોના ચાર લક્ષણો

स्वर्गच्युतानामिह जीवलोके चत्वारि नित्यं हृदये वसन्ति ।
दानप्रसङ्गो विमला च वाणी देवार्चनं सद्गुरुसेवनं च ॥ २२ ॥

ભાઈઓ ! ભક્તિના બહારના ચિન્હ તે પ્રભુ તરફની વફાદારીનો નિશાનીઓ છે, અને પ્રભુને અંતરમા લાવવાની તે તૈયારીઓ છે માટે જો પૂર્ણ પ્રેમથી મહાન પ્રભુને અંતરમાં લાવવા હોય તો શરૂઆતમા ભક્તિના બહારના ચિન્હોનો પણ કેટલેક દરજ્જે જરૂર છે

અંતઃકરણની શુદ્ધિ વિના આત્મશુદ્ધિ થવી અસંભવિત છે એમ સ્પષ્ટીકરણ કરી આત્મશુદ્ધિ અધિકાર પૂર્ણ કરવામા આવે છે

## आत्म प्रकाश-अधिकार.

આત્માની શુભ શ્રેણી અનુક્રમે હૃદય પર કાબુ મેળવી સર્વ વિકાર જે છેદી શકે ત્યારેજ તેનો નિરમળ પ્રકાશ દૃષ્ટિમા થઈ શકે છે તે માટે આત્મપ્રકાશનુ સ્વરૂપ સમજાવવાને આ અધિકારનો આરંભ કરવામા આવે છે

### સ્વપ્રકાશ આત્મશક્તિ.

### आर्या. (૧ થી ૩)

रविचन्द्रवह्निदीपप्रमुखाः स्वपरप्रकाशाः स्युः ।
यद्यपि तथाप्यमीभिः प्रकाश्यते क्वापि नैवात्मा ॥ १ ॥

સૂર્ય, ચંદ્ર, અગ્નિ, અને દીપક પ્રમુખ પદાર્થો જો કે પોતાને અને પર-બીજાને પ્રકાશ કરનારા છે તથાપિ એ સૂર્યાદિ પદાર્થો ક્યારે પણ આત્માને પ્રકાશ કરી શકતા નથી કારણ આત્મા સ્વપ્રકાશ છે ૧

### આત્માનો ઇંદ્રિયપર કાબુ.

सत्यात्मन्यपि किं नो ज्ञान स्वचेन्द्रियान्तरेण स्यात् ।
अन्धे दृक्प्रतिरन्धे करसम्बन्धे पदार्थभान हि ॥ २ ॥

જો આત્મા હોય તો બીજી ઇંદ્રિય વડે પણ શું જ્ઞાન નથી થતુ અર્થાત્ થાય છે કારણ કે દૃષ્ટિનો પ્રતિબંધ કર્યો હોય અર્થાત્ અંધ હોય તો પણ હાથ વડે પદાર્થનુ ભાન થાય છે ૨

### આત્માની સંપૂર્ણ શક્તિ.

जानाति येन सर्वं केन च त वा विजानीयात् ।
इत्युपनिषदामुक्तिर्यत आत्मा मनो तस्मात् ॥ ३ ॥

* ૧ થી ૩ કાવ્યમાલા ગુચ્છક આઠમો જૈનેનરૌક્તિ છે

દેવતાઓના પૂજનથી જેમ મદિર, ( મહેલ ) રસોથી જેમ કાવ્ય અને પ્રેમથી જેમ પ્રિયા શોભે છે તેમ ધર્મથી જીવ શોભે છે પણ કદાચ ધર્મહીન જીવ શોભતો નથી ૨૫

## સ્વરૂપવતી સ્ત્રી અને નિર્ધન મનુષ્યને ધર્મરક્ષણની મુશ્કેલી.

किं चित्र यदि राजनीतिकुशलो राजा भवेद्धार्मिकः
किं चित्र यदि वेदशास्त्रनिपुणो विप्रो भवेत्पण्डितः ।
तच्चित्र यदि रूपयौवनवती साध्वी भवेत्कामिनी
तच्चित्रं यदि निर्धनोऽपि पुरुषः पाप न कुर्यात्क्वचित् ॥ २६ ॥

રાજનીતિમા કુશલ રાજા ધાર્મિક ગણાય એ આશ્ચર્યની વાત નથી, તેમ વેદશાસ્ત્રમા કુશળ બ્રાહ્મણ વદનીય ગણાય એ પણ આશ્ચર્ય પામ્યા જેવુ નથી પ ણ રૂપ યૌવનવાળી કામિની સ્ત્રી જો પતિવ્રતા ધર્મ પાળે તથા નિર્ધન મનુષ્ય કયારે પણ પાપ નજ કરે એ ખરૂ આશ્ચર્ય છે ૨૬

## ધર્મનિષ્ટ પુરૂષોને ધન્યવાદ.

धन्यानामिह धर्मकर्मविषया वाञ्छापि सञ्जायते
धन्यानामिह तत्प्रवृत्तिरचना केषांचिदेवोद्भवेत् ।
धन्यास्तस्य च यान्ति पारमथवा धन्याःप्रशसन्ति ये
धन्यास्तेऽपि च येऽन्यलोकविहित धर्म न निन्दन्ति ये ॥ २७ ॥

આ લોકમા ધર્મ કર્મના વિષયવાળી ઇચ્છા ધન્ય પુરૂષોને ઉત્પન્ન થાય છે તથા તે ધર્મ કાર્યની પ્રવૃત્તિ તેમજ રચના ( ક્રિયા ) કોઇક ધન્ય પુરૂષોનેજ ઉદ્ભવે છે અને ધર્મના પારને પણ ધન્ય પુરૂષો પામે છે અથવા જેઓ ધર્મની પ્રશસા કરે છે તે પુરૂષો પણ ધન્ય છે, તેમજ જેઓ પરલોકના મોક્ષ સુખને આપનાર એવા ધ ર્મને નિન્દતા નથી તે પુરૂષો પણ ધન્ય છે ૨૭

## સર્વજ્ઞ પ્રણિત ધર્મ રક્ષકોને ધન્યવાદ.

તથા—

धन्या भारतवर्षसम्भविजना येऽद्यापि काले कलौ
निस्तीर्थेश्वर–केवले निरवधौ नश्यन्मनःपर्यये
तुच्छत्सूत्रविशेषसम्पदि भवदौर्गत्यदुःखप्रदे
श्रीजैनेन्द्रवचोऽनुरागवशतः कुर्वन्ति धर्मोद्यमम् ॥ २८ ॥

ઉત્તર—હે ભવ્ય જીવ, જ્યારે પોતાના ચરમ પુદ્ગલ પરાવર્તન રૂપ કાળમાં આવે ત્યારે કોઈ જીવની "તથાભવ્યતા" સ્વભાવેજ પાકે છે અને ઘણા જીવોની ઉપાયના સેવનથી પાકે છે

પ્રશ્ન—આપે ચરમ એટલે છેલ્લું પુદ્ગળ પરાવર્તન કહ્યું તો "પુદ્ગળ પરાવર્તન" કેટલા હોય છે? ને તેનું શું સ્વરૂપ છે?

ઉત્તર—હે ભદ્ર! આત્મા અને કાળ બન્ને અનાદિ હોવાથી અતીતકાળ સંબંધી પુદ્ગળ પરાવર્તન સર્વ જીવોને-દરેકને અનંતાનંત વ્યતીત થયા છે-કોઈને ઓછા થયા નથી અને અનાગતકાળે જ્યાંસુધી મોક્ષ નહીં પામે ત્યાંસુધીમાં કોઈ જીવને અનંતાનંત થશે, કોઈને અનંતા, કોઈને અસંખ્યાતા, કોઈને સંખ્યાત, કોઈને બે, કોઈને એક, કોઈને પોણું, કોઈને અરધું ને કોઈને પા થવાનું હોય છે એમ બાકી પુદ્ગળ પરાવર્તન અનંતાનંત જીવોને અનંતાનંત થવાના, તેમાંથી જેટલા જીવોને આ ચાલતું એકજ પુદ્ગળ પરાવર્તન બાકી રહ્યું હોય-આ પુદ્ગળ પરાવર્તનમાં જ જે જીવો મોક્ષે જવાના હોય, તેને છેલ્લા (ચરમ) પુદ્ગળ પરાવર્તન પ્રાપ્ત કહીએ તેમાં એ તથાભવ્યતા પાકે છે

પુદ્ગળ પરાવર્તન એ એક પ્રકારનું અતિ મહાન્ અનંતા વર્ષની સંખ્યાવાળું સર્વ પ્રકારના કાળમાનથી મોટું કાળમાન છે તેનું પરિમાણ અનંતા વર્ષોનું હોવાથી તે ગણી શકાય નહીં તેથી સર્વજ્ઞ ભગવાને શાસ્ત્રમાં વ્યવહારી જીવોને સમજવા માટે કેટલાક દાખલા અને તેનું માન આપેલા છે તેમાંથી એક દાખલો આ પ્રમાણે છે-આ ચૌદ રાજના પ્રમાણવાળો લોક અનંતાનંત છુટા પરમાણુઓથી તેમજ તેના દ્વિપ્રદેશી ત્રિપ્રદેશી યાવત્ અનંત પ્રદેશી સ્કંધોથી નિશ્ચિતપણે વ્યાપ્ત છે કે જે પરમાણુઓ ને સ્કંધો વર્તમાનમાં કોઈ જીવે ગ્રહણ કરેલા નથી ઉપરાંત અનંતાનંત જીવોએ ઔદારિક ૧, વૈક્રિય ૨, આહારક ૩, તૈજસ ૪, અને કાર્મણ ૫, એ પાંચ શરીરપણે તથા એકેન્દ્રિયાદિ સર્વ જીવોએ શ્વાસોશ્વાસપણે અને દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય ને પંચેંદ્રિ જીવોએ ભાષાપણે તેમજ પંચેંદ્રિય એવા નારકી તીર્યંચ મનુષ્ય અને દેવતાઓએ મનપણે ગ્રહણ કરેલા એવા પણ અનંતાનંત સ્કંધો છે તે સર્વ પુદ્ગળોને કોઈએક જીવ આહારક શિવાયના બાકીના ચાર શરીરમાંથી કોઈએક શરીરપણે અથવા ભાષાપણે, અથવા શ્વાસોશ્વાસપણે, અથવા મનપણે પ્રથમ અપૂર્વપણે ગ્રહણ મોચન કરવાવડે જેટલા કાળે ગ્રહી મૂકી રહે તેટલા કાળને એક દ્રવ્ય પુદ્ગળ પરાવર્તન કહીએ આવા પુદ્ગલ પરાવર્તન દરેક જીવને પૂર્વે અનંતા થયેલા છે

પ્રશ્ન—હે મહારાજ! જીવ ચરમ પુદ્ગળ પરાવર્તનમાં શી રીતે આવી શકે?

ઉત્તર—અનાદિ સહજ પરિણામથી જીવ બે પ્રકારના સ્વભાવવાળા હોવાથી

જોવાય છે તેવાઓ પોતાને માત્ર જૈનના નામથી ન ચલાવી લેતા જૈનોના અને જૈન શાસનના નેતા બની બેસે છે, અને અમારા ઉપર જૈન શાસનનો આધાર છે અમો જૈન શાસનના સ્થભ છીએ એમ પોતે પોતામા માની લે છે, અને હાજીઆઓ તેમને તે વિષયમા અગ્ર ગણ્ય ગણુવા તૈયાર થાય છે, આ દરેક જૈનો નથી ખુલ્લે ખુલ્લી રીતે કહેવુ જોઇશે કે, તેઓ જૈનાભાસ છે જો કે સમ્યક્ દષ્ટિ જૈન પ્રમાદ યોગે કદાચિત્ કષાયવશ બની ભૂલ કરે છે, પણ તે તરતજ પોતે પોતાથી અથવા બીજાથી જ્યારે પોતાની ભૂલને ભૂલ તરીકે સમજે કે તરત તે સબધમા પશ્ચાત્તાપ સાથે " મિથ્યા દુષ્કૃત " દઇ પોતાની ભૂલથી પોતે શુદ્ધ થાય છે, જે મિથ્યાદુષ્કૃત, વર્તમાન કાનિય જૈનોએ એક સાધારણ ઉપહાસ્યરૂપે બનાવી દીધુ છે, વ્યવહાર અથવા પર પરાથી ચાલી આવેલી પ્રણાલિકા સાચવવા, મિથ્યાદુષ્કૃત, એક બીજાને દેશે છતા હૃદય ગત કલુષતાને વિસ્મરી જશે નહીં બીજે દિવસે, બલ્કે, તેજ દિવસે તે દોષને ક્રિયામા મુકતા અટકશે નહિ આવા જૈનો ખરી રીતે જૈન શબ્દને અને પવિત્ર વીતરાગના માર્ગને લાછન લગાડનાના છે, એટલુ જ નહિ, પણ બીજી રીતે કહીએ, તો વગોવનાર છે, અન્યની દૃષ્ટિમા ઉચ્ચમા ઉચ્ચ જૈન ધર્મને હલકો પાડનારા છે, આવા જૈનોથી જૈનપણુ જળવાય છે, એમ કહેવા કરતા, જૈનપણાનો વિલોપ થાય છે, એમ કહેવુ વધારે સારૂ છે અનેક ફીરકાઓ અને અનેક ભેદો જૈન નામથી જો જન્મ પામ્યા હોય, તો તે આવા જૈનોને જ આભારી છે જ્યા ખરૂ જૈનત્વ છે, જેઓ ખરા જૈનો છે, એટલે કે જેઓની સમ્યક્ દૃષ્ટિ છે ત્યા ફીરકા કે ભેદ, એ શબ્દની ગધજ ન હોય, એ સ્વાભાવિક છે આવુ જૈન પણુ જે છે, તે આત્મિક ગુણુ છે અને તેવો આત્મિક ગુણુ જે આત્મામા પ્રકાશ પામ્યો હોય, તેનુ જ વર્તન યથાર્થ અને ઉચ્ચ પ્રકારનુ, અંશે અથવા સવથા હોઇ શકે છે જેટલે અશે પોત પોતાનુ વર્તન ઉચ્ચ સ્થિતિમા રાખી શક્તા નથી, તેટલે અશે તેવા પોતાના અસદ્ વર્તનને નિંદે છે, ધિક્કાર છે અસત્ માને છે અને તેના ત્યાગને માટે ભાવના ભાવે છે સર્વથી સદ્ વર્તન સેવનારાઓ અપ્રમત્ત રહેવા આતુર—જાગૃત રહેવા પ્રયત્નશીલ રહે છે, અને તેથીજ અશ સદ્વર્તનની સ્થિતિ, પચમ ગુણુ સ્થાનકવર્તિ જીવને હોય શકે છે અને સર્વથા સદ્વર્તનવાળા જીવની સ્થિતિ છઠ્ઠા ગુણુ સ્થાનકમા હોઇ શકે છે એટલે છઠ્ઠુ સાતમુ ગુણુ સ્થાનક એજ જીવને કહી શકાય છે આ ઉપરથી સ્ફુટ કરી સમજાવવાનુ કે, જેઓ શ્રાવકના દ્વાદશ વ્રતને પાળનારા સામાયિક, પ્રતિક્રમણ, જીનપૂજા, તીર્થયાત્રા, વગેરે સુકૃતોને સેવનાર હોય તે પચમ ગુણુ સ્થાનક વર્તી કહેવાય, અને જેઓ સર્વથા સસાર ત્યાગી, નિર્વદ્ય માર્ગમાં વર્તનારા પરમ યોગી મુનિવરો હોય છે તે છઠ્ઠા અને સાતમા ગુણુ સ્થાનક વર્તિ કહેવાય છે

પ્રશ્ન—જીવને જાણવાની શક્તિ કેટલી છે? તે કયા સુધી જાણવા સમર્થ છે?

ઉત્તર—હે ભવ્ય! તે પોતાનાજ ઘન સુખ દુઃખ ઈ ગ્રારંભીને અચેતન, રૂપી, અરૂપી, સૂક્ષ્મ, બાદર એવા સર્વ દ્રવ્યને-વિશ્વ વ્યાપી જેર રાશિ તમામને "દ્રવ્યથી" જાણવા સમર્થ છે "ક્ષેત્રથી" સર્વ લોક અલોકમા રહેલા પદાર્થોના ભાવોને 'કાળથી' અતીત કાળે થઇ ગયેલા સર્વ ભાવોને, વર્તમાનમા વર્તતા ત્રિભુવન વર્તી સર્વ ભાવોને, તેમજ 'ભાવથી' રૂપી, અરૂપી, જડ, ચેતન સર્વ વસ્તુના ગુણ પર્યાય-ઉત્પાદ, વ્યય, સ્થિતિ, વર્તન દિક સર્વને જાણવાને સર્વ જીવોની ચેતના શક્તિ વાળી છે

પ્રશ્ન—જો એટલી મહા જ્ઞાનશક્તિ સદા ચેતનમા વિદ્યમાન છે તો તે ચેતના આપે કહ્યા પ્રમાણે સર્વદા કેમ જાણતી નથી?

ઉત્તર—હે ભવ્ય! ચેતનાની એ પ્રકારની જ્ઞાન શક્તિને જ્ઞાનાવરણીય કર્મે સર્વ આવરી લીધી છે માત્ર કેવળ જ્ઞાની શિવાય સર્વ સંસારી છદ્મસ્થ જીવોને સંપૂર્ણ ચેતનાનો અનંતમો અંશજ પ્રગટ છે, તેથી છદ્મસ્થોને માત્ર જ્ઞેય ભાવોનો અનંતમો ભાગજ જાણવામા આવે છે આમ હોવાથી ચેતના સર્વદા સર્વ જ્ઞેય રાશિને જાણતી નથી

પ્રશ્ન—એ રૂપી ગુણ છે કે અરૂપી ગુણ છે?

ઉત્તર—અરૂપી ગુણ છે

પ્રશ્ન—હે મહારાજ! આપ આત્માની વાતો જીવને લાગુ કરો છો અને જીવની આત્માને લાગુ કરો છો. એમ કેમ કરો છો?

ઉત્તર—હે ભવ્ય! આત્મા, ચેતન, જીવ, પ્રાણી ઈત્યાદિક સર્વ એક વસ્તુના ઞ પર્યાયી નામ છે વસ્તુ જુદી જુદી નથી, નામ જુદા છે જેમ સુવર્ણ, હેમ, હાટક, ચામીકર, કનક, કાચનાદિક નામ જુદા છે પણ વસ્તુ તો એક સુવર્ણજ છે તે માટે આત્મા ને જીવ બન્ને એકજ વસ્તુ છે નામ જુદા કહેવાથી ભુલાવો ખાવાનો નથી

આ પ્રમાણે જીવનુ સ્વરૂપ સમજાવતા આ આત્મસિદ્ધિ અધિકાર પૂર્ણ કરવામા આવે છે



જો કે કેટલાએકોમા સામાન્ય રૂચિ, જૈન ધર્મના ફરમાનો ઉપર અથવા તો જૈનીય ક્રિયા ઉપર અ ત કરણમા સ્ફુરતી હોય અને તેને લઇને તેવાઓ એમ કહેતા હોય કે અમારામા શ્રદ્ધા છે, તો તેવી સમજવાળા તે વિચારમા કેટલોક વ ખત છેતરાવા સ ભવ છે, કેમકે શ્રદ્ધા કાઇ જુદીજ ચીજ છે, અને મોહ જુદી ચીજ છે કુલ ધર્મને લઈને, લાબા કાલના પરિચયને, અથવા તો તેવા બીજા કારણોને લઇને કેટલાકોને અમુક ક્રિયા ઉપર, અમુક ધર્મ ઉપર, અને અમુક ધર્મના અ ગ ઉપર, એક જાતનો મોહ થઇ જાય છે, જે મોહની કસોટી કેટલીક વાર સફળ, અને કેટલીકવાર નીષ્ફળ નીવડે છે સત્ય શ્રદ્ધા તેથી જુદીજ ચીજ છે શ્રદ્ધામા યથાર્થ દષ્ટિ છે, ત્યારે મોહમા આગ્રહ પેદા થાય છે આ હકિકત બહુ વિચાર કરવાથી, અને પોતાના અ ત કરણને પૂછવાથી, વિચારશીલોને સમજાય તેવી છે, બીજી રીતે શાસ્ત્રમા એમ પણ કહેલુ છે કે વ્યવહારથી સમ્યક્ત્વ આરોપણ કરી જૈન બનાવવો, અને તે ક્રમશ શુદ્ધ વ્યવહાર સેવનથી, સત્સ ગથી, સતૂશાસ્ત્ર પરિચયથી ભાવજૈન થઇ શકે છે આ વાક્યને લેખક અ ત કરણથી માન આપે છે પણ જેઓનો વ્યવહાર પણ તથાપ્રકારના પરિણામની સ્થિતિ પ્રાપ્ત કરન ર હોય તેવાઓને માટે સત્ય નીવડો, પણ જે આવા વચનનો સ્વીકાર કરી, પોતામા પૂર્ણતા માની બેસે છે, તેવાઓનો વ્યવહાર કદી પણ ભાવ જૈનતાને પ્રાપ્ત કરી આપતો નથી બીજા ગુણો મનુષ્ય જાતમા અને તેમા પણ જૈનોમા ભલે ક્રમશ પ્રાપ્ત થાઓ, પણ મનશુદ્ધિનો પ્રયત્ન તો પ્રથમ સેવવો જોઇએ અ ત કરણની શુદ્ધિ માટે જ્યા સુધી બેપરવાઇ ભરેલી પ્રવૃતિ કરવામા આવે છે, ત્યા સુધી તેવા જૈનોમા ભાવજૈનપણુ પ્રાપ્ત થવુ દુર્લભ છે, સમ્યકત્વની માફક અ ત કરણની શુદ્ધિ પણ એક ઉત્તમ શરૂઆતનુ સાધન છે

વર્તમાન કાળના જૈનો પૈકી ઘણા જૈનો પોતે પોતાની જાત માટે પોતાના અ ત કરણને પૂછશે, અને પોતાની જી દગી દરમ્યાન કરેલા સામાયિક, દેવપૂજા, તીર્થયાત્રા વગેરેનો સરવાળો મૂકશે, અને તેના પરિણામે માનસિક શુદ્ધિની સફળતા કેટલી મેળવી, એ તપાસશે તો બાળ અવસ્થામા જે દશા હતી, તેજ યૌવનાવસ્થામા અને યૌવન વસ્થામા જે સ્થિતિ હતી તેજ વૃદ્ધાવસ્થામા, પોતાના અ ત કરણમા પ્રાય કરીને નિહાળશે, જીવનનો ઘણો ભાગ શુભ ક્રિયાઓમા નિર્ગમન કર્યા છતા, અ ત કરણ જેવુ અને તેવુ રહ્યુ, મલિનતા દુર થઇ નહીં, કુવાસના ખસી નહીં, વૈરવિરોધને તિલાજલિ અપાય નહીં, અત્યાચાર ભૂલાયા નહિ, ક્રોધ દિક મ દ પડયા નહિ, ધન, ધાન્ય પુત્ર પૌત્રાદિક કુટુ બ ઉપરથી મૂર્છા મ દ પડી નહીં, સ્વશરીરની હાજતો અને ઇંદ્રિય વેપારમા ઉદાસીનતા આવી નહીં, તો પછી કરેલી શુભ ક્રિયાઓથી શુ મેળવ્યુ ? મમતા તૃષ્ણાની વૃદ્ધિ કરે છે, અને તૃષ્ણાવશવર્તિ જીવ રાગદ્વેષમા વીંટલાઇ અનેક અનર્થો સેવે છે તેવા જીવો પ્રાયશ ધર્મ પર ડ્ મુખ બની જાય છે, શ્રાવક હોવા સાધુ હો પણ મમતા ત્યાગ અથવા મમતાની નિર્બળતા જ્યા સુધી કરી ન હોય, ત્યાસુધી

અશુદ્ધ વિચાર એ ચિતિશક્તિના ઉપર માટીના ઘડાનુ ઢાકણુ છે શુદ્ધ વિચાર એ સ્વચ્છ, પારદર્શક કાચનુ ઢાકણુ છે અવિદ્યા અને તેના કાર્યોના મલિન નિદ્ય વિચાર સેવતા તમને ચિતિશક્તિનો શુદ્ધ પ્રકાશ-શુદ્ધ સામર્થ્ય નહિ જ મળે વિદ્યા અને તેના કાર્યોના વિહિત શુદ્ધ વિચાર સેવવાથી જ ચિતિશક્તિનુ સર્વ શક્તિમત્વ તથા સર્વજ્ઞત્વ પ્રકાશે છે તમે અ પજ્ઞ છો! કારણકે તમે મલિન વિચાર સેવ્યા છે તમે અલ્પ શકત છો! કારણકે તમે શુદ્ધ વિહિત વિચારવડે ચિતિશક્તિનુ સર્વશક્તિમત્વ તમારામા ગ્રહણ કરવા અનાદર કર્યો છે

નજરમા આવે તેવા વિચાર કરવાની હાનિ હવે તમને સમજાય છે, રાગના, દ્વેષના, કામના, લોભના, અસૂયાના? ઈર્ષાના વગેરે વિવિધ નિદ્ય વિચાર કરવાથી તમે પોને પોતાને કેવી હાનિ કરી છે, ચિતિશક્તિનુ ઐશ્વર્ય તમારામા પ્રગટ ન થવા દેવામા તમે કેવા આડા પથરાઓ નાખ્યા છે, તે હવે તમને સ્પષ્ટ થાય છે? કોઈએ જરા અપ્રિય વચન કહ્યુ કે વાઘની પેઠે તહૂકો કરવાથી કોને હાનિ થઈ, એ તમારા લક્ષમા આવે છે? અમુકના ઉપર દ્વેષ કરવાથી અમુકના ઉપર ઈર્ષા કરવાથી, અમુકનુ બગાડવાના વિચારો કરવાથી કોનુ બગડે છે, એ હવે સમજાય છે? પાચ દશ જણુ ભેગા મળી, નકામી કુથલીઓ કરવાથી, માલ વિનાના ગપાટા ઠોકવાથી, હ ગધડાવિન નુ, ભસવાથી, અને એવાજ પ્રકારના બીજા હજારો નકામા વિચારો કરવાથી, કોનુ બગડે છે, અને કોણુ દુખી થાય છે, એ તમને આરસી જેવુ સ્પષ્ટ ભાસે છે? જે જે મનુષ્યો દુખી જણાય છે, તે તેમના આગલા જન્મોના તથા આ જન્મના કરેલા અશુભ વિચારોનુ પરિણામ છે જે જે મનુષ્યો સુખી જણાય છે, તે તેમના આગલા જન્મોના તથા આ જન્મના કરેલા શુભ વિચારોનુ પરિણામ છે શુભ વિચાર ચિતિશક્તિમાથી સર્વ શુભને બહાર પ્રકટ કરી આદર્શ, જગત્મા આપણુને દૃશ્યરૂપે પ્રત્યક્ષ દર્શાવનાર છે, અશુભ વિચાર આપણુને પ્રાપ્ત થતા સર્વ શુભનો પ્રતિરોધ કરી અશુભની આપણુને પ્રાપ્તિ કરાવનાર છે શુદ્ધ વિચાર કલ્યાણુને રચવાની શક્તિવાળો છે, અશુભ વિચાર પ્રાપ્ત કલ્યાણુનો નાશ કરનાર તથા અકલ્યાણુને ઉત્પન્ન કરનાર છે શુભ વિચાર કલ્યાણુનો પોષક છે, અશુભ વિચાર કલ્યાણુનો શોષક છે

ચિતિશક્તિનુ અનન્ય ભાવે ચિતન એ સર્વોત્તમ શુદ્ધ વિચાર છે ચિતિશક્તિ એ મારૂ આત્મસ્વરૂપ છે, ચિતિશક્તિ એ હુ જ છુ, એવુ ભાન સર્વકાળ જાગ્રત રાખવુ, એ શુદ્ધ વિચારનો અવધિ છે એ જ સર્વોત્તમ ભક્તિ છે स्वस्वरूपानुसंधानम् भक्तिरित्यभिधीयते। આ ચિતિશક્તિનુ આત્મસ્વરૂપે અખડ અનુસધાન રાખવુ, એજ સર્વોત્તમ ભક્તિ છે અત્યત પ્રેમથી ચિતિશક્તિરૂપ આ પોતાના સ્વસ્વરૂપને વારવાર સ્મરવુ, પુન પુન આ સ્વસ્વરૂપના લક્ષણોને હૃદયમા સ્ફુરાવવા,

માત્ર નામના જૈનો છે, એમ ઘણુ ભાગે માનવુ પડશે અને તેથીજ કેટલાએક ઠેકાણે લખ્યુ છે કે, મેરૂ પર્વતના જેટલા ઓઘા મુહપત્તિ કેટલાએક જીવોએ કર્યા તો પણ પાર પામી શકયા નથી

વિચાર જૈન, ક્રિયા જૈન, વિચાર ક્રિયા જૈન એમ ત્રણ જાતના જૈન કહેવાય તેવા પાત્રો પૂર્વ કાળમા કોણ કોણ હતા, તે તરફ આપણે આપણુ લક્ષ ખેચીએ શ્રેણિક અને કૃષ્ણ વાસુદેવ જેવા રાજાઓ માત્ર વિચાર જૈન હતા અને તેઓએ ક્ષાયક સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલ હતુ, જેથી તેઓ માત્ર સમ્યક્ત્વના પ્રભાવે તીર્થંકર નામકર્મ બાધવા ભાગ્યશાળી થયા છે માત્ર ક્રિયા જૈનમા કેટલાએક અભવી દુર્ભવી ગણવા પડશે વિચાર ક્રિયા જૈનમા આનદ, કામદેવ વિગેરે પવિત્ર શ્રાવકોને ગણવા જોશે કેમકે સમ્યક્ત્વવાન હતા અને શુદ્ધ ક્રિયા કરનાર પણ હતા મુનિઓનો સમાવેશ પણ આજ ભેદમા આવી જાય છે, કેમકે તેઓમા પણ વિચાર ક્રિયા સાથે જૈનપણુ હોય છે અને તથાપ્રકારના ગુણવિના માત્ર વેષધારીનો સમાવેશ, વસ્તુત ક્રિયા જૈનોમા પણ કોઈ હોઇ શકતો નથી, કેમકે તેવા વેષ વિડબકો ક્રિયામા પણ અવ્યવસ્થિત હોય છે, અને તેથી તેઓને માટે નીચેનુ વાક્ય લાગુ પડે છે કે —

"હોળીનો રાજારે, ગુણ વિનાનો સયમી "

ક્રિયા જૈનો માટે માત્ર એટલો અપવાદ સ્વીકારવો પડશે કે જેઓ પોતે સરલ છે, અને વિચાર જૈનોના આશ્રિત બનીને જેઓ ક્રિયા કરનારા છે, એટલે પોતામા તથાપ્રકારની અજ્ઞાનતા છતા તથાપ્રકારના જ્ઞાનીઓના કહ્યા મુજબ તદનુયાયી બની ક્રિયા કરનારાઓને જૈનપણામાથી બાતલ કરવા જોઇતા નથી

હાલમા દ્રઢ પરપરાથી મૂર્ખ સમૂહો અને અર્ધ દગ્ધોના સમૂહોમા એમ સુદ્રઢ મનાઇ ગયુ છે કે કોઇ પણ જૈન નામ ધારક હોય તેને અમુક અમુક જાતની ક્રિયા તો કરવીજ જોઇએ, જો કોઈ જાતની ક્રિયા ન કરે તો તે જૈન ન કહેવાય કોઇ વિચાર જૈન તેમને કહેકે 'હુ જૈન છુ ' તો તેવાને હાલના જૈન મન્યો હસી કાઢશે, ધિક્કારશે, અને જૈન કહેવાને આચકો ખાશે એટલુ જ નહિ પણ તુ જૈન નથી, જૈન હોય તો અમો જેમ કરીએ છઇએ તેમ તુ કેમ કરતોનથી! એમ બોલી દેવાને તૈયાર થશે આવી માન્યતાથી જૈનધર્મનો અમુક જ્ઞાનિએ જાણે ઇજારો લીધો હોય તેમ મનાઈ ગયુ છે, ત્યા કોઇ મુસલમાન, પારસી, કે અગ્રેજ અગર યાહુદી, અતઃકરણમા જૈનતત્વોની સુદ્રઢ છાપ પડવાથી જૈનના તત્વો સત્ય અને તે પણ યથાર્થ છે એમ માનતા હોય, તે તત્વો ઉપર તેમને સપૂર્ણ શ્રદ્ધા હોય, પણ કેટલા એક સજોગોને લઇને અથવા તો જ્ઞાતિના કારણને લઈને, તેઓ જૈન ધર્મની બાહ્ય ક્રિયા ન કરી શકતા હોય, કઇ ત્યાગ ન કરી શકતા હોય, તો તેવાઓને જૈન નજ કહેવા એમ હાલના જૈનો એકી અવાજે, ઘણુ ભાગે, કહેવા તૈયાર થશે અફસોસ! કે એવાઓએ વિચારની વિશુદ્ધિને ગૌણ ગણી, અને બાહ્ય વ્યવહારને મુખ્ય ગણ્યો છે જોકે ઘણુ ભાગે જેઓમા વિચાર જૈ

પણ—વિચારની અત્યંત શુદ્ધિ સાધવી, વિચારને ચિતિશક્તિમય કરી દેવો એજ છે

શુદ્ધવિચારને સેવો-શુદ્ધ વિચારનું જ સેવન કરો શુદ્ધ વિચારનેજ અન્તઃકરણમાં સર્વદા પ્રકટ રાખો અશુદ્ધ વિચાર તત્કાળ ત્યજી દો, હમણાં ત્યજો—આ ક્ષણમાં ત્યજો, તમે દેવ થશો, દેવના પણ દેવ થશો-ત્રિભુવનમાં તમારૂ સ્વામીત્વ પ્રવર્તશે ધન ઐશ્વર્ય, આરોગ્ય, બળ, વિદ્યા, જે જોઇશે તે સર્વ તમારે ચરણે પડશે તમને કંઈ પણ દુર્લભ નહિ રહે, તમે સર્વાધિપતિ પૂર્ણ પુરૂષોત્તમ થશો

શુદ્ધ વિચાર સેવવો કઠિન જણાય છે? શુદ્ધ આચરણનું પાલન અશક્ય જણાય છે? શામાટે મિથ્યા ભડકો છો? સરળને કઠિન બ્રાન્તિથી શામાટે માનો છો? તમારા અન્તઃકરણમાં સર્વાધિપતિ ચિતિશક્તિ વિરાજે છે સિંહની સમીપમાં રહીને સસલાથી બીહો છો? લજ્જા પામો અસંખ્ય મહારથીઓને પૂરો પડે એવો અર્જુન સમાન ચિતિશક્તિરૂપ અગ્નિરથી તમારા હૃદય રથમાં છતા બીકણ ઉત્તર કુમારની પેઠે પાછે પગે નાસો છો શું? સ્થિર થાઓ, શ્રદ્ધા ધરો, ભયને પરિત્યજો શુદ્ધવિચાર સેવવો, એ બહુજ સરળ છે શુદ્ધવિચાર સ્વાભાવિક છે અશુદ્ધ વિચાર અસ્વાભાવિક છે સ્વાભાવિકને સેવવું એમા કઠિન શું? ઇતિશમ્

ગ્રંથસમાપ્તિ

ગીતિ

विनयविजयमुनिनाय षष्ठपरिच्छेद एतमत्रैव ।
सद्ग्रथित सुगमार्थं व्याख्यातृणा मुदे सदा भूयात् ॥ १

વિનયવિજય મુનિએ આ ( વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ ) ગ્રંથનો છઠ્ઠો પરિચ્છેદ વ્યાખ્યાન કરનારાઓ ( સાધુ તથા સાધ્વીઓ ) ની સુગમતા માટે રચ્યો છે તે સદા વક્તા તથા શ્રોતાના કલ્યાણ માટે હો !

षष्ठ परिच्छेद परिपूर्ण



# तीर्थ माहात्म्य—अधिकार.



ધર્મમા ઉધમ કરનારને અવલબન રૂપ પ્રભુ પ્રતિમા અને તીર્થાટન એ બે મુખ્ય છે, કેમકે આત્માની નિર્મળતા થવા માટે ધમાચરણમા દૃઢ શ્રદ્ધા પ્રાપ્ત કરાવવાને તેમના જેવુ બીજુ એકે ઉચ્ચ સ્થાન નથી ઉપરોક્ત બે આલબન પૈકી પ્રતિમા પૂજા કહો કે પ્રભુ પૂજા માટે પૂર્વે વિસ્તારથી કહેવાઇ ગયુ છે, ત્યારે તીથયાત્રાથી શુ લાભ છે, અને તે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે, તે દર્શાવવાનો અત્રે પ્રયત્ન કરવામા આવેલ છે તીર્થ એ પવિત્ર મહા પુરૂષોના નિવાસસ્થાન રૂપ હોવાથી અને ત્યા અનત પુણ્યાત્માના આગમન થવાથી ત ભૂમિના રજકણો નિર્મળજ હોય છે જેથી તિથયાત્રા કરનારને તેનો સ્પર્શ થવાથી નિર્મળતા પ્રગટે તે નિ શક છે વધારે સ્પષ્ટ શબ્દોમા કહીએ તો તીર્થયાત્રા એ પ્રાણાયામવી આત્મશુદ્ધિ પ્રાપ્ત કરવાનો પવિત્ર પ્રયોગ છે કેમકે પ્રાણાયામમા જેમ વાયુના રેચકપૂરકનો ઉપક્રમ છે તે રીતે તીર્થસ્થળો પ્રાયશ પર્વત ઉપર હોવાથી યાત્રાએ જવા શ્વાસનો પ્રવાહ વધે છે ને તે રીતે અપવિત્ર ઉશ્વાસ નીકળી પવિત્ર રજકણોથી ભરપુરથો શ્વાસ પ્રવેશ કરી મનોભાવનાને નિર્મળ કરેછે માટે તીર્થયાત્રા મહાત્મ્ય દર્શાવવા આ અધિકારનો આરભ કરવામા આવેછે

### તીથયાત્રાથી ફળ શુ ?

### उपजाति.

सदा शुभध्यानसुसारलक्ष्मीः फल चतुर्धा सुकृतानि तुच्चैः ।
तीर्थोन्नतिस्तीर्थकृतां पदाप्तिर्गुणा हि यात्राप्रभवाः स्युरेते ॥ १ ॥

નિરતર શુભ ધ્યાનની પ્રાપ્તિ સારભૂત લક્ષ્મીની વ્યવસ્થા ધમાદિક ચાર પ્રકારનુ ફળ, મોટા પુણ્ય કાર્યો, તીર્થની ઉન્નતિ ( પ્રભાવના ) તથા તીર્થ કરપદની પ્રાપ્તિ, આટલા ગુણો યાત્રા કરવાથી ઉત્પન્ન થાય છે ૧

### આદરવા યોગ્ય ચાર કરણી.

### वंशस्थ

वपुः पवित्रीकुरु तीर्थयात्रया चित्त पवित्रीकुरु धर्मवाञ्छया ।
वित्तं पवित्रीकुरु पात्रदानतः कुल पवित्रीकुरु सच्चरित्रैः ॥ २ ॥

## અભિપ્રાયમાનો એક



પરમ દયાળુ મુનિમહારાજ શ્રી વિનયવિજયજી

મહારાજશ્રીની પવિત્ર સેવામા—

આજ્ઞાનુસારી અરજૂનસિહજીના સવિનય પ્રણામ સાથ વીનતી કે-આપ કૃપાળુના પ્રાસાદ રૂપે આ અલ્પ પ્રાણીના ઉદ્ધાર જેવા અ રમેત્ર પુસ્તક (સાહિત્ય સગ્રહ) ના પાચ ફારમ દૃષ્ટિગોચર થવા અની આનદ થયો છે કઇ પણ પ્રશસા કરવી તે અતીશયોકતી યાને ખુશામત સમજાય, પરતુ આ અલ્પજ્ઞ સેવકની બુદ્ધિ શકતી અનુસાર એજ વીનતી છે કે આ ગ્રથમા નીતિ, વૈરાગ્ય અને વ્યવહારના દર્શન ઉપરાત સમજી મનન કરી વને તો મોક્ષદ્વાર સમજી શકાય તેમ છે તેથી હુ તો આભારી છુ અને ખરેખર સાધુ ભુષણરૂપ પુસ્તક બનશે એમ માનુ છુ

* * *

તા ૨૭-૨-૧૫ મુ ભાણવડ

લી સે અરજૂનસિહજી વીજયસિહજી

## તિર્થોદ્ધારક મંત્રીની કથા.

+ એકદા શ્રી કુમારપાળ રાજાએ સોરઠ દેશના રાજા સમરને જીતવા માટે ઉદયન નામના પ્રધાનને મોકલ્યો તે પાદલિપ્ત (પાલીતાણા) નગરમાં શ્રીવીરને નમીને શ્રીઋષભદેવ ભગવાનને વાંદવાની ઈચ્છા થવાથી સામંતાદિકને આગળ પ્રયાણ કરવાનું કહીને પોતે શત્રુંજય પર્વતપર ચડયો ત્યાં દ્રવ્યસ્તવ સંપૂર્ણ કરીને અવગ્રહની બહાર નીકળી ત્રીજી નિસ્સહિ કરીને ચૈત્યવંદના કરવાની શરૂઆત કરે છે, તેટલામાં એક ઉંદર દીવાનો સળગતી વાટ કાષ્ઠના પ્રાસાદમાં પોતાના દરને વિષે લઈ જવા લાગ્યો. દેરાના પૂજારીએ તેને જોયો, તેથી તે વાટ મૂકાવી. તે જોઈને મંત્રીની સમાધિનો ભંગ થયો, કાષ્ઠના પ્રાસાદનો આવી રીતે કોઈ વખત નાશ થવાનો સંભવ જણાવાથી દિલગીર થઈને તેણે વિચાર કર્યો કે "રાજાઓના અપાર વ્યાપારમાં ગુંથાએલા અમને ધિક્કાર છે કે જેથી અમે આવા જીર્ણ ચૈત્યનો ઉદ્ધાર કરી શકતા નથી? રાજાઓની પાપવ્યાપાર પ્રવૃત્તિ વડે ઉપાર્જન કરેલી લક્ષ્મી શા કામની છે? કે જે લક્ષ્મી તેના અધિકારીઓથી તીર્થાદિકમાં વાપરીને કૃતાર્થ કરાતી નથી" પછી જીર્ણોદ્ધાર કરવાની ઈચ્છાવાળા મંત્રીએ પ્રભુ સમક્ષ બ્રહ્મચર્ય, એકાસણુ, પૃથ્વી પર શયન અને તાંબૂલનો ત્યાગ ઇત્યાદિ અભિગ્રહો ગ્રહણ કર્યા, અને સિદ્ધગિરિ પરથી ઉતરીને પ્રયાણ કરતાં પોતાના સ્કંધાવારની ભેળો થઈ ગયો. સમરસેન રાજા સાથે યુદ્ધ થતાં પોતાનું સૈન્ય ભાગવાથી પોતે સંગ્રામમાં ઉતરીને શત્રુનું સૈન્ય કાપવા લાગ્યો. તેમાં પોતે જો કે શત્રુઓના બાણથી જર્જરિત થયો, તોપણ તેણે અનેક બાણો વડે સમરરાજાને મારી નાખ્યો. પછી તેના દેશમાં પોતાના રાજાની આજ્ઞા ફેરવીને મંત્રી સ્વદેશ તરફ પાછો વળ્યો

માર્ગમાં શત્રુના પ્રહારની પીડાથી મંત્રીની આંખે અંધારા આવવાથી તે મૂર્છા ખાઈને પૃથ્વીપર પડયો, તેને પવન વિગેરેના ઉપચારથી સજ્જ કર્યો, તેણે કરૂણસ્વરે સામંત વિગેરેને પોતાના મનના ચાર શલ્ય કહ્યા પોતાના નાના પુત્ર અંબડને સેનાપતિપણું અપાવવું, (૨) શત્રુંજય ગિરિપર પથ્થરમય પ્રાસાદનું ચૈત્ય બનાવવું, (૩) ગિરનાર પર્વત ઉપર નવા પગથીયા કરવા અને (૪) મૃત્યુ સમયે નિઝામણા કરનાર ગુરૂનો અભાવ, આ ચાર શલ્ય સાંભળીને સામંતાદિક બોલ્યા કે "હે મંત્રીશ્વર! પ્રથમના ત્રણ મનોરથ તો તમારો મોટો પુત્ર બાહાડદેવ પૂર્ણ કરશે, તેમાં અમે સાક્ષીભૂત છીએ" એમ કહીને કોઈ વંઠ પુરૂષને સાધુનો વેષ પહેરાવીને મંત્રી પાસે લાવી કહ્યુ કે "આ ગુરૂ આવ્યા" મંત્રી તેને ગૌતમ સ્વામીની જેમ નમી, સમગ્ર પ્રાણીઓને ખમાવી, કરેલા પાપને નિંદી તથા પુણ્ય કરણીનું અનુમોદન કરી સ્વર્ગે ગયો

+ ઉપદેશપ્રાસાદ ભાગ ચોથો

આ પ્રમાણેના રાજા વિગેરેના અમૃત તુલ્ય વચનો સાભળીને ઉત્સાહ પામેલા બાહડ તથા અંબડે એક એક અભિગ્રહ ગ્રહણ કર્યો પછી બાહડે પોતાના ઓરમાન ભાઇ અબડને સેનાપતિનુ સ્થાન રાજા પાસે અપાવ્યુ, અને પોતે રાજાની આજ્ઞા લઇને રેવતક [ ગિરનાર ] ગયો ત્યા અબિકા દેવીએ જે માર્ગે અક્ષત છાટયા તે માર્ગે ત્રેસઠલાખ દ્રવ્યનો વ્યય કરીને નવા સુગમ પગથીઆ કરાવ્યા પછી ત્યાથી શત્રુંજયની તલેટીએ જઇને ત્યા આવાસસ્થાન કરાવી સૈન્ય સહિત પડાવ નાખ્યો અને દેશપરદેશના કારીગરોને બોલાવ્યા ચૈત્યોદ્ધારના સમાચાર સાભળીને બીજા અનેક શ્રાવક ગૃહસ્થો પણ ત્યા આવ્યા તે વખતે ચટીમાણુક નામના ગામનો રહીશ ભીમ નામનો કુડલીઓ વણિક માત્ર છ રૂપીઆનીજ મુડીવડે ઘી લઇને ત્યા આવ્યો, તે ઘી બાહડના સૈન્યમા વેચીને શુદ્ધ વ્યાપારથી તેણે એક રૂપીયાથી અધિક નફો ઉપાર્જન ન કર્યો, પછી એક રૂપીયાના પુષ્પો લઇને તે વડે પ્રભુની પૂજા કરી તે સૈન્યમા આવ્યો ત્યા આમ તેમ ફરતાં તેણે અનેક જનોથી સેવાતા બાહડ મત્રીને જોયા તે વખતે દ્વારપાળો તેને ધક્કા મારીને દૂર કરતા હતા, છતા આજીજીથી તેણે અદર પેસી જોઇને વિચાર કર્યો કે—

अहो मर्त्यतया तौल्यमस्य मेऽपि गुणैः पुनः ।
द्वयोरप्यतर रत्नोपलयोरिव हा कियत् ॥ १ ॥

ભાવાર્થ—"અહો! મનુષ્ય જાતિથી તો મારૂ તથા આ મત્રીનુ તુલ્યપણુ છે, પણ ગુણથી તો અમારા બેમા રત્ન તથા પાષાણની જેમ કેટલુ બધુ અતર છે?" ભીમવણિક એમ વિચારે છે તેટલામા દ્વારપાળો ત્યા આવી ગળે હાથ દઇને તેને કાઢી મૂકવા લાગ્યા તે મત્રીએ જોયુ, એટલે તેને પોતાની પાસે બોલાવીને પૂછયુ ભીમે ઘી વેચવાથી થયેલા લાભવડે પ્રભુની પૂજા કર્યાનુ વૃત્તાત કહ્યુ ત્યારે મત્રી બોલ્યા કે—

धन्यस्त्व निर्धनोऽप्येव, यज्जिनेंद्रमपूजयः ।
धर्मबंधुस्त्वमसि मे ततः साधर्मिकत्वतः ॥ १ ॥

ભાવાર્થ—"તને ધન્ય છે, કે તે નિર્ધન છતા પણ આ પ્રમાણે જિનેશ્વરની પૂજા કરી, તેથી સાધર્મિકપણાથી તુ મારો ધર્મબધુ છે"

આ પ્રમાણે સર્વ ગૃહસ્થોની સમક્ષ તે ભીમની પ્રશસા કરીને તેને ઘણા આગ્રહથી પોતાના અર્ધ આસનપર બેસાડયો તે વખતે ભીમને વિચાર થયો કે 'અહો! જિનેશ્વરના ધર્મનો મહિમા કેવો છે અને જિનેશ્વરના પૂજાની લીલા પણ કેવી છે! કે જેથી હુ દરિદ્ર શિરોમણી છતા આવુ સન્માન પામ્યો" તે વખતે મોટા લક્ષાધિપતિ ગૃહસ્થોએ મત્રીને કહ્યુ કે—

ભીમ મંત્રી પાસે આવ્યો મંત્રીને તે કળશ સંબંધી વૃત્તાન્ત કહીને તીર્થોદ્ધારને માટે તે આપવા લાગ્યો મંત્રીએ લેવાની ના કહી પણ ભીમ બળાત્કારે આપવા લાગ્યો, એમ ખેંચતાણ કરતા રાત્રિ પડી રાત્રિએ કપર્દી યક્ષે આવીને ભીમને કહ્યું કે "હે ભીમ! તે એક રૂપીયાના પુષ્પ લઇને આદીશ્વરની પૂજા કરી, તેનાથી પ્રસન્ન થઇને મે તને નિધિ આપ્યો છે, માટે તે તુ સ્વેચ્છાથી ભોગવ" એમ કહીને યક્ષ અંતર્ધાન થયો પ્રાતઃકાળે ભીમે મંત્રીને વાત કરી, પછી સુવર્ણ તથા રત્નના પુષ્પોથી આદીશ્વરની પૂજા કરીને તે કળશ લઇ ભીમ પોતાને ઘેર આવ્યો અને ગૃહસ્થની જેમ પુણ્યમાર્ગમા પ્રવૃત્ત થયો

અહીં મંત્રીએ શુભ મુહૂર્તે કાષ્ઠનુ ચૈત્ય દૂર કરાવી સુવર્ણની વાસ્તુ મૂર્તિ વિધિ પૂર્વક પૃથ્વીમા સ્થાપન કરી, તેની ઉપર મોટી શિલા મુકી ખાતમુહુર્ત કર્યુ પછી ચૈત્યનુ કામ શરૂ કર્યું તે પાષાણમય પ્રાસાદ બે વર્ષે સંપૂર્ણ થયો તે પૂર્ણ થયાના સમાચાર આપનારને મંત્રીએ વધામણીમા બત્રીશ સુવર્ણની જીહવા આપી તે સંબંધી હર્ષોત્સવ ચાલે છે, તેવામા બીજા માણસે આવીને કહ્યુ કે 'હે મંત્રી! કોઇ પણ કારણથી પ્રસાદ ફાટી ગયો" તે સાભળીને મંત્રીએ તેને બમણી વધામણી આપી તે જોઇને પાસે બેઠેલા માણસોએ તેનુ કારણ પૂછ્યુ ત્યારે મંત્રી બોલ્યો કે "મારા જીવતા પ્રાસાદ ફાટયો તે ઠીક થયુ, કેમકે હુ ફરીથી બીજી વાર કરાવીશ" પછી મંત્રીએ સૂત્રધારો (સલાટો)ને બોલાવીને પ્રાસાદ ફાટવાનુ કારણ પૂછ્યુ ત્યારે તેઓ બોલ્યા કે "હે મંત્રીરાજ! ભમતીવાળા પ્રાસાદની ભમતીમા પવન પેઠો? તે નીકળી શકયો નહીં, એટલે તેના જોરથી પ્રાસાદ ફાટયો છે, અને જો ભમતી વિનાનો પ્રાસાદ કરીએ છીએ તો કરાવનારને સંતાન ન થાય એવો લેખ છે" તે સાભળીને મંત્રીએ વિચાર્યુ કે—

> संतानः सुस्थिरः कस्य, स च भावी भवे भवे ।
> सांमत धर्मसंतान, एवास्तु मम वास्तवः ॥ १ ॥

**ભાવાર્થ**—"કોની સંતતિ અચળ રહી છે? તે તો દરેક ભવમા થયા જ કરે છે, માટે હાલ તો મારે વાસ્તવિક એવી ધર્મસંતતિ જ હો"

એમ વિચારીને મંત્રીએ ફરતીની બન્ને ભીંતોની વચમા મજબૂત શિલાઓ મુકાવીને તે પૂરી દીધી. તે પ્રાસાદ ત્રણ વર્ષે પૂર્ણ થયો આ જીર્ણોદ્ધાર કરાવતા મંત્રીને બે કરોડ ને સત્તાણું લાખ દ્રવ્યનો ખર્ચ કારીગરોને આપવામા થયો છે, એમ પૂર્વ પુરૂષો કહે છે

પછી તે પ્રાસાદની પ્રતિષ્ઠા કરવા માટે શ્રીસંઘ સહિત હેમચંદ્રાચાર્યને બોલાવીને મોટા ઉત્સવ પૂર્વક સંવત ૧૨૧૧ ની સાલમા (શનીવારને દિવસે) સુવર્ણના દંડ, કળશ અને ધ્વજાની પ્રતિષ્ઠા કરીને તેને પ્રાસાદ ઉપર સ્થાપન કર્યા ત્યા દેવ

માટે રાજાને, હેમાચાર્યને તથા સકળ સંઘને બોલાવીને શ્રી સુવ્રત સ્વામીની પ્રતિષ્ઠા કરી પૂર્વે શ્રી મલ્લિકાર્જુનને જીતીને અંબડ મંત્રી તેનો દ્રવ્યકોશ લાવ્યો હતો, તે કુમારપાળ રાજાએ તેને જ આપ્યો હતો, તેમાથી બત્રીશ ઘડી સુવર્ણવડે કળશ, સુવર્ણદંડ તથા પટ્ટકુળમય ધ્વજા કરાવી તેની યથાવિધિ પ્રતિષ્ઠા કરીને તેને પ્રાસાદ ઉપર સ્થાપન કર્યો પછી અતિ હર્ષના આવેશથી ચૈત્યના શિખરપર ચડીને તેણે સુવર્ણ અને રત્નની વૃષ્ટિ કરી

પછી શિખર ઉપરથી ઉતરીને ચૌલુક્ય રાજાની પ્રેરણાથી આમ્રભટ મંત્રીએ આરતી વિગેરેનું કાર્ય શરૂ કર્યું તે વખતે શ્રી સુવ્રતસ્વામીની પાસે કુમારપાળ રાજા વિધિ કરાવનાર તરીકે રહ્યા બોતેર સામંતો સુવર્ણના દંડવાળા ચામરને ધારણ કરીને ઉભા રહ્યા અને વાગ્ભટ વિગેરે મંત્રીઓ સર્વ સાહિત્ય તૈયાર કરી આપનારા થયા પછી આરતી ઉતારીને મંગળદીપ પ્રગટ કર્યો તે સમયે પ્રભુના ગુણ ગાનારાઓને બત્રીશલક્ષ દ્રવ્યનુ દાન આપ્યુ રેનુ આવુ લોકોત્તર ચરિત્રને જોઇને ચિત્તમા આશ્ચર્ય ઉત્પન્ન થવાથી જન્મ પર્યંત મનુષ્યની સ્તુતિ ન કરવાનો નિયમ ભૂલી જઇને શ્રી હેમચંદ્રસૂરિ બોલ્યા કે—

> किं कृतेन हि यत्र त्वं, यत्र त्वं किमसौ कलिः ।
> कलौ चेद्भवतो जन्म कलिरस्तु कृतेन किम् ॥ १ ॥

**ભાવાર્થ**—"હે મંત્રી ! તુ જ્યા છે ત્યા સત્યયુગે કરીને શુ ? અર્થાત્ જ્યા તુ છે ત્યા સત્યયુગજ છે ' અને જ્યા તુ છે ત્યા આ કળિયુગ શું છે ? અર્થાત્ કળિયુગનુ કાંઇ ચાલતુંજ નથી તેથી જો તારો જન્મ કળિયુગમા હોય તો એવો કળિયુગજ સર્વ કાળ રહો, સત્યયુગનુ કાંઇ કામ નથી " ૧

> कृते वर्ष सहस्रेण, त्रेतायां हायनेन च ।
> द्वापरे यच्च मासेन, अहोरात्रेण तत्कलौ ॥ २ ॥

**ભાવાર્થ**—'જે કાર્ય સત્યુગમા હજાર વર્ષે સિદ્ધ થાય છે, ત્રેતાયુગમા એક વર્ષે સિદ્ધ થાય છે અને દ્વાપરમા એક માસે સિદ્ધ થાય છે, તે કળિયુગમા માત્ર એક અહોરાત્રમાજ સિદ્ધ થાય છે " ૨

આ પ્રમાણે આમ્રભટની પ્રશંસા કરીને ગુરૂ તથા રાજા પોતાને સ્થાનકે ગયા ( પાટણ ગયા )

અહીં ગુરૂ તથા રાજાના ગયા પછી આમ્રભટ મંત્રીને અકસ્માત્ કોઇ દેવીના દોષથી મરણ તુલ્ય મૂર્છા આવી તે વંત કોઇએ ગુરૂ પાસે જઇને વિનંતિ પૂર્વક નિવેદન કરી, ત્યારે ગુરૂએ તરતજ જાણ્યુ કે " તે માહાત્માએ પ્રાસાદના શિખર ઉપર ચડીને હર્ષથી નાચ કર્યો તે વખતે કોઇ મિથ્યાદૃષ્ટિ દેવીઓનો દૃષ્ટિદોષ લાગવાથી આ થયુ છે " એમ જાણીને સંધ્યાકાળે યશશ્ચંદ્ર નામના ઉપાધ્યાયને સાથે

# सङ्घभक्ति–अधिकार.



नमो निच्चस्सं એ પવિત્ર શબ્દનુ ઉચ્ચારણ પરમાત્મા શ્રી તીર્થકર પ્રભુના શ્રીમુખે સઘના વિશેષણ રૂપે થયુ હતુ એ સ્પષ્ટ બતાવે છે કે જેટલા અશે તીર્થ એ પવિત્ર અને પૂજ્ય સ્થાન છે તે પ્રમાણે શ્રી સઘ ( સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ) નો એકદર સમૂહ એ પણ તીર્થના જેટલાજ ગૌરવવાળા છે મતલબ કે હાલ આપણે જેને તીર્થ તરીકે પીછાણીએ છીએ તે સ્થાવર તીર્થ છે જ્યારે શ્રી સઘએ જગમ તીર્થ છે

આવી મહત્ પાવર (શ્રી સઘ) ના ગૌરવ માટે જ્યારે ખુદ પરમાત્મા શ્રી તીર્થકર પ્રભુ આવા ઉચ્ચ ભાવથી જુએ છે તો પછી તેમનામા પવિત્રતાજ કેટલુ હોવુ જોઇએ તે સમજવાની જરૂર છે દરેક જૈન શ્રી સઘનુ અગ છે એટલે પવિત્ર સમૂહનો અશ પણ પવિત્ર હોય તે ન્યાયે દરેક જૈન પણ પવિત્રજ હોઇ શકે તે નિર્વિવાદ છે આવા સ્વ આત્મા તેજના જ્ઞાનને સમજી શ્રી સઘના પવિત્ર નામને ઉજ્વળ કરી શકાય તેટલા માટે શ્રી સઘના શુદ્ધ સ્વરૂપને ઓળખીને તેવા પવિત્ર ગુણથી અકિત શ્રી સઘની ભક્તિ કરવી તે ફરજ છે

વ્યવહારમા વસી દ્રવ્ય સચય કરનાર[1] માટે પોતાની કમાણીનો અમુક હિસ્સો સદ્‌માર્ગે વાપરવાને જે ફરમાન છે તેમા પણ મુખ્ય સાત માર્ગ દર્શાવ્યા છે એ સાત પૈકી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચારની સેવા શુશ્રષા અને હિત માટે વાપરવાને ફરમાન છે આ પ્રમાણે સાત ક્ષેત્રમાથી ચાર ક્ષેત્ર એટલે અર્ધ કરતા વધારે હિસ્સો જેના માટે વાપરવાનો છે તેના એકદર સમૂહ (શ્રી સઘ) ની ભક્તિ કરવી તે મહત્ પુણ્યનુ કાર્ય અને મુખ્ય ફરજ છે તેમ જાણી સઘભક્તિ માટે દરેક પ્રયત્ન આદરવા શ્રી સઘની મહત્તા દર્શાવવાને આ અધિકારનો આરભ કરવામા આવે છે

### સઘના ચરણ સ્પર્શની ભાવના

### +अनुष्टुप्.

कदा किल भविष्यन्ति मद्गृहांगणभूमयः ।
श्री सङ्घचरणाम्भोजरजोराजिपवित्रिता. ॥१॥

મારા ઘરના આગણાની ભૂમિઓ શ્રી સઘના ચરણ કમલના રજની પક્તિઓથી પવિત્ર કયારે થાશે ? 

---

+ ૧–૨ સૂક્તિ મુક્તાવલી

કોઈ પદાર્થ નથી, જેને (સંઘને) તીર્થંકર પણ "नमोतित्थस्स" એમ કહી નમસ્કાર કરે છે, જે સંઘથી સત્પુરૂષોનું પણ કલ્યાણ થાય છે જેનો મહિમા સર્વોત્કૃષ્ટ છે, જે સંઘમાં અખૂટ ગુણો રહેલા છે, તે સંઘની અવશ્ય પૂજા કરવી ૪

## સંઘસેવાથી સ્વર્ગસિદ્ધિ.

लक्ष्मीस्तस्वयमभ्युपैति रभसा कीर्त्तिस्तमालिङ्गति
प्रीतिस्त भजते मतिः प्रयतते त लब्धुमुत्कण्ठया ।
स्वःश्रीस्त परिरब्धुमिच्छति मुहुर्मुक्तिस्तमालोकते
यस्सङ्घगुणराशिकेलिसदन श्रेयोरुचिः सेवते ॥ ५ ॥

જે મુમુક્ષુ પુરૂષ, સર્વ ગુણોનું સ્થાનકરૂપ (સર્વ ગુણથી યુકત) સંઘને સેવે છે, તેને લક્ષ્મી પોતાની મેળે વેગથી પ્રાપ્ત થાય છે, કીર્તિ આલિંગન કરે છે, સ્નેહ તેની સેવા કરે છે, બુદ્ધિ તે પુરૂષને મેળવવાને ઉત્કંઠાથી પ્રયત્ન કરે છે, સ્વર્ગની લક્ષ્મી તેને ભેટવાની ઇચ્છા કરે છે, એટલુંજ નહિ પણ મુક્તિ તો તે પુરૂષને વારંવાર જોયા કરે છે અર્થાત્ સંઘ સેવાથી સર્વસ્વ પ્રાપ્ત થાય છે ૫

यद्भक्तेः फलमर्हदादिपदवीमुख्यं कृषेः सस्यवत्
चक्रित्व त्रिदशेन्द्रतादितृणवत् प्रासङ्गिकं गीयते ।
शक्तिं यन्महिमस्तुतौ न दधते वाचोऽपि वाचस्पतेः
सङ्घः सोऽघहरः पुनातु चरणन्यासैस्सतां मन्दिरम् ॥ ६ ॥

સંઘની ભક્તિથી તીર્થંકર પદની પ્રાપ્તિનું ફળ મળે છે તીર્થંકર થયા પહેલાં જે ચક્રવર્તી રાજા કે ઈંદ્ર થાય છે તે પ્રાસંગિક ફળ કહેવાય છે કારણ કે ખેડુત જેમ ખેડથી ઉત્તમ પ્રકારનો પાક (ડુંડા વિગેરે) મેળવે છે એ મુખ્ય ફળ કહેવાય, ને ઘાસ-ચારો વિગેરે ફળનો જે લાભ પ્રાપ્ત કરે છે તે પ્રાસંગિક ફળ કહેવાય, સંઘની મહત્તાનું વર્ણન કરવામાં બૃહસ્પતિની વાણી પણ સમર્થ નથી માટે સર્વ પાપને હરનાર તે સંઘ સત્પુરૂષના મંદિરને પોતાના ચરણ સ્થાપવાથી પવિત્ર કરો

**સારાંશ**—સંઘ સેવાથી મનુષ્ય ચક્રવર્તી રાજા થાય કે ઈંદ્ર થાય એ આશ્ચર્ય નથી કારણ કે તે મનુષ્ય તો તીર્થંકર પદને લાયક ગણાય છે વળી સંઘનું માહાત્મ્ય એટલું બધું છે કે બૃહસ્પતિ જેવા સમર્થ વક્તા પણ જેનું વર્ણન કરી શકતા નથી ત્યારે બીજા તો ક્યાંથી વર્ણન કરી શકે ? ૬

## સંઘ સેવાનો ફલિતાર્થ.

पूतं धाम निजं कुलं विमलितं जातिः समुद्योतिता
छिन्नं दुर्गतिदाम नाम लिखितं शीतद्युतेर्मण्डले ।

## ઉત્તમ શ્રાવકની ઓળખાણ.

श्रद्धालुतां श्राति जिनेन्द्रशासने धनानि क्षेत्रेषु वपत्यनारत ।
करोति पुण्यानि सुसाधुसेवन ततश्च तं श्रावकमाहुरुत्तमम् ॥६॥

જેઓ શ્રી જીનેન્દ્ર શાસ્ત્રોમા શ્રદ્ધા ભાવ રાખે છે ક્ષેત્રોમા ( સુપાત્રોમા ) ખુશીથી ધન વાવે છે (દાન આપે છે) સારી રીતે શુભ માર્ગમા પુણ્ય કરે છે અને સુસાધુઓની ભકિત કરે છે તને ઉત્તમ શ્રાવક કહે છે ૬

## શ્રાવકોનુ આવશ્યક કર્તવ્ય.

कर्त्तव्य जिनवन्दन विधिपरैर्हर्षोल्लसन्मानसैः
सुचारित्रविभूषिताः प्रतिदिन सेव्याः सदा साधवः ।
श्रोतव्य च दिनेदिने जिनवचो मिथ्यात्वनिर्नाशन
दानादौ व्रतपालने च सतत कार्या रतिः श्रावकैः ॥७॥

હર્ષથી ઉલ્લાસિતમને વિધિ પરાયણ શ્રાવકોએ શ્રી તીર્થ કરોને વદના કરવી, નિત્ય પ્રતિ સુચરિત્રોથી વિભૂષિત સાધુએની સેવા કરવી, હમેશા મિથ્યાત્વનો નાશ કરનાર શ્રી જીનેન્દ્ર વાકય ( સિદ્ધાન્ત ) નુ શ્રવણ કરવુ અને નિરતર દાન વગેરેમા તથા વ્રતોનુ પાલન કરવામા ( વ્રતો કરવામા ) પ્રીતિ કરવી. ૭

## ચિત્ત શુદ્ધિના અવલબન.

देव श्रेणिकवत्प्रपूजय गुरु वन्दस्व गोविन्दव-
द्दान शीलतपः प्रसङ्गसुभगां चान्यस्य सद्भावनाम् ।
श्रेयांसश्च सुदर्शनश्च भगवानाद्यः स चक्री यथा
धर्म्ये कर्मणि कामदेववदहो चेतश्चिर स्थापय ॥८॥

શ્રેણિક રાજાની પેઠે દેવ ( તીર્થ કર ) ની પૂજા કરો શ્રીકૃષ્ણ મહારાજની માફક ગુરુનુ વન્દન કરો શ્રેયાસની પેઠે દાનમા અને સુદર્શન પેઠે શીલમા તેમજ મહાવીર પ્રભુની જેમ તપમા તથા ભરત રાજાની જેમ સદ્દભાવનામા ચિરકાલ ચિત્તનુ સ્થાપન કરો અને ધર્મ કર્મમા કામદેવ શ્રાવકની બરોબર ચિત્ત રોકો ૮

## પુણ્યશાળી શ્રાવકોના લક્ષણો.

सर्वज्ञो हृदि वाचि तद्गुणगणः कायेन देशव्रत
धर्मे तत्परता परःपरिणतो बोधो बुधश्लाघ्यता ।

तप्य शुद्ध स्वशक्त्या तप इह महती भावना भावनीया
श्राद्धानामेष धर्मो जिनपतिगदितः पूतनिर्वाणमार्गः ॥१२॥

નિત્ય દેવપૂજા કરવી,શુભકારી ગુરૂવાકયોનુ શ્રવણ કરવુ,સુપાત્રને પ્રતિદિન દાનઆપવુ,નિર્મલ શીલનુ પાલન કરવુ, પોતાની શક્તિ પ્રમાણે શુદ્ધ તપનુ આચરણ કરવુ, અને આ સસારમા મોટી શુભ ભાવનાઓ ભાવવી (ઉત્તમ વિચારો કરવા) આપવિત્ર મોક્ષના માર્ગરૂપ શ્રદ્ધાલુ શ્રાવકોનો ધર્મ શ્રી જીનેન્દ્રભગવાને કહેલો છે ૧૨

## પુણ્યાનુબધી શ્રાવકના ? મ લક્ષણ.

सर्वज्ञार्चानुरक्तिर्विपुलतरधिया तीर्थयात्रानुपक्तिः
पापादाने विरक्तिर्मुनिवरचरणाराधनेऽगाधभक्तिः ।
दानासक्तिः समग्राग्रहविरतिरतिर्धर्मकर्मप्रसक्तिः
केषांचित् पुण्ययोगाद्भवति यदिपर प्राणिना प्राप्तिरेषा ॥१३॥

શ્રી સર્વજ્ઞભગવાનની પૂજામાં પ્રીતિ, અત્યત ઉત્ર બુદ્ધિથી તીર્થપાત્રામા શ્રદ્ધા, પાપના કર્મોમા વૈરાગ્ય, મુનિઓ ના ચરણ સેવનમા અગાધ ભક્તિ, દાનમા આસક્તિ સમગ્ર મિથ્યા આગ્રહો ની શાન્તિમા પ્રીતિ, ધર્મ કર્મ મા આસક્તિ વગેરે પ્રાણીઓને જો પુણ્યાનુબધી પુણ્યનો ઉદય હોય તો પ્રાપ્ત થાય છે ૧૩

## શ્રાવકોના ૨૧ ગુણો.

अक्षुद्रो रूपसौम्यो विनयगुणयुतः क्रूरताशाठ्यमुक्तो
मध्यस्थो दीर्घदर्शी परहितनिरतो लब्धलक्षः कृतज्ञः ।
सद्दाक्षिण्योऽघभीरुः सदयगुणरुचि सत्कथः पक्षयुक्तो
वृद्धार्हो लज्जयालुः शुभजनदयितो धर्मरत्नस्य योग्यः ॥१४॥

૧ અક્ષુદ્રતાવાન્ ૨ રૂપવાન્ ૩ પ્રકૃતિસૌમ્ય ૪ વિનયવાન્ ૫ ન્યાયી (લોકપ્રિય, ૬ અક્રૂર ૭ શઠતારહિત ૮ મધ્યસ્થ (તટસ્થ) ૯ દીર્ઘ દર્શી ૧૦ પરહિતમા તત્પર ૧૧ લબ્ધલક્ષ ૧૨ કૃતજ્ઞ ૧૩ સુદાક્ષિણ્યવાન્ ૧૪ પાપભીરૂ, ૧૫ દયાળુ ૧૬ ગુણરાગી ૧૭ સત્કથાયુક્ત ૧૮ સુપક્ષવાન્ ૧૯ વૃદ્ધગામી ૨૦ લજ્જાલુ, (શરમાળ) ૨૧ પરહિત આદરનાર આવા ૨૧ ગુણોથી યુક્ત શ્રાવક ધર્મ રત્નને લાયક છે ૧૪

આ પ્રમાણે ટુકમા શ્રાવક કર્તવ્ય અને શુદ્ધભાવનાનો ભેદ બતાવી આ સુશ્રાવક અધિકાર પૂર્ણ કરવામા આવે છે

# सुशास्त्र-अधिकार.

શાસ્ત્ર ( પરમાત્માના વચન ) ઉપર પ્રેમ તથા તેમાની અકેક આજ્ઞા અને વચનો ઉપર સપૂર્ણ શ્રધા એ પણ શ્રાવકનુ કર્તવ્ય છે, પરતુ તેવી ભાવના શ્રાવક તેમજ સાધુવર્ગમા એક સરખી ઉત્કૃષ્ટ લાગણીવાળી હોવી જોઈએ તેથી આ અધિકારને જુદો પાડી શાસ્ત્રના લક્ષણ અને તેમા સદ્દભાવની આવશ્યકતા સમજાવવા આ સુશાસ્ત્ર અધિકારનો આરભ કરવામા આવે છે

## શાસ્ત્રાધ્યયન

चर्मचक्षुर्भृतः सर्वे देवाश्चावधिचक्षुषः ।
सर्वतश्चक्षुषः सिद्धाः साधवः शास्त्रचक्षुषः ॥ १ ॥

**શબ્દાર્થ**—સર્વ પ્રાણી ચર્મચક્ષુએ દેખનાર છે, દેવો અવધિ ચક્ષુવાળા છે, સિદ્ધો કેવળદર્શન ચક્ષુવાળા છે, અને સાધુઓ શાસ્ત્રચક્ષુવાળા છે ૧

**વિવેચન**—ચર્મ એટલે ત્વચા, તે ત્વચામય નેત્રવાળા સૌ ચતુર્ગતિઓમી ચર્મચક્ષુવાળા છે દેવો-ભવનપતિ, વ્યતર, જ્યોતિષ્ક અને વૈમાનિક-રૂપી વિષયને આત્માથી સાક્ષાત્ જાણવા તે અવધિ રૂપી નેત્ર જેને છે એવા દેવ પણ છે સિદ્ધ-કૃતકૃત્ય-ઉપર નીચે, અને બાજુએ ચારે તરફ કેવલજ્ઞાન દર્શનરૂપ નેત્રયુક્ત છે સાધુ એટલે મુક્તિ માર્ગને જે સાધે છે તે મુનિઓ, હેયોપાદેય અને ઉત્સર્ગ, અપવાદ, વિભાગે કરીને સ્યાદ્વાદ નીતિથી મોક્ષનો ઉપાય બતાવે છે તેમાટે શાસ્ત્રરૂપી ચક્ષુ તેમને છે માટે સાધુઓએ સર્વ સાધન શાસ્ત્ર દષ્ટિએ સાધવુ એમ સિદ્ધ થાય છે ૧ *

## જ્ઞાનીયોના શાસ્ત્રચક્ષુ!

पुरःस्थितानिवोर्ध्वाधस्तिर्यग्लोकविवर्तिनः ।
सर्वान् भावानपेक्षन्ते ज्ञानिनः शास्त्रचक्षुषा ॥ २ ॥

* ૧ થી ૧૮ જ્ઞાનસાર

## શાસ્ત્ર જ્યોતિષ સિવાય સ્ખલના.

अदृष्टार्थेऽनुधावन्तः शास्त्रदीप विना जडाः ।
प्राप्नुवन्ति पर खेद मस्खलन्तः पदे पदे ॥ ५ ॥

શાસ્ત્રરૂપી પ્રદીપ વિના, અદૃષ્ટ પદાર્થની પાછળ જનારા જડ પુરૂષો પગલે પગલે સ્ખલના પામતા ઘણો ખેદ પામે છે ૫

**વિવેચન**—પૂર્વોક્ત લક્ષણ યુક્ત શાસ્ત્રરૂપી જ્યોતિષ સિવાય જડમતિ ય થાય મોક્ષ સ્વરૂપ અને તેના સાધનાદિ વસ્તુના બોધને પામવાથી અજ્ઞાન રૂપી અ ધકારને વિષે મગ્ન હીનસત્વ હોઇને મોક્ષના અનુયાયીની સદૃશ દોડતા, સ્થાને સ્થાને સ્ખલના પામી દુર્ગતિમા પડવાથી જેની મુક્તિ પ્રયાણની ગતિનો ભ ા થતા પુન પુન સ તાપ પામે છે

अज्ञानाहिमहामन्त्र स्वाच्छन्द्यज्वरलङ्घनम् ।
धर्मारामसुधाकुल्या शास्त्रमाहुर्महर्षयः ॥ ६ ॥

**શબ્દાર્થ**—મહર્ષિઓ કહે છે કે શાસ્ત્ર છે તે અજ્ઞાન રૂપી સર્પનો મહામ ત્ર છે સ્વેચ્છાચારી તાવને લાઘણ રૂપ છે, અને ધર્મ રૂપી આરામને વિષે સુધાનુ ઝરણુ છે ૬

**વિવેચન**—જ્ઞાનાદિ ગુણોએ કરીને જે ગરિષ્ઠ છે એવા ઋષિઓ અનુષ્ઠેય જ્ઞાપક શાસ્ત્રના કરનારા આચાર્યો, અજ્ઞાનરૂપી સર્પ શુદ્ધ શ્રદ્ધાનો નાશ રૂપ મૂર્ચ્છા ઉત્પન્ન કરનાર તેનાથી કરેલ કુવાસનારૂપી વિષવેગને ઉતારવાને માટે પૂર્વોક્ત શાસ્ત્રને મહામ ત્ર કહે છે તથા સ્વાચ્છદ્ય એટલે નિજ ઇચ્છાકારી પણુ તે રૂપી જે જ્વર તેનો નાશ કરવાને લાઘણ રૂપ કહે છે ધર્મ એટલે નિજસ્વભાવ અને મોક્ષના ઉપાયનુ સેવવુ તે આરામ બગીચો તેને વિષે અમૃતનુ ઝરણુ નીકળે છે

## શાસ્ત્રાભ્યાસથી પરમપદપ્રાપ્તિ.

शास्त्रोक्ताचारकर्ता च शास्त्रज्ञः शास्त्रदेशकः ।
शास्त्रैकदृग् महायोगी प्राप्नोति परम पदम् ॥ ७ ॥

**શબ્દાર્થ**–શાસ્ત્રોક્ત આચારના કર્તા, શાસ્ત્રના જાણનાર, શાસ્ત્રના ઉપદેશક, અને શાસ્ત્ર રૂપી એક દૃષ્ટિ છે જેની એવા મહાયોગી, પરમ પદ પ્રાપ્ત કરે છે ૭

**વિવેચન**–મુમુક્ષુઓ માટે જે કર્તવ્ય શાસ્ત્રમા કહ્યુ છે તેને શાસ્ત્રાનુસાર કરવા વાળા સ્યાદ્વાદ દેશકપણાદિ લક્ષણો કરીને શાસ્ત્રને જાણે છે અને શાસ્ત્રના અર્થોનો ભવ્ય પુરૂષોને ઉપદેશ કરે છે અને શાસ્ત્ર એકજ જેની દૃષ્ટિ છે, એવા મહા યોગી–મોક્ષના ઉપાય સેવનાર—સર્વોત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કરે છે ૭

બુદ્ધિના મોહ ( અજ્ઞાન ) ને હરણ કરે છે, કુત્સિત માર્ગને ઉખેડી નાખે છે, ચિત્તને ઉત્તમ બનાવે છે, શાન્તિને વિસ્તારે છે ( ધર્મ કાર્યમા ) અધિક પ્રેમને ઉત્પન્ન કરે છે અને આનન્દને ધારણ કરે છે એમ જિનેન્દ્ર ભગવાનનુ વચન શ્રવણ કરવાથી શુ નથી કરી શકાતુ ? અર્થાત્ સર્વ સુખને વિસ્તારે છે ૧૨

જીનાગારૂપ ચક્ષુહીનની સ્થિતિ.

## शिखरिणी

न देवं नादेव न गुरुमकलङ्क न कुगुरु,
न धर्म नाधर्म न गुणपरिणद्ध न विगुण ।
न सत्य नासत्य न हितमहित नापि निपुण
विलोकन्ते लोका जिनवचनचक्षुर्विरहिताः ॥ १३ ॥

જિનેશ્વર ભગવાનના વચનરૂપી નેત્રથી હીન એવા લોકો દેવને કે અદેવને, નિષ્કલક એવા ગુરૂને કે કુત્સિત ગુરૂને ધર્મને કે અધર્મને, ગુણવાનને કે ગુણહીનને, સત્યને કે અસત્યને હિતને કે અહિતને અને વિદ્વાનને ( કે મૂર્ખને ) જોઈ ( જાણી ) શકતા નથી ૧૩

શાસ્ત્રનુ સરોવર સાથે ઐકય.

## शार्दूल. ( १४-१५ )

यत्रानेककथानकद्रुकलितापाली च काव्यावली
सोपानानि च सर्गबन्धरचना सर्वोपकार' पय' ।
श्रीगेह कमलानि धर्मविधयस्तत्पुण्यहसप्रिय
शास्त्र स्फारसरोवर तनुभृता निःशङ्कपङ्कापहम् ॥ १४ ॥

જ્યા અનેક કથાના સુખરૂપી વૃક્ષોથી વ્યાસ એવી કાવ્યેની પંક્તિરૂપી પાળ છે અને સર્ગના બન્ધનની જે રચનારૂપી પગથીયા છે, સવ ઉપર ઉપકાર કરવારૂપી જેમા પાણી છે, લક્ષ્મીના ઘરરૂપી જ્યા કમળો છે, અને જ્યા અનેક પ્રકારના ધર્મના વિધિયો થઇ રહ્યા છે એવુ પવિત્ર હસ ( સુદ ન્ત કરણવાળા મહાત્માઓ , ને પ્રિય મનુષ્યોના શકા રહિત પાપ પક ( ગારા ) ને નાશ કરવાવાળુ શાસ્ત્ર વિશાલ સરોવર છે ૧૪

જિનવચનની દુર્લભતા

राज्य वाजिविभूतिदन्तिनिवहं पादातिसद्विक्रम
सङ्कल्पार्थदकल्पपादपलता धेनुर्नराकामदा ।

મુખે ધરો તો તે મુખવાસથી સુવાસ આપે,
કંઠે ધરો તો તે હીરા મોતી તણો હાર છે,
મગજમા ધરો તો મુગટથી સરસ શોભે,
ઘરમા ધરો તો રૂડો ઘર શણગાર છે,
સવિતા પ્રતાપે બને કવિતા તો કેવી કરૂ,
અધર રહેલા જન મનનો આધાર છે ૧૮

## કાવ્યનો દિવ્ય ખોરાક.

બાલક પીએ તો તેને જ્ઞાન બલ બહુ વધે,
જુવાન પીએ તો છક ઉતરે જુવાનીનો,
વૃદ્ધ જો પીએ તો તેને હિમત ને જોર વધે,
ઉપજાવે અ તરમા રસ મોલે આનીનો,
સતીઓ પીએ તો તેને સ તનો મારગ સૂઝે,
સુધા રસ સમ નાગી મોટી અને નાનીનો,
સુકવિતા કોઈને ન હોય અવગુણ કારી,
દોષ ન દેખાય જેમા જરીએ નાદાનીનો, ૧૯

## ત્યાજ્ય કાવ્ય

કારણ કવિતાનુ જે નીતિપર પ્રીતિ વધે, સરસ કે નરસ તો તે પર મ ભાલીએ,
જે કવિતા વાચીને અનીતિની અસર થાય એવી કવિતાને ઉન્હા પાણીમા ઉકાળીએ,
નીતિ ને અનીતિ મિશ્ર ભાવ જેનો ભાખીયે તો, બાવળના કોયલાની સાથે તેને બાળીએ,
બહેન કે બેટી પાસે બોલી ન શકાય બોલ, એવી કવિત ને તો ઉકરડે ઉછાલીએ ૨૦

## અપવિત્ર કાવ્ય ઘટના

બાલક વાચે તો તેની બુધ્ધિમા બિગાડ થાય, જુવાન વાચે તો તે જરૂર વહિ જાય છે,
વૃદ્ધ જન વાચે તો તે લાગે તેને વિષ જેવી થૂ થૂ કહી જે કવિતા ઉપર થુ કાય છે,
ભગિનીઓ સાભળતા ભારથી ભણાય નહિ, લાજવાળા માણસો તો વાચતા લજાય છે,
કોણ એની કવિતાને કહેશે જે કવિતા છે, કવિતા તો સૌને સુખકારક ગણાય છે ૨૧

## કાવ્ય પરીક્ષા

સુકવિની કવિતા તે નીતિનુ પોષણ કરે, પોષણકારક જેવુ માન્ય પય પાન છે,
મોટા માણસોને સુણી મનમા મીઠાશ લાગે, મિષ્ટતા ભરેલુ જેવુ જગમા મિષ્ટાન છે,
કુકવિની કવિતા વાચ્યાથી કાળોકેર થાય, અનીતિ ભરેલી ઝાઝા ઝેરની સમાન છે,
કહે દલપતરામ કદી નહિ ધરો કાન, નરક નિવાસનો દેનારી તે નિદાન છે ૨૨

આ પ્રમાણે શાસ્ત્ર અને કાવ્ય પરીક્ષા સબધે જણાવ્યા આ અધિકાર પૂર્ણ કરવામા આવે છે



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ५६ | ११ | त्यत्क्वा | त्यक्त्वा |
| ૫૭ | ૭ | અજીવિકા | આજીવિકા |
| ૫૯ | ૧૭ | ૦ | ૧૯ થી ૨૬ |
| ६१ | ११ | सज्जयति | स जयति |
| ૬૧ | ૧૮ | છે, કુળ | છે, પણ કુળ |
| ૬૨ | ૧ | કેવા | કેવા |
| ६२ | ८ | प्रकारो | प्रकारो |
| ६५ | १४ | कल्तरू | कल्पतरू |
| ६८ | १३ | यमानयम | यमनियम |
| ७१ | ७ | मुक्तिस्पृहा | मुक्तिस्पृहा |
| ७५ | ५ | अनुष्टुप् | अनुष्टुप् (१ थी ८) |
| ૭૬ | ૨ | ૦ | × |
| ,, | ૩૧ | | ૧ થી ૮ જ્ઞાનસાર |
| ७७ | ४ | शैल्य | शल्य |
| ૭૭ | ૯ | સિદ્ધ | સિદ્ધિ |
| ,, | ૨૧ | અગાસિત | અગાસિત |
| ૭૮ | ૨૪ | અનશ્ય | અવશ્ય પ્રસિદ્ધ |
| ७९ | १० | अनुष्टुप् | अनुष्टुप् (१ थी ८) |
| ७९ | ११ | ज्ञानामृत | ज्ञानामृत |
| ૮૨ | ૩ | ક્ષુધાદથી | ક્ષુધાદિથી |
| ૮૪ | ૩ | આપ્યો | આપ્યો |
| ૮૫ | ૧૦ | અજનથા | અજનથી |
| ,, | ૧૬ | સમદ્ધ | સમૃદ્ધ |
| ૮૬ | ૧૪ | ક્રયા | ક્રિયા |
| ,, | ૨૪ | નિશ્ચય નયે કરીને | ખરેખર |
| ૮૭ | ૧૫ | રૂચિ | રૂચિ |
| ,, | ૨૨ | ભૂમકા | ભૂમિકા |
| ,, | ૨૩ | વિરવિને | વિરતિને |
| ૮૮ | ૨ | આશસા | શસા |
| ૮૯ | ૧૬ | નજ | નિજ |
| ૯૦ | ૧૯ | નિશય | નિર્ભય |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૨ | ૮ | પૂર્વોક્ત | પૂર્વોક્ત ભય |
| ,, | ,, | પોનુ | અર્પોનુ |
| ,, | ૯ | અવિન શી | અવિનાશી |
| ,, | ૧૧ | સ્વભા ક | સ્વભાવિક |
| ૯૩ | ૧૨ | ૦ | નિર્ભયતાના સ્વરૂપનુ દર્શન |
| ૯૩ | ૧૩ | | — |
| , | ૩૧ | ૦ | સ્વામી રામતીર્થ |
| ९५ | १२ | तद्देवातनीत | तद्देवात्तनीत |
| ૯૬ | ૫ | કઅડાનુ | કાગડાનુ |
| , | ૯ | તેની | જેની |
| ९६ | १२ | भुवन | भवन |
| ९६ | २३ | वपुधूर्त | वपुर्धूत |
| ૧૦૬ | ૨૧ | પામ નથો | પમના નથી |
| ૧૦૭ | ૪ | જમાન | જ માન |
| , | ૨૮ | આશ્રિવાને | આશ્રિતોને |
| ૧૦૯ | ૨૫ | વિત નો | વિતર્કનો |
| ૧૧૧ | ૧૦ | રુદીને | રૂદીને |
| ११५ | १६ | अगुरो | अगरो |
| ૧૧૬ | ૨૨ | ચુગળી | ચુગલી |
| ११७ | ८ | दुरात्मा | दुरात्म |
| ૧૨૧ | ૬ | ઉડી વાચાળ | ઉડી ( ઉત્પન્ન થઈ ) |
| ૧૨૨ | ૨૨ | (ગારૂડી) | (૧ગારૂડી) |
| १२३ | ७ | शास्ते | शास्त्रे |
| ૧૨૩ | ૧૦ | દેતા | દેતા |
| १२४ | ९ | गणी | गुणी |
| ૧૨૫ | ૯ | હેય | હોય |
| ૧૨૫ | ૧૭ | તેનો | તેના |
| १२६ | १७ | गीभि | गीर्भि |
| ,, | ११ | सुधा | सुधी |
| ૧૩૧ | ૪ | થાંય | થાય |
| , | ૩૨ | સધારણા | સુધારણા |
| ૧૩૨ | ૭ | અગેજો | અગ્રેજો |

નથી એટલુ જ નહી પણ તેને માટે પ્રયાસ પણ કરી શક્તા નથી, એવાઓને આ ણુ વર્ષ ન બને તો દરેક મહિનામા ૭ પરમો બે પક્ષે મળીને બાર દિવસ તો મન શાતિ અને આત્મસ્થિરતા માટે પ્રયત્ન કરવો જોઈએ, પરન્તુ તે પણ ઘણા સાધ્ય કરી શકતા નથી, તેમને માટે દશ દિવસ છે તેપણ ન કરી શકે તેમને માટે આઠમ અને ચૌદશ બન્ને પક્ષે મળી દરેક માસમા ચાર દિવસ તો આત્મસ્થિરતા મેળવવાના પ્રયાસમા ગાળવાજ જોઈએ પરતુ ઘણા એવા બીજા જીવો છે કે ત્રીસ દિવસમા ચાર દિવસ પણ આત્મધ્યાન દ્વારા આત્મસ્થિરતા પ્રાપ્ત કરી શકતા નથી, તેમને માટે મહાન્ આત્મવેત્તા શ્રી તીર્થંકર ભગવાનના કલ્યાણકના દિવસો નક્કી કરાયેલ છે કે તે મહાન્ પુરૂષોની જયતીના દિવસે તેઓશ્રીની આત્મસ્થિરતાની વાતોનુ શ્રવણ કરી તે પ્રમાણે બનતો પ્રયાસ કરે, પરતુ આવા અમુક દિવસોમા પણ ઘણો સમુદાય સપૂર્ણ ભાગ લઈ શકતો નથી આત્મસ્થિરતા તો શી રીતે કર વી ને બાજુપર રહ્યુ પણ સેકડે નવાણુ ટકાને તો આત્મધ્યાનની પણ ખ બર હોતી નથી જ્યા આત્મધ્યાનની કુચીનુ અભાવ છે ત્યા મન શાતિ અને આત્મસ્થિરતા રૂપ પર્યુષણાની તો આશાજ શી રીતે રાખવી આ બધુ ધ્યાનમા રાખીને જો ફરજીઆત રીતે અમુક દિવસો આત્મધ્યાન દ્વારા આત્મસ્થિરતા માટે નક્કી કરવામા ન આવે તો અખિલ વિશ્વ આત્મજ્ઞાનની વિમુખ બની જાય અને સર્વત્ર અશાતિ અને અસ્થિરતાનુ જ સામ્રાજ્ય પ્રવર્તમાન થાય આવુ ન બને અને જગત્મા મન શાતિ અને આત્મસ્થિરતા ચાલુ રહે એ ધ્યાનમા રાખીને પ્રાચીન મહત્પુરૂષોએ ફરજીઆત રીતે વર્ષમા આઠ દિવસ તો આત્મધ્યાન દ્વારા, મન શાતિ અને આત્મસ્થિરતા મેળવવી જોઈએ એવો નિશ્ચય કરીને સર્વ આત્મસ્થિરતા આરાધકો—ચતુર્વિધ સઘને માટે પર્યુષણ પર્વની પ્રવૃત્તિ કરી છે-એટલે કે કાઈ નહિ તો વર્ષમા આઠ દિવસ તો આત્મે શાતિ ઈચ્છક વર્ગે અવશ્ય ધ્યાનાદિક ધર્મિક ક્રિયાઓ સામાયિક, પ્રતિક્રમણ, પૂજન, વ્રત, ઉપવાસ, પ્રત્યાખ્યાન વગેરે કરવા જો ઇએ એ કરવાનો હેતુ ફક્ત આત્મસ્થિરતા—પર્યુષણાજ છે સામાયિકમા તો પ્રત્યક્ષ રીતે સમભાવમા આવવુ જ જોઈએ પ્રતિક્રમણમા પણ આત્માભિમુખ પગલા ભર વાજ જોઈએ પૂજનમા પણ સૌદર્ય દ્વારા મન શાતિ પ્રાપ્ત કરી આત્મધ્યાન કરવુ જોઈએ ઉપવાસાદિના પ્રત્યાખ્યાનોનો હેતુ તો સ્પષ્ટ છે કે એથી શરીર સ્થિર થતા મન શાતિ સાપડે છે ઉપવાસાદિનો હેતુ મુખ્ય તો એવો છે કે આત્મસ્થિરતા પ્રાપ્ત કરવા માટે એટલો પુરૂષાર્થ કરવો કે ખાવુ પણ નહીં, પીવુ પણ નહિ, બોલવુ પ ણ નહિ, પરતુ કેવલ આત્મધ્યાન દ્વારા આત્મસ્થિરતાની પ્રાપ્તિ કરવી આવી રીતે જો પ્રત્યાખ્યાનો થાય તો તે વિશેષ સફળતા વાળા ગણી શકાય અધરપરાએ લોલેલોલ તો મિથ્યા મતિઓ એટલે આત્મજ્ઞાન વિમુખો કુટે છે અધપરપરાએ

